# કવિ નર્મદાશંકરનું જીવન કાર્ય.

ગુર્જરગીરાની અપૂર્વ સેવા કરનાર, તેને અનેક સંસ્કાર આપી અત્યારની સ્થિતિએ લાવનાર, આપણામાં રસજ્ઞતા ઉદ્દીપન કરી આપણાં હૃદય મંદિરમાં પ્રેમ, શૌર્ય તથા સ્વદેશાભિમાનની, અપૂર્વ રમણીયતાથી ભરપૂર એવી મૂર્તિઓ સ્થાપનાર આ વ્યક્તિનું જીવન, સમગ્ર ગુર્જરની સમાજને ધડારૂપ છે એ સ્પષ્ટ કરવાને આ ટુંક લેખનો આશય છે.

આપણા લોકપ્રિય પ્રોફેસર ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર એમ. એ. બી. એસ. સી. એઓએ એક પ્રસંગે સુરતમાં એક પ્રખ્યાત સ્થળે મળેલી જાહેર સભા સન્મુખ ખુલ્લે ખુલ્લી રીતે એમ કહ્યું હતું કે "જે ઉચ્ચ અભિલાષાઓ, મહત્કાર્ય કરવાની આકાંક્ષાઓ અને અનેક વિઘ્નો નડે તોપણ ખંતથી આરંભેનું કાર્ય પુરૂં કરવાની ટેવ એ સઘળુ જે કાંઇક અંશે હાલ મ્હારામાં તમને જણાતું હશે તે કૈલાસવાસી કવિ શ્રી નર્મદાશંકરના ગ્રંથો વાંચેથી જ મ્હારામાં પ્રાપ્ત થયું છે એમ મ્હારૂં માનવું છે અને તે ઘણે અંશે ખરૂં હોવું જોઇએ એમ મ્હારૂં માનવું છે." અને તે ઘણે અંશે ખરૂં હોવું જોઇએ એમ અમારૂં ધારવું છે. કેમકે જે પુરૂષે સારી રીતે સમજીને કવિના માત્ર 'નર્મગદ્ય' તથા 'નર્મકવિતા' એ બેજ પુસ્તકો વાંચ્યા હશે તેનામાં પણ ઉચ્ચ અભિલાષાઓ જાગ્રત થઈ હશેજ. કવિને સ્વર્ગસ્થ થયાને આજ લગભગ એકવીશી થવા આવી છે અને હવે આપણે જે કર્મો તેમણે કર્યાં છે તે સઘળાની કિંમત કરી શકીએ એવી સ્થિતિમાં છીએ. આટલું તો સહુ કોઇને પ્રતીત થશેજ કે જે પ્રવૃત્તિઓ હાલ, વધતી ઓછી ફતેહમંદી સાથે, આપણા જનમંડળમાં દૃષ્ટિગોચર થાય છે તે સઘળી પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે આ મહાન લેખકને આભારી છે ને છેજ. જૂની કવિતા જે મુખ્યત્વે કરીને ભક્તિના રંગથીજ રંગીત છે તેમાં એક નવીન રસ ભેળી, નવીન વિદ્યાના ફળરૂપ મળેલા અનેક સંસ્કારોથી તેનું સંસ્કૃત કરી, તેનું સ્વરૂપ અર્વાચીન કવિતાના જેવું કરવામાં પ્રથમ પ્રયાસ કવિશ્રીનોજ હતો એમ આજે સર્વે માન્ય થઇ રહ્યું છે. સ્વાનુભવ રસિક અથવા તો આત્મ લક્ષી કવિત્વ ગુર્જર કવિઓમાં બહુધા દીઠામાં આવ્યું નથી. પણ તે નવીન શૈલીને લોકપ્રિય કરી તેમાં રહેલું કવિતાનું ખરૂં સ્વરૂપ દૃષ્ટાંતરૂપે ગુજરાતી વાંચકવૃંદ આગળ મુકનાર કવિજ હતા. પદ્યમાં આવો યુગસુચક ફેરફાર કરનાર ગદ્યમાં કોઇપણ રીતે કોઇના ગાંજ્યા ગયા નથી. ગુજરાતી ભાષાના ગદ્ય લેખકોમાં જે મુખ્ય ત્રણ નક્ષત્રો ગણાય છે તેમાં કવિ પ્રથમપદે વિરાજે છે. ત્યારે સાહિત્યના પ્રદેશમાં એ કામના સર્વ સાક્ષરો કરતા એમણે આપણી ભનુની વધારે સેવા કરી છે એમ કહ્યા વિના કેમ ચાલે?

આજથી પચાસ વર્ષ ઉપર જ્યારે માનવ ધર્મસભા, બુદ્ધિવર્ધક અને બુદ્ધિપ્રકાશ ચોપાનીઆઓ નિકળ્યા હતાં ત્યારે બુધ્ધિને પ્રથમ ખીલવવાનું કાર્ય જે આપણા વડિલ વિદ્વાનો લઇ બેઠા હતા તેમાં જે સાધનો તેઓ તરફથી ગોઠવ્યા હતાં તેમાં એક એ હતું કે સાંસારિક રહેણી કરણીમાં અમુક જાતના ફેરફારો કરવા કે જેથી પ્રજાની ઉન્નતિ જલદીથી અને સરળ રીતે સાધી શકાય. આ પ્રવૃત્તિ માર્ગ તે સુધારાનો માર્ગ એ નામથી હાલ ઓળખાય છે. તે કાળે પણ તેને તેજ નામ આપવામાં આવ્યું હતું પણ પ્રવૃત્તિનું સ્વરૂપ શું અને સુધારો એટલે શું એ સાધન વિષે લોકોના મનમાં કાંઇ આછો આછોજ ખ્યાલ હતો. આ પ્રવૃત્તિને

આગળ વધારનારાઓ તે સુધારકો. એ સુધારકમંડળમાં રા. સા. મહિપતરામ, કવીશ્વર દલપતરામ, મેહેતાજી દુર્ગારામ, કરસનદાસ આદિ ઘણાક હતા. પણ તે બહુમાં પ્રથમપદે કહી ભાષણોદ્વારા, લેખદ્વારા તથા પ્રત્યક્ષ કાર્ય કરી દૃષ્ટાંતદ્વારા આપણા જનમંડળમાં તે કાળના સુધારાનો ઉત્સાહ પ્રેરનાર કવિજ હતા. ગરવી ગુજરાતનું પ્રથમ યશોગાન એમણેજ ગાયુ હતું. સંકુચિત પણ અવશ્યનું એવું ગુર્જર દેશમાટેનું સ્વદેશાભિમાન જાગૃત કરનાર પોતેજ હતા વળી એકંદર હિંદનું ઐક્ય કરવામાં પણ પોતાથી બનતુ કરવા ચુક્યા નહતા. મેવાડના શુરવીરો, નાનાસાહેબના જીવનના ઉપરનો અભિપ્રાય, વીર કવિતા, સ્વદેશાભિમાનના પદો, શુરવીરના લક્ષણો આદિ અનેક વસ્તુઓ હાથ ધરી મૃતપ્રાય જેવી આપણી પ્રજાને વિજળીક આંચકાથી જગાડનાર આજ નરવીર હતા. મુંબાઇના સમુદ્રની પેઠે ઉછળી મુંબઇની પ્રજાના મન ઉછળાવનાર જો નર્મદાશંકર નહીં તો બીજુ કોણ? ગુજરાત! તેં જેટલો ઉપકાર કવિને હાથે સ્વીકાર્યો છે. તે જોતાં તુ જે તેને માટે કરે તે તારે આપવા જોઇતા બદલાનો માત્ર એક અંશજ છે એમજ માનવું પડશે.

આ તો આપણે એમનું પ્રત્યક્ષ કાર્ય જોયુ હવે આ સિવાય એમણે પોતે જે અનેક મહાન પ્રયાસથી આજની પ્રવૃત્તિઓ માટે માર્ગ સરળ કરી આપ્યો તેનુ અવલોકન કરીએ સુધારાના ઉદય કાળમાં કેટલાક સુધારકો ઉચ્છેદક તરીકે આગળ પડ્યા, કેટલાક રક્ષક ઉચ્છેદક જેવા આજે આપણને જણાય છે ને કેટલાક માત્ર બહારનો ઢોંગ કરી મોઢે કાંઇ અને મનમાં કાંઇ એમ અર્ધશંકિત અવસ્થામાં રહેલા જણાયા કવિએ સુધારાનુ જે સ્વરૂપ આ લેખ્યુંછે તેમાં હજુસુધી પણ ફેરફાર થયા નથી પ્રાચીન રીત રિવાજોમાં જે સારૂ તે એ શકે સંઘરવુ, જે નઠારૂ તે ધીમે ધીમે પણ હિંમતથી ત્યજવુ અને નવીન સુધારામાંથી જે બંધ બેસતુ સારૂ હોય તે સ્વીકારી જુના નવાના મિશ્રણથી એક નવીન પ્રકારનુ જીવન ઉત્પન્ન કરવુ કે જેથી દેશની આર્થિક, સાંસારિક તથા ધાર્મિકસ્થિતિમાં યોગ્ય રીતે ફેરફાર થઇ આપણા સુખ યશસ્વી થાય, આપણે પ્રજા તરીકે દીપીએ, આપણે આપણા વિદ્વાન પૂર્વજોની સંતતિ થવાને યોગ્ય છઇએ એમ સઘળા કોઇ ધારે આ જે અત્યુત્તમ ભાવના તે આપણી આગળ કવિએ ખડી કરી હતી માત્ર એ ભાવના પ્રફુલિત થાય એટલા માટે જે ઉતાવળો માર્ગ એમણે સ્વીકાર્યો તેથીજ પાછલા જીવન કાળમાં કવિના મનની સ્થિતિ આ નવીન સુધારણા વિરૂદ્ધ જતી હોય એમ આજે ભાસેછે. પણ માત્ર સ્હેજ ઠંડ સ્વભાવે, પૂર્વા પર સબંધ ઉપર લક્ષ રાખી એમણે કલ્પેલી ભાવના જો વિચારીએ તો જણાઇ શકે મહર્ષિ રાનડેએ જે માર્ગ આપણા માટે યોજ્યોછે તેમાં એમણે દૂરથી ઇસારો કરી બતાવેલા માર્ગમાં બહુ ફેર નથી માત્ર કવિ 'ધા હોમ' નો ઉપદેશ કરતા અને રાનડે Lines of Least resistence નો બોધ આપતા આજનુ સ્થિતિ ઉપર મધ્યબિંદુગીતે મનન કરતા એમ જણાશે કે સુધારાનુ કાર્ય જે કરવામાં કવિએ આગળ પડતો ભાગ લીધો હતો તે ભાગી પડશે એમ જે એમનો અંતીમ કાળનો ભય તે ખરો અને બીન પાયાદાર છે પણ એજ લેખો અને એજ બાબતોથી ફરી સમભાવ થવાની જે શુભ નિશાનીઓ આપણે હાલ પ્રત્યક્ષ જોઇએ છીએ તેનુંજ ભાન થાય છે એમ કોણ નહી કહે?

(અપુર.)

# અદ્ભુત પહેલવાન—મી. સૅંડો.

જર્મનીનો આ મહા બળવાન પહેલવાન હમણાં (ડીસેમ્બર ૧૯૦૪)મા કલકત્તેથી મુંબઇમાં આવી પહોંચ્યો છે આ પહેલવાનને નિહાળવા, મુંબઇના હજારો પારસી હિંદુ અને યુરોપિયનો બોરીબંદરના સ્ટેશન ઉપર ભેગા મળ્યા હતા લોકોની એટલી ઠઠ જામી હતી કે તેમને અમલદારોને ઘણી મુસ્કેલી પડી હતી આ બળવાન યોદ્ધાએ પોતાની અદ્ભુત શક્તિથી દુનિયાના તમામ જોનારાઓને અજાયબી પમાડી છે.

મી૦ સૅન્ડો એક પ્રસિદ્ધ પહેલવાન છે, તેનો જન્મ સને ૧૮ ૮ મા થયો હતો બાલ્યાવસ્થામા એ ઘણો નિર્બળ હતો તેનું શરીર પણ દુર્બળ હતું કેટલેક સમય પછી તેને પોતાના શરિરની દુર્બળતા જોઈ ખેદ થયો. અને કસરત કરવાનું શરૂ કર્યું કેટલાક વર્ષના પરિશ્રમ પછી પોતાનું શરિર બળવાન કરવાની ઇચ્છા પરિપૂર્ણ થઈ અને હમણા તો તે એટલો બળવાન છે કે તેની બરોબરી કોઈ કરી શકતું નથી તેના શરિરની બનાવટ તેની છાતીની પહોળાઇ, અને તેના હાથના ગોટલા (મસલ્સ) જોવાથીજ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે તેનું વજન ત્રણ મણ છે, ઉંચાઈ ૫ ફીટ ૧૦ ઇંચ ગરદનનો ઘેરાવો ૧૮ ઇંચ અને છાતીનો ઘેરાવો ૬૨ ઇંચ છે પોશાક સાદો પહેરે છે તેમજ હમેશ કરતા કસરતના ખેલ કરતી વખતે તેના શરિરની આકૃતિ કંઇક ઓરજ દેખાય છે તે વેળા તે સાધારણ જેવું નહી પણ કંઈ અજબ રાક્ષસી સ્વરૂપ ધારણ કરે છે.

એનું બળ બેહદ છે તે તારના મ્હોટા મોટા લોઢા પીઠ અને છાતી સાથે બધાની જની પહોળી કરી સહજમા તોડી નાખે છે એક એક હાથે એક ઘોડાને પોતાના માથા સુધી ઉંચો કરે છે એક મુક્કી મારી મ્હોટા મ્હોટા પથ્થરોના ચૂરેચૂરા કરી નાખે છે એના હાથના ઉપલા ભાગે ગોટલાઓ ઉપર પથ્થર મારવાથી પથ્થરના કકડા થઇ જાય છે ત્રીસ ચાળીસ મણની નાખડની સખ્તો પીસ્પર ઉપાડે છે એક સમે અમેરિકામા એક ભયાનક સિંહ સાથે ત્રણ વખત કુસ્તિ લડ્યા અને ત્રણે વખત તેણે સિંહને પકડી માર્યો ત્રીજી વખત તો બિચારો સિંહ પોતેજ ડરી ગયો અને તેના રડામું એક બકરા જેવો બની રહ્યો બે વખત કુસ્તિ ઉપર પછડાવાથી માન હલાવવાની પણ શક્તિ રહી નહીં

મી૦ સૅન્ડોએ લંડનમા કસરતનો એક અખાડો બનાવ્યો છે. ત્યાં માણસોને કસરત કરતા શીખવે છે અને તેમને શક્તિવાન પુષ્ટ બળવાન, મનોહર બનાવે છે પ્રત્યેક વિષયની સમજણ આપે છે અને શરિરમા બળ કેમ વધે તેવા પ્રયોગો બતાવે છે. વળી એ વિષયના પુસ્તકો પણ બનાવ્યા છે અને તેના બનાવેલા ડમ્બેલ હિંદુસ્તાનમા પણ પ્રખ્યાત છે

એજ સૅન્ડોએ અંગ્રેજી પ્રજાને ઉંચી કરી નાખી છે તેઓ ખેલો કરે છે અને ભાષણો પણ આપે છે ને કહે છે કે દરેક માણસે કસરત કરવી જોઇએ અને તે કરવાથીજ તન અને મનની ખીલવણી થાય છે ન્હાની ઉમરના છોકરાઓ ૧૫ થી ૨૦ વરસ સુધીના જો ધીમે ધીમે કસરત કરે તો તેઓ પહેલવાન જેવા બને પરંતુ હિંદુસ્તાનમા કેટલીક જ્ઞાતિઓ એવી છે કે પોતાના છોકરાઓને બાલ્યાવસ્થાથી પરણાવી દે છે અને તેથી તેર ચૌદ કે પંદર વરસની વયમાં છોકરાઓના શરિરનો બાંધો તુટી જાય છે, અપક્વ વિર્ય વહન થવાથી, બળ આવવાનું મૂળ સ્થાનક નષ્ટ થાય છે અને તેથી છોકરાઓ ઉપરાંત તેરથી વીશ વર્ષ સુધીની,

# નૂતન વર્ષારંભે આશિર્વાદ.

(લખનાર-રા. રા. ઠક્કુર નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ—મુંબઇ.)

નારાચ—ચામર.

અનંત વિશ્વમાં અનંત સૌખ્ય સંપ આપજો;
અનંત ખંત ધારિ દુઃ કષ્ટ સર્વ કાપજો;
શત્રુ નાશ થાય મિત્ર વૃદ્ધિ નિત્ય વ્યાપજો;
લાગિને અસલ ચિત્ત સત્ય છાપ છાપજો. ૧
શારદા વિલાસનો વિકાસ સર્વ સૃષ્ટિમાં;
કોવિદો જણાય શ્રેષ્ઠ પુરૂષોની દૃષ્ટિમાં;
વૃદ્ધિ થાય વર્ષમાં વિશેષ ક્ષેત્ર વૃષ્ટિમાં;
પ્રેમ ભાવના વધો સમષ્ટિ તેમ વ્યષ્ટિમાં.

# દિલજાનના દીદાર.

લખનાર-(રા. રા. હરિહર પુરૂષોત્તમ સેવક--મુંબઇ)

દીલજાનના દીદારમાં દુનીઆંજ હમારી,
કહોને દ્વેષથી કોઇ ભલે ચાહે તો કટારી; ૧
કીતાબો લાખ જોઇને લખાણો લાખ મુનશીનાં,
ન આવ્યું વાંચવામાં જે દીઠું મેં આંખથી મ્હારી. ૨
કઈ લાખો ડુબ્યાઆશક લીધીબસ મોજ ઉલફતની,
ન ડુબ્યા મુર્ખ તે જાણે કહો શું મોજ હમારી; ૩
કીધાં સારાં બદનનાં એક આપીને બીજું લીધું,
હૃદય ચીરી ભલે જો બેઠી છે માશુક ત્યાં મ્હારી. ૪
મીઠી માશુકની કીકી રહ્યું મ્હારૂં જીવન તેમાં,
નથી જીવ આ બદનમાં તો હણે છે મુર્ખ શું ધારી; ૫
મીઠા અધરોષ્ઠનું હસવું હમારે સ્વર્ગ સૌ તેમાં;
અને જોવા જરી દે હાસ્ય તે પછી નાંખજે મારી. ૬
નથી ખાવું કંઇ પકવાન ખાશું દીલરૂબાની ગાળ,
મધુરાં મુખડાંની ગાળ તે સુખડીજ હમારી. ૭
મધુર જલ્લાદ નાં કર વાર જોવા દે મીઠું મુખડું,
કતલમાં એ હમારે એક તે આનંદની બારી. ૮
નહીં વાગે જલદ સમશેર આ પાષાણ દીલડામાં,
કરીને વાર શું કરશે રફાઇ દીલરૂબા મ્હારી. ૯
ભલે જલ્લાદની શમશેર આવીને અને ચુમે,
દીવાનાપર ખફા દીલદાર એ તુજ રીત નહીં સારી. ૧૦

# સદ્બોધ.

(લેખક શ્રીયુત ભટ્ટ પીતાંબર નૃસિંહ—માધવપુરનિવાસી)

## ભૈરવી

ન કીધો યત્ન ભવાબ્ધિ તરવા,
કામિની કનક વિશે લપટાઇ લાગ્યો જગ વિચરવા. ન કીધો. ૧
દિધો જન્મ તુને શ્રીહરિયેં આ દુસ્તર ભવ તરવા,
ભૂલ્યો પાપી ભવમાં આવી પાપ પુંજ આદરવા. ન કીધો. ૨
ગાન તાન મસ્તાન બનીને લાગ્યો નિર્ભય ફરવા,
નાહક જુઠ વદનથી બોલી સત્ય વસ્તુ પરહરવા. ન કીધો ૩
મ્હારૂં ત્હારૂં કરીને બેઠો ધ્યાન પ્રભુનું ધરવા,
જન્મ ગુમાવ્યો નહીં કંઇ ફાવ્યો મિથ્યા વાદ ઉચરવા ન કીધો. ૪
સ્ત્રિ સુત સુહૃત સહજ સહુ સુખનાં ફલ બેઠાં છેહરવા,
ક્ષણમાં તારો ત્યાગ કરી નહી આવે કોઇ મરવા ન કીધો. ૫
સુખમાં મ્હેલ સપાટા મારે તુજ તન મન ધન હરવા,
વિપતી પડે સહુ અળગાં થાયે તારી કુથલી કરવા. ન કીધો. ૬
સ્વારથની દુનીયામાં આવી સ્વાર્થી બન્યો તું ભાઇ,
સદ્વિવેક સદ્વિદ્યા ભુલ્યો માયામાં લલચાઈ. ન કીધો. ૭
કામ ક્રોધ મદ મત્સર માંહી તું ભુલ્યો લલચાઇ
જ્ઞાનદનું તું રૂપ વિસારી બન્યો અંધ જગમાંઇ. ન કીધો. ૮
ખેલ રચ્યો આ જગમાં ખોટો સાચો કરી મનાવે,
ભવાબ્ધિમાં રખાડાવી તુજને નાહક ત્હારૂ કહાવે ન કીધો. ૯
જુઠ વચન પોતે બોલે છે તુજને તેમ બોલાવે,
બુડે તેમ બુડાડે તુજને સુગમ માર્ગ ન બતાવે. ન કીધો ૧૦
જુઠી માયા જુઠી કાયા સાચી માની ફસાવે,
જાયા સુત પરીવાર કલહમા નાહક જન્મ ગુમાવે. ન કીધો. ૧૧
જનની ઉદરે જન્મ ધરીને શું સુકૃત તે કીધું,
કુટુંબ પોષણ કપટે કરીને હરીનું નામ ન લીધું. ન કીધો. ૧૨
ઇર્ષા દ્વેષ કલહ તો તુજને લાગે મનમાં સારૂં,
નામ હરીનું લેતાં જીભે લાગે કડવું ખારૂં. ન કીધો. ૧૩
બાળ કીશોર યુવાવસ્થામાં તેમજ વૃદ્ધપણુ માંઇ,
સદાચરણ છોડી નિશ દીનનું, પાપ કર્યું જગમાંઈ. ન કીધો. ૧૪

હે મન દુષ્ટ અભાગી ચંચલ ચેત ચેત મનમાંય,
લક્ષ ચોરાશી યોની વિષે તું ભ્રમણ કરે જગમાંઇ. ન કીધો. ૧૫
મન મેલું ઉપરથી સારૂં બગવત્ રહીને ફરતો,
ઝડપ જુલમથી પરધન હરવા નહી મનમાં કંઇ ડરતો. ન કીધો. ૧૬
ત્હારી કાયા જ્યાં સુધી સારી નિર્ભય ત્યાં લગી ફરમાં,
પ્રભુ પીતાંબર ધારીનું તું ધ્યાન દીલેથી વિસરમાં. ન કીધો. ૧૭

# પદ્ય પ્રભાકર-નિર્વિષયી સુખ.

( લખનાર-શ્રીયુત માણેકલાલ છોટાલાલ દેસાઇ; મહુધાકર. )

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

ના તે કેમ લઇ શકાય મનવા, નિર્વિષયી સુખ રે,
સર્વાનિત્ય જરાદિ માન્ય પછીં ક્યાં, કોને રહ્યું દુઃખ રે,
ચૂકી સ્થિર સ્વસ્થાન તું ભ્રમી મરે, થાતાં બહિર્મુખ રે,
જો આહીં નિજ સ્થાનમાં શમી રહે, તો ના કશી ભુખ રે

ના તે સ્થાન વિશે જરાદિ દુખને, ચિંતા કશી જાતની,
ના તેમા ભય શોક કે ભલી બુરી, ઔપાધિકો ભાતની;
ના તેમાં સુત દાર ભાર તન કે, જંજાળના ભ્રાતની,
રાગ દ્વેષ ન ક્લેશ રેશ વળિ ત્યાં, પંચાત ના ન્યાતની.

સર્વોપાધિ રહિત નિત્ય વળિ તે, ભર્પૂર સુખે ભર્યું,
જે આનંદ કહ્યો સમગ્ર વિષયે, મૌખ્યાદિ છે ઉતર્યું,
જેનાથી પર કો નથી સુખ અને, સુખાવધિ જે ઠર્યું,
તે સર્વોપરિસ્થાનમા વસિ સદા, સંતે પ્રમાણ્યું ખરૂં.

ખંતે તે સુખ સ્થાન પ્રાપ્ત કરીને, આ ક્લેશને કાપજે,
કાપી અન્ય અનેક પ્રાણી દુખને, સત્સુખને આપજે;
નિત્યાનિત્ય વિવેક રોજ કરીને, શું નિત્ય તે માપજે,
થાતાં ના વિષયી પ્રમાદિ જડ તુ, પર્ શત્રુને ચાપજે

નિદ્રા દૃષ્ય તણી તજી ભજી હરિ, નિજાત્મમાં જાગ તુ;
જાણી આ વિષયો અનિત્ય ત્યજજે તેનો સદા રાગ તુ;
જેના રાગ છુટેજ મદ્ય કદિ આ, તો દ્વેષ ને દાગ તુ,
જેથી રાગ ધીમે ધીમે શમી જતાં, છુટે• જરો લાગતું.

# ऐक्यमांज उदय अथवा आपणुं गयुं शेमां?

( રચનાર રાં. રા. કવિ ભગવાનલાલ ડુંગરશી પાઠક, ચોરવાડકર )

ઉધોર ૭૬.

કહું છું, સંપમાં છે સ્વાદ, સંપ સદા કરે આલ્હાદ;
સંપ વિષે સુલક્ષ્મી વાસ, મૂરખ કાં, કરે કંકાસ? ૧
દુઃખના મૂળ છે કંકાસ, સંપ સદૈવ દૈવી પ્રકાશ;
માનવ થઈ ચરે કાં ઘાસ? મૂરખ કાં, કરે કંકાસ? ૨
કૈરવ પાંડવોનાં કૂળ, ઉખડી ગયાં ઉંડાં મૂળ;
ધૂળ મળિયા સરવ અભિલાષ, મૂરખ કાં, કરે કંકાસ? ૩
ઓળો ભીમ પૃથ્વીરાજ, તોડી સંપ કેરી પાજ;
ગૂમાવ્યો સમૂળ ગરાસ, મૂરખ કાં, કરે કંકાસ? ૪
પૃથ્વીરાજ મ્હા બળવાન, ઘોરીનાં ઉતાર્યાં માન;
ખોતાં સંપ દેશ વિનાશ, મૂરખ કાં, કરે કંકાસ! ૫
ક્ષત્રિય તિલક રૂપ શણગાર, હાંક્યો ઘોરી સત્તરવાર;
તે ઘોરીથી પામ્યો નાશ, મૂરખ કાં, કરે કંકાસ? ૬
જયચંદ્રે જમાવી જોર, તોડ્યો સંપ કેરો દોર;
છેવટ થયો યવનનો દાસ, મૂરખ કાં, કરે કંકાસ? ૭
રણવીર ધીર ક્ષત્રીય રાજ, તપતા શીર પરે શુભ તાજ;
ખપતા રંક માંહે ખાસ, મૂરખ કાં, કરે કંકાસ? ૮
હિંદુ દેશ હિંદુ રાજ, સ્વર્ગ સમા હતા સુખ સાજ;
ત્યાં કાગા કરે નિવાસ, મૂરખ કાં, કરે કંકાસ? ૯
મૂળમાં હતી ચારે જાત, સંપ જતાં થઇ બહુ નાત;
સ્વાર્થે ફરી વળ્યો ચોપાસ, મૂરખ કાં, કરે કંકાસ? ૧૦
નાળી એક હાથે ન્હોય, વીરની જોડ જુગતે સ્હોય;
તેમાં કેમ ગોમે ત્રાસ, મૂરખ કાં, કરે કંકાસ? ૧૧
હોંચો પાંચ આંગળી સાથ, લાગે દર્શનિક શુભ હાથ,
વરત્યો થાય થાય કચાશ, મૂરખ કાં, કરે કંકાસ? ૧૨
ઘર કુટુંબ પડોશી સાથ, રે'વું હળિ મળિ દિન રાત;
ખમજો ખોટ આવે ખાસ, મૂરખ કાં, કરે કંકાસ? ૧૩
મ્હારો દેશ મ્હારૂં રાજ, માનવ જાત શિરનો તાજ;
એ ઉર્મિ સ્ફુરે સુખ ગમ, મૂરખ કાં, કરે કંકાસ? ૧૪
સ્વર્ગીય સુખ સંપની સાથ, એ તો જાણીતી જગ વાત;
નર ઉર હૃદય આણ વિશ્વાસ, મૂરખ કાં, કરે કંકાસ? ૧૫

ભારત વર્ષ કેરા વીર, અંતરમાં ધરીને ધીર ;
સેવો સપ ફળશે આશ, મૂરખ કાં કરે કંકાસ ? ૧૬
ખોયાં ગામ ધામ ગરાસ, લીધી લપાટે લાલાશ ;
ગોળી ફૂટી ફળી કૈં ત્રાશ, મૂરખ કાં, કરે કકાસ ? ૧૭
ભાખે ભાવથી ભગવાન, સંપ સજો તજી તોફાન ;
પામો પૂર્વના ઉલ્લાસ, એ અંતર તણી છે આશ. ૧૮

# મિત્રાષ્ટક.

લખનાર-આર. એમ. સુકલ.

**તમો ગુણી અને સત્વ ગુણી એવા બે ધર્મિષ્ટ મિત્રોનો સંવાદ.**

**વસંતતિલકાવૃત.**

નાં. ૧–રાજા રતી સુખ મદા મન મોજ માણે, મસ્તાન રોજ વસ્તા વિસુખા કૃપાણે,
ચાંચલ્ય છે રમણિ કાય રમાડવામાં, દ્રવ્યો બધાં કુભુવને વણસાડવામા. ૧

નાં. ૨–ના ! ના !સુખા વચન એ અઘટીત બોલે, થાવાય ના તવ થકી અધિપત્ય તોલે,
લાડો લડાવણ યકા ઉછરેલ એ છે, લત્તા તથાપિ બહુના પળમાં હિલેછે. ૨

નાં. ૧–મસ્તાન, ઉધ્ધત, મદાંધ મદે છકેલા, નીહાળતો ગુણિકના સદને ટકેલા,
લાજે નહી જરિકૃ તે "પ્રિયપત્નિ" બોલે, લબ્ધાય પંક મસમાં મધદાસ તોલે. ૩

નાં. ૨–હીરા તથા રતનને ધુસકે ઉડાવે,રાખી પ્રિતી દીન જનો જરથી ધરાવે,
લાવી દયા ઉર થકી સઘળે કરેછે, લક્ષ્મિ પતી હરિતણું સ્મરણે સ્મરેછે. ૪

નાં. ૧–સાથી સદા ધરવતા જરથી, ન રંકો; મસ્તાઇનો ગજવતા હરનીશ ડંકો,
લપ્ટાયલા વિષયમાં તદ તૃપ્તિ સાટે, 'ડાબે કળો વિષયની' નહી મોક્ષ માટે. ૫

નાં. ૨–પ્રસક્ષ દાન કરતાં જન માત્ર પેખે, ભૂ ફેર નેત્ર તવનાં અવળુંજ દેખે,
લાવી જરા સરતમાં અધિપત્ય જોને, લપ્ટાયલા વિષયમાં કહેછે તું કોને ? ૬

નાં. ૧–ગોષ્ટે! સદાય ડરતો ડરતો રહેછે, રસ્તે જતા પણ અરો ભળતું કહેછે ;
ધર્મિષ્ટરાય હમણું સઘળે ફરેછે ? નષ્ટા પની રૂપવતી સતિના કરેછે? ૭

નાં. ૨–શંકા સખા દુર કરી મન તૃપ્ત થાને, કષ્ટો નકામ ન વદી કરવાં કશાને,
(પણ) રક્ષા ભલા સઉ પરે નૃપતિ કરેછે, દાખેછી હા ! જરૂર હા ! સઉ ખૂશ રે'છે. ૮

(રાજાનાં કેટલાંક દુષિત કૃત્યો સહન નહીં થવાથી તમો ગુણી મિત્રે પોતાના સત્વગુણી મિત્રનો મેલાપ થતાં નિચે પ્રમાણે પ્રથમ શ્લોક કહ્યો જેનો જવાબ આપતાં સામસામી બંને મિત્રોને આઠ શ્લોક સુધી થયલા વાદવિવાદ )

# સ્વાત્મભાવ પ્રતિપાદક વચનામૃત.

"ભારત જીવન" માટે—શ્રીકાશી નિવાસી બ્રહ્મર્ષિ મહારાજ શ્રી પ્રભાકર વિ પ્રધાન શર્મા

### નારાચ વૃત્ત.

અભિન્ન બ્રહ્મમા કદાપિ ભિન્નતા નહિં ધરો,
સદા સુસંગમાં રહી, અનૂપમાર્ગ આદરો;
દયા કરી દીનોપરી પદાર્થ ને પ્રસારજો,
ગુરૂ મુખેથી સ્વાત્મ તત્ત્વ સર્વદા વિચારજો ૧
સમસ્ત ભૂત માત્રને પ્રભુ રૂપે પ્રમાણજો,
સ્વ આનનેથી એક બ્રહ્મજ્ઞાનને વખાણજો,
ધૃતિ ક્ષમાદિ સદ્ગુણો સ્વ અન્તરે ઉતારજો,
ગુરૂ મુખેથી સ્વાત્મ તત્ત્વ સર્વદા વિચારજો ૨
નૃદેહ રત્ન પામીને સદૈવ સત્ય ભાખજો,
"અહં મમેતિ" વામીને નિરાભિમાન રાખજો,
કુટિલ કામ ક્રોધને સંતોષથી સંહારજો ૩
સમસ્ત ભોગ રોગ રૂપ જાણીને તમે તજો
વૈરાગ્ય રાય ને વરી શમાદિ સાધનો સજો
મુમુક્ષુતા ધરી ઉરે સ્વદીનતા વિદારજો,
ગુરૂ મુખેથી સ્વાત્મ તત્ત્વ સર્વદા વિચારજો ૪
સુણી વેદાન્ત શાસ્ત્રને સ્વરૂપ સત્ય શોધજો;
ચલિત ચિત્ત વૃત્તિને યોગાગથી નિરોધજો,
સમાધિ સ્ટેજ સાધીને ઉપાધિ અન્ય ટારજો,
ગુરૂ મુખેથી સ્વાત્મ તત્ત્વ સર્વદા વિચારજો, ૫
શ્રુતિ સ્મૃતિની ઐક્યતા સુન્યાયથી નિહાળજો
હિ નામ રૂપ ત્યાગી અસ્તિ ભાતિ પ્રિય ભાળજો,
અનેક વસ્તુ માંહી એક બ્રહ્મ રૂપ ધારજો,
ગુરૂ મુખેથી સ્વાત્મ તત્ત્વ સર્વદા વિચારજો, ૬
શુચિ મનાન્તરે સદૈવ શાન્તિ દેવી સ્થાપજો,
ઝટિતિ સંસૃતિ નાં બંધ જ્ઞાન ખડગે કાપજો,
ગરિષ્ટ સામવેદ ઉક્ત વાક્યને સંભારજો,
ગુરૂ મુખેથી સ્વાત્મ તત્ત્વ સર્વદા વિચારજો. ૭
કાળુ કય થી આ ભીઓ જ્યાનુ કર્યાં મને થશે,
આ દૃશ્ય માત્ર વિશ્વનો, કર્તૃક કર્યો પ્રભુ હરો,
મહર્ષિ શ્રી પ્રભાકરે ગ્રન્થુ તેને સ્વિકારજો
ગુરૂ મુખેથી સ્વાત્મ તત્ત્વ સર્વદા વિચારજો ૮

# સ્વઘટપર ઘેરો ને અવિનાશીની ઓળખ.

(લેખક—જુનાગઢ નિવાસી ત્રિવેદી રમાશંકર વિ. પ્રાણશંકર-મુંબઇ.)

હરિગીત.

તું જાગી જો હે જીવડા, આ જગત છે મીન જાળ શું,
મોહી ફસાએ મત્સ્ય જાળે, (તેમ) જગતમાં લુબ્ધાય તું;
શત્રુ ખરા છ, શસ્ત્ર લઇ, ઘેર્યો સદા તુજ દેહને,
તે કામ ક્રોધાદીક છે, જીતી પ્રથમ લે એહને. ૧

તે શત્રુ ઉપરથી સદા, મીઠા ગણે ખુબ ગોળ શું,
પણ છેવટે જઇ છેતરી, ધા મારશે, ક્યાં બોલ તું?
શત્રુ ઘણા દેખાડશે, ખુબ ખેલ તુજને અવનવા,
સુખ આપશે સંસારમાં, નહિ કામનાં સ્વર્ગે જવા. ૨

લપટાવશે લંપટ તને, લે લાજ લૂંટી લોભમાં,
પેંલા ચડાવે હોંશથી, ઉમે ઘણો તે મોભમાં,
પડતો મૂકે પાપી તને, પસ્તાય પૂરો પ્રાણીઆ,
એવા ચરિત્રો આદરે, ષટ્ શત્રુઓ તેં જાણીઆ.

મોહી ફસાયે મત્સ્ય જાળે, મૃત્યુ પામે આખરે,
એવી રીતિ આ જગતની, સૌ લોભમા મોહી મરે;
જન્મી અહિં હે જીવડા, સુકૃત્ય તેં શું આદર્યું?
(કે) અંતર મહીં અવિનાશીની, સેવાતણું સુખ ના ગ્રહ્યું. ૪

જ્યારે જનુની ઉદરે, વાસો વસ્યો તું ત્યાં સુધી,
કદિ સુખથી ના મેલતો, મધુસુદનાને મન થકી,
ને હર ઘડી કરતો હરિને, આજીજી બહુ છુટવા,
છોડ્યો તહીં ભૂલ્યો બધું, સુકૃત્યથી હરિ ભેટવા ૫

માટે ખરે મન મારીને, અવિનાશી ઉરમાં રાખજે,
પ્રેમે ભજી તેને સદા તું, ભક્તિ રસ ખૂબ ચાખજે,
આકાર વિણ તે ઇશ છે, નહિ હસ્ત પદ તેના દિસે,
નિરખાય નહિ તે નયનથી, તુજને કદિ આ જગ વિષે ૬

બ્હીતો રહે હે બંધુ તું, ને ટેવ પાડે તે પડે,
સુખી થશે સંસારમાં, ને દુઃખ દારુણ ના નડે,
માને વળી જો સાદર, ઉપકાર મોટો હું ગણું,
સુ બીજ તું જગમાં વાવીને, મધુરાં ફળો હું તો લણું. ૭

# જરાગ્રસ્ત પુરૂષને શિક્ષા.

(રચનાર રા. રા. ભાઇશંકર કુબેરજી સુકલ સીઆલર—વેરાવલ.)

ગઝલ. લીધા તે જગતમા લ્હાવો ત્રિયાના તે ભજ્યા ભાવો,
ગણાયો ગામનો રાણો હતો શોખી શુરો શરણો. ૧
કમાણો દ્રવ્ય ભવ આખો વીંચી. તેં દાનથી આંખો,
દગે દીધી ઘણી ભામા ઘણી તે ભોગવી રામા. ૨
અરે તે દ્રવ્ય ઉડાડયુ ગુણીકા ઘેર ગુમાવ્યુ,
પ્રભાતે ચાહ પીધો તેં ઘણા મિત્રો મળી પ્રીતે. ૩
સુખદ આરામ રેવાને ગયો ઉદ્યાન રે'વાને,
ફર્યો તું શેર ને શહેરો લીધા પેઢી તણા શેરો*. ૪
રમ્યો ક્રીકેટ નિશ્ચિતે પીધા દુધો કઢેલા તે.,
શયન આગારમા સુતો કુસુમની વાસના લેતો. ૫
પ્રિયાને ચુમ્બનો લેતો સુવાડી અકમા સુતો,
અધી રાત્રી રમ્યો રંગે મનોહારી પ્રિયા સંગે. ૬
ધર્યા પોશાક તે સારા તજ્યા માતા પિતા તારા,
અતિ ગર્વે વદ્યો વેણુ સુખી હુથી વધુ કોણુ. ૭
થયો સગીતનો શોખી ગયો નાટ્યાલયે ચોકી,
મુખેથી ધુમ્રના ગોટા ઘણા કાઢયા બની મોટા. ૮
થયો હા મસ્ત દારૂમા પીધા પ્યાલા ઝનુનોમા,
ગુમાની ગાર આ રીતે ગણ્યું તે સુખ આ રીતે. ૯
પડયો હેઠો હવે ભાઇ જરા આવી મળી ધાઇ,
દશા આ શી છે દુખદાઇ મળી તુ ને જરા બાઇ. ૧૦
વિલાસો પૂર્વના આજે સ્મૃતિ માહે બહુ ગાજે,
જરાથી આ તનુ તારૂ થયુ છે દુબળુ કારૂ. ૧૧
ઉભુ અસ્થિ તણુ ખોખું થયું મોઢુ અરે બોખુ,
નથી શક્તિ ઉભા થાવા ધ્રુજે છે દેહરે હાવા. ૧૨
ગયો ક્યા તાદ્દશ શોખ હવે ભોયે પડયો રોશ,
જરા છે સર્વથી બુરી જુવાનીની ખરી છુરી. ૧૩
જુવાનીમા ભુલ્યો ભક્તિ ઘણા લાવો લીધા ઝુકી,
પ્રભુનુ નામ ધારી લે હજી નામો હરિના લે. ૧૪
હવે નિરન્ત રાખીને ભજી લેને પ્રભુ પ્રેમે,
જરાનું દુખ તો જાશે ભજન જો નાથનું થાશે. ૧૫
ઘણા વર્ષો સુખો લીધા જરા આવી હવે બીધા,
બહુ દુખી થયો તુ રે ગલ્યુ તુજ અગ તે જોને. ૧૬
તજી દે જીવવા આશા મટી લે દુખની પીડા,
સુખી થૈ તુ ઉપાધિને પ્રભુમા નેહ રાખી રે. ૧૭

# શિવાજી અને અંગ્રેજ.

(લખનાર–મી૦ અલારખા ચાંદભાઇ ઉમતાવાલા–મુંબઇ)

સત્તરમી શતાબ્ધિમાં ફ્રાયર નામનો એક ડાકટર "ઇસ્ટઈંડીયા કંપની" નો સરજન હતો. ઘણી મુદત સુધી તેણે ઇરાન અને હિંદુસ્તાનમાં પ્રવાસ કર્યો હતો; ઇ. સ. ૧૬૭૪ માં તે આ દેશમાં પ્રવાસ કરતો આવ્યો હતો, તેણે પોતાની મુસાફરીનો સર્વ વૃતાંત પુસ્તકાકારમાં પ્રગટ કર્યો છે કે જે Fryer's Travel in India and Persia between 1672 & 1681 નામે પ્રસિદ્ધ છે. આ પુસ્તક પ્રથમ ઈ. સ. ૧૬૯૮માં લંડનમાં પ્રગટ થયુ છે, તેમાં ફ્રાયરે આ દેશની સ્થિતિનો આબેહુબ ચિતાર આપેલો છે, તેમાં મરાઠા સિંહ–શૂરવીર શિવાજીનું વૃત્તાંત લખેલું છે, જે અત્રે આપવામાં આવે છે.

આ દેશમાં સૌથી પહેલાં અંગ્રેજોએ સુરતમાં પોતાની કોઠી ઉઘાડી વેપારની શરૂઆત કરી, આ વખતે પરદેશ જવાને મુખ્ય બંદર સુરત ગણાતું હતું, અંગ્રેજો શિવાય ડચ પોર્ટુગીઝોની પણ કોઠીઓ સુરતમાં હતી; પોતા સાથે વેપાર કરતા વેપારી, દલાલ અને કોઠી ઉપર પ્રેસિડેન્ટની હકુમત હતી, તેજ મોટો અધિકારી ગણાતો હતો, સુરતની અપાર સમ્પતીના સમાચાર મરાઠાસિંહ શિવાજીને મળતાં તે લુંટવાનો તેને લોભ થયો, વેષ બદલી આખા સુરત શહેરમાં ચાર દિવસ ફરીને મુખ્ય મથકો જોઇ પોતાની ખાત્રી કરી લીધી. ઇ. સન. ૧૬૬૪ માં ૪૦૦૦ સ્વારોનું લશ્કર લઇ તેણે સુરત ઉપર હલ્લો કર્યો, છ દિવસ સુધી તેણે સુરત શહેરને લૂંટયું. અને ઘણે ઠેકાણે આગ લગાડી તારાજ કરી દીધું !!!

આ વખતે કંપની સરકારની કોઠીઓનો પ્રેસિડેન્ટ સર જોર્જ આકસનડાઇન નામે એક અંગ્રેજ હતો, તેણે પોતાના સિપાઇઓની મદદથી શિવાજીના હલ્લામાંથી પોતાની કોઠીઓનું રક્ષણ કર્યું હતું. સિપાઇઓએ પ્રાણના ભોગે આ યુદ્ધમાં પોતાનું વીરત્વ બતાવી શિવાજી સાથે મુકાબલો કર્યો હતો, અને કોઠીઓ સહીસલામત રહી હતી, તે સાથે બીજા વેપારીઓની દુકાનો જે કોઠી પાસે હતી તે પણ બચી ગઇ હતી; પરંતુ અંગ્રેજોએ અત્યંત પ્યાર અને ખંતથી બનાવેલો બગીચો નાસ પામ્યો હતો, શિવાજીના લશ્કરે બગીચાનાં મનહર પુષ્પોનો જડમૂળથી નાશ કર્યો હતો!!

સુરત શહેરને લુંટી તારાજ કરી અઢળક ધન શિવાજી લઇ ગયો. એ સમાચાર દિલ્લી,-પતી શહેનેશાહ ઔરંગઝેબને મળ્યા, અને લૂંટમાં શિવાજીના સામે કંપની સરકારના સુરત ખાતેના પ્રેસિડેન્ટ સર જોર્જે બહાદુરીથી પોતાની માલમતા તથા કેટલાક વેપારીઓનું રક્ષણ કર્યું તે વૃત્તાંત સાંભળી ઔરંગઝેબ ઘણોજ ખુશી થયો અને સર જોર્જને એક સર્ટિફીકેટ તથા ઇનામ મોકલાવ્યાં; અને કંપની સરકારના માલ ઉપર સેંકડે અઢી રૂપીઆની જકાત ઓછી કરી દીધી; કંપની સરકારનાં ડાયરેકટરોને પણ આ ખબર સાંભળતાં ઘણોજ આનંદ થયો અને સર જોર્જને એક સોનાનો ચાંદ આપ્યો જે ઉપર લૅટિન ભાષામાં નીચેના અક્ષરો કોતરેલા હતા—Non minor est virtus quam quærere parta tueri.

અર્થાત્—શૂરવીર તેજ છે કે જે પોતાના આશ્રિતોની રક્ષામાં કામ આવે. સર જોર્જ ઇસ્ટ ઇંડિયા કંપનીનો સુરત ખાતાનો પ્રેસિડેન્ટ જેરલ્ડ આંઝયર થયો, તેના વખતમાં શિવાજીએ.

સુરત શેહેરને બીજી વખત લૂંટી તારાજ કરી નાંખ્યું; આ વખતે પણ શિવાજી પુષ્કળ ધન લઇ દક્ષિણમાં ગયો હતો, કંપની સરકારના પ્રેસિડેન્ટે તથા તેના લશ્કરે શિવાજી સામે સખ્ત મુકાબલો કર્યો હતો. આ રીતે શિવાજી અને અંગ્રેજો વચ્ચે પહેલી લડાઇ સુરતમાં થઈ.

ઇ૦ સન ૧૬૬૧ માં પોર્ટુગાલના રાજાની બહેન ડોના ઇન્ફન્ટા કેથરીનનાં લગ્ન ઇંગ્લાંડના રાજા બીજા ચાર્લસ સાથે થયાં, ત્યારે મુંબઇ પોર્ટુગાલના સ્વાધીન હતું, તેમણે આ લગ્ન પ્રસગે પહેરામણીમાં મુંબઈ અંગ્રેજોને આપ્યું; આ વખતે સુરત અંગ્રેજોનું મુખ્ય મથક હતું, તેથી. મુંબઇ ખાતેની કોઠીનો સર્વે કારભાર સુરતના પ્રેસિડન્ટના સ્વાધીન રાખવામાં આવ્યો હતો, આ વખતે મુંબઈ એક નાનો કસ્બો હતો, અને હવા પાણી પણ ઘણુંજ ખરાબ હતાં, ડાંકટર ફ્રાયર કહે છે કે—પાંચશે માણસોમાં ભાગ્યેજ સો માણસો જીવતાં હતાં! વળી કંપની સરકાર તરફથી મુંબઇમાં પણ એક પ્રેસિડેન્ટ હતો, તે કાઉન્સીલના કહેવા મુજબ ચાલતો હતો,

સુરત લુંટી શિવાજી દક્ષિણમાં ગયો ત્યાં તેના પિતા શાહજીનું મૃત્યુ થતાં તેણે સિંહાસન ઉપર બેસી રાજા થવાનો નિશ્ચય કર્યો. ઈ. સ. ૧૬૬૪ માં ડાંકટર ફ્રાયર આજ દેશમાં પ્રવાસ કરતો હતો, તેણે શિવાજી અને અંગ્રેજોના સંબંધમાં ઘણી બાબતો લખેલી છે, કે જે મરાઠા ઇતિહાસોમાં નહીં હશે, તેથી તે અમે આપવી યોગ્ય ધારી છે,

દક્ષિણમાં મરાઠા સિંહ શિવાજીની આણ ફરતી જોઇ મુંબઇના પ્રેસિડેન્ટે વેપાર કરવાની ધારણાથી એક એલચી શિવાજી પાસે રાયરીમા કિલ્લામાં મોકલાવ્યો, અંગ્રેજ એલચી મુંબઇથી રવાના થયો તે વખતે શિવાજી તીર્થયાત્રા કરવાને ગયો હતો, તેથી અંગ્રેજ એલચીને પુનચરા સ્થાનમાં રોકાવું પડ્યું, ત્યાં નારાયણ પંડિત નામના શિવાજીના એક પ્રધાન અધિકારી સાથે મુલાકાત કરી; નારાયણ પંડિતને તેણે ઘણી આજીજી કરી કહ્યું કે—"દક્ષિણમાં વેપારની ખીલવણી માટે મહારાજા સાહેબથી આજ્ઞા અપાવો તો બને પક્ષને લાભ છે." તે જોઇ પંડિતે જવાબ આપ્યો—આટલી હદમાં વેપારનું મુખ્ય મથક વિજાપુર છે જે કે વિજાપુરવાળાઓ સાથે અમારા રાજાસાહેબને સખ્ત લડાઇઓ કરવી પડી છે, અને હવે યુદ્ધ કરનાં સામી પક્ષવાળા થાકી ગયેલા છે, તેથી તે લોકો મારા ધારવા મુજબ એ ત્રણ માસમાં સંધી અવસ્ય કરશેજ; આથી રસ્તો ખુલ્લો થઇ જશે, અને વેપારીઓના આવાગમનમાં કોઈ પ્રકારનો બાધ આવશે નહિ, મહારાજા સાહેબને યથાવિધી રાજ્યતિલક થઈ ગયા પછી એક રાજાને છાજે તેવી રીતે તેઓ રાજ્ય કારોબાર ચલાવશે; પ્રજાનાં કલ્યાણાર્થે પણ તેઓ પુરતું ધ્યાન આપશે. અત્યાર સુધીમાં વિજાપુર અને દિલ્લી સાથે યુધ્ધ કરવામાં તેઓ ગુંથાયેલા રહેવાથી આ તરફ પુરતું ધ્યાન આપી શક્યા નથી, પરંતુ હવે રાજ્યગાદીએ બેઠા પછી રૈયતનાં સુખો તરફ તેઓ ધ્યાન લગાડશે તેથી માની શકાય છે કે વેપારની વૃદ્ધિ કરવાને કૃપાવંત મહારાજા પાસેથી આજ્ઞા મળશેજ."

અંગ્રેજ એલચીને ખાત્રી થઈ કે નારાયણ પંડિત બહુજ કાબેલ માણસ છે, અને શિવાજીની દરબારમાં તેની પ્રતિષ્ઠા સારી છે, તેથી જુદા પડતી વખતે તેણે નારાયણ પંડિતને એક હીરાની વીંટી ભેટ આપી તથા પંડિતના પુત્રને બે માણક ભેટ આપ્યાં.

તીર્થયાત્રા કરી શિવાજી પ્રતાપ ગઢથી રાયરી આવ્યો, તેથી અંગ્રેજ એલચીએ પુનચરાથી રાયરી જવાને પંડિતની સલાહ લીધી, અને તેના કહેવા મુજબ તે કિલ્લામાં પહોંચ્યો. ચાર દિવસપછી શિવાજી મહારાજે અંગ્રેજ એલચીની મુલાકાત લેવા જણાવ્યું; રાજ્યતિલક અને વિવાહ આદિ કામોમાં તે ગુંથાયલો હોવાથી તેને ફુરસદ મળતી નહોતી. તોપણ અંગ્રેજ એલચીને દરબારમાં

આવવા આજ્ઞા કરી, તે મુજબ બીજે દિવસે દરબારમાં હાજર થયો, શિવાજી મહારાજને તથા તેમના પુત્ર સંભાજીને અંગ્રેજ એલચીએ કેટલીક ચીજો ભેટ કરી, આથી શિવાજી ઘણોજ ખુશી થયો અને બોલ્યો:–મારા રાજમાં, અંગ્રેજો નિર્ભયતાપૂર્વક વેપાર કરી શકશે કારણકે હવે સર્વ પ્રકારે શાંતિ પ્રસરેલી છે, લૂંટ, મારામારી અને લડાઇનો પ્રસંગ હવે રહ્યો નથી.

તે જોઇ અંગ્રેજ એલચી બહુજ નમ્રતાથી બોલ્યો:–એટલા માટેજ મુંબઇના પ્રેસિડેન્ટે મને આપ નામદારની હુઝુરમાં મોકલાવ્યો છે, તેમની ઇચ્છા છે કે અમો અંગ્રેજો ઉત્તર હિંદુસ્તાનમાં તથા ઇરાનમાં જે શરતોએ વેપાર કરીએ છીએ તેજ શરતોથી દક્ષિણમાં વેપાર કરવાની આપ શ્રીના તરફથી આજ્ઞા મળે એવી આશા છે.

અંગ્રેજ એલચીની માંગણીનો સ્વીકાર કરી, શરતો ઉપર વિચાર કરવાનું કામ મોરો પંતને સોંપ્યું; અને પોતે પુત્ર સહિત રાજ્ય–તિલકની સઘળી સામગ્રીઓ કરવાને રાજ્યમહેલમાં ગયો, અંગ્રેજ એલચી દરબારમાંથી પોતાના તંબુએ ગયો.

આ વખતે શિવાજીએ ૬૬૦૦૦ રૂપીઆનું તુલાદાન કર્યું તે તથા બીજું કેટલું ધન રાજ્ય તિલક થયા પછી શિવાજી મહારાજે બ્રાહ્મણોને દક્ષીણામાં વહેંચી દીધું.

વેપારની શરતોના સંબંધમાં નારાયણ પંડિત મારફતે અંગ્રેજ એલચીને ખબર મળીકે– બે શરતો વિના બધી શરતો શિવાજી મહારાજે કબુલ રાખી છે, અંગ્રેજોની ઇચ્છા હતી કે શિવાજીના રાજ્યમાં કંપની સરકારનો શિક્કો ચાલુ કરવો અને શિવાજીનો શિક્કો પોતાની હદમાં ચાલુ કરવો; આ શરત નામંજુર થઈ હતી, તે નામંજુર કરવાનુ કારણ શિવાજી મહારાજે એવું જણાવ્યું હતું કે–"કંપની સરકારનો શિક્કો બીજા શિક્કાઓની બરોબરીએ કાંઇપણ હાની વિના પ્રજા ઉપયોગમાં આવશે ત્યારે તે ખુશીથી લઇશું, શરત કરવાની કશી જરૂર નથી" બીજી નામંજુર થયેલ શરત એ હતી કે–"અંગ્રેજોના વહાણ અથવા તેમનો સરસામાન કોકણના કિનારાપર લૂટાય અથવા તો તોફાનમાં ડુબી જાય, તેનું જે નુકશાન થાય તે શિવાજી મહારાજે પુરેપુરું ભરી આપવું." એ શરતના સબંધમાં શિવાજીએ કહેવરાવ્યું કે–"જો એ શરત પૂરી કરવામાં આવે તો ડચ અને ફ્રેંચ લોકો પણ એવી શરત પૂરી કરવાનુ ચાહશે, માટે આ બે શરતો વિના બીજી બધી શરતો હુ કબુલ રાખુછું અને અંગ્રેજ સાથે મૈત્રી બાંધવાને બંધાઉંછું."

શિવાજી મહારાજની આજ્ઞા મુજબ અંગ્રેજ એલચીએ સઘળું કબુલ કર્યું રાયરીમાં આવે તેને એક મહીનો થવા આવ્યો હતો, અને તે મુંબઇ ઉપાડવાની તૈયારીમાં હતો. તેટલામાં નારાયણ પંડિતે તેને કહેવડાવ્યુ–"આવતી કાલે ૭ વાગે શિવાજી મહારાજને રાજ્યતિલક થશે તેથી એ શુભ અવસરે તમો પણ રાજદરબારમાં પધારજો, આવા શુભ અવસરે ખાલી હાથે આવવુ કુચિત નથી માટે મહારાજા સાહેબને ભેટ કરવાને કેટલીક ઉત્તમ વસ્તુઓ લેતા આવજો" અંગ્રેજ એલચીએ આ આમત્રંણને ઘણી ખુશીની સાથે વધાવી લીધું. અને બીજે દિવસે પ્રાતઃકાળે પોતાના સાથીઓ સહીત અંગ્રેજ એલચી શિવાજી મહારાજની દરબારમાં ગયો; શિવાજી એક વિશાળ અને દેદિપ્યમાન દરબારમાં સુવર્ણ અને રત્નજડીત સિંહાસન ઉપર બિરાજમાન થયેલો હતો. તેના સરદારો અમુલ્ય વસ્ત્રભુષણથી સજ્જ થયેલાં સિંહાસનની બન્ને બાજુએ ઉભેલા હતા; સંભાજી, મોરો પેશ્વા અને નારાયણ પંડિત સિહાસનની નીચે બેઠા હતા, બાકીના લોકો બહુજ નમ્રતાથી આ આનંદસમાજમાં ભાગ લેવાને ઉભેલા હતા; અંગ્રેજ એલચીએ દુરથીજ મહારાજા શિવાજીને નમીને સલામ ભરી, તેણે ભેટ કરેલી હીરાની વીંટી આ વખતે નારાયણ પંડિતે પોતાના હાથમાં લઈ શિવાજી મહારાજના સામે મુકી દીધી, શિવાજીએ તેની

તરફ દૃષ્ટિ કરી, અને અંગ્રેજ એલચીને પોતાના સિંહાસન પાસે બોલાવ્યો અને પહેરામણી આપી, મહારાજા શિવાજી મહારાજની દરબારનો ઠાઠ જોઇ અંગ્રેજ એલચી આશ્ચર્ય પામ્યો, અને દરેક સ્થળ ધારી ધારીને જોવા લાગ્યો, જે તખ્તપર મહારાજા શિવાજી બિરાજમાન થયેલા હતા તેની જમણી બાજુ સુવર્ણની બે માછલીઓ લટકતી હતી અને ડાબી બાજુ એક ભાલા ઉપર સુવર્ણનું ત્રાજવુ લટકાવેલુ હતુ, શુભ મુહૂર્તે મહારાજા શિવાજી ગાદીએ બેઠા અને તેમના નામનો વિજય ઝુંડ દક્ષિણમા ફરકવા લાગ્યો

રાજ્યગાદીએ બેઠા પછી એક સ્વરૂપવાન સુંદરી સાથે પોતાના લગ્ન કર્યા, શિવાજી મહારાજની આ ચોથી રાણી હતી

કેટલોક વખત ગયા પછી શરતનામા ઉપર હસ્તાક્ષર કરાવી અંગ્રેજ મુબઇ આવ્યો, ત્યારથી અંગ્રેજો અને શિવાજી મહારાજ સાથે મિત્રતા બંધાઇ

ઇ સ ૧૬૭૭મા શિવાજી મહારાજે કર્ણાટક ઉપર ચઢાઈ કરી, તે વખતે અંગ્રેજોએ મદ્રાસમા પોતાની સત્તા ફેલાવેલી હતી, મદ્રાસમા આ વખતે સ્ટેનશમ માસ્ટર્સ નામનો એક અંગ્રેજ ગવરનર હતો, શિવાજી મહારાજની ચઢાઇના સબધમા તે પોતાની મુસાફરીના એક એક પુસ્તકમા લખે છે કે—

(મદ્રાસ તા૦ ૧૪ મી મે ઇ સ ૧૬૭૭)

"આજે શિવાજી મહારાજનો પત્ર આવ્યો, એક બ્રાહ્મણ તે લઈ આવ્યો હતો, તેના 'સાથે બે મનુષ્યો હતા, આ પત્રમા શિવાજીએ કેટલીક દવા મગાવી છે, અમોએ 'દવાઓ તથા કેટલા‑ ફળ, પત્રના જવાબ સાથે મોકલાવ્યા, પત્ર લાવનાર બ્રાહ્મણને "કપડા તથા સુખડ આપી હતી, શિવાજીએ દવાઓની કિંમત આપવાને જણાવ્યુ હતુ "પરંતુ શિવાજી જેવા એક વીર યોદ્ધા અને બહાદુર રાજપતિ પાસેથી એવી સાધારણ "ચીજોની કિંમત લેવી ઉચીત નથી, તેમની મિત્રતા બાધવાથી કપની સરકારને ઘણો લાભ થયો અને ભવિષ્યમા અત્યત લાભ થાય એમ છે"

આ વખતે શિવાજી મહારાજને નજરાણામા મોકલાવેલ વસ્તુઓની કિંમત આશરે બસે રૂપીઆની હશે બહાદુર શિવાજીથી આખો દેશ થરથરતો હતો, તેમા મદ્રાસ તરફ વસ્તા અંગ્રેજોને તેની બ્હીક ઘણી હતી કે—"શિવાજી કચ અને અંગ્રેજ જમીનદારો ઉપર ચઢાઇ કરી તેને છીન્ન ભીન્ન કરવા ઇચ્છે છે!!" પરતુ જ્યારે તેઓને ખબર પડી કે શિવાજી તો મ્હૈસુરના નાયક સાથે ખૂનખાર લડાઈ કરી પોતાને દેશ ચાલતો થયો છે ત્યારે તેમનામા અત્યત ખુશાલી પથરાઈ હતી તેમના જીવમા નવો જીવ આવ્યો હતો

# બાબુ જોગેન્દ્રનાથ ઘોસની યુક્તિ.

હિંદવાસીઓને ઉદ્યોગ હુન્નરની ચઢતી કેળવણી મળે તેને વાસ્તે ઉપલા નામાંકિત ગ્રહસ્થે બંગાળામાં એક યુક્તિ શોધી કાઢી છે અને તેના તરફ તે તરફની પ્રજાની પસંદગી ઉતરતી જાય છે. બંગાલીઓ આ યુક્તિ જાહેર કરવા હિંદુસ્તાનના મુખ્ય મુખ્ય ગામોમાં અને શહેરોમાં જઇ મીટીંગ ભરી ભાષણો આપશે. અને તેથી પ્રજાની લાગણી એ બાબતને વિષે જાગ્રત કરશે. કેટલાક જાહેર પેપરોમાં એ બાબતનાં લખાણો આવવા માંડયાં છે એ યુક્તિ કેવા પ્રકારની છે તેની નેમ શું છે? દેશમાંથી રકમ એકઠી કરી હુન્નર ઉદ્યોગની ઉંચી કેળવણી સારૂ વિદ્યાર્થીઓને યુરોપ અમેરીકા જેવા દેશોમાં કેળવણી લેવા મોકલવા. જે આ સંસ્થાના વર્ગણીદાર થશે તે નાનામાં નાની ચાર આના જેટલી રકમ દર વર્ષે ભરી શકશે. અને તેમાંથી રૂ ૧૨૫૦૦૦ દર વર્ષે ઉત્પન્ન થવા સંભવ છે. કલકત્તાના આલબર્ટ હૉલમા એક વગવાલી સભા આજ કાર્યને માટે મળી હતી. જેના અધ્યક્ષ મેસર્સ મેકીકન મેકેન્ઝીની કુંપનીવાળા મી૦ ડી. એમ. હેમીલ્ટન હતા કે જેણે ખેતીવાડીની બેંક સ્થાપવા રૂ ૨૦૦૦૦ ની રકમ આપવાની માંગણી કરીછે. આ ઉદ્યોગ હુન્નરની ચડતી કેળવણીની યુક્તિમાં પણ તેમણે રૂ ૫૦૦ ની રકમ ભરી પોતાનું ઉદારદીલ બતાવ્યું છે. પોતાના ભાષણમાં અધ્યક્ષે જણાવ્યું જે પ્રાથમિક પગલાં ધીમેથી ભરવાં. જો આ એસોસીએશન પાસે એટલું નાણું ભેગુ થાય કે યુરોપ તથા અમેરીકા પચાસ વિદ્યાર્થીઓ મોકલી શકાય તો પણ શરૂઆત તરીકે દશજ વિદ્યાર્થીઓ મોકલવા કારણ કે આ દશમાંથીજ એક એવો નીવડી આવે કે જેથી આ દેશને ઘણો મ્હોટો લાભ થાય. હિંદુસ્થાનને હવે તત્વજ્ઞાન કરતાં પણ વધારે ઉંચા અને જુદા પ્રકારના જ્ઞાનની જરૂર છે. હિંદુસ્થાનને હવે બુદ્ધિવાળા અને ઉત્સાહી જુવાનીઆની ખાસ જરૂર છે તમારા દેશના જુવાનીઆમાં એ ગુણે છે તે દેખાડી આપવાના તેમને પ્રસંગો આપો. રૂ ૨૦ કે ૨૦૦ ના પગારથી કવીલનું પુચ્છ ચલાવનારની જીંદગીમાં પડ્યાં પેહેલાં તેમને વખોડી કહાડો નહી. તેમને એમ શીખવો કે કારકુનના કામને બદલે તેમની કુદરતે બક્ષેલી બુદ્ધિ તેમને પોતાને તથા તેમના દેશને ઘણાં સંતોષ પમાડનારા પરીણામો બતાવશે તલવાર કરતા કલમ કોઇ વખત મ્હોટું કામ બજાવે છે પણ ઘણા માણસોની બાબતમાં હળ બંને કરતાં જબરૂં કામ બજાવે છે અને દેશમાં ખેતી એજ મુખ્ય ઉદ્યોગ છે. તે દેશમાં જે માણસ સુધરેલી કળા પ્રમાણે એ ધંધો શીખ્યા હશે તેની નસીબ દેવી વશ થશે. તે માણસનું ઉપયોગીપણું સાબીત થશે અને તે કલમના કરતા મ્હોટુ કામ બજાવી શકશે.

ફક્ત હાલમાં જગતની બત્રીસીએ ચડેલા જાપાનનો દાખલો લેશો તો માલમ પડશે કે એક સુડી ભગ વર્ષમાં પોતાના દેશના ફરજંદોને સુધરેલા તથા હુન્નર ઉદ્યોગમાં આગળ વધેલા દેશોમાં મોકલી પોતાના દેશની હુન્નર કારીગરીને ફેરવી નાંખી. દુનીયામાં એક આગેવાન પ્રજા તરીકે ગણાવવાની હદ ઉપર આવ્યું છે.

આ યુક્તિની નેમ જોકે સારી છે પરંતુ દરવર્ષે રકમો ઉઘરાવવાની કડાકુટ સાથે તે ઉઘરાવનારાઓના ઉપર રકમો ભરનારનો વિશ્વાસ બેસશે કે નહી તે પ્રથમ વીચારવાનુ છે. એના નેતાઓની ખાસ ફરજ એ છે જે એ અંધારામાં જેમ બને તેમ ચોખુ બનાવવું પછી જેમ બીજાં કામોમાં ઘોટાલો થઇ જાય છે, અને દીવસે દીવસ એવા કામો ઉપર લોકોનો વિશ્વાસ બેસતો નથી. તેમ થવું જોઇએ નહીં. બાકી જો આ યુક્તિ એક અડધી સદી ચાલે તો આ દુર્ભાગ્ય હિંદુસ્થાનનો દીવસ ગીફર થાય એમાં સંશય નથી. D. M. P.

# હિંદુસ્તાનનો મહાન બળવો.

( લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા મુંબઇ. )

સને ૧૮૫૬ના માર્ચ માસની ૬ ઠી તારીખે લોર્ડ ડેલહોઝીની ઝગઝગતી અને યાદગાર રાજ્ય કારકીર્દીનો અંત આવ્યો. જે દેશના લોકોના કલ્યાણ અર્થે પોતે ઘણા પ્રયત્નો કર્યા હતા તે દેશનો કિનારો છોડતી વખતે તે મહાન અને વૃદ્ધ પ્રોકોનસલે આશા બાંધી હતી કે પોતાની જાહેર કારકીર્દીની સાથે એ દેશના માંહોમાહેના કુસંપનો અંત આવ્યો છે. ઇંગલાંડ જતી વખતે તેના મનમાં એમ દ્રઢપણે લાગ્યું હતું જે આ દેશની દષ્ટિ મર્યાદા ઉપર હવે એક કાળું વાદળું રહયું નથી. પણ તે જાણતો નહોતો કે જ્યાં સર્વત્ર શાંતિ ફેલાયલી ધારવામાં આવેછે ત્યાં તેના વીદાય થયા પછી એકજ વર્ષની મુદતમાં–ઇતિહાસમાં નોંધાયલી ઘાતકી લડાઇઓના લોહીની નીકોના–મારામારી કાપાકાપીના–અને કરપીણ ખુનના ભયંકર અને ત્રાસદાયક દેખાવો ભજવવાના છે. ઓગણીસમી સદીના વચલા ભાગમાં લોર્ડ કેનીંગની રાજ્ય કારકીર્દીની શરૂઆતમાં કદી નહીં થયેલું એવું મ્હોટા વિસ્તારમાં પથરાયલું ભયંકર તોફાન ઉત્તર હિંદુસ્તાનમાં ફાટી નિકળ્યું. પૂર્વની બ્રિટીશ શેહેનશાહતનો પાયો આવા જોરથી કદી ડગમગ્યો નહોતો.

એક લાખ માણસોએ જગાવેલું તોફાન તથા નાખુશ થયલા દેશમાં તેને આવકાર મલવાનું કારણ કોઇ કોઇવાર લોર્ડ ડેલહોઝીએ સંયુક્ત કરેલા મુલકો તેણે જપત કીધેલી જાગીરો અને બીજા પાદાર્થીક તથા કેલવણીને લગતા તેણે કીધેલા સુધારાને આભારી છે એમ ગણવામાં આવે છે. અગર જોકે આ કારણોને ૧૮૫૭ના બળવા સાથે થોરો સંબંધ હશે પણ તેને વાસ્તે ઐતિહાસીક મજબુત પુરાવા મલતા નથી. ત્યારે કયું કારણ હશે ? સરજોન લોરેન્સ જેકે આવી બાબતમાં સૌથી સરસ આધાર આપવા લાયક ગણાય છે. તે ભાર મુકી જણાવે છે કે એ બળવાનું નજદીકનું કારણ "કારટ્રીજની બાબત" છે અને બીજું નથી. "કારટ્રીજની બાબત" એ શબ્દ ગર્ભિત અર્થવાલો છે. જો તેનો અત્રે અર્થ કરીએ તો તેમાં ધર્મ અને જ્ઞાતિ ભેદની બાબત સમજવાની છે. જે કારટ્રીજો એનફીલ્ડ રાઇફલને સારૂ લશ્કરીઓને પૂરાં પાડવામાં આવ્યાં હતાં તેને ગાય તથા ડુક્કરની ચરબી લગાડેલી છે એ ખરી વાતથી હિંદુ તેમજ મુસલમાનની એક સરખી લાગણી દુખવનારી બાબત થઈ પડી. જે સીપાઇઓ ઘણી સખત લડાઇઓમાં રણક્ષેત્ર ઉપર નીમકહલાલ અને બહાદુર ગણાતા હતા તેઓ વહેમી અને ધર્મના ઝનુની હતા. તેઓ ગણવા લાગ્યા કે આ કારટ્રીજો આપણને ખ્રીસ્તિ ધર્મમાં વટલાવવાનું પ્રથમ પગથયું છે. અગર જોકે તે દાખલ કરનારની તો એવી કોઇ ધારણા હરગીજ નહીં. ધાર્મીક લાગણી તથા જુસ્સો લશ્કરી ટુકડીઓમાં ફેલાયો અને ૧૮૫૭ના એપ્રીલ માસથી માંડી ૧૮૫૮ ના જુન માસ સુધી જ્વાળામુખી પહાડમાંથી નીકળતા રસની રેલની માફક સર્વત્ર પ્રસરી ગયો. કલકત્તા, મીરટ, આગ્રા અને બીજે સ્થળે મજબુત અને સંપૂર્ણ સત્તા અને ગૌરવ દેખાડવામાં આવ્યું હોત, દીલ્લી અને લખનૌ વચે સંદેશાઓનું સંપૂર્ણ સાધન દાખલ થયું હોત, એક પછી એક કમાન્ડર ઇન ચીફ અકાળ મ્રત્યુથી કલહ ભુમીમાંથી અદ્રશ્ય

થાત, નહીં હોત ત્રાસ-ભય, નાશ અને લોહીની નીકો જે પંદર માસ સુધી લાગલાગટ દેશમાં ઘર કરી રહ્યાં હતાં તે થાત નહીં.

આ અસ્થીર સ્થીતિ માર્ચ માસમાં તો ચાલુ થઇ હતી અને દીલ્હી તથા મીરટમાં દેખાવ દઈ આ કડવાસની સુરંગ ફુટી હતી. બળવો ફેલાતો અટકાવવાને તરતજ પગલાં ભરવામાં આવ્યાં હતા. લશ્કરી ટુકડીઓને વીખેરી નાંખવામાં આવી. લશ્કરીઓના હથીઆર ખુંચવી લેવામાં આવ્યાં. પણ તેથી અસર થઇ નથી. સ્થીતિ અટકાવ થઈ શકે નહીં તેવી થઈ. લડાઇના મુળ દેશમાં ઉંડા પ્રસરી ગયાં તેને મુળમાંથી ખેંચી કાઢવાને નીલ–હેવલોક કેમ્પબેલ કે આઉટરામ જેવા મહાન નરોની જરૂર પડી.

લડાઇની શરૂઆતમાં ત્રણ મુખ્ય બાબતપર લક્ષ દોડાવવાનું હતું. દીલીનો કબજો મેળવવો. કાનપુર તથા લખનૌનો ઘેરો ઉઠાવવો. ખુનખાર લડાઇ અને ભારે કતલ પછી ૧૮૫૭ના સપ્ટેંબર માસમાં મુગલ શેહેનશાહની જુની રાજ્યધાનીને ઘેરો ઘાલી તે લેવામાં આવી. વૃદ્ધ રાજાને પકડવામાં આવ્યો. તેની તપાસ ચલાવવામાં આવી અને તેને ભ્રષ્ટ કરી બરમા મોકલવામાં આવ્યો. અને રાજ્ય કુટુંબના શાહજાદાઓને હોડસને ગોલીથી ઉડાવ્યા.

કાનપોર અને તેની આસપાસના મુલકમાંથી બળવાખોરોને ડીસેંબર માસમાં મુળથી કાઢવામાં આવ્યા પણ તેને માટે ત્રણ વખત લાંબા ઘેરાઓ ઘાલવા પડયા અને લખનૌરની રેસીડન્સીમાંના નીમકહલાલ લશ્કરનો છુટકારો કરતાં આશરે આઠ મહીના નીકલી ગયા.

લખનૌ આઉધ પ્રાંતનું મુખ્ય શેહેર છે. ત્યાંથી ઘણા માણસો બળવામાં જોડાયા હતા. અને તે બળવાખોરોનું મ્હોટું મથક હતું. સર હેનરી લોરેન્સે રેસીડન્સીનો બચાવ ખાતર પોતાથી બનતું કર્યું હતુ અને ખોરાક વગેરે બીજી ગોઠવણોની તજવીજ પોતે જાતેજ રાખી હતી. દૈવે ગોલો ફુટવાથી લાગેલા છરાના ઘાથી એ નર આ ભુમીપરથી દૂર થયા છે. બ્રીગેડીઅર ઇંગ્લીસે તેની જગ્યા લીધી અને નહીં વર્ણવી શકાય તેવી બહાદુરીથી જુલાઇથી સપ્ટેંબર સુધી રેસીડન્સીનો બચાવ કીધો. ઘેરાયેલા આદમીઓ મહાન સંકટમાં આવી પડયાં હતાં જેમાં ૩૫૦ યુરોપીયન તથા ૩૦૦ દેશીઓહતા અને ઘેરાને લીધે તેમની સખ્યાને જે નુકશાન થતુ હતું તેથી તથા થાકથી તેઓની નીમકહલાલી ડોલવા લાગી હતી

હેવલોકને ખબર પડી કે લાંબા વખત સુધી થોભી બેસવામા સાર નથી તેથી તેમને બચાવવાને એકદમ હલ્લો કરવાની જરૂર છે. ૨૫૦૦ માણસના લશ્કર સહિત આઉટરામની સાથે કંઇ જુજબ્તજ અટકાવ ખમી લખનૌથી ચાર માઇલ દૂર આવેલ આ રાસબાગ કે જે અયોધ્યાના રાજાનો મેહેલ હતો ત્યાં સુધી આગળ વધ્યો. આ જગાએ એક લડાઈ લડી ઘેરાનો અંત આણવાનો હતો. બળવાખોરોનો બધી બાજુએથી પરાજય થયો અને પ્રસિધ્ધ નેહેર ઉપર ખુનખાર લડાઇ લડયા પછી ઘેરો ઘાલનારાઓની વચમાં થઇ પોતાનો રસ્તો કરવામાં મહાન વીરો ફાવ્યા. રેસીડન્સી થોડે દૂર રહી, ત્યાં ઘેરાયલાં સ્ત્રી, પુરૂષો તથા છોકરાંઓનાં અંતઃકરણો હર્ષ અને આશાથી પ્રફુલિત બન્યાં. દરેક અડચણોને બાજુએ હડસેલી તેઓને આવકાર દેવાને દરવાજા ખોલવામાં આવ્યા તે વખતે છુટકો કરનારાઓની મેહેનતનો બદલો મળ્યો! પણ ઘેરાયલાંઓને બહાર કાઢવા જેટલા તેઓ મજબુત નહોતા. તેઓના આવી પહોંચવાથી બચાવ ખાતરી ભરેલો થયો હતો પણ વધુ મદદ મળે નહી ત્યાં સુધી આગળ વધવું સલામતી ભર્યું નહોતું. બીજો અને વધુ જબરો ઘેરો ઘાલવામાં આવ્યો અને સર કોલીન કેમ્પબેલે કે જેણે ક્રીમીઆની લડાઇમાં હાઇલેન્ડ બ્રીગેડની સરદારી કીધી હતી તેણે કેટલાક

હુમલાઓ તોપોના મારાઓ અને ધસારાઓ વગેરે કરીને રેસીડન્સી સાથે સંદેશા ચલાવવાનુ સાધન ખોલ્યુ લખનૌ તુરત ખાલી કરવામા આવ્યુ સને ૧૮૫૮ ના માર્ચની એકવીસમી તારીખે છેવટે અંગ્રેજોના હાથમા આવ્યુ નેઇલ અને હેવલોક પોતાની કીર્તિના ફળ ભોગવવા રહ્યા નહી હુલડખોરોનુ જોર નરમ પડ્યુ હતુ સર હ્યુ રોઝે નીમકહલાલ સીપાઇઓના લશ્કરની મદદથી બળવાની ચણગારીઓ બુઝાવી નાખી

આ પ્રમાણે ૧૮૫૭-૧૮૫૮ ના પ્રખ્યાત બનાવોનો અંત આવ્યો જ્યારે આપણે આ મહાન બનાવની યાદ આવે છે ત્યારે આપણા દેશના ઇતીહાસમા આ ભયંકર કૃત્યો, ખતમ થયેલી જીંદગીઓ, બચાવ વગરની સ્ત્રીઓ તથા બાળકોની કતલ, લાખો માણસોના જીગરમા પેદા થયેલી લાગણીઓનો વીચાર કરતા રૂવાડા ઉભા થાય છે

જનસમૂહના હૃદયમા ૧૮૫૭ નો આ બનાવ હજી તાજો છે જુસ્સાની લાગણી હજી મજબુતિ પકડે છે પણ વખતના વેહેવા સાથે આ જમાનાની બાબતો તણાતી જશે અને અમુક પક્ષની લડાઈ તરીકે બળવાને લેખવામા આવશે ત્યારે હવે પછીના મગજો કે જેના ઉપર એ બાબતની લેશમાત્ર પણ અસર રહેશે નહી, તેનો પક્ષપાતી ન્યાય ઇતિહાસ આપશે અને તેની નોંધ પણ તેજ રાખશે

---

**એક વિચિક્ષણ કાગડો**—મીનેસોટામા એક સખસ પાસેએક કાગડો છે જેને તે ઘણો ઉપયોગી અને ચાલાક જણાવે છે એ માણસના કુટુંબમા એક કાગડાને બે વર્ષ પાળ્યાને થયા પછી તે ઘરમા એક ઘડીયાલ ઉપર એક કોયલના આકારના બનાવટી પક્ષિમાથી કલાક વાગવાનો જે અવાજ કોયલના ટહુકા સરખો નીકળતો હતો તેની બરાબર નકલ કરતા તે શી ખ્યો થોડાક મહીના પછી તે ઘડીયાલ તેની જગાએથી પડી ગયુ અને તે ઉપરની બનાવટી કાયલ તથા તેમાથી દર કલાક વાગવાને નીકલતા ટહુકાવાલુ યંત્ર ભાગી ગયુ આ ઘડીયાલને તેની અસલ જગાએ મુકવામા આવતા તેમાથી થતો અવાજ બંધ પડેલો જોઇને તે કાગડો મોહોટા ગુંચવાડામા પડ્યો તે કાગડાએ કેટલાક દીવસ સુધી તે ઘડીયાલને નીહાલી નીહાલી તેનો બારીક અભ્યાસ કીધો. આખરે તેના મનમા કંઇ નિશ્ચય થયો હોય તેમ દેખાયુ એ દીવસે અમુક કલાક વાગવાને વખતે જે પ્રમાણે પેલી કોયલમાથી કલાક વાગવાનો અવાજ નીકલતો હતો તે પ્રમાણે અવાજ થતા સાભની આખુ કુટુંબ ચોંકી ઉઠ્યુ અને પોતાનાકાગડાએ બરાબર વખતસર પેલી કોયલનુ કામ બજાવવુ સરૂ કીધેનુ જોઈ સર્વેને ઘણુ આશ્ચર્ય લાગ્યુ

**માણસના શરીરના વજન ઉપર કર**—સ્વીડનમા એક સુધરેલી મ્યુનીસીપાલીટીએ તે શેહેરના રેહેનારા માણસનુ અમુક વજન ઉપરાત વજન થાય તો તેની પાસે તે પ્રમાણે કર લેવો એવુ ઠરાવ્યુ છે

એક માણસના શરીરનુ યોગ્ય વજન ૧૭૫ રતલ ઠેરવ્યુ છે એથી વધારે વજનવાલાને નીચે પ્રમાણે કર આપવો પડે છે

૨૦૦ રતલ સુધીના વજનવાના માણસને આશરે ૧૨ શીલીંગ ૬ પેન્સ કર આપવો પડે છે ૨૦૦ થી ઉપરના વજનવાલાને આશરે ૨૫ શીલીંગનો અને ૨૭૦ રતલથી ઉપરના વજન વાલાને દરેક વધુ રતલ દીઠ આશરે ૭ શીલીંગ ૬ પેન્સ કર આપવો પડેછે આ યુક્તિથી અનેક ફાયદા થાયછે કારણકે આલસુ થઇ ખાઇને પડી રહી ચરબી વધારનારાઓને આ કરની બીકે સી મેહેનત કરવાની ટેવ પડેછે વળી આ દેશની કેટલીક મ્યુનીસીપાલીટીને કરો વધારવાને રસ્તા જડતા નથી તેને આ રસ્તો પણ એક સુગમ થઈ પડે એમ દેખાય છે

# જેબુન્નિસા.

(લખનાર હરિહર પુરૂષોત્તમ સેવક.)

જેબુન્નિસાનો જન્મ હી. સ. ૧૦૪૮ ની તારીખ ૧૦ મી સવાલને દિવસે થયો હતો. તેણે પોતાની આખી જીંદગી કુમારી અવસ્થામાંજ ગાળી હતી. એ તેની કુંવારી જીંદગીજ આજે તેને કલંકિત બનાવી રહી છે. તેની ખાનગી ચાલચલગત માટે આજે હિંદુ તથા મુસલમાન લેખકોમાં એક ભારે ચર્ચાયુધ્ધ જામ્યું છે.

મુસલમીન લેખકો હિંદુ લખનારાઓને તેની ખરાબ ચાલચલગત ચિતરવા માટે દ્વેષીલા, જુઠ્ઠા, ઐતિહાસિક સૌંદર્યનું ખૂન કરનારા વિગેરે કહી તેની લખેલી બીના જુઠી જણાવે છે ત્યારે હિંદુઓ પણ તેઓને તેવાજ જવાબ આપી સ્હામા તેઓનેજ જુઠ્ઠા બનાવે છે. હવે મ્હારે જે માર્ગ લેવાનો છે તે એજ છે કે યાતો કોઇ મુસલમાન ઐતિહાસકાર અથવા નિપક્ષપાતી અંગ્રેજ ઐતિહાસકારના ઐતિહાસ ઉપરથીજ તેનાં [જેબુન્નિસાનાં] ચરિત્રનો કેટલોક ભાગ લખશે.

બાદશાહ ઔરંગજેબને સહુ મળી પાંચ પુત્ર તથા પાંચ કન્યાઓ હતી. તેમાં જેબુન્નિસા તે સર્વ કરતાં મ્હોટી હતી. શાહજાદી જેબુન્નિસા ફારશી તથા અરબ્બી ભાષા બહુજ સારી રીતે જાણતી હતી તથા બાબરી [Babri] નસ્તલીક [Nastlik] નસ્ખ [Naskh] વિગેરે લેખન કળામાં પણ તે બહુ ચતુર હતી.

તેણે બહુજ યત્નથી કુરાનનો અભ્યાસ કર્યો હતો. અને તે તે વિષયમાં એટલી તો હુશીયાર હતી કે ધર્મ વિષયના કોઇ ગુઢ વિષયમાં જ્યારે મતભેદ પડતો ત્યારે તેની મિમાંસા કરવાને દરવેશગણો તેની પાસે આવતા. ઔરંગજેબ પણ દરરોજ ફુરસદનો વખત તેની સાથે કુરાન સાંભળવામાં તથા ધર્મનર્મમાં ગાળતો. મુસલમાનોમાં એક રીવાજ છે કે જેને કુરાન કંઠાગ્રે હોય તથા જે તેમાં એકદમ હુશિયાર હોય તેને 'હાફેઝ'ની પદવી મળે છે. તેમ જેબુન્નિસાને પણ 'હાફેઝ'ની પદવી મળી હતી અને તે વખતે ઔરંગજેબે તેને ૩૦૦૦૦ અશરફી ઇનામમાં આપી હતી.

વળી તેને સાહિત્યનો પણ બહુ શોખ હતો તેણે પોતે પણ ઘણી કવીતાઓ બનાવી છે જે જોતાં આપણે એમ કહેવુંજ પડશે કે તે એક હુશિયાર લખનારી હતી આ ઠેકાણે તેની તે ફારસી કવિતાઓ આપવી નકામી છે પણ તેમાંની એક લાઇનનો ગુજરાતી સાર આપવો નકામો નહીં ગણાય.

એક વખત કૌતુકથી કરીને મેં મ્હારાં મનને પુછયું–'હે મન! તું કોને ચ્હાય છે?' ત્યારે મને જવાબ આપ્યો 'હું આંસુને ચ્હાઉં છું અને તેથી રડવા વાસ્તેજ તને પણ ચ્હાઉં છું.'

એ તો વાચકને પણ કબુલ કરવું પડશે કે જે આ બે લાઇનમાં ભાવાર્થ સમાવવામાં આવ્યો છે. તે એક હુશિયાર કવીની ગણનામાં ગણવાને લાયક છે તથા તેનીજ સાથે તેમાં જે ભાવ બતાવવામાં આવ્યો છે તે એક પૂર્ણ જ્ઞાનીના મનના વિચારો બતાવનારો છે. કે જેનું માહાત્મ્ય જેણે સુફીઝમનાં પુસ્તકો વાંચ્યાં હશે તેઓ તરત સમજી શકશે. તે લાઇનોમાં અંતરનો આનંદ પણ છે. નિરાશાના નિશ્વાસ પણ છે. તેમાં શું નથી તે હું સમજી શકતો નથી પરંતુ તે એ વાતનિ ઉપરજ જાઝું વિવેચન કરી વાચકને કંટાળો આપવા કરતાં હું એ વિષયને એટલેથીજ મુકી હવે મ્હારો વિષય આગળ ચલાવીશ.

જેબુન્નિસાની ઔરંગજેબ ઉપર પૂર્ણ સત્તા હતી. ઔરંગજેબ તેની સલાહ વીના કોઇ પણ કામ કરતો નહીં. વળી તે જેબુન્નિસા ઉપર બહુજ પ્રેમ રાખતો તેણે ત્રણ ચાર લાખ રૂપિયાની ઉપજની

એક જાગીર જેબુન્નિસાને આપી હતી જેબુન્નિસાએ એક મોટું પુસ્તકાલય [બનાવ્યું] સંગ્રહ કર્યું હતું. જૂદે જૂદે ઠેકાણેથી સારાં પુસ્તકો મેળવી માણસો પાસે તેની નકલ કરાવી લેતી. તેમાં કાશ્મીર તેના લિપિકારોનું પ્રધાન સ્થાન હતું. તેણે ત્યાં કાગળો તૈયાર કરાવતી અને ત્યાં પુસ્તક રચના તથા અત્યુત્કૃષ્ટ ગ્રંથની નકલ કરવાને માટે એક કાર્યાલય પણ સ્થાપવામાં આવ્યું હતું. દેહલીના પ્રસિદ્ધ 'મુલ્લા મફિઉદિનને' જેબુત્તફસિર નામનો પ્રસિધ્ધ ધર્મગ્રંથ લખવાને તેણે કાશ્મીર મોકલ્યો હતો. 'મુન્તખબઉલલાબાબ' ના ગ્રંથ કર્તા ખાફીખાન લખેછે કે તેણી વિદુષી હતી તેથી શિક્ષણનો વિસ્તાર કરવા હમ્મેશા તત્પર રહેતી તથા જે કોઇ પણ સારી કવિતા કે ગ્રંથ બનાવી તેને બતાવતું તો તે તેનાં ગુણને આદર આપી તથા તેને ઇનામ આપી રાજી કરતી.

આલમગીર નામનો લેખક મહમ્મદ કાસિમ લખે છે કે તે એક અદ્વિતીયા સુન્દરી, અમા માન્યા રસિકા તથા અતિશય ચતુરા હતી. તેનુ શરિર કંઇક લાંબુ હતુ. તેનાં સર્વ અંગો જેવાં જોઇએ તેવાજ અને મોઢું ગોળ હતુ. તેની પ્રકૃતિ શાંત તથા મુગ્ધકારિણી હતી. ચક્ષુયુગલ કૃષ્ણતારકા-વિશિષ્ટ અને મોટાં તથા ચિકુરદામ ઘનકૃષ્ણ વર્ણનાં હતાં. તે વખતના દરેક ઐતિહાસકારોએ તેને સૌદર્ય અને કોમલતાના આદર્સ્વરૂપ તથા અનુપમ રુપ લાવણ્યવતી કામિની લખી છે.

હવે આપણે તેના ચરિત્ર વિશયમાં ઉતરશું. એક મુસલમાન ઐતિહાસકાર લખે છે કે એક વખતે કુલ વધુનાં ટોળા સાથે જેબુન્નિસા પોતાની ઉદ્યાન વાટિકા જોવા ગઇ હતી. તે વખતે હજુ તે વાડીમા કામ ચાલતું હતુ. ત્યારે હજી મહેલ તૈયાર થઇ રહ્યો નહોતો. અકિલખાં ( જે દશ હજારી મનસબદાર તથા લાહોરનો શાસન કર્તા હતો અને તેની સાથેના જેબુન્નિસાના પ્રેમની વાતો બહુજ સભળાય છે ) તેને ખબર પડી તેથી તે તે વાડી તરફ ગયો પણ કોઇપણ તરેહથી શાહજાદી સાથે મેળાપ ન કરી શક્યાથી તેણે પોતાનો પહેરવેશ બદલી નાખ્યો અને મજુર બની ગયો, અને માથા ઉપર એક ચુનાનું વાસણ લઇ ઉપર મીસ્ત્રીને આપવા ચડ્યો. ઉપર મીસ્ત્રી કામ કરતો હતો તેનાથી થોડેકજ છેટે બીજી સ્ત્રીઓની સાથે બેસી જેબુન્નિસા ચોપટ રમતી હતી. અકિલખા ઉપર ગયો પણ જેબુન્નિસા તો રમતમાં ચકચુર હતી. તેનું કંઇ તે તરફ ધ્યાન નહોતું તેથી અકિલખાંએ એક યુક્તિ કરી તે મ્હોટેથી બોલ્યો—" મીસ્ત્રી ચુનો લ્યો."

જેબુન્નિસા તેને ગુપ્ત વેશે જોઇ બહુજ રાજી થઇ. પણ બીજાથી તે વાતને છુપી રાખવા બોલી—૭, પાચ બે, છક ( આ આકડાઓ પાસે રમતાં રમનારાઓ જ્યારે ત્યારે બોલે છે પણ જેબુન્નિસાનો બોલવાનો ભાવાર્થ એવો હતો કે અગિઆરાં ગયો *

બીજો એક ઐતિહાસકાર કહે છે કે જેબુન્નિસાનો એક પ્રેમી સ્ત્રી વેશે તેને મળવા ગયો હતો અને ત્યા પોતાનો પ્રાણ ગુમાવ્યો હતો. જે વખતે પ્રેમી પ્રિયા સાથે આલાપ કરવા ગજ મહેલમા દાખલ થયો તે વખતે શહેનશાહ પોતે પણ મહેલમાં હતો. શહેનશાહે જૂદા જૂદા કાર્યો સાથે છૂપા જાસુસો રાખ્યા હતા, તેમાના એક ગુપ્તચરે આ વાતની શહેનશાહને ખબર આપી ઔરંગજેબ તરતજ ઉઠીને જેબુન્નિસાના મહેલમાં ગયો. પરંતુ જેબુન્નિસાને પહેલેથીજ તે આગમનની ખબર પડતાંજ તેણે પોતાના પ્રિતમને સ્નાન કરવાના પાણી રાખવાના ટેકમા સંતાડી દીધો હતો. શહેનશાહ શાહજાદીની ચાતુરી સમજી ગયો તેથી તેણે નોકરને હુકમ કર્યો કે હું આજે ટાંકાના ગરમ પાણીએ નાવનો છું, માટે પાણી સાથે આ ટાંકુ તપેલાં (બરણી) ઉપર ચડાવો. શહેનશાહનો હુકમ તરતજ પળવામાં આવ્યો અને હતભાગ્ય પ્રેમિક યુવક જીવતોજ બળી મુવો. બર્નિયરે આ બનાવ પોતાની નજરે જોયો હતો એમ તે કહે છે.

* Muntakhab-ul-Lubab Khafikhan † Colonel Dow's' History of Hindustan.

શિવાજી શામાટે કેદી થયો. અને કેવી રીતે ન્હાસી જવા શક્તિવાન થયો. તે બાબતનું યથાર્થ વર્ણન સમ્રાટના અનુગ્રહીત ઐતિહાસકારોએ છુપાવ્યા છતાં પણ નિરપેક્ષ ઐતિહાસિકોએ તેનું યથાર્થ વર્ણન કર્યું છે. તેઓ લખે છે કે જેબુન્નિસાજ માત્ર શિવાજીને બંધીવાન કરવાનું કારણ હતી. અને તેની સ્હાયતાથીજ તે ઔરંગઝેબના કેદખાનામાંથી ન્હાસી જવા શક્તિવાન થયો હતો. એક ઐતિહાસિક લખે છે કે ઔરંગઝેબની કન્યાએ પડદા અંદરથી શિવાજીની ઉજ્જવલ ગૌરવર્ણું કાંતિવિશિષ્ટ દેહ જોઇને તે તેના ઉપર મોહિત થઇ અને શહેનશાહને તેની સાથે પોતાનાં લગ્ન કરી દેવા કહ્યું. પણ શહેનશાહે તેનો તિરસ્કાર કરી અવજ્ઞા ભાવે તેની વાત અગ્રાહ્ય કરી અને આ કારણને લીધેજ શિવાજીને બહુજ જાપતા સાથે કેદ રાખ્યો હતો. અને આખરે શાહજાદીની મદદથીજ તે ન્હાસી જવાને શક્તિવાન થયો હતો.

ઔરંગઝેબ શિવાજીના પલાયનની વાત સાંભળી બહુજ અજબ થયો પણ જ્યારે જાસુસ દ્વારા તેને સર્વ સહસ્યની ખબર પડી ત્યારે તેના ક્રોધની પરિસિમા રહી નહી તેણે ચાર લાખ રૂપિયાની જાગીર અને બીજી પણ સર્વ વસ્તુ જપ્ત કરી શાહજાદીને બન્દિની બનાવી સલીમગઢના કિલ્લામાં મોકલી દીધી મહિરે આલમગિરનો લેખક તેને કેદી કરવાનુ કારણ એવું જણાવે છે કે "જેબુન્નિસા યુવરાજ અકબર સાથે મળી ઔરંગઝેબ સામે પડયંત્ર કરતી હતી" પણ એ વાત સાચી નથી, આજ અપરાધથી રાજમહેલની બીજી પણ કેટલીક સ્ત્રીઓ ગુનેહગાર થઇ હતી, જેબુન્નિસાના અવરોધનુ કારણ તો અમે ઉપર જણાવી ગયા છીએ તેજ ખરૂ છે. કારણ કે શિવાજીનાં મરણ પછી તેને છોડી મુકવામાં આવી હતી.

## હિંદુસ્તાનના દેવાલયો.

( લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા મુંબઇ )

( ૫ )

શિવજીના સ્વયંભુ લિંગની અહીં પૂજા થાય છે. જેની લંબાઇ આઠ ફીટ ધારવામા આ છે અને હાલ આઠ ઇંચ જેટલું બહાર દેખાય છે.

હરરોજ ઘણા ઠાઠથી આ લિંગની પૂજા થાય છે. અને જળ, દુધ, તથા ભાગના પાણીથ સ્નાન કરાવી તેના ઉપર સુગંધિત ચંદન તથા પુષ્પો ધરાવી–માગે પોષાક પેહેરાવવામા આવે છે. ફક્ત ઉચ્ચ વર્ણના હિંદુઓને લિંગની પાસે જવા દેવામા આવે છે. અને હલકી વર્ણના હિંદુઓ બહારના રંગમંડપમાંથી દર્શન કરે છે.

આ દેવાલયની પાસે બિન્દુ સરોવર છે. જેમાં સઘળા તીર્થોનાં જળના બિન્દુઓ આવી ભળેલાં છે. એવી માનના ચાલે છે પાણી લીલા રંગનું છે પણ જો તેને બીલોર કાચના વાસણમાં ભરી એક શાંત જગ્યામાં રાખ્યું હોય અને તેને હાલવાનો કંઇ પણ સભવ નહીં છતાં તે પાણીમાં સોનાની મેળે હીલચાલ થતી દેખાય છે. આ ચમત્કારથી એ સરોવરના જળનો મહિમા ઘણો મ્હોટો છે. "૬૦ વર્ષ સુધી ગંગા સાગરમાં, ગંગોત્રીમાં અને પ્રયાગમાં સ્નાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ બિન્દુ સરોવરમાં એકવાર સ્નાન કરી શ્રીભુવનેશ્વરના દર્શન કરવાથી મળે છે." "એ જળ પીધાથી શિવજીની ગતિ પામે છે, અને તેના સ્વર્ગ સુર્યનારાયણ જ્યાં સુધી તપે છે ત્યાં સુધી અવિચળ રહેશે."

## ગયાજી.

ગયા—એ પુરાતન શેહેર ગંગાનદી ઉપર બાંકીપુરથી રેલવેને રસ્તે ૫૭ માઇલ દૂર પટ-
નાની પાસે આવેલું છે પટના શેહેર એ પણ ઘણું જુનું તથા ઇતિહાસમાં જાણીતું થયલ
છે અને નીરંસમે ગુજરેના જુલમની વાત તો સર્વ કોઇએ વાંચી હશે તેથી ઐતિહાસિક
બાબત બાજુએ મુકી એમાં જાણવાને લાયક કઇ કઇ જગાઓ છે તેનું વર્ણન આપું છું ને
મારા હાથ ધરેલા વિષયથી દૂર જતે હોઉં એમ મને લાગતું નથી બુદ્ધાત્મા બોધને લગતી
કેટલીક જુની હકી તો બતાવનારી જગાઓ પણ પાસે હોવાથી તેનો પણ અત્ર સમાવેશ કરેલો

બૌધ ધર્મના ઇતિહાસ પ્રમાણે અજાત શત્રુના પિતા શ્રેણીક કે બીમ્બીસારે રાજગૃહ બંધાવેલુ છે અને તેથી ઇ. સ. પૂર્વે ૫૬૦ થી વધુ જુનુ નથી. નૈરૂત્ય ખુણામા હાલના જમા નામા બંધાયલા કિલ્લાની નીશાનીઓ છે. જેની પત્થરની દીવાલો હજી દીઠામા આવે છે. તેણુ ૬૦૦ વાર જગ્યા રોકેલી છે. રાજગૃહના પર્વતમાંની એક ટેકરીને વૈભર કહે છે. જેની બાજુમા બૌધ ધર્મની પેહેલી સભા ઇ. સ. પૂર્વે ૫૪૩ મા સત્તાપની ગુફામા મળી હતી તે પ્રખ્યાત ગુફા છે રત્નગિરિ નામની ટેકરી જે કે પીપલની ગુફાને નામે જણાય છે. ત્યા મહાત્મા બુદ્ધ પોતાના ભોજન પછી ધ્યાન માંડી બેસતા હતા. મહાભારતમા વખાણેલી ઋષિગિરની ટેકરીને આ મલતી આવે છે. એક નાનો વાંકો ચુકો ફરસ બંધી રસ્તો પર્વતના શિખર ઉપરના એક નાના દેવાલય તરફ જાય છે. જેનો ઉપયોગ જૈન લોકો કરે છે, બીજી બે ટેકરીઓ ઉપર પણ જૈન લોકોના મંદિર છે. રક્ષાબુરજ એ પર્વતની હારની પૂર્વ ખુણે આવેલા છે જેના જેવા બીજે બુરજ સેહેરની ઉપરના ભાગમા છે એક બુરજ હજી મોજુદ છે જ્યારે બીજાના પાયા દેખાય છે

## ગયાજી.

ઇસ્ટ ઇન્ડીયન રેલ્વેની પટના ગયા શાખાનુ છેલુ સ્ટેશન ગયા કલકત્તાથી ૩૯૫ માઇલ અને બંકીપુરથી ૫૭ માઇલ દૂર છે. એ સેહેર બે ભાગમા વેહેંચાયલુ છે. જુના સેહેરમા બ્રાહ્મણ વર્ગના મકાનો આવેલાં છે, અને સાહીબગંજમા દુકાનો તથા ઓફીસોના મકાનો અને યુરોપીયન લોકોના મકાનો છે રસ્તાઓ પોહોળા છે.

એ જગ્યાની ઉત્પતિ માટે એવી કથા વાયુપુરાણમા છે કે એજ નામનો એક રાક્ષસ જેની દેહની ૫૬૭ માઇલની ઉચાઈ વર્ણવવામા આવી છે તે આ જગાએ સખત તપ કરતો હતો. દેવતાઓને તેથી ભય ઉત્પન્ન થયો અને એને સખત સજા કરવાનુ કામ બ્રહ્માજીને સોંપ્યુ. બ્રહ્માજીએ એની સાથે દગો રમી તેને સુઇ જવાનુ કહ્યુ અને તેનાં શરીર ઉપર ભારે વજનનો પથરો મુક્યો જ્યારે તેમાથી છુટવાનો તેણે પ્રયત્ન કર્યો ત્યારે દેવતાઓએ ત્યા આવી વસવાનું તથા જે લોકો ત્યા આવી જાત્રા કરશે તેમને પાપમાથી બચાવવાનુ વચન આપ્યુ ગયાજીએ હીંદુઓનુ જાત્રાનુ મહોટુ ધામ છે એ અસલ બૌધ ધર્મનુ ધામ હતુ પણ પાછળથી બૌધ ધર્મને નબળો પાડી બ્રાહ્મણ લોકોએ પોતાની સત્તા બેસાડી પોતાના પિતૃઓને જન્મ મરણના બંધનમાથી છોડાવી સ્વર્ગે પહોચાડવા સારૂ ગયાજી જઇ શ્રાદ્ધ કરવાની તથા પિંડદાન દેવાની દરેક હિંદુની ફરજ છે. ત્યા ગયા પછી જે જે કૃત્યો કરવાના છે તે બધામા ગોર [પંડા] નો લાગો તો હોયજ. ત્યા પીસ્તાલીસ પવિત્ર જગ્યાઓ છે. જે બધી જગાએ ફરી રેહેતા તેર દીવસ લાગે છે. દરેક જગાએ કોઇને કોઈ દેવની પાદુકા હોય છે

ફાલગુ નામની નદી ઘણી પવિત્ર ગણાય છે. જેના ઉપર જાત્રાળુઓને નહાવા ઉતરવાના ઘાટો બાંધેલા છે. વિષ્ણુપાદની જગ્યાની બાંધણી સારી છે જેની લંબાઈ ૮૨ ફોટ છે અને તેના ઉપર શંકુ આકારનું ૧૦૦ ફીટ ઉચુ શીખર છે. આ જગ્યા ઇંદોરની અહલ્યાબાઇએ ત્રણ લાખ રૂપીઆ ખરચી બંધાવેલી છે.

## બૌધ ગયા.

બૌધ ધર્મના સ્થાપન કરનાર મહાત્મા ગૌતમ સાથે આ જગ્યાનો ઘાડો સબંધ હોવાથી ગયાજીની ખ્યાતી વિશેષ પસરેલી છે. મહાત્મા ગૌતમે ત્યાં શું કીધું છે તે હવે પછી યોગ્ય

ગણી થયું આ દિવાકર મિત્ર રાજ્યશ્રીના પતિનો ઘણો મિત્ર હતો તેથી રાજ્યશ્રી તેના આશ્રમમા બૌદ્ધ યોગિનીની રીતે રહેવા લાગી." હર્ષવર્ધન ગંગાનીરે પોતાની સેનાને જઈ મળ્યો. અહિંયા આ અધ્યાયમાં હર્ષ ચરિત સમાપ્ત થયું છે. ઘણા અરસામાં માલવરાજને શ્રી હર્ષે માર્યો. કાન્યકુબ્જમાં વર્ધન વંશની રાજધાની પ્રતિષ્ઠિત થઈ. તેની દરબારમાં કાશ્મીરનો મયૂર ભટ્ટ જૈનાચાર્ય મનાતંગ સૂરી અને બાણ કવિઓ હતા. મયૂર ભટ્ટ એ બાણનો સસરો હતો. મયૂર ભટ્ટ સૂર્ય શતક રચના કરીને દુરંત કોઢના રોગથી છુટયો. જૈનાચાર્ય મનાતંગસૂરીએ ભકતામર સ્તોત્ર રચ્યું છે.

હર્ષવર્ધન પહેલાં હિંદુ હતો પછીથી તેણે દિવાકરમિત્રના ઉપદેશથી બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો. એ વાસ્તે બૌદ્ધ વિદ્વેષી બાણ ભટ્ટે તેનુ જીવન સમાપ્ત કરવાની કોશેશ કરી નહોતી. શ્રી હર્ષના લખેલા રત્નાવલિ નાટિકામાં નાંદિની હરપાર્વતીની સ્તુતિ ગાય છે અને તેના નાગાનંદ નાટકમાં બૌદ્ધની સ્તુતિ કહેલી છે. એના ઉપરથી પણ તે પહેલાં હિંદુ હતો અને પછીથી તે બૌદ્ધ થયો. એમ સમજી શકાય છે.

**કાલનિર્ણય**—વર્ધનવંશના મહારાજા હર્ષવર્ધન અથવા શ્રી હર્ષે ઈ. સ. ૬૦૬–૫૦ સુધી કાન્યકુબ્જમાં રાજ ચલાવ્યું હતું. ઇ. સ. ૬૨૯ થી ઇ. સ ૬૪૫ સુધીમાં ચીનનો યાત્રી હુએન સંગ હિંદુસ્તાનમાં બૌદ્ધ ધર્મના તીર્થ કરવા આવ્યો હતો. તેણે શ્રી હર્ષ રાજાની મુલાકાત કરી હતી એવું પોતાના યાત્રાના વર્ણનમા લખ્યું છે. એના ઉપરથી શ્રી હર્ષ ઇ. સ.ની સાતમી સદીના પૂર્વાર્ધમાં હતો એ ઉઘાડુ જણાય છે. તેજ શ્રી હર્ષને પશ્ચિમના ચાલુક્ય રાજાએ તેના ઉપર જીત મેળવી હતી આ ઉપરથી આ ઐરોલેમાના શિલા લેખમાંની પંક્તિમાં ઉલ્લેખ કર્યો છે. આ શિલા લેખ શકે ૫૫૩ એટલે ઈ. સ. ૬૩૮માનો છે. એવું તેના લેખમાના એક શ્લોકમાં છે.

શ્રી હર્ષનો ઉત્કર્ષ સાતમાં સતકના પૂર્વાર્ધમા થયો હોય એવુ જણાય છે.

**ગ્રંથ**—રત્નાવલીની ટિકા અને નાગાનંદ નાટક.

કેટલાકો રત્નાવલી બાણની કરેલી માને છે અને કેટલાકો શ્રીહર્ષે ધાવકને ધણ આપીને પોતાના નામથી પ્રચાર કરાવી એવું કહે છે પણ તે બેમાથી કંઇપણ ખરું નથી. બાણની રત્નાવલીમાં ભાષાજ નથી અને ધાવક કવિ તે વાગમાં થયોજ નથી. બેશક એક ધાવક કવિ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં લખે છે પણ તે બહુ જુનો છે. કદાચ શ્રી હર્ષ બુદ્ધ ધર્મી થવાને લીધે કેટલાકો તેનો દ્વેષ કરીને બાણને પૈસા આપીને અથવા ધાવકને પૈસા આપીને શ્રી હર્ષે લખાવ્યું એવું લખે છે પણ તેનો કઇ પણ આધાર નથી. ઉલટું મધુસૂદન ભાવબોધિની નામની મયૂર શતકની ટીકામાં લખ્યું છે કે બાણ ભટ જે હર્ષનો સભા પંડિત હતો તે શ્રી હર્ષજ રત્નાવલીનો રચનારો છે. મયૂર શતકનો ગ્રંથ સંવત ૧૭૧૧ અર્થાત્ ઇ. સ. ૧૬૫૪ લખેલો છે તેનાથી બસો વર્ષની પહેલાં રત્નાવલી શ્રી હર્ષની રચેલીછે. એવું મનાતું હતું.

# નીતિ બોધ વચનો.

(લખનાર-રા. રા. નિરછારામ શંકરજી મહેતા વાંકાનેર (સુરત)

(ગયા અંકને પાને ___થી ચાલુ.)

૪૦ પથ્ય નહી પાળનારને ઔષધ શું કામ કરનાર છે? કાંઇજ નહી

૪૧ તમારો લેણદાર અધીરીઓ અને કંજુસ રાખજો, કેમકે તેથી ઉડાઉ અને કરજદાર થતુ બચી જવાય છે

૪૨ જે કામ આજ કરી શકો તે કાલ ઉપર રાખતા નહી. કેમકે ઘડી પછી શું થનાર છે તેની ખબર નથી

૪૩ જે કામ પોતે કરી શકો તેમા બીજાને તસ્દી આપતા નહી

૪૪ પછવાડે મળવાની ઉમેદમાં વગર વિચારે પૈસા ખરચતા નહી

૪૫ જરૂર વીનાની ચીજ સસ્તી હોય તોપણ ખરીદ કરવી નહી

૪૬ સ્ત્રીના રૂપ ઉપર ફીદા થવુ નહી. પણ તેના ગુણ જોવા

૪૭ ફાટેલા લુગડાં અને ગરીબ માણસે લાજવુ નહી

૪૮ સુગ સ્વભાવના બખીલ માણસ પાસે કાંઇપણ માગણી કરતા નહી

૪૯ લોભી માણસોને મન પૈસો એજ પરમેશ્વર છે

૫૦ જે વાત થઈ ગઈ તેનો મીથ્યા શોક કરવો નહી

૫૧ જે માણસના પેટમા વાત છીપતી નથી તે [illegible]

૫૨ ગએલી જીંદગી ફરીથી આવનાર નથી

૫૩ જેવી મહેનત કરશો તેવુ ફળ ભોગવશો.

૫૪ "લીખનાં પઢના ચાતુરી, સબી બાત હય સહેલ, કામ દહન મનવશ કરન, ગગન ચરન મુસ્કેલ".

૫૫ આકાશને વિષે તારાઓનુ ભુષણ ચંદ્ર છે નારીનુ ભુષણ પતિ છે પૃથ્વીનુ ભુષણ રાજા છે, તેમજ સર્વનું ભુષણ વિદ્યા છે

૫૬ જે બળવાન અને ધનવાન છે, તેની આગળ પોતાના સગપણના ભરોસા ઉપર ફુલાઇ રહેવું નહી. કેમકે અપરાધ ન છતાં તે બળાત્કારે અપરાધ ઠરાવે છે

૫૭ છુટાપણું હોય અને ગરીબી હોય તે સારી, પણ પરાધીનપણે હોયને મોટી સત્તા હોય તે સારી નહીં જે પરાધીન થયો હોય તેનું સુઘડપણું ચતુરપણું ધૈર્ય તેવાજ બીજા મોટા મોટા સદ્ગુણો હોય તે નકામા કેમકે તેને ધણીના કહ્યામા રહી ગમે તેવું નીચું કામ કરવુંજ પડે

૫૮ કોઇને તસ્દી પહોચાડવા સારૂં બીજાને શરણે જતા ઘણો વિચાર કરવો એક વાર જોરાવરનાં કબજામાં આવી પડ્યા એટલે પછી છુટકો થશે એવો ભરોસો રાખવો નહી.

૫૯ જેની સાથે આપણું ચાલે નહીં તેની સાથે નમીને રહેવુ ત્યા ગર્વ કરવો તે મુર્ખપણું

૬૦ શ્રીમંતનુ સગપણ અથવા તેની સંગત ગરીબને વિપત્તિમા નાખે છે શ્રીમંતની પાડોસમાં હોઇએ તો તે લડે અથવા એ લડે પણ બેઉ તરફથી નાશ ગરી[illegible]

# અધ્યાત્મ વિચાર રત્ન સંગ્રહ.

(લખનાર—રા. રા. ધીરજલાલ નરભેરામ વકીલ.)

[સંધાણ અંક ૬ પાને ૧૮૦થી આવ્યું]

૨૭ કોષો પાંચ છે. ૧ અન્નમય કોષ, ૨ પ્રાણમય કોષ, ૩ મનોમય કોષ, ૪ વિજ્ઞાનમયકોષ, ૫ આનંદમય કોષ.

૨૮ કોષોમાં આત્મા વિરાજેલો છે. તે સંબંધી અભ્યાસ કરવાથી ગુપ્ત જ્ઞાનનો પ્રકાશ થઇ, અધ્યાત્મિક જ્ઞાન ઉપર ઉત્તમ પ્રતિનું અજવાળું પડવાથી, ખરૂં કર્તવ્ય કરવામાં મદદ મળે છે. કોષો પરમાણુની અંદર સ્થૂળ પાયો રચી, પ્રગટીકરણમાં સ્થૂળ પરમાણુઓને લાવે છે. પાંચે કોષોમાં જુદી જુદી અદભુત શક્તિઓ છે. એકમાં રસાયણ શાસ્ત્ર સંબંધી આકર્ષણ પ્રત્યાકર્ષણ શક્તિ છે. ત્યારે બીજામાં ચૈતન્યભૂત પ્રકૃતિ (શ્વાસ) છે ત્યારે ત્રીજામાં વાસના અને ઇન્દ્રિયજન્ય જ્ઞાનની શક્તિ ખીલવવાની અદભુત શકિત છે. ત્યારે ચોથામાં નિર્ણય વિચાર કરવાની, ઘટનિવેદનમાંથી શુધ્ધ વિચારો વિષે વિવેચન કરવાની, તથા સત્યતાના પ્રદેશમાં ખેંચવાની શકિત છે ત્યારે પાંચમામાં સ્વસ્વરૂપનું જ્ઞાન કરવાની અને સત્યાનંદ અનુભવવાની મહા શકિત છે.

૨૯ કોષો—અદભુત શકિતવંત છે. એના અદભુત બળને મદદગાર કરવા તેના ઉપર સત્તા સ્થાપવી અવશ્યની છે. કોષોને જે અનુકુળ કરે છે, દયા સત્તામાં લે છે તેની આજ્ઞા કોષો બરોબર ઉપાડે છે. પણ કોષોના ઉપર અધિપત્ય સ્થાપવા નિયમીત શ્રમની જરૂર છે નિયમ વિના સૃષ્ટિમાં કંઇપણ થતુ નથી કોષોની ક્રિયા શકિતના બળને અનુલક્ષિ તેના ઉપર અમલ જમાવવો. તેથી ધીમે ધીમે જય થાય છે અને આખરે પરમપદની પ્રાપ્તિ થાય છે

૩૦ અન્નમય કોષ—એમાં રસાયણ શાસ્ત્ર સંબંધી આકર્ષણ પ્રત્યાકર્ષણ શકિત છે એ કોષ બહારનો સયોગ, અને અનુભવ એકઠો કરવાને ઉપયોગી છે અને વધારે શ્રેષ્ઠ બુદ્ધિ જે કામો માટે જરૂરની છે. તે કામોના મુળતત્વોને [આણુઓને] ઉત્પન્ન કરવા માટે એ કોષ ઉપર ખાસ આધાર છે. અન્નમય કોષને ઉન્નતિક્રમમાં મુકવાથી બધા કોષોને પુષ્ટી મળે છે. યાને સ્પષ્ટ કહીએ તો કોષોને પ્રથમ બીન્દુઓ એ પુરા પાડે છે માટે પુરા પડતાં બીન્દુઓ યાને તત્વો ઉચ્ચ જોઇએ

આહારના સંબંધમા પ્રથમ વિચાર કરવા અધ્યાત્મ વિચારનારે લક્ષ આપવો આહાર સાત્વિક, અને સારો જોઇએ અસાત્વિક ખોરાકથી અસાત્વિક બીન્દુઓ યાને તત્વો કોષોને મળવાથી મહા હાનિ થાય છે "અન્ન તેવો ઓડકાર", એ સાદી કહેવત પ્રમાણે અસાત્વિક આહારથી હાની થાય છે.

શરીરના તથા મનના ઉત્તમ પ્રકારના બળને, ઉત્તમ જ્ઞાનને, શુધ્ધ પ્રેમને, ઇશ્વરી પ્રેરણાને સૌંદર્યને તથા અધ્યાત્મિક બળને વધારવાની જેની ઇચ્છા હોય તેને સાત્વિક આહારને સેવવો. સાત્વિક, આહારના સેવનથી નિરંતર સ્ફુર્તી, આરોગ્યતા તથા આનંદની વૃધ્ધિ થાય છે.

માંસ આહારીઓને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાને બહુ પાછળ રહેવું પડે છે. એ અતિ અસાત્વિક ખોરાક છે. તે કોષને જડ તથા અસાત્વિક તત્વ પુરૂ પાડે છે. તેથી સાત્વિક પ્રદેશમાં પ્રવેશ થવો કઠીણ થાય છે.

તરૂણોએ ખોટા વર્ણનથી લોભાઇ માસ આહારથી દુર રહેવું.

અસાત્વિક ખોરાકથી મહા હાની છે. અને સાત્વિક આહારમાં પણ અધ્યાત્મ વિચાર-વાદીઓએ અલ્પઆહાર સેવવો અવશ્યનો છે. અલ્પ આહાર મતિઓને વિશુધ્ધ કરે છે, બુધ્ધિને સતેજ કરે છે, અંતઃકરણને પ્રસન્ન રાખે છે. અને સ્મર્ણ શકિતને બળવાન કરે છે.

પ્રત્યેક ધર્મમાં ઉપવાશ અને સાત્વિક સુક્ષ્મ આહારનું મહાત્મ વર્ણવેલું છે. મીતાહારી રહેવાથી. અને પ્રસંગોપાતે *ઉપવાશ કરવાથી શરીર તથા મન નીરોગી, બળવાન તથા સ્ફુર્તી વાળું થાય છે. ને દીવ્યજ્ઞાન અનુભવવાને પાત્ર બને છે.

૨: પ્રાણમય કોષ—એમાં ચૈતન્યયુત પ્રવૃતિ (શ્વાસ) છે. આ કોષ ક્રિયાનો કોષ છે. એ જ્ઞાનનો કોષ નથી. આ કોષ ઉત્સાહથી સર્વ એકઠું કરે છે. અને જે જે અંદર પાત્ર છે, તેને સેવે છે. આ કોષ કર્મને માટે છે, વિચારને માટે નથી. એ કોષમાં સમ્બન્ધ કરનારી શકિત છે ને જ્ઞાનતંતુના મધ્ય બિન્દુઓ ઉપર સીધી રીતે અમલ કરે છે. અને તે તંતુઓને પુરા પાડવાના બિન્દુઓ અન્નમય કોષ પુરા પાડે છે. અન્નમય કોષને પ્રાણમય કોષ પોતાના તાબામાં રાખી તે ઉપર સત્તા ચલાવે છે. અને તેથી ને સ્થુળ પર-માણુઓને સંયુક્ત કરે છે. કૌષિતકી ઉપનિષદમાં કહેલું છે કે; "વાણી, દ્રષ્ટિ, શ્રવણ, એ પ્રાણને આધારે છે. મતલબ કે શ્રવણ એટલે કાન, દ્રષ્ટિ એટલે ચક્ષુ, સુગંધ એટલે નાક, સ્પર્શ એટલે ત્વચા એમ અર્થ લેવાનો નથી પરંતુ એ જે બહારની ઇન્દ્રીઓ છે તેને શકિત આપ-નારા જે તત્વો છે, તેના મધ્ય બિન્દુઓ જે પ્રાણ પછીના મનોમય કોષમાં રહેલા છે તેને પ્રાણમય કોષ બધા બિંદુઓ પુરા પાડે છે. મતલબ કે પ્રાણમય કોષ એ સર્વ પરમાણુઓને આધારભુત છે. એ પ્રાણના પાંચ વિભાગ પડેલા છે. અને તેમની દરેકની ક્રિયા જુદા જુદા પ્રકારની છે. તે **પંચિકરણ** જોવાથી ખુલાશો થશે. (અપૂર્ણ)

---

*ઉપવાશ કરવાના અદભુત ગુણનો અનુભવ મને સંવત ૧૯૬૦ના આશો માસની નવરાત્રીમાં થયો. મારી ઇચ્છા કેટલાક કાળ થયા, લાંબા ઉપવાસો કરવા ઉપર હતી. એટલામાં નવરાત્રીના દીવસો આવ્યા. કુલાચારની રૂઢીએ નવરાત્રી કરવાનું મેં સ્વીકાર્યું. અને તે અનાહારે કરવા નિશ્ચય કર્યો.

પ્રથમ દીવસે કોઠો સાફ કરી નાખ્યો, અને રાત્રે ફકત કરીઆતુ નાંખી ઉકાળેલું બે મોટા ચમચા પાણી પીધું. પછીના દીવસોમાં રાત્રીએ બબે ચમચા ઉષ્ણ જળ લેતો ને તરસ લાગતી તો થોડું જળ લેવામાં આવતું, હું દરરોજ પ્રાતઃકાળમાં ઉઠતો, સ્નાન સંધ્યાદિ તથા ભજનમાં વખત જતા બચતો તેમાં જપ કરતો, તે છેક સાંજના પાંચ કલાક આસનેથી ઉઠી ઘોડો પસાર કરી અરધા એક કલાક પછી સ્નાન કરતો, સ્નાન કરી સાયં સંધ્યાદિ કર્મથી પરવારી ધ્યાન તથા જપ કરતો, અને રાત્રે નવ કલાકે સુઇ જતો. નિદ્રા સુખરૂપે આવતી હતી. શરૂઆતના એક બે દીવસ સુધી જરા બેચેની લાગી. પરંતુ દીવસો જતા ગયા તેમ શરીરમાં સ્ફુર્તી વધવા લાગી. અને આનંદ લાગતો ગયો.

સાતમે દીવસે અપૂર્વ આનંદ થયો. જે આનંદ સ્વાત્મ અનુભવ સિવાય દર્શાવવો મુશ્કેલ છે.

આઠમને દીવસે સ્વદસ્તે હોમ કર્યો. અને જપની દશાંશ આહુતી હોમી. અગીયારમે દીવસે મારે દશ માઇલ જવાનું હતું. ત્યાં ઘોડાઉપર બેશીને ગયો. આ બધો વખત મારૂં આરોગ્ય ટકયું હતું. અને નવાઇ એ હતી કે મ્હારા માથામાં તાલ પડી હતી. તેમાં નવા વાળ આવ્યા. અને જે દુર્વાસનાના વિગારોને ત્યાગ કરવા મેં ઘણી વખતે મનન કર્યું હતું તે આપોઆપ ખરી ગયા.

# શ્રેષ્ઠ કન્યા—શશિપ્રભા.

બંગાલાના નવાબ સુરાજઉદ્દૌલ્લા જેવેળા ગાદીનો અધિકારી થયો તે વેળા, હેનું વય માત્ર વીશ વર્ષનું હતું. તેની પહેલાંનો નવાબ અલીવર્દિખાન તેની માતાનો પિતા—દાદો—થતો હતો. સુરાજઉદ્દૌલાને તેના દાદાએ અતિશય લાડમાં ઉછેર્યો હતો. અને મ્હોડે ચઢાવી બગાડ્યો હતો! તેજ કારણને લીધે જેવો તે ગાદીપર બેઠો તે વખતે તેને દુરાચરણી, દુર્વ્યસની મિત્રો સાથે મિત્રતા થઈ. તેને પ્રતાપે તે વ્યભિચારી નિકળ્યો. તેથી તેને હાથે અને તેના મિત્રોને હાથે નાના પ્રકારના ઘોરતર અન્યાય થવા લાગ્યા કુલિન સ્ત્રીઓનાં પતિવ્રતનો ભંગ થવાની શરૂઆત થઈ. તેથી સર્વ પ્રજા તેના ઉપર ગુસ્સે થઈ. અને બંગાળાનું રાજ્ય કેવળ અંધેર નગરી જેવું બની ગયું! સુરાજઉદ્દૌલાએ ઉઘાડે છોક પોતાના કેટલાક ઉમરાવોની સ્ત્રી, પુત્રીઓને બળાત્કારે પોતાના મહેલમાં તેડાવી મંગાવી અને પોતાની દુર્વાસના પરિતૃપ્ત કરવા લાગ્યો.

આ સમયે મુર્શિદાબાદમાં મ્હોટા મ્હોટા શ્રીમાન્ વ્યાપારીઓ વસતા હતા. તેઓને જગત શેઠ કહેવામાં આવતા હતા. સર્વ દેશોમાં તેઓની વ્યાપારી પેઢીઓ ચાલતી હતી મ્હોટા મ્હોટા જમીનદારો અને સંસ્થાનિકો પણ તેમના ઋણી બન્યા હતા. એટલુંજ નહીં પણ ખુદ દિલ્લીના બાદશાહ પણ તેમના દ્વારે લક્ષ્મિ યાચના કરવા આવવા લાગ્યા હતા. આવી સ્થીતિ હોવાથી રાજદરબારમાં તેમનું મ્હોટું સન્માન થતું હતું અને માન પણ મળતું હતું.

સુરાજઉદ્દૌલાના રાજ્ય અમલ વખતે મુર્શિદાબાદમા માનબચંદ નામનો એક પ્રસિધ્ધ ધનવાન ગ્રહસ્થ રહેતો હતો. તેને શશિપ્રભા નામની એક અત્યંત રૂપવતી, સુંદર કન્યા હતી. તેના જેવી રૂપલાવણ્યવતી કન્યા એક હજાર સ્ત્રીઓમાંથી પણ મળવી કઠીન હતું! દુર્દૈવયોગે સુરાજઉદ્દૌલાની દ્રષ્ટિ તે કન્યા ઉપર પડી. તે કન્યાના રૂપ માધુર્યે બાદશાહને તદ્દન ગાંડો બનાવી દીધો! પરંતુ માનબચંદ એ આખા હિંદુસ્તાનમા એવો પ્રસિધ્ધ, માન પામેલો, ધનવાન વ્યાપારી હતો કે સુરાજઉદ્દૌલાથી. પ્રસિધ્ધ રીતે, તેની કન્યાનું હરણ થઇ શક્યું નહી. સ્ત્રી સૌંદર્યમાં મોહ પામી ગાંડા બનેલા મનુષ્યને હાથે કેવાં કેવા નીચ કર્મો થાય છે તે કાંઈ કહી શકાતું નથી. સુરાજઉદ્દૌલા, શશિપ્રભાના સૌંદર્ય દર્શન માટે એટલો અધિર બની ગયો હતો કે એક દિવસ તેણે સ્ત્રીના વસ્ત્રો પહેરી જે સ્થળે તે કન્યા રહેતી હતી તે મકાનમાં પ્રવેશ કર્યો. સ્ત્રીના વસ્ત્ર ધારણ કરેલા હોવાથી તે જનાનખાનામાં પ્રવેશ કરવા છતાં કોઇએ અટકાવ્યો નહીં! પ્રથમ તો માત્ર તેના ચંદ્ર સમાન મુખનું દર્શન કરવાની ઇચ્છા હશે પરંતુ જ્યારે તેના કામનિય રૂપનું અવલોકન કર્યું ત્યારે પોતે ક્યાં આવ્યો છે તેનો કિંચિત્ પણ વિચાર કર્યા વિના તે સુદરીને આલિંગન કરવા દોડ્યો! આ બનાવ જોતાં શશિપ્રભા ભય પામી ગઇ અને તરતજ દોડતી દોડતી પોતાના પતિ પાસે જઈ આ ભયંકર સમાચાર કહ્યા. આ સાંભળતાંજ તેનો પતિ ગુસ્સામાં લાલચોળ થયલો સ્ત્રી વેષધારી નવાબને પકડવા દોડ્યો. નવાબ નાસવા જતો હતો પણ તરતજ તેણે પકડી પગ અને હાથવડે પુષ્કળ માર માર્યો! પુષ્કળ મેથીપાક જમાડ્યો! ઘણા કાલાવાલા કરવાથી તેને છોડવામાં આવ્યો. આ કથા વણી થોડાનાજ જાણવામાં આવી હતી. પરંતુ માર ખાવાથી, આશાભંગ થવાથી અને અપમાનિત થવાથી નવાબને ઘણો ગુસ્સો આવ્યો. આટલું અપમાન પામવા છતાં શશિપ્રભાને પ્રાપ્ત કરવાનો નિશ્ચય, તેના હૃદયમાંથી વેગળો થયો નહીં.

આ વાતને કેટલાક દિવસો નિકળી ગયા પછી એક દિવસે લાગ જોઈને તેણે પ્રસિદ્ધપણે રસ્તાની વચમાંજ, શશિપ્રભાના પતિનુ ખૂન કરાવ્યુ તે નિર્દય નવાબ પોતાના શત્રુનુ ખૂન કરાવીને શાંત થયો નહી પોતાના નોકરોને આજ્ઞા કરી કે શશિપ્રભાના પતિનુ માથુ ધડથી જુદુ કરી, એક ચાંદીના થાળામા મુકી તેના ઉપર ન[illegible] નાખવી ખૂન કરનાર નોકરોએ નવાબની તે આજ્ઞાનો અમલ કર્યો આ સમયે શશિપ્રભા જેવી નિર્મળ પતિવ્રતા હિંદુ બાલિકાના અંતઃકરણમા કેટલુ દુઃખ થયુ હશે, તેની સ્થીતિ કેવી થઈ હશે તેનુ વર્ણન કરવુ અશક્ય છે ભીતિ, ક્રોધ, દ્વેષ અને પતિ વિયોગ, આ સઘળા દુઃખાગ્નિથી તેનુ અંતઃકરણ ભડભડાટ બળવા લાગ્યુ જાણે તે જીવતીજ ચિતા વચ્ચે બેઠી બળતી હોય તેવુ તેને જણાયુ! પોતાના પતિનુ માથુ ધડથી વેગળુ કરેલુ નજરે જોઈ તે અભાગિનીના મગજમા ઉન્માદ વાયુ થયો તેથી તેની બુદ્ધિ ભ્રષ્ટ થઈ

આવા પ્રકારનો જુલમી, વ્યભિચારી અને તરૂણ વયનો જુવાન નવાબ બંગાળાની ગાદી ઉપર સ્વસ્થ રહે એ ઘણુ કઠીન હતુ પોતાના દુરાચરણનુ પરિણામ સુરાજઉદ્દૌલાને તત્કાળ ભોગવવુ પડ્યુ આવો અસહ્ય ત્રાસ અને જુલમને લીધે બંગાળાના જમીનદાર લોકોએ અંગ્રેજોની સહાયતાવડે મીરજાફરને ગાદીએ બેસાડ્યો અને સુરાજઉદ્દૌલાને ગાદી ભ્રષ્ટ કરાવ્યો પ્લાસીના યુધ્ધમા પરાજય પામેલો સુરાજઉદ્દૌલા નાસતો હતો ત્યાંથી મીરજાફરના માણસોએ તેને પકડી લાવી બંગાલના મધ્ય ભાગ મુર્શિદાબાદમા લાવી મિરજાફરના પુત્ર મીરનની આજ્ઞાથી મહમદબેગ નામના મનુષ્યે તેનો—સુરાજઉદ્દૌલાનો—શિરચ્છેદ કર્યો એટલુંજ નહીં પણ તેના શરિરના એક એક કટકાને હાથીના પગ સાથે બાંધી એના મહાન અપરાધી મનુષ્યને ભૂમિદાહ કરવા માટે તેને સ્મશાન ભૂમિમા લઈ ગયા

અને માગ માણુસો પેઠે બોલવા ચાલવા લાગી. તેની આવી વૃત્તિ, સ્થીતિ જોઇ બધાંને મ્હોટું આશ્ચર્ય લાગ્યું અને તેમને ઘણો આનંદ થયો. તોપણ તે પોતાની મેળે કાંઇક બબડાટ કરતી હતી તે બોલી: મ્હારે જે કામ કરવું હતું તે પરમેશ્વરેજ કર્યું. જે માટે તેમણે મ્હારૂં કર્તવ્ય કર્યું હતું, તે માટે તેમણે જે કરવું જોઇતું હતું તે હવે મ્હારે કરવું જોઇએ."

નપાય કરે છે એવી બાતમી મળતાં તરતજ તે ત્યાંથી નિકળી દિલ્હી જવા નિકળી. આગળ મેહેરુન્નિસા અને પાછળ શશિપ્રભા એમ બન્ને જણ માર્ગમાં ચાલે છે મેહેરુન્નિસાએ જાણી લીધું કે પોતાના પતિએ જેના પ્રાણ લીધા છે તે પૈકીમાંથીજ કોઇ મ્હારા અને મ્હારી પત્નીનો પ્રાણ લેવા આવે છે. પરંતુ અહીંતો શશિપ્રભાનો હેતુ જુદોજ હતો. તે ખુલ્લુંજ છે.

# મનની કેળવણી.

લખનાર—રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા મુંબઇ.

હાલમાં જ્યાં ત્યાં તનની કેળવણીનો વિષય પ્રાધાન્યપદ ભોગવતો જણાયછે. ત્યારે શું મનની કેળવણી નકામી છે ? અથવા શું મગજ કેળવી શકાય તેમ નથી ?

હાલમાં મનની કેળવણી (ખીલવણી) વાસ્તે ભુજ વખતજ સાંભળીએછીએ. કોઇ પુછશે કે શાળાઓમાં, નિશાળોમાં કે કોલેજોમાં જે વિદ્યાના પાઠો શીખવવામાં આવેછે તેજ મનની કેળવણી શું ન ગણી શકાય? ઉપલી જગ્યાએ શીખી પાર ઉતરેલાઓની મગજ શક્તિ તમે તપાસો. તેમા કેટલા મગજના પેહેલવાન બની બહાર પડેછે ? તેના ટકા ક્હાડો એટલે તમારી ખાત્રી થશે કે એ શિક્ષણો મગજને મજબુત બનાવવાને તદ્દન નાલાયક છે કે નહીં ?

શરીરને કેળવી દરેક અવ્યયો મજબુત કસાયલાં બનાવવાને મુંબઇ શેહેરના લોકોને મી. સેન્ડોએ પોતાની રીત સમજાવીછે તેવીરીતે ઘેર બેઠાં બેઠાં પણ પોતાના દરેક અવ્યયોને મજબુત કરવા બીજી નવી નવી રીતો ઘણી નીકળતી જાયછે અને તે તરફ હાલ દુનિયાનું ધ્યાન ખેંચાયલુંછે. આનું પરિણામ કંઇ ખોટું તો છે નહી

પણ જેવીરીતે તનને કસવાને ઘરગથાઉ ઉપાયો નીકળતા જાયછે. તેવીરીતે મનને કસી ખીલવવાના ઉપાયો જેવા કે મગજની કેટલીક નબળાઇઓ દૂર કરે તેવા કેમ નીકળતા નથી?

**શું મગજ ખીલવી શકાય ?** :—હા, મગજની ગ્રહણ કરી સમાવી રાખવાની શક્તિમાં વધારો કરી શકાય તેમ છે અને તેને પણ ચોક્સ કસરત આપવાની છે એમાં કંઇ સંદેહ નથી. મગજની કસરતનુ પરિણામ શરીરની કસરતના પરિણામ માફક દેખાઇ આવશે નહી એ ખુલ્લુંછે.

એક માણસ પોતાની છાતી, ભુજા, દંડ વગેરે શરીરની કસરત કરી વધતા જોશે અને જેમ જેમ શરીરની કસરત વધે તેમ તેમાં વધારો થશે અને પોતાનીકીધેલી મહેનતનું ફળ એમ તેને લાગશે.

મનની કસરતથી થએલો વધારો એમ માપી શકાશે નહી. અને તેથીજ કેટલાઓ એમ ધારેછે કે એ મન કસી શકાતુ નથી.

એક માણસ પોતાના મિત્રોને વજન ઉંચકવાની ટેવ પાડી અતિશય ભારે વજન ઉચકી આશ્ચર્ય પમાડેછે, તેમ એક અડધો કલાક મગજને કસરત આપી ખીલવે તો પોતાના ધંધામા કેવી ફતેહ મેળવી શકે!

**શું મગજને કસી કેળવવાની જરૂર છે ?** —હા, આગળના વખત કરતાં માણસોની સ્મર્ણ શક્તિ ઘટતી જાયછે આના ઘણા કારણો હશે અને તે સોધવાં જરૂરનાં છે.

એક વેપારીને પોતાની ઓફીસના કામ સારૂ નવો કલાર્ક રાખવો હોય ત્યારે તેને પસંદ કરવાની મહેનત પોતેજ કરતો, તે ચાલીશ ચીજોના નામો એકી વખતે બોલી જઇ પેલી નોકરીના ઉમેદવારોને પુછતો કે તમે એમાંના કેટલાં યાદ રાખ્યાંછે તે લખી લાવો, કેટલાક દશની ઉપર ભાગ્યેજ લખી શકતા અને સેંકડે એકપણ વીશ નામ પૂરા યાદ રાખી

શકતો નહોતો, તે કહેતો જે મારે સારી યાદદાસ્ત વાળા માણસોની જરૂર છે. હવે પહેલાંના જેવી માણુસની યાદદાસ્ત શક્તિ સારી નથી.

**સ્મર્ણ શક્તિ અને નેમોનીકસ** :—થોડી ઘણી મેહેનત લીધાથી સ્મર્ણ શકિત વધારી શકાય. માણસો ભુલી જાયછે કારણકે યાદ રાખવાની તેઓ મેહેનત લેતા નથી. સોમાથી એવો એકપણ નથી નીકળતો કે જે પોતાની મગજ શકિત બેવડી કરવાને મેહેનત લે.

નેમોનીકલ સીસ્ટમ નામની એક રીત સોધી કહાડીછે જે શીખ્યાથી હજારો ઐતિહાસીક સાલો યાદ રાખી શકવાની શકિતના ખેલો કરી બતાવાયછે. શાળાની પરિક્ષા માટે તૈયાર થતા વિદ્યાર્થીઓને માટે આ ઠીક પડે, પણ દરરોજના ધધા રોજગારની બાબતો સ્મર્ણમાં રાખવાને આ નેમોનીક સીસ્ટમ ઉપયોગી થઇ પડે નહી. વલી નેમોનીક એ કૃત્રિમ મદદ આપેછે અને તેથી મગજને ખબર મળતી નથી. એક માણસ એવા મગજનો પણ જોવામાં આવ્યો જે તમે સેકડો ચીજોનાં નામો આગળ બોલી જાઓ તે બધાં યાદ રાખી ઉલટાં સુલટાં ગણાવી જશે વળી તેમાંનુ વીશમું નામ કયું તથા ચાગમો છવીસમુ નામ કયુ તે પણ કહી આપશે પરન્તુ કવીનાની વીશ લીટીઓ અડધો કલાક અભ્યાસ કર્યા પછી પણ યાદ રાખી શકતોનથી

**સ્મર્ણશકિત કેમ વધારી શકાયછે** :—સ્મર્ણ શકિત કેળવવાનો સૌથી સરસ રસ્તો ગદ્ય (પ્રોઝ prose) યાદ રાખતાં શીખવવાથી મળેછે. બહુ અઘરૂં ન પડે એવા ગદ્યની પાંચ લીટી લઇ પ્રથમ શરૂઆત કરો અને દરરોજ લીટીઓ વધારતા જાઓ, પ્રથમજ એકદમ વધારે લીટીઓ લઇ યત્ન સરૂ કરતા નહીં. તમારી સ્મર્ણ શકિતનો વધારો થઇ તેમાં સગ્રહ કરવાની શકિત વધતી માલમ પડશે મી. જ્યોર્જ ઓગસ્ટ સલા નામનો માણસ એવા કેળવાએલા મગજનો હતો કે દેવળમાં અપાતાં વ્યાખ્યાન અથવા જાહેરમાં અપાતાં ભાષણો તે સાભળતો, ઘેર જઇ જાણે તેણે ટુકાક્ષરી નોંધ કેમ લીધી હોય તેમ તે આખું વ્યાખ્યાન અથવા ભાષણ મગજમાંથી કાઢી લખી કાઢતો આ ટેવ એ નાનપણથીજ શીખ્યો હતો. એના માબાપે જે વ્યાખ્યાન દેવળમા એ નાનપણમાં સાભળી ઘેર આવતો તેની ટુંક નોધ કરી જવાની એને માથે સખત ફરજ નાખી હતી. આમની સભાના સભાસદો (મેમ્બર્સ ઓફ ધી હાઉઝ ઓફ કોમન્સ) ચુનદા બોલીવાળામાના દશમાંથી નવ જણાઓ અગાઉથી પોતાને આપવાનુ ભાષણ મોઢે કરી જાયછે જે પ્રમાણે દેવળમાં એકદમ ઉભા થઇ વ્યાખ્યાન આપનારાઓ પણ કરેછે, એક લખનાર જણાવેછે કે પાર્લામેન્ટના એક સભાસદે તેને જણાવ્યું હતુ જે એક કલાક ચાલે એટલું મોઢેથી બોલવાનુ ભાષણ તૈયાર કરી તેને શીખી લેતા તેને અઢી કલાક થતા હતા કે જેથી કંઇપણ આચકો ખાધા વગર તે ભાષણ બોલવાને શકિતવાન થાય, હું પોતે એમ કહેતો હતો કે જન્મથી તો મારી યાદદાસ્ત બહુ નબળી હતી હુ પોતે હાલ જે પ્રમાણે કરવાને શકિતવાન થયો છું તે પ્રમાણે થવાને દરરોજ એક કલાક છ મહીના સુધી મેં મહેનત કીધી.

નાટકમાં રહેતા પુરૂષો અને સ્ત્રીઓ એજરીતે યાદદાસ્ત રાખેછે. એક નાટકનો પંકાયલો ખેલાડી કે જેને જુદા જુદા નાટકોમાં જુદો જુદો ભાગ ભજવવાનોહોઠે તેને તેના બધા પાઠ જીભને ટેરવેછે તે કહેછે કે આગળ હું એક દીવસમા પદર લીટી પણ ભાગેજ મોઢે કરી શકતો હતો.

(અપૂર્ણ.)

# વિર રાવ છત્રસાલ.

ભારત વર્ષના ઇતિહાસમાં બુંદીના રાવ છત્રસાલનું નામ અતિ પ્રસિદ્ધ થઇ ગયું છે. રાવ છત્રસાલ મ્હોટા વિર પ્રરાક્રમી પુરૂષ હતા. કર્નલ ટોડે લખ્યું છે તેઓ બાવન યુદ્ધોમાં ઊપસ્થિત હતા. પ્રથમ દક્ષિણમાંજ તેમને પોતાની વિરતાનો પરિચય બતાવવાનો સમય મળ્યો હતો. શાહજહાં બાદશાહે તેને સેનાપતિના ઉચ્ચપદ ઉપર નિમી ઔરંગજેબના આધિન દક્ષિણ વિભાગ તરફ મોકલ્યો હતો. તે સમયે દક્ષિણમાં ઘણાં યુધ્ધો થતાં હતાં. ખાસ ત્રણ યુદ્ધમાં અને વિશેષ કરીને દૌલતાબાદ અને વિદૂરનગરનો અવરોધ કરવામાં છત્રસાલજીએ વિશેષ રણદક્ષતા બતાવી હતી. અને શેષ નગરોને પણ છત્રસાલજીએ પોતાના બાહુબળથી જીત્યા હતાં. ગુલબર્ગ જીતવામાં તેમણે પોતાની અસીમ વિરતા અને પ્રરાક્રમ બતાવી આપ્યું હતું. ગુલબર્ગના કિલ્લા ઉપર ચ્હડવાને નિસરણી મુકી પોતાના વીર હાડાઓ સાથે પોતે પણ ઉપર ચઢી ગયા અને પોતાના અમિત બળવિક્રમથી યુદ્ધ કરી શત્રુઓને ન્હસાડી ખાલી કરાવ્યું હતું. વળી ધામણીજ કિલ્લાપર લિખણ ચઢાઇ કરી તેને પણ જીતી લીધું અને ત્યારથીજ દક્ષિણની બધી લડાઇઓ બંધ થઇ ગઇ.

જે સમયે શાહજહાં બાદશાહ અસાધ્ય રોગ ગૃસિત થયા અને જ્યારે પોતાના જીવનની કંઇ આશા ન રહી ત્યારે બાદશાહે એક પત્ર લખી રાવ છત્રસાલજીને યુવરાજ દારા શિકોહને હમેશાં સ્હાયતા કરવાની ભલામણ કરવા માટે બોલાવ્યો. બાદશાહનો પત્ર મલવાથી છત્રસાલજી દક્ષિણમાંથી પ્રયાણ કરવાની તૈયારી કરી ત્યારે ઔરંગજેબે—કે જેને બાદશાહના મંદવાડના સમાચાર મલી ચુકયા હતા તેણે—પુછ્યું કે, આટલી બધી ઉતાવલ કરી શા માટે બાદશાહ પાસે જાઓ છો? થોડાક દિવસ થોભી જાઓ, હું પણ બાદશાહ પાસે દિલ્હી આવીશ. આપણે પણ સાથેજ જઇશું. રાવે ઉત્તર દીધું: બાદશાહની આજ્ઞા પાલન કરવી એ મ્હારો ધર્મ છે, જુવો, આ બાદશાહનો પત્ર મ્હને ત્યાં જલદીથી બોલાવે છે.

ઔરંગજેબ આ સાંભળી ઘણો ક્રોધે ભરાયો અને રાવ છત્રસાલજીને ઘેરી લેવા માટે સેનાને આજ્ઞા આપી. રાવ છત્રસાલ ઔરંગજેબની દુષ્ટ પ્રકૃતિને જાણતા હતા તેથી પોતાના ધન, માલ અગાઉથીજ મોકલી ચુકયા હતા. આ સમયે પોતે તેમજ પોતાના અન્યક્ષત્રિય રાજાઓ, સામન્તો અને સૈન્યને એકઠું કરી લડવા તૈયાર થયા. લડવા તૈયાર થયા પછી તેમને રોકવાનું કોઇથી સાહસ થયું નહીં. દક્ષિણમાંથી ચાલી, રાવ છત્રસાલજી થોડા સમયમાંજ નર્મદા નદીને કિનારે આવી પહોંચ્યા. વર્ષાને લીધે નર્મદા નદી જળથી ભરપુર હતી. નર્મદા નદીને કિનારે આવેલી ભૂમિ ઉપર ઘણા સૌલંકી, સરદારો વસતા હતા. તેમની સ્હાયતાથી નદી પાર ચાલ્યા ગયા. અને પોતાની સેના સહિત પોતાની રાજધાની બુંદીમાં આવી પહોંચ્યા. પોતાના રાજ્યમાં યથોચિત બંદોબસ્ત કરી થોડા દિવસમાં દિલ્હી જઇ પહોંચ્યા.

આ સમયે દિલ્હીની રાજગાદી માટે, વૃદ્ધ શાહજહાં બાદશાના પુત્રોમાં યુદ્ધ થવાનું હતું. તેથી અન્ય હિંદુરાજાઓની પેઠે વીર છત્રસાલજી પણ, બાદશાહના યુવરાજ દારાશિકોહના પક્ષમાં રહી યુદ્ધ કરવા કટિબદ્ધ થયા.

ઔરંગજેબ દક્ષિણમાંથી અને મુરાદ ગુજરાતમાંથી આવી પોતપોતાની સેના સહિત

માળવામા આવી પહોચ્યા ઔરંગજેબે પ્રપચ કરી, મુરાદને તખ્ત-ગાદી ઉપર બેસાડવાનો દીલાસો આપ્યો હતો તેથી મુરાદ લશ્કર સહિત તેના પક્ષમા ભરાયો, એ બન્નેની મ્હોટી સેના સાથે યુદ્ધ કરવાને માટે, દારાશિકોહ પોતાના સ્હાયક રાજાઓની સેના લઇને ધોલપુર પાસે ફતેહાબાદમા આવી પહોચ્યો.

સમરક્ષેત્રમા જ્યાર શાહજાદા દારાશિકોહ લડવાને તૈયાર થયો ત્યારે રાવ છત્રસાલજી પોતાના સૈન્ય સહિત કેશરિયા વસ્ત્ર પહેરી દારા શિકોહની રક્ષા કરવા, સેનાને અગ્ર ભાગે રહેવા લાગ્યા પ્રાચિન નિયમાનુસાર દારા, બધી સેનાને અગ્રભાગે રહી વિશાળ હાથી ઉપર ચઢી, પોતાના પ્રચન્ડ પ્રતિદ્વંદિ સાથે ઘોર યુદ્ધમા પ્રવૃત થયો થોડા સમયમાજ ઘોરતર યુદ્ધ થવા લાગ્યુ બન્ને પક્ષના રણવાદ્ય, વીરપુરૂષોના હૃદયને, લડવા માટે, ઉત્તેજીત કરી રહ્યા હતા અસ્ત્ર શસ્ત્રના ધડાકા, ભયાનક અવાજો, કાયર પુરૂષોને ધ્રુજાવી રહ્યા હતા વિજલીના ચમત્કારા પેઠે તલવારો અને મેઘ ગર્જના પેઠે બદુકોના અવાજો થતા હતા એજ સમયે યુવરાજ દારાનો હાથી ઘાયલ થઇ ન્હાઠો પરતુ દારા, તે હાથી ઉપરથી કૂદી પડયો દારાને મરેલો જાણી તેની એક લાખ સેના પણ ચારે તરફ ન્હાસી ગઇ પરતુ હાડારાવ છત્રસાલજી એક પગનુ પણ પાછળ હઠયા નહી અને પોતાના સામન્તોને ગભીર સ્વરે કહેવા લાગ્યા "વીર બહાદુરો ! આ સમયે જેઓ પીઠ બતાવસે તેઓ હાડાકૂલની ચીરકીર્તિને નષ્ટ કરી પોતાનુ સર્વ નાશ કરશે ! જૂવો ! કર્તવ્ય પાલન કરવા માટે મે મ્હારા બન્ને પગો રણક્ષેત્રમા દઢતાથી મૂકયા છે જય પ્રાપ્ત થવા પછી અથવા જીવન સમાપ્ત થવા પછી યુદ્ધમાથી પાછા જઇશુ સેનાને એ પ્રમાણે ઉત્સાહિત કરી એક હાથીની પીઠ ઉપર ચઢી શત્રુસેના સાથે યુદ્ધ કરવા લાગ્યા એજ સમયે એક ગોળો, તેમના હાથીની પીઠપર લાગ્યો જેથી હાથી આર્તનાદ કરી ચીસો પાડતો રણક્ષેત્રમાથી નાસે તેને ન્હાસતો જોઇ બુદીરાવ, હાથીપરથી કૂદી પડયા અને પોતાનો ઘોડો મગાવી પ્રચન્ડ સ્વરે બોલ્યા વીરો ! ભલે મ્હારો હાથી રણમા પીઠ બતાવી ગયો પણ હુ તેમ કરીશ નહીં. જીવન છે ત્યા લગણ લડીશ આ જીવનમા એવુ કાયર પણુ થસે નહીં તેજ ક્ષણે ઘોડો આવી પહોચ્યો રાવ ઘોડા ઉપર ચઢી બેઠા અને પોતાના સૈન્ય, સામન્તોને લઇ વ્યૂહ રચના કરી ત્યાર પછી પોતાનો ભાલો શાહજાદા મુરાદ ઉપર ચલાવ્યો તેજ ક્ષણે બદુકની એક ગોળી તેના માથામા વાગી જેથી તેઓ પૃથ્વીપર પડી ગયા જોત જોતામા તેમનો કનિષ્ઠ પુત્ર ભરતસિહ પિતાના ઘોડા ઉપર આરૂઢ થઇ સેનાગણને બમણો ઉત્સાહિત કરી યુધ્ધ કરવા લાગ્યો અને પોતાના સ્વામિ ધર્મની પરાકાષ્ઠા પ્રદર્શિત કરી, પિતા સહિત સ્વર્ગલોકમા અનુગમન કર્યુ એજ સમયે છત્રસાલજીના ભાઇ મોહોકમસિહજીએ પોતાના બે પુત્રો અને એક ભગિની ઉદયસિહજી સહિત બાદશાહના હિતાર્થે રણસ્થાનમા પ્રાણ પરિત્યાગ કર્યો

આ ભીષણ યુધ્ધમા બાર હાડા કૂલ ભૂષણ વીર યોધ્ધાઓએ, અમ્લાન વદને પોતાના સ્વામિ ધર્મને પાલન કરવામા જીવન શેષ કર્યું ! ટૅાડસાહેબ લખે છે કે આવો આત્મત્યાગ અને આવી પ્રભુ પરાયણતાનુ દર્શન જગતમા બીજે ક્રોઇ સ્થળે જોયું નહીં ! એ દિવસે સ હાડા રાજપૂત બહાદૂરોએ એકજ સ્થાનમા લડતા લડતાં પ્રાણ ગુમાવ્યા પરતું પોતાન માતાની કૂખને કલકિત કરવા, પ્રાણ બચાવવા, કોઇએ પણ પીઠ બતાવી નહીં એજ ખરૂં વીરતાનુ ઉદાહરણ છે

# ज्वर विषे किंचिद विवेचन.

(લખનાર—શ્રીયુત વૈદ્ય પ્રેમજીભાઈ જાપૂરભાઈ લાખાપુરવાલા.)

મુંબઇમાં ભુલેશ્વરપર આવેલી વૈદ્યસભામાં એક સમય "જ્વર" એ વિષયપર કેટલુંક વિવેચન કરવામાં આવ્યું હતું. તેમાં કેટલીક ન્યુનાધિકતા જણાઈ, તેનું મેં અત્રે મારી અાપબુદ્ધિ અનુસાર વિવેચન કરેલું છે. વૈદ્યસભામાં જ્વરનું જે વિવેચન થયું હતું, તે કવચિત્ શાસ્ત્રાનુસાર અને બહુધા કલ્પનાભરિત હતું; અને તેમાં કેટલુંક તથ્ય પણ જણાતું હતું, પરંતુ તેમાં જે આર્યવૈદ્યકશાસ્ત્રને અપુર્ણ જણાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો, તે દોષની નિવૃતિસારૂ પ્રસ્તુત લેખનો આરંભ છે.

વિષય વિના કારણ લાંબો થઇ જાય, તેથી પ્રથમ તેમના મત જણાવી પછી તેમનું ખંડન કરવું, એ નિયમનો અત્રે આદર કરવામાં આવ્યો નથી, પણ સ્વમતનોજ માત્ર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વિવાદમાં સાર નથી. સવાદ સુખરૂપ છે. એટલો પ્રસ્તાવ કરી આપણે હવે આપણા મુળ વિષયપર આવીશુ.

ઘણીક વખત સતત વગેરે વિષમ જ્વરો જ્યારે ઘટવા માડે છે, ત્યારે એકાંતરિઓ, બે આંતરિઓ અને ત્રણ આંતરિઓ ઇત્યાદિ તેનાં રૂપાંતર થઇને તેઓ ટળવા પામે છે તાત્પર્ય કે સતત, રોજીઓ, દ્વિતિઓ, તૃતિઓ અને ચોથિઓ વિગેરે વિષમ જ્વરના બહુ પ્રકારો ગણાય છે, અને સાત દિવસે કે પંદર દિવસે અથવા એ મુદતની વચમા કે તેની પછી જે જ્વર નિયમિત્તકાલેજ આવતા જણાય છે, તો તેનો સમાવેશ પણ વિષમજ્વરમા કરવા-થી કાંઇ વાંધા જેવું મને જણાતુ નથી, કારણકે સમયાનુસાર તેઓની યોગ્ય ચિકિત્સા પણ બહુધા એક સરખી રીતેજ લાગુ પડતી જણાય છે. કદી આપણે શકા આણીએ કે મુદતે આવનારા વિષમજ્વરો અમુક વખતે ચડે છે, અમુક મુદત સુધી રહીને ઉતરી જાય છે, અને વારવાર તે પોતપોતાની પાળી પ્રમાણેજ બરાબર ચડી આવે છે તેનુ કારણ શુ હશે? આ સવાલના જવાબમા તેના ઘણાં કારણો કહી શકાય, અને તે અનુમાનવડે બુદ્ધિબળથી કહી શકાય, પણ પ્રત્યક્ષ રીતે જોવુ કે દેખાડી દેવુ કઠિન પડે છે, કારણકે જ્વરની ઉષ્ણતા જ્યારે જ્વર ઉતરે છે, ત્યારે ક્યાં ચાલી જાય છે, અથવા તે શરિરના કયા મર્મસ્થાન વિષે એકઠી થઇ છે, અને ફરી વખતસર તે ઉષ્ણતા આખે શરિરે ચઢીને ફેલાઇ જાય છે ત્યારે તે કયાંથી આવી પડે છે? એ નિર્ણય કરવો બહુધા અશકયજ છે. પ્રથમ તો એ નિશ્ચય પણ આપણાથી વાસ્તવિક જાણી શકાતો નથી, તો પછી અમુક સમય આવતો જ્વર બરાબર તે સમયેજ ફરી શા હેતુથી આવે છે? એ નિદાનમા ભિન્ન મતો પડે તેમાં નવાઇ પણ શી? ધારો કે પાંચ ડીગ્રી સુધી ચડેલા જ્વરના ઉષ્ણપરમાણુઓ જ્યારે સર્વાંગવિષે પ્રસરેલા જોઇએ છીએ, ત્યારે મનુષ્ય પડી રહે છે, બકે છે, અને જોનારને મૃત્યુનો ભય પણ ઉપજાવે છે, પણ સર્વાંગની તે ઉષ્ણતા ઉતરી જાય છે, અથવા કમી થાય છે, ત્યારે કોઇ એક મર્મસ્થાનમાં તે ગરમી રહેલી કહીએ તો તરતજ શંકા થાય કે જ્યારે આખા શરીરમાં પ્રસરેલી ઉષ્ણતા દરદીથી સહન થઈ શકવી મહા મુશ્કેલ હોઇને ધાસ્તી બતાવે છે, ત્યારે અમુક જગોએ તે ઉષ્ણતા છુપીને ભરાઇ રહેવા પામતી હોય તો ત્યાં ઉષ્ણતાના પરમાણુ-

એનો જથો એકઠો થઇને શુ તે મર્મસ્થાન તોડી ફેન્બાળી નહીં નાખે કે ? અને એમ હોય તો એક સ્થળે જમાવ થયેના જ્વર ઉપર અથવા અમુક મર્મસ્થાન ઉપર પછી હાથ પણ રાખી શકવાની કલ્પના પણ ટકી શકે કે ? અર્થાત્ તે વિચાર પણ અસભવિત જણાય છે પરતુ આપણે તો ઉતરી ગયેલા જ્વરકાલે દરદીનું સર્વ શરીર તથા તેના મધળા મર્મસ્થાનો સીતળ અને શાત જોઇએ છીએ, એટલુજ નહિ પણ બહુધા ચડેલા જ્વરકાલે બિછાને ધાસ્તીમા નાખનાર તે દરદીને આ કાલે તો આપણે હરવો ફરતો જોઇ જાણી શકીએ છીએ, તો હવે જ્વરની ઉષ્ણતા એટલી બધી કયાથી આવી પડે છે ને ફરી તે કયા જતી રહે છે, એ જ્યારે ખાત્રી પુ ર્વક કહી શકાતુ નથી અર્થાત તે અચોકસ છે, ત્યારે અમુક મુદતે આવનારો જ્વર ફરીઅમુકમુદતેજ ચડી આવેછ એનુ કારણ શું ? એ સવાલનો જવાબ પણ મારા ધારવા પ્રમાણે અચોક્કસપણુ બતાવે છે, તોપણુ વિદ્વાનો તેનુ નિદાન પોતપોતાની બુદ્ધિના વિકાસાનુસાર બતાવ્યા વિના રહેતા નથી હુ કબુલ કરૂ છુ કે જ્વરના દોષો, યકૃત, પ્લીહા ફેફસા મુત્રાશય પક્વાશય, આમાશય અને રકતાશયાદિ અવયવોમા સ્થાન કરી રહેના હોય છે જેનુ કારણ વાત, પિત્ત અને કફની ન્યુનાધિકતાઉપર આધાર રાખે છે જ્વર પીડિત દરદીઓને તેમના સર્વ અવયવોમા દોષ રહેલો હોતો નથી, પણ કોઇને એક અવયવમા તો કોઇને બેમા, અને કોઇને વધુ અવયવો વિષે જ્વરના હેતુરૂપ મલ-દોષ-રહેલા હોય છે જ્વર જ્યારે ચડવાનો થાય છે, ત્યારે મારી બુદ્ધિ પ્રમાણે ત્યાથી (એટલે જે અવયવમા તે રહેલો હોય છે ત્યાથી) છુટો પડીને કઇ અસે પક્વાશય અને વિશેષ અશે આમાશયમાથી શરીરને પોષણ કરનારા રસનુ શોષણ કરનારી નાડીઓદ્વારા શરીરે ફેલાઇને જ્વરરૂપ ઉષ્ણતાનુ સ્વરૂપ ધારણ કરે છે જ્વરદોષ જેમ જેમ હલકા પડે છે તેમ તેમ તે જ્વર પાચ ડીગ્રી સુધી ચઢતો હતો તે હવે ચાર ત્રણ બે, અને એક એવી રીતે એકેક ડીગ્રી ઉતરતા ક્રમ પ્રમાણે ઉતરીને અથવા એ ક્રમવિના પણ તે ડીગ્રીઓની ગરમી ઘટી જતી જણાવાની સાથે અમુક પાળીએ ચઢવાનો કાલપણુ તેનો લબાતો જાય છે, એટલે અણુઉતારમાથી આતરીઓ તેમજ રોજીઆમાથી બે આતરિઓ અને બેઆતરિઆમાથી ત્રણ આતરિઓ એવી રીતે ઘણી વખત તે રૂપાતર કરીને હડે છે, અને ક્રમનથીએ કોઇને જ્વર વધારે છે ત્યારે ભલે લાબી પાળીએ આવનારો જ્વર એટલે કદી તે ચોથિયોજ્વર હોય તોપણુ તેમાથી ત્રણ આતરિયો, બે એકાતરીયો, એકાતરિયો અને સતત એમ ક્રમસર અથવા ક્રમવિના પણ વધીને વખતે અણુઉતાર જેવા બળવાન વેગવાળા જ્વરો થઇ જવા પામે છે તો હવે શાસ્ત્રોને વિષે છેક ચ્યાર દિવસે આવનાર જ્વરનો એ મ્હોટો ગાળોછે, પણ સાપ્તાહિક, પાક્ષિક, કે માસિક એવા સાત દિવસ, પદર દિવસ, અને માસ દિવસના ગાળા રાખનાર જ્વરોના નામો જણાતા નથી, તો તેવી મુદતે આવત જ્વરો આજ નવા પેદા થયના છે, એમ માનીને આપણે આપણી શોધથી નવો પ્રકાર મેળવી લીધો છે, અને રૂષિયોના બાધેલા ગ્રથોની ખામી પકડી છે એવુ મ ની બેસવાને કશુ વજનદાર કારણ જણાતુ નથી, કારણકે ચોથિયા વગેરે જ્વરો જ્યારે હડે છે, ત્યારે તેની એક મુદત બદલીને બીજી એટલે તેથી લાબી અમુક મુદત થવી સભવે છે ચોથિયા વગેરે જ્વરો જ્યારે સપૂર્ણ રીતિએ મરે છે, ત્યારેજ તે આવતા બધ પડે છે, અને બધ પડે ત્યારેજ તે ટળ્યા ગણાય છે, પણ મુદત લબાય, તેથી જ્વર વાસ્તવિક મટયો ગણાય નહિ જે ઉપચારથી કે કુદરતી અથવા આહારવિહારાદિની અનુકુળતા મળેથી જે જે મર્મસ્થાનો પૂર્વે બગડેલા હતા, તે હવે સુધરીને પોતાની યોગ્ય

સ્થિતિમાં આવવાથી શરીર તંદુરસ્ત થઇ ગયલું ગણાય, અને તે મર્મસ્થાનોની યથાયોગ્ય શુદ્ધિ થઈ ગઇ હોય તો પછી ૭ માસે કે બાર માસે આવી જતા તાવોને જુદાજ ગણવા જોઇએ, અર્થાત્ તો તેના ૭ માસિક અને વાર્ષિક જેવાં નામ આપવા વ્યર્થ છે. વળી જો યકૃત કે પ્લીહા વગેરે મર્મસ્થાનો વિષે કંઈ અંશે વ્યથા રહેલી હોવાથી જ્વર જો ઉપલા મારે તે તે ૭ માસે કે બાર માસે આવે તો પૂર્વે આવનારા જ્વર વિષમજ્વરના એક પ્રકારરૂપ ગણી શકાય, ને તેના આવવાની મુદત પ્રમાણે તેને તેવું નામ આપવામાં કંઇં બાધ નથી. પણ નવી શોધવડે ને જડી આવેલો એક જૂદો જ્વર ન ગણાય તો ઠીક. દરેક જ્વરના ગૂઢ દોષો નિવૃત થયા પછી તે જ્વર મટયો ગણાયછે, અને અંદર રહેલા મર્મસ્થાનનો શુદ્ધિને પામ્યાં હોય ને પછી માસોના માસો વીત્યા બાદ જ્વર આવે ને તે પ્રથમ ગેઇ કાલે થઈ ગયલા જ્વરનો સંબંધી એટલે તેની મુદત અનુસાર ૭ માસિક કે બાર માસિક જેવા જૂદા પ્રકારના જ્વરો ગણી કઢાય અને તે માટે તે જુદા પ્રકારના જ્વરો થાયછે એમ સ્વીકારાય તો નિર્માલ્ય સમજાયછે. (અધુરૂં.)

---

# જ્ઞાનબોધક સભા—સંપની અગત્ય.

આપણા દેશમાં સંપની કેટલી અગત્ય છે તે ધીમે ધીમે જેમ મ્હોટા શેહેરોમાં રહેનાર ગ્રહસ્થો અને વિદ્વાનો જાણે છે તેજ પ્રમાણે હવે ન્હાના ગામડાંઓમાં રહેનાર ગ્રહસ્થોને પણ જણાતું જાય છે. એ જાણી આપણને સંતોષ થયા વિના રહેતો નથી. સંપ–ઐક્ય–એજ દેશને, જ્ઞાતિને અને સમાજને સુખી થવાનું મૂળ છે. સંપ એજ મનુષ્યોને આનંદ પામવાનું, ધનવાન થવાનું, માન મેળવવાનું અને મ્હોટાં મ્હોટાં કાર્યો કરવાનું સાધન છે, દેશમાંથી અજ્ઞાનતા દૂર કરી, વિદ્યાનો ફેલાવો કરવા, પડી ભાંગેલાં હુન્નરોને સતેજ કરી, ગરીબ કારીગરોને ઉત્તેજન આપી, આપણા દેશના હુન્નરને જાહેરમાં લાવવા, ઉછરતાં બાળકોને સંગીન કેળવણી આપી તેમને ભવિષ્યનાં રત્નો બનાવવા, ધનવાનોને પોતાના દેશની, જ્ઞાતિની અને સમાજની સેવા બજાવતાં શિખવવા, સમજાવવા અને પૈસા મેળવી પોતાનુ કુટુંબનું પેટ ભરવા કરતાં પોતાના દેશના દુઃખી ભાઇઓનું દુઃખ કાપવા જેવા મહત્ પરોપકારના કામમાં વાપરવાનું જ્ઞાન ફગવવા તેમજ આપણા દેશની દિવસે દિવસે પડતી હાલત થાયછે. તેમાથી નધણીયાતા દેશીઓનું રક્ષણ કરવા માટે સંપની એટલી બધી જરૂર છે કે તે વિના કાંઈ થઈ શકશે નહીં. સંપની એ અગત્યતા જેમ જેમ વિશેષ સમજાતી જાય, જેમ જેમ સ્થળે સ્થળે સભાઓ, સમાજો, મીટીંગો ભરાતી જાય, ઉપદેશો, વ્યાખ્યાનો–ભાષણો–થતાં જાય અને સર્વ પ્રજાના હૃદયમાં પોતાનો ઉદય શી રીતે થાય ? પોતાની આર્થિક સ્થીતિ કેમ સારી થાય ? અને ભવિષ્યની પ્રજા કેમ બુદ્ધિમાન થાય ! એ સઘળું જાણતાં શીખે અને તે પ્રમાણે વર્તતાં શીખે તો આપણા કંગાલ સ્થીતિએ પહોંચેલા દેશ અને દેશીઓની ઉન્નતિ થવામાં વિલંબ લાગે નહીં.

ભરૂચ જીલ્લાના દેરા જેવાં એક ન્હાના ગામમાં "જ્ઞાનબોધક" નામની સભા ઉત્પન્ન થઇ

છે. અને તે માટેનો મથળો હેવાલ અમારી પાસે આવ્યો છે. એ ઉપરથી જાણી શકાય છે કે, થોડો પ્રયત્ન કરવાથી ઘણા મનુષ્યોને જ્ઞાન ઉત્પન્ન થઈ સંપ શું તે જાણી શકે છે? અને કેળવાયલા મનુષ્યો તેવું જ્ઞાન ઉત્પન્ન કરવા શક્તિવાન થાય છે. દેરાની ગુજરાતી સ્કુલના માસ્તર રા. રા. મહાસુખરામ નૃહસિંહરામ તથા રા. રા. પટેલ ભુખણદાસ ત્રીકમદાસના પ્રયાસથી એક "જ્ઞાનબોધક" સભા સ્થપાઈ અને કેટલાક ગ્રહસ્થો પણ તેમાં જોડાયા ત્યારબાદ ધીમે ધીમે ભાષણો થવા લાગ્યાં. અને તેમ થતાં તે સભાએ હવે મજબુત રૂપ પકડયું છે. હવે તેમાં ભાષણો, ઉપદેશ થવા ઉપરાંત વિદ્યાર્થીને ઉત્તેજન આપવાને જુદું ખાતું ઉઘાડવામાં આવ્યું છે. અને તેમાંથી વિદ્યાર્થીઓને પુસ્તકો, વસ્ત્રો વિગેરે પુરૂં પાડવામા આવે છે. વળી એ સભાએ બીજા સાથે એક મહત્વનો પ્રશ્ન તો એ હાથ ધર્યો છે કે "ભરૂચ જીલ્લાની કેળવણી પછાત છે એનું કારણ શું? અને તેને સુધારવા શું કરવું?"

આ પ્રશ્ન બેશક બહુ ઉપયોગનો છે. હાલની કેળવણીમાં જે નવા નવા સુધારાઓ તથા બાળકોના મન ઉપર અભ્યાસ કરવાનો વિશેષ બોજો નાંખવામાં આવ્યો છે તેમજ સ્કુલબૉર્ડ કમીટીના નવા નવા પ્રમુખો અને ચેરમેનો થવાથી જે નવા નવા ફેરફારો, સુધારાઓ કરવામાં આવે છે તે ખરેખર, મહેતાજીઓ તેમજ બાળકોને ત્રાસ રૂપ થઈ પડે છે. અમને આશા છે કે આ સભાના ઉત્પાદકો તથા સભાસદો, પોતાના પ્રશ્નોને બહુ સારી રીતે ચર્ચશે. આ સભા ઉત્પન્ન થવા માટે તેના ઉત્પાદકો ઉપરાંત (પ્રમુખ) મી૦ ઝવેરભાઈ ઇશ્વર જીજીભાઈ, (ઉપપ્રમુખ) મી૦ રામદાસ દાજીભાઈ, (સેક્રેટરી) મી૦ બાપુભાઈ ધર્મદાસ, [મદદનીશ સેક્રેટરી] મી૦ કેસુરદાસ કાલીદાસ, (ટ્રેઝરર) મી૦ નાથાભાઈ મોરાર, (મદદનીશ ટ્રેઝરર) અવીચળભાઈ બાપુભાઈ તથા પુસ્તકાલયના સેક્રેટરી મી૦ ભુખણદાસ ત્રીકમદાસને ધન્યવાદ આપવો ઘટેછે. તેઓને અમારી ભલામણ છે કે સભાને જેમ બને તેમ સંગીન પાયાપર લાવી સ્વદેશ અને સ્વજાતીનુ અભિમાન રાખી તેઓના કલ્યાણાર્થે બને તેટલો શ્રમ કરવો અવસાન સમયે મનુષ્યની સાથે બીજુ કાંઈ પણ આવતું નથી. પરોપકારાર્થે કરેલા કૃત્યોનું મહાપુણ્ય અને પ્રભુ ભક્તિ એજ સાથે આવનાર છે.

## જેપાનીઝો ઉપર લડાઇના કાયદાનો ભંગ કરવાનું તહોમત.

"ટાઇમ્સ" પત્ર જણાવે છે તે મુજબ રોઇટરના આડલાને પોર્ટ આર્થરમાં ઘાયલ થએલાની માવજત કરનાર ખાતાંના ઉપરી એ લાસીફ તરફથી એક પત્ર મળ્યો હતો. તે પત્રમાં તેણે જેપાનીઝો લડાઇના કેટલાક કાયદાઓનો ભંગ કરે છે, તેવું સુધરેલી પ્રજાઓ આગળ રજુ કરવાનું જણાવ્યું છે.

તેના કહેવા મુજબ જેપાનીઝોએ પોર્ટ આર્થરના બારાના હોસ્પીટાલ તરીકે વપરાતાં હાણો ઉપર પણ તોપનો મારો ચલાવ્યો હતો. આવો બનાવ ઘણી વખત બને છે. પોર્ટ આર્થરની આસપાસ ઘેરો નાખવામાં આવ્યો; તે વખતે શરૂઆતમાં પણ જેપાનીઝો પોર્ટ આર્થરના હોસ્પીટલવાલા લત્તાઓ ઉપરજ તોપનો મારો ચલાવતા હતા.

જેપાનીઝોએ આ ઉપરાંત પણ બીજા લડાઈના કાયદાઓનો ભંગ કર્યો છે. આ બધાનું હું વર્ણન કરતો નથી, કારણ કે મને ખાવાનો પણ પુરતો વખત મળતો નથી.

# હિંદુસ્થાનનાં દેવળોનાં ચિત્રો.

(૧)

(૧) બનારસ સ્મશાનઘાટ સતિઓના દેહેરા



(૨) અમૃતસરનુ સોનાનુ દેવાલય
પંજાબ



(૩) પીરુર (કોઈમબતુર પાસે)નુ
ગોપુરા દેવાલય

(૬) બૌધ્ધના દાંતનુ ચિત્ર



(૭) શીખગુરૂ ધર્મગ્રંથ વાંચેછે



(૮) ગંગોત્રિ દેવાલય-ખટમંડુ

(૯) બુધ્ધગયાનુ દેવળ (પટના જીલ્લો)





(૧૧) દાત ઉપર મદિર બૌધ્ધનુ.

(૧૦) સુદરનારાયણનુ દેવાલય નાસીક



(૧૨) ખટમંડુનું કાળીનુ દેવાલય(નેપાલ)



(૧૩)બૌધ્ધની નિદ્રાવશ મૂર્તિ બ્રહ્મદેશ



(૧૪)મદુરાના તલાવઉપર સુંદરેશ્વરનું દેવાલય

ભારત જીવન.

પુસ્તક ૩. મુંબઇ ડીસેમ્બર-જાનેવારી. ૧૯૦૪-૦૫. અંક ૩-૪.

# કૉંગ્રેસ એ શું?

" True hope is swift, and flies with swallow's wings
" Kings it makes gods, and meaner creatures kings."

" કૉંગ્રેસ "નું નામ સર્વ કોઇના જાણવામાં છે, પરંતુ એ શું વસ્તુ છે? એ શું કાર્ય કરે છે? એ કેવું કાર્ય કરે છે? એ ઘણા મનુષ્યોના જાણવામાં નથી. કેટલાક અંગ્રેજી ભાષા નહીં જાણતા હોવાથી કૉંગ્રેસનો અર્થ સમજી શકતા નથી, કેટલાક જાણવા છતાં પણ અજાણ્યા થઇ ગયા છે અને વળી તેઓ એવા ઉદ્ગારો કાઢે છે કે જેથી સાધારણ રીતેજ તેવાં મનુષ્યો ઉપર અભક્તિ થાય. વળી કેટલાક તો એવા પણ પ્રાણીઓ છે કે જેઓ કૉંગ્રેસનું નામ સાંભળતાંજ નાકનું ટીચકું ચઢાવી દે છે? તેવા આશ્ચર્યજનક પ્રાણીઓ કહે છે કે એતો આજકાલ અંગ્રેજી ભણેલાઓનું એક પ્રકારનું ધતિંગ છે! કામ ધંધા વગરના પરવારતાઓ નકામા પૈસા બગાડે છે! અંગ્રેજોનું જોઇને સભાઓ ભરે છે! નાહક મ્હોટી મ્હોટી વાતો કરે છે! અને પોતાની હોંશિયારી બતાવવાનો ડોળ ઘાલે છે! આપણા દેશમાં વળી સભાઓ કયારે થતી હતી? વળી કેટલાક તો એવા પણ દેશદ્રોહીઓ પડયા છે કે " કૉંગ્રેસ "નું કર્તવ્ય સારીપેઠે જાણવા છતાં માત્ર રાજ્યભક્તિ બતાવવાને ખાતર તેની વિરૂદ્ધ આચરણ કરી રહ્યાછે. પરંતુ ભાઇઓ! વિચાર તો કરો કે એ કૉંગ્રેસ શું છે? એમાં કેટલું સામર્થ્ય, કેટલી ઉપયોગ્યતા અને કેટલું મહાત્વ છે? જ્યાં સુધી એ સઘળું જાણવામાં, જોવામાં અને યથાર્થ અવલોકન કરવામાં નહીં આવે ત્યાં સુધીજ કૉંગ્રેસનું ખરૂં રહસ્ય, ખરૂં મહાત્મ્ય, ખરી રાજ્યભક્તિ અને ખરી દેશભક્તિ જણાશે નહીં.

પ્રથમજ આપણે વિચાર કરીએ કે આપણા દેશમાં પ્રાચિન; અર્વાચિન કાળમાં આવી સભાઓ થતી હતી કે નહીં? કારણ કે સભાઓ ભરી પોતપોતાના વિચારો દર્શાવવામાં, આપણે જ્યારથી બહિર્મૂખ થયા ત્યારથીજ આપણે દુઃખી થયા છીયે, આપણી એવી દુઃખી સ્થીતિ સુધારવાને માટેજ, આપણને કૉંગ્રેસરૂપે આપણાં દુઃખનો રોદન ધ્વનિ, ન્યાયપુરઃ સર બ્રિટીશ ગવર્નમેંટને સંભળાવવાની ફરજ પડી છે. પ્રાચિન કાળમાં ઋષિઓ તિર્થ યાત્રાના સ્થાનમાં એકત્ર થઇ, પ્રજાના હિતને માટે નાના પ્રકારનાં કાર્ય કરતા હતા, અને ધર્મ ગ્રંથાદિ બનાવતા હતા. તેથીજ પ્રજા પણ સુખી રહેતી હતી. કૉંગ્રેસ અથવા જાતિય મહાપરિષદનું પણ છે, જે દેશ ભક્ત મહા પુરૂષો પોતાના દેશીઓના સુખ સાધ-

નાથ, પ્રાણની, ધનની, માનની અને યશની દરકાર નહીં કરતા એજ ઉદ્યાન્ગા લાગ્યા છે, દુર્દશાગ્રસ્ત ભારતવાશીઓના દુખ જોઇ જેઓની છાતી ફાટી જાય છે, ઉદ્યમશીલ, બુદ્ધિમાન, ભારતવાસી યુવાનોને લક્ષ્યહીન, ઉદાસ, અને આળસુ જોઇ, તેમને યથાર્થ રીતે જીવનકાર્ય માર્ગ બતાવવા જેઓ યત્ન કરે છે, દુભિક્ષ ગ્રસ્ત ભારત સતાનોને મુઠ્ઠી અનાજને માટે તરફડી મરતા જોઇ, ક્ષુધા તૃષાની દરકાર નહીં કરતા તેમને બચાવવાનો જેઓ ભગિરથ પ્રયાસ કરી રહ્યાછે જેસ્વદેશ પ્રેમી, બુદ્ધિમાન સુશિક્ષિત પુરૂષો ભારતવાસીઓ પ્રત્યે રાજ્ય કર્મચારીઓના અન્યાયી વર્તન સ્હામે રક્ષણ કરી ન્યાયી બ્રિટીશ ગવર્નમેંટ સમક્ષ અભ્યર્થના, પ્રાર્થના, કરી રહ્યા છે, અને જે સ્વજાતિ પ્રીય, રાજ્ય ભક્ત પુરૂષો રાજા પ્રજાના હૃદયને રાજ્ય ભક્તિના સુદ્રઢ સૂત્રે બાધી, ખરી રાજ્યભક્તિ જેમા નમાયલી છે તેવા તત્રો ગોઠવે છે તે મહાપુરૂષો શુ ઋષિ તુલ્ય નથી? શુ આપણે તેવા દેશ ભકત અને રાજ્ય ભકત પુરૂષોને ઋષિ તુલ્ય સન્માન આપવુ યોગ્ય નથી? તે મહા પુરૂષો જે સ્થળે એકત્ર થઇ રાજા પ્રજાના હિતનો વિચાર કરતા હોય તે શુ તિર્થ સ્થાન નથી? રાજા પ્રજાના હિતનો વિચાર એજ સસારનુ રહસ્ય છે તો પછી નિસદેહ એવા સ્થાનને મહા તિથ કહેવુ જોઇયે, અને એવા વિચાર કરનારા મહા પુરૂષોને મહાત્મા અથવા ઋષિઓ કહેવા જોઇયે

કોંગ્રેસ કિવા જાતીય મહાપરિષદ્ વર્ષમા એક વખત હિદુસ્તાનના, મુબઇ, મદ્રાસ, કલકત્તા, લાહોર અલાહાબાદ, જેવા એક એક મ્હોટા શેહેરમા ભરાયછે ઇ० સ० ૧૮૮૫ મા એ મહાપરિષદ્‌ની સ્થાપના થઇ હતી, હમણા એનો વીશમો મેલાવડો મુબઇમા થયો હતો તે સમયે હિદુસ્તાનના સઘળા દેશોમાથી, શેહેરના મુખ્ય પુરૂષો Deligates આવ્યા હતા ગુજરાતી, હિદુસ્તાની, દક્ષિણી, મદ્રાસી, પજાબી અને બગાલી આદિ સર્વ જાતના, સર્વ સપ્રદાયના મુખ્ય પુરૂષો માતૃ ભૂમિની અને સ્વદેશીય બધુની પૂજા અર્થે આવ્યા હતા આ પરિષદ જે શેહેરમા એકત્ર થાય છે તે શેહેરના બાલ, યુવા, અને વૃદ્ધ પુરૂષો, મનસા, વાચા અને કર્મણાથી સઘળા પ્રાહુણાઓના સ્વાગમનથી આનદ પામી તેમનું સ્વાગત્ કરવામા મચ્યા રહે છે હવે વિચારવાનુ છે કે આ જાતીય મહાપરિષદનો ઉદ્દેશ્ય શુ છે? એ ઉદ્દેશ્ય આવા પરિષદ્‌થી સુફલ પ્રાપ્ત કરી શકે છે કે નહીં? અને અદ્યાવિ પર્યત શુ શુ કામ થયા છે આ વિષયો સમજવા માટે પ્રથમ તો ભારતવર્ષની સામ્પ્રત રાજ્ય નીતિના વિષયમા કઇંક જાણવુ જોઇયે ભારત ગવર્નમેંટ સરકાર ઇગ્લડની પાર્લામેટને આધિન છે પાર્લામેન્ટના મેમ્બરો ઇગ્લડ નિવાસીઓમાથી ચુટી કહાડવામા આવે છે ત્યાના નિવાસીઓને હિદુસ્તાન સબધી ઘણીજ ઓછી માહીતી છે તેથી પાર્લામેટ, ભારત રાજ્ય પ્રબધ તરફ ઘણુ ઓછુ લક્ષ આપે છે અને ભારત શાસન પ્રણાલી તરફ લક્ષ આપવાનો તેમને અવકાશ પણ

ઓછો છે. તોપણ રાજ્યકાર્ય નીતિ તરફ તેમણે અવશ્ય લક્ષ રાખવું જોઇયે. "હમણાં શાસન નીતિ પ્રવર્તન કરવાનો અને તે પ્રતિ પાલન કરવાનો માર્ગ બતાવવાનો સંપૂર્ણ અધિકાર, ભારત સચિવ Secretary cf state for India ના હાથમાં છે. અર્થાત્ તેમનીજ ઇચ્છાનુસાર હિંદુસ્તાનની સરકાર કામ કરે છે. ત્યારે પછી હિંદી સરકારનાં કોઇપણ કાર્યની અપીલ સ્ટેટ સેક્રેટરી પાસે લઇ જવું અને ન લઇ જવું સરખુંજ છે કારણ કે એતો તેમના પોતાનાજ કામની વિરૂદ્ધ અપીલ લઇ જવા બરાબર થાય છે. આવી દશામાં આપણા દેશની રાજ્ય કાર્ય પ્રણાલી સુધારવા માટે, ઇંગ્લંડ નિવાસી સર્વ પ્રજાની દ્રષ્ટિ ખેંચવી એ શું અતિ અગત્યનું નથી? ઇંગ્લંડની પ્રજા હિંદુસ્તાનની પ્રજા તરફ કંઇ પણ લક્ષ નથી આપતી એ કહેવું યોગ્ય નથી. સાધારણ જાતિના હકને માટે પોતાના લોહીની નદી વહેવાડવામાં કદી પાછું જુવે નહીં એવી પ્રજાનાં તેઓ સંતાન છે. ત્યાંની પ્રજાએ દાસત્વ પ્રથા વિરૂદ્ધ પ્રથમજ પોતાનો હાથ ઉંચો કર્યો છે. તો પછી હિંદુસ્તાન તરફ તેમનું ધ્યાન કેમ નહીં ખેંચાય? તોપણ તેઓ પોતાનાજ કામમાં બરોબર મચી રહ્યા છે. આપણા દેશની યથાસ્થિત્ સ્થીતિનું ભાન કરાવવા ત્યાં કોઇ નથી. ઇંગ્લંડની સર્વ સાધારણ પ્રજાને હિંદુસ્તાનની યથાર્થ સ્થીતિનું ભાન કરાવવું અને તેનો પ્રચાર કરવો એજ કોંગ્રેસનો મુખ્ય ઉદ્દેશ છે. તેટલા માટે કોંગ્રેસ તરફથી, ઇંગ્લંડમા એક કમીટી રહે છે. આપણા દેશના સુશિક્ષિત્ વિદ્યાનો, તે કમીટીથી કેટલા ફાયદા થયા છે અને ભવિષ્યમાં થશે તેનો સંપૂર્ણ વિચાર કરીનેજ કમીટીનો મ્હોટો ખરચ કરે છે. ઇગ્લંડમાંની એ કમીટીથી જે ફાયદા થયા છે અને આપણા દેશના જે મહાનુભાવ શાળીઓને તેનો અનુભવ થયો છે તથા આપણા દેશની દરિદ્રતા જેઓ જાણી શકયાછે તેઓનેજ ખબર છે કે એ કેટલી બધી હિમ્મતનું કામ છે."આપણા દેશના વિદ્વાનો જાણી ગયા છે કે ઇગ્લંડની પ્રજાનું ધ્યાન, આપણી નિર્બળ અને કંગાલ સ્થીતિ તરફ ખેંચવું મહા કઠીન છે. પરંતુ આપણા વિદ્વાન દેશભકત, રાજ્ય ભક્ત પુરૂષોને સારીપેઠે ખબર છે કે એ મહા કઠીન કામ એજ કમીટી કરી શકશે. અંગ્રેજો કહે છે કે ગમે તેવા અસાધ્ય કામ કરવાને માટે યત્ન કરવો જોઇયે જેથી તે સાધ્ય થાય છે. આ સૂત્રને લક્ષમાં રાખી આપણા દેશના આગેવાનો કોંગ્રેસદ્વારા યત્ન કરી રહ્યા છે. ઇગ્લંડ નિવાસી પ્રજાની ન્યાયપરતા તથા સરલ નીતિ ઉપર આપણા દેશના વિદ્વાનોનો અટલ વિશ્વાસ છે અને તેઓ સમજે છે કે જે દિવસે હિંદુસ્તાનની પ્રજાની સ્થીતિ તરફ ઇગ્લંડની દ્રષ્ટિ પડશે તેજ દિવસથી આપણા ભાગ્યનો સૂર્ય ઉદયાચલ ઉપર આવશે, અને તેજ દિવસથી હિંદુસ્તાનની અવસ્થા અવશ્ય સુધરી જશે.

ઇંગ્લંડની સર્વ સાધારણ પ્રજાને, હિંદુસ્તાનની યથાર્થ સ્થીતિ નિવેદન કરવી એ એક કોંગ્રેસનો મુખ્ય ઉદ્દેશ છે. એ ઉદ્દેશમાં કયાં સુધી સુફલતા મેળવી

તે વિચાર અન્ય સ્થળે થશે પરંતુ કોણ કહી શકે છે કે એ ઉદ્દેશથી આપણને કંઇપણ લાભ થયો નથી?

કોંગ્રેસનો એક બીજો ઉદ્દેશ પણ અતિવ મહત્વનો છે. તે એ છે કે હિંદુસ્તાનની બનેલી વસ્તુઓનો પ્રચાર આ દેશમાંજ કરવો કે જેથી પ્રદેશના કારીગરો પ્રતિવર્ષે કરોડો રૂપિયાનાં પોટલાં બાધી સમુદ્રને પેલે પાર લઇ જઇ આ દેશના કારીગરોને રખડતા કરવાનો સમય આવે નહીં. કોણ જાણી શકતું નથી કે પ્રથમ આ દેશમાંજ સૌથી ઉત્તમોત્તમ વસ્તુઓ બનતી હતી? કોણ જાણી શકતું નથી કે તે દિવસે આપણા દેશના કારીગરો ધન ધાન્યથી સમૃદ્ધ હતા? રેશમ અને સુતરનાં વસ્રો આ દેશમાથીજ ઇંગ્લંડ જેવા વિદેશોવાળા ઘણા પ્રેમથી ખરીદી જતા હતા, હિંદુસ્તાન દેશની કારીગીરી, એક સમયે, વિશ્વ વિખ્યાત હતી. અને હજુ પણ આ દેશની કેટલીક કારીગીરીઓ લેઇ પાશ્ચિમાત્ય દેશોવાળા કયાં ઇર્ષા નથી કરતા? એ સઘળા સાથે એ પણ કોણ જાણતું નથી કે દિવસે દિવસે આપણા દેશની કારીગીરી લોપ થતી જાય છે? બજારોમાં શોધવા છતા દેશી વસ્તુઓ મળવી કઠીન થઇ પડે છે! વસ્રથી લઇને દિવાસળી પર્યંત, અને બૂટથી લઇને માથું ઢાંકવાના આચ્છાદન પર્યંત સઘળુંજ બીજા દેશોમાથી આવે છે. મુસલમાની રાજ્યના પ્રારંભથી અને હિંદુ રાજ્યોના સત્યાનાશ થવા પછીથી હિંદુસ્તાન દેશ એક સ્રીના અનેક પતિ જેવો થઇ પડયો છે જે દેશની ઇચ્છામાં આવ્યું તેને હિંદુસ્તાનમાં આવી વાણિજ્ય-વ્યાપારને બહાને તેને નિચોવવા માંડયો પૃથ્વિપરના અનેક દેશના વ્યાપારીઓ વિધવિધ પ્રકારની વસ્તુઓ લાવી હિંદુસ્તાનની સુંદરતા-કારીગીરી-ને લુંટવા લાગ્યા! અને તેમાં પણ "પાછલા દોઢસો વર્ષથી વ્યાપાર છુટ Freedom of Trade જે પ્રકારે આ દેશના કારીગરોનો કચ્ચરઘાણ કાઢી રહ્યો છે તથા એક પ્રચંડ રાક્ષસરૂપે આ દેશનું જે રકત પાન કરી રહ્યો છે તે પણ કોનાથી અજાણ્યું છે? દેશી કારીગીરીનું સત્યાનાશ થઇ રહ્યું છે! અને કારીગરો બિચારા પાંચ દશ રૂપરડીની નોકરી મેળવી જ્યાં ત્યાં ગુલામગીરી કરી રહ્યા છે! હમણા હમણાં તો તે ગુલામગીરીના ભાવો પણ તેજી પર છે! નોકરી કરવા છતાં પણ તેમના બાલબચ્ચાંનું રક્ષણ કરવાને તેઓ અસમર્થ થઇ પડયા છે. કુશળ કારીગરોને પણ અન્ન ધન વિના મરવુ પડે છે! આ શું થોડા ખેદની વાર્તા છે? આપણા દેશનું ધન પ્રદેશના કારીગરો, પ્રબળ વેગથી ઘસડી જાય છે! તે દેશોમાં આ દેશના કારીગરનો કોઇ ભાવ પણ પુછતું નથી. અરે! જેઓ પોતાના દેશમાં ગુલામગીરી કરવા આવના હિંદીઓને પણ ધક્કા, લાત, મુક્કીઓ મારી હાંકી કાઢે છે તો પછી એથી વિશેષ બીજુ શું દુઃખ!! જ્યાં ત્યાથી હિંદીઓને હાંકી કાઢવામાં આવે છે છતાં પણ અમારી હિંદી સરકાર એટલી બધી ઉદાર (!!!) છે કે પરદેશીઓને અહીં આવવા દઇ, તેમનું સન્માન કરી, કરોડો બલકે અબજો રૂપિયાનાં પોટલાં બાધી લઇ જવ દે છે!

ણુ આપણાં મહદ્ ભાગ્યનીજ વાત!! પરંતુ હવે એ ઉપરથી એક બીજો [illegible] કરીયે કે ઇંગ્લંડની પ્રજા ઉપર આવો જુલમ થતો હોય, ઇંગ્લંડની પ્રજા-[illegible]ઇ સ્થળે અપમાન થતું હોયતો તે ત્યાંની પાર્લામેંટ કે પ્રજા સહન કરી [illegible]ખરી કે? ઇંગ્લંડમાં બીજા દેશવાળા વ્યાપારીઓ આવી વ્યાપાર કરે અને દેશમાંથી ઇંગ્લંડવાળાઓને ધક્કા મારી કહાડી મુકે અથવા તો પોતાના હક્ક વિરૂદ્ધ પાર્લામેંટજ વર્તે તો તેઓ કાંઇપણ જોઇ શકે ખરા કે? આનો ઉત્તર એજ આપવોપડશે કે એવા અન્યાય સ્હામે તેઓ જબરદસ્ત લડાઇ ચલાવી પોતાના હક્કનું રક્ષણ કરવા તૈયાર થઇ જાય. તેનાં અનેક ઉદાહરણોમાંથી એકજ ઉદાહરણ જોઇશું કે ત્યાંની કોલસાની ખાણના મજુરો અથવા ગાડાંવાળાઓ, અથવા હજામો, ધોબી, અને ચમારો પોતાના યત્કિંચિત્ હક્ક ભંગ થતાં એકદમ હડતાળ પાડી બેસે છે અને જ્યારે હક્ક મળે છે ત્યારેજ તેઓ કામ કરે છે. પરંતુ જે દેશની પ્રજાના પ્રતિનીધી જાગૃત છે તે દેશની પ્રજાનેજ સુખ મળે છે. જે દેશની પ્રજાનો કોઇ ધણી નથી તે દેશની પ્રજાજ હિંદુસ્તાનની પ્રજા પેઠે અંધકારના સમુદ્રમાં ગોથાં ખાય છે. હજુ પણ સદ્ ભાગ્યની વાત છે કે આપણા દેશના વિદ્વાન અગ્ર ગણ્યો આપણી આર્થિક સ્થીતિનું રક્ષણ કરવા કોંગ્રેસ જેવી મહાપરિષદમાં જોડાઇ કોંગ્રેસની સાથે દેશી કારીગરોની બનાવેલી વસ્તુઓનું "પ્રદર્શન" ઉઘાડી સંરક્ષણ કરવા પ્રયત્ન કરી રહ્યા છે. પ્રદર્શનમાં માત્ર કારીગીરીજ બતાવવામાં આવતી નથી પરંતુ સાથે ખેતીને લગતી વસ્તુઓ પણ બતાવવામાં આવે છે. આપણા દેશમાં ખેતીવાડીની પણ અતિશય દુર્દશા થઇ રહી છે! જે ખેતરમાં પ્રથમ જેટલું ઉત્પન્ન થતું હતું તેનો અર્ધો ભાગ પણ હમણાં ઉત્પન્ન થતું નથી જે કાંઇ અન્ન હમણાં ઉત્પન્ન થાય છે તે પ્રથમના જેટલું રસકસથી ભરેલું, બળવાન પણ ઉત્પન્ન થતું નથી. એથી પરિણામ એ આવ્યું છે કે લોકો પેટ પુરતું અન્ન મેળવી શકતા નથી. અને મેળવે છે તો તેનાથી એવી શકિત નથી આવતી કે પોતાના શરિરને સતેજ રાખી શકે? ખેડુતો ઉપરાંત સમસ્ત પ્રજા પ્રતિદિન નિર્બળ થતી જાય છે. શરિર, નાના પ્રકારના રોગગ્રસ્ત થવા લાગ્યું. પ્લેગ, કોલેરા, મેલેરીયા, ઇન્ફલુએન્ઝા, ટાઇ ફાઇડ, ક્ષય આદિ વ્યાધિ ચારે તરફ ફેલાઇ ગયા છે! દેશમાં ત્રાસ વર્તાવી દીધો છે! ચારે તરફ હાહાકારમચી રહ્યો છે! પરંતુ રાજ્યશક્તિ, જો એવા ઉપાયો કામે લગાડે કે ખેતીમાં પ્રથમ કરતાં બમણું વધારે ઉત્પન્ન થાય અને તે પણ રસકસથી પુષ્ટ હોયતો તેથી રાજા પ્રજા-ઉભય-ને કેટલો બધો લાભ થાય તે સહજ વિચારી શકાશે. અર્થાત્ મેહેસુલ બમણું આવે અને પ્રજા સુખી થાય. પ્રદર્શનમાં દેશ વિદેશની જુદી જુદી વૈજ્ઞાનિક વસ્તુઓ બતાવી ખેતીના ઉદ્યોગને લાભ થાય તેવો યત્ન કરે છે. જે ખેડુતો સૌથી ઉત્તમ પાક મેળવે છે તેમને ઇનામ પણ આપવામાં આવે છે. શું કોંગ્રેસનો આ ઉદ્દેશ

સર્વોત્કૃષ્ટ નથી? કોઇપણ ના કહી શકશે નહીં. કોંગ્રેસનો જે બીજો ઉદ્દેશ છે તે એ દ્વારા પાર પાડવાનુ "પ્રદર્શન" એ સુચિહ્‌ન છે. અને તે ભવિષ્યમાં લાભદાયક છે. દેશી વસ્તુઓ જોવાથી એક સનય એવો પણ આવશે કે ભારતવાસીઓ પરદેશી માલનો ત્યાગ કરશે. અને પરદેશની કારીગીરીનો ધીમે ધીમે લોપ થશે એમાં કાઇપણ સંદેહ નથી કોંગ્રેસની પ્રતિ સ્પર્ધા રાખનાર દેશીઓએ નેત્રમા ચઢાવેલાં પટલ કહાડી નાખીને જોવું જોઇયે કે દેશી કારીગીરી કેવી ઉત્તમ, કેવી મજબુત અને કેટલા બુદ્ધિ બળનો વ્યય કરી બનાવી છે. જેમના હૃદયમા સ્વદેશાભિમાનની લાગણી છે, જેઓ પાતાના દેશ પ્રત્યે પોતાનો ધર્મ બજાવવા તૈયાર છે તેઓના હૃદયમા આ કથન સહજે સ્થાન મેળવી શકશે.

## અધિપતિની નોંધ.

**સ્વદેશ** અને સ્વતત્રના પ્રીય મુદી ભર જાપાનીસોઓ રશિયા જેવા બળવાન રાજ્ય ઉપર જીત મેળવી છે! અને જાનેવારીની પેહેલી તારીખના શુભ મુહૂર્તેજ પોર્ટ આર્થર બદર ઉપર પોતાનો વિજય વાવટા ઉડાવી દીધો છે! ન્હાનકડા જાપાને સસારની સર્વ જાતિને બતાવી આપ્યુ છે કે જેઓના હૃદયમા ઐકયના કિરણો ઝળકી રહ્યા છે! જેઓ પેતાના દેશને પરતત્રતાની ગુમરીમા પડવા દેવા રાજી નથી! જેઓ માહોમાંહિના કલેશ નિર્મૂળ કરી સંપ કરી શત્રુઓ સ્હામે લડે છે તેઓનો અતે વિજય થાય છે! રશિયા જેટલું દ્રવ્યથી ભરપૂર છે તેટલું સૈનિક બળ પણ ધરાવે છે છતા રશિયાની રાજ્ય નીતિ ત્યાના રહેવાશીઓને અસતોષ આપે છે તેથીજ તેઓનો પરાજય થયો છે! જે દેશના રાજાની નીતિ પ્રજાને અસતોષ આપે છે તે દેશના રાજાનો કદીપણ વિજય થતો નથી એ રશિયા જાપાનનાં યુદ્ધનો ઉપસંહાર છે! ધન્ય છે જાપાન! ધન્ય છે જાપાનીઓ! ઐકયની બલિહારી છે! ઐકયથીજ સર્વ સુખ છે!

* * * *

લોર્ડ કર્ઝન બહાદુર ઘણા ઉદારચિત્ત છે! તેઓ નર્વનુ સન્માન પણ સારી રીતે કરે છે! કાબુલના અમીરને, તેમણે હિંદુસ્તાનમા આવી સૌરાષ્ટ ગોરવ બતાવવા માટે આમત્રણ કર્યુ હતુ અમીરે ચોખ્ખો જવાબ આપ્યો કે મ્હારા હિંદુસ્તાનમા આવવાથી કદાચ રશિયા હુમલો કરે તો તમે શુ કરી શકો? તમે તો વેગળા રહો અને મ્હારે રક્ષણ કરવુ મુશ્કેલ થઇ પડે ઇચ્છા હોયતો મ્હારા પુત્રને મોકલીશ' તેમણે હમણા પોતાના શાહજાદા ઇનાયતુલાખાનને મોકલાવી આપ્યો લોર્ડ કર્ઝને ઉદાર ચિત્તે તેમને નજરાણુ આપ્યુ! નજરાણામાં સુદર કીમતી તરવાર, કેટલાક બહુ મુલ્ય અલંકાર તથા એક લાખ, એકવીશ હજાર રૂપિ રોકડ આપ્યા છે! એક લાખ રોકડ રુપિયા શાહજાદાએ લઇ એકવીશ હજાર રૂપિયા પોતાનો અમલદારોને ઇનામ આપી દીધા! અત્યાર સુધી રોકડ રુપિયા નજરાણું કરવાની રીતિ હિંદુસ્તાનમાં નહોતી! જોકે આપવામા આવતા હતા પરંતુ લેનાર મદદ કરતા નહોતા ગણુસમા મોટા અગ્રેજ ઓફીસર જાય છે તેને રોકડ રકમ આપવાની કાંઇ વાતજ થતી નથી! કુંરાક

કમીશન સમયે ભૂતપૂર્વ અમીર અબદુર્રહેમાનખાંએ ત્રીસ હજાર રૂપિયા રોકડ આપવા માંડયા પણ તે લીધા નહીં! લોર્ડ કર્ઝન બહાદુરે એક નવી રીતિ ચલાવી! શાહજાદાએ લોર્ડ કર્ઝનને જે કાંઇ ઉપહાર આપ્યું છે તે સઘળું કાબુલમાંજ બનાવેલું આપ્યું છે! પણ લોર્ડ કર્ઝન બહાદુરે તો ન્હારો ન્હાર હિંદી ત્રીઝેરીમાંથી સવા લાખ રૂપિયા કાઢી આપી ઉદારતા બતાવી છે! આવી ઉદારતા અર્થાત્ પારકે પૈસે દિપમાલિકા કરવાને લોર્ડ કર્ઝન બહાદુર બહાર નહીં પડે તો બીજું કોણ કરી શકશે? હિંદી ત્રીઝેરીનાં નાણાં કટાઇ જાય છે એટલે તેનો બીજો ઉપયોગ પણ શુ થાય?

* * * *

૨૦ મી કોંગ્રેસના પ્રમુખ સર હેનરી આસામના માજી કમીશનર સાહેબે, કલકત્તે જઇ લોર્ડ કર્ઝનનાં દર્શન કરવાની ઇચ્છા રાખી હતી! પરંતુ તેમાં યશ પામ્યા નહી. વાંધો માત્ર એ આવ્યો કે કોંગ્રેસમાં પસાર થયલા ઠરાવો–Resolutions ની એક નકલ તેઓ સાથે લઈ ગયા અને તે લોર્ડ સાહેબને હાથોહાથ આપવા ઇચ્છા બતાવી! લોર્ડ સાહેબ જાણે તે ઠરાવોમાં કાંઈક વિષવાળા જંતુઓ હોય અને તેથી તેઓ ભડકયા હોય તેમ હાથોહાથ લેવા ના પાડી! તેઓ જાણતા હતા કે આ ઠરાવોમાં હિંદવાસીઓના હૃદયમાંથી નિકળેલા ઉદ્ગારોજ હતા. પરંતુ અગાઉ લોર્ડ ડફ્રિન સાહેબે કોંગ્રેસના ઠરાવો હાથોહાથ લીધા હતી, તેમજ કલકત્તાની કોંગ્રેસ વખતે પ્રતિષ્ઠિત ડેલીગેટોને ગવર્નમેંટ હૉસમાં બોલાવી વિશેષ સ્વાગતા કરી હતી એ પણ તેઓ ભૂલી ગયા! એ થોડી ખેદની વાત નથી! વાઇસરાય એજ ખરી રીતે હિંદુસ્તાનનો ગન્ન છે પરંતુ રાજાજ જ્યારે પ્રજાની ફરીયાદ ન સાંભળે તો આપણે હિંદીઓએ હવે કયાં જઈ આપણુ દુઃખ કહેવુ? લોર્ડ સાહેબ, ન્હાની ન્હાની આકાંક્ષાઓ સાંભળી ન્યાય આપવાનું કહે છે કે ખરા પણ આપણી મ્હોટી આકાંક્ષાઓ સાંભળતાંજ વેગળા ન્હાસે છે! એ ઉપરથી શું અનુમાન કરવુ? સર હેનરી કોટનને રાજી રાખવા માત્ર એક દિવસ ખાણું આપતાં તેઓ ભડકયા નહીં એટલાજ હર્ષની વાત છે!

* * * *

કેટલાક ગોરા અમલદારો કેટલીક વખતે દેશી જોડાઓને એવી કરડી નજરથી જુવે છે કે જાણે દેશી વસ્તુઓનો તેમને જીંદગીમાં ઉપયોગજ નથી. અંગ્રેજી બુટ પણ ચામડાનાં બને છે અને દેશી બુટ પણ ચામડાનાં બને છે તો પછી કયા કારણથી તેમને આટલી બધી ઇર્ષા ઉપજતી હશે તે સમજી શકાતું નથી! હમણાંજ ડીબરૂગઢના એક પ્રતિષ્ઠિત મારવાડી ગ્રહસ્થ વિલાયતી જોડા પહેરી કલેકટરી ઓફીસમાં ગયા! પહેરેગીરે જોડા ઉતારીને જવા કહ્યુ. આથી તે ગ્રહસ્થને અપમાન લાગ્યું અને તરતજ તેમણે ટ્રેઝરી ઓફીસરને એક ચીઠ્ઠી લખી. તે પહેરેગીર મીલીટરી પોલીસ હોવાથી તેમણે મીલીટરી ઓફીસરને લખ્યું. તેમણે જવાબ આપ્યો કે ઘણા સમયથી એવોજ નિયમ ચાલે છે કે કોઇ કાળો આદમી, દેશી બુટ, છત્રી અને લાકડી લઇ ઓફીસમાં આવે નહીં. "સીટીઝન" કહે છે કે સરકારી દફતરમાં એવો કોઇ નિયમજ નથી. મીલીટરી ઓફીસરે પોતાના જવાબ સાથે લખ્યું છે કે: No native dares to enter another's house without dropping his shoes I failed to see why Government officies and officials should be exposed to disrespect ભાવાર્થ–જ્યારે કોઇપણ દેશી બુટ ઉતાર્યા વિના બીજાના ઘરમાં જઇ શકતો નથી ત્યારે સરકારી ઓફીસ અને ઓફીસરોનું અપમાન શામાટે કરવામાં આવે તે સમજવામાં આવતું નથી. કેટલાક અમલદારો આવું સાહસ કરે છે ત્યારે હવે તો તેઓ એમ પણ કહેશે કે દેશીઓએ હેટ અને કોટ, પાટલુન પહેર્યા શિવાય અને ક્રિશ્ચન ધર્મ ગ્રહણ

ફરી માન્મન ભણ્યા શિવાય પણ મગમારી ઓરીમોમા આવવુ નહીં કારણ એથી પણ તેમનુ અપમાન થવા જેવુ જછે । ખરેખર । તેઓ હુકુર સાહેબોછે । મરજી મુજબ વર્તના મુખત્યારછે । પરતુ તેઓ જેટલી ઇર્ષા દેશી વસ્તુઓ ઉપર કરે છે તેવીજ દેશી જમીન અને પવન, પાણી અને અન્ન ઉપર ઇર્ષા કરે તો તેમની કેવી સ્થીતિ થાય વારુ ? તે તેમનેજ ઇન્સાફ કરવાનુ સોંપીયે છીયે !

* * * *

મુબઇમાં સસાર સુધારક કોન્ફરન્સ વખતે વડોદરા નરેશ નામદાર સયાજીરાવ ગાયકવાડે ભાષણ આપતા એમ પણ કહ્યુ હતુ કે જાતિય ભેદ અર્થાત્ Caste difference રાખવાથી દેશને તેમજ સસાર સમાજને ઘણી હાની પહોચે છે મહારાજા શ્રી પોતે ઇગ્લાન્ડ યાત્રા કરી આવ્યાથી ભક્ષ્યાભક્ષ્યનો દેષ કદાચ નહીં ગણતા હોય પરતુ ભક્ષ્યાભક્ષ્યનો નિયમ જ્યા સુધી છે ત્યા સુધી જ હિંદુઓની ઉચ્ચ નિચ જાતિની ગણના છે । આજ સુધી પ્રત્યેક ધર્મની મર્યાદા છે । હિંદુસ્તાનમાથી ભક્ષ્યાભક્ષ્યનો ભેદ અથવા જાતિ ભેદ નિકળી ગયો કે પછી બધા ઢેડ, બધા ચમાર અથવા બધાજ ઘાચી, મોચી, તેલી, લુહાર, સોનાર થઈ જવામા શુ બાકી રહેશે ? ઈ સ પૂર્વે ૫૦૦૦ વર્ષઉપર મનુમહારાજ જેવા તત્વવેત્તાઓએ વર્ણાશ્રમ બાધી આપ્યા છે તેજ હિંદુઓના રીતિરીવાજોનુ ગૌરવ બતાવ છે । મહારાજા ઇગ્લાડ જઈ વર્ણાશ્રમ તોડી નાખવાનુ શીખી આવ્યા પરતુ એટલુ પણ કેમ નહીં શીખી આવ્યા કે ઇગ્રેજોમા પણ જાતિય ભેદ છે જૂવો । અન અને ડયુક તથા સર અને લૉર્ડ તેના એવા અનેક ભેદ તેમનામા છે । એક કુટુબનાનેજ પકિત આપે છે । અન બીજાની સાથે જમવામા અથવા કન્યા આપવા લેવામા મ્હોટુ માન અપમાન સમજે છે ।છતા પણ મહારાજા ગાયકવાડ જેવા વિદ્યાવત રાજા આવા ઉદ્ગાર કાઢે એ કેટલુ શોચનીય છે । ભલે વડોદરાની અથવા તો ગાયકવાડી પ્રજાને ભેળસેળ કરી  પરતુ બીજા બધાને વચનથી મોરવાની ઇચ્છા નિંદા પાત્ર છે એમા કાઈ પણ શકા નથી !

* * * *

રશિયામા બળવો ! જે સમાચાર મળ્યા છે તે ઉપરથી જણાય છે કે રશિયામા બળવો ફાટી નિકળ્યો છે રશિયાએ જાપાનના યુદ્ધમા પરાજય મેળવના પછી ત્યાની પ્રજા પોતાના હક્ક માટે અને સ્વતત્રતા મેળવવા માટે એ દમ ઉશ્કેરાઇ ગઇ છે । સુધરેલા અને અભણના બે પક્ષ હતા તે બધા એકત્ર થઈ ગયા છે । અને તેઓએ જે હાથમા આવ તેને કાપી નાખવા માડ્યા છે । એક તરફ ગવર્મેન્ટનુ લશ્કર અને બીજી તરફ બળવાખોરો । તેઓએ હાથમા આવતા બાળકોના પણ ખુન કર્યા છે । સઘળા સમાગમા અંધકાર છવાઇ ગયો છે । અને તે બળવાખોરોથી બ્હી જઇને ઝાર તથા શેહનશાહબાનુ સતાઇ ગયા છે । રાજ્યની પ્રજાના હક્કો અને સ્વતત્રતા એકદમ છીનવી લેવાનુ આ પરિણામ છે । અત્યાર સુધી તેઓ રશિયાના વિશાળ લશ્કરનુ બળ જાણી બીતા હતા પણ જાપાન સામે હાર ખાઈ આવવાથી રશિયન બળ જાણી લીધુ । ત્યારે તેઓએ બળવો કરી કાનન ચલાવી છે । પ્રજાના હક્કો જબરદસ્તીથી લુટી લઇ અંધેર કારભાર ચલાવવાથી આવુ ભયકર પરિણામ આવી ગયુ । પ્રજાવડે રાજા છે રાજા વડે પ્રજા નથી ! મરો રાજા ને પ્રજા છે । તે ચાહે તોજ રાજાનુ રાજા પેઠે પૂજન કરે પણ તેમના મનની લાગણી દુખાવવાથી તેઓ રાજાના પણ રાજા થઇ જાયછે । પ્રજાના હૃદયમા ભડકતી અગ્નિ જે વેળા બહાર નિકળે છે ત્યારેજ આવુ ભયકર પરિણામ આવે છે । જોઈયે છીયે કે નામદાર ઝાર હવે શુ કરે છે ?

* * * * *

ધર્માચાર્યોએ કહેલાં વાક્યોને એવી ખુબીથી વિસ્તારીને લખ્યા છે કે વાચકને ડગલે ડગલે તેમાંથી શિખામણ મળી આવે છે આ પુસ્તક નીતિનું ખરેખર દર્પણ જ છે. દર્પણમા જોનારથી એકજ વસ્તુ જણાય છે પરંતુ આ પુસ્તકરૂપ દર્પણમાથી જોનારને હજારો ઉપયોગી વસ્તુઓ મળી આવે છે એમા ધર્મ, ઉદ્યોગ, વિવેક, વિદ્યાભ્યાસ, રાજનીતિ, પતિ પત્નિના ધર્મ, જીદગી, સજ્જન લક્ષણ, પ્રશ્નોત્તર તથ ૨૧૯ અમૂલ્ય જવાહીર [ શિખામણો ] અવસ્ય વાચના યોગ્ય છે ગુજરાતી ભાષામા આવાં પુસ્તકોની ઘણી અગત્ય છે અને ગુજરાતી પ્રજાએ તેને આશ્રય આપવાની પણ જરૂર છે કર્તાએ આવાજ પારમાર્થિક પ્રયાસો કરી ગુજરાતી પ્રજા ઉપર ઉપકાર કરવાની તક જવા દેવી નહીં

૩ **શ્રી બ્રહ્મર્ષિ વાણી**—આ પુસ્તકમા બ્રહ્મર્ષિ મહારાજે અધ્યાત્મક જ્ઞાનના મુમુક્ષુઓ માટે ગુજરાતી અને હિંદી ભાષામા સંગિતમા કવિતાઓ, પદો શ્લોકો રચ્યા છે શાસ્ત્ર,સ્તુતિ, સ્મૃતિ અને પુરાણાદિ ગ્રંથોના સિદ્ધાંતોને લઇ પદો રચવામા આવ્યા છે જે પ્રત્યેક શ્રી પુરૂષ વાચકને બોધદાયક છે તેમજ બન્ને વર્ગને સરલતાથી સમજાય તેવા છે

૪. **બ્રહ્મર્ષિ બાલાબોધ બારાખડી**—આ ન્હાનકડુ પુસ્તક પતિવ્રત ધર્મ શિખવાની ઇચ્છા રાખનાર સ્ત્રીઓને ઉપયોગી છે મુલ્ય માત્ર ૦ ૨-૦.

૫. **કૌતુકમાળા અને બોધવચન**—આ ગ્રથમાં આપણી ભાષાની કહેવતો, રમુજી ટુચકાઓ અને રમુજી કિસ્સાઓનો એક મ્હોટો સગ્રહ કરી અસરકારક ભાષામા પ્રકટ થયો છે ન્હાની ન્હાની વાર્તાઓ અને હાસ્યજનક ટુચકાઓ હોવા છતા વાચનારને જ્ઞાન મળી શકે છે લગભગ ૨૫૦ પ્રષ્ટના દલદાર પુસ્તકનુ મુલ્ય પણ વિશેષ નથી ચોથી આવૃત્તિ પ્રકટ થવા પામી એજ તેની ઉપયોગતા બતાવી આપે છે

૬ **પ્રાણીમાત્રનું વર્ગીકરણ**—રા રા ભાનુસુખરામ નિર્ગુણરામ મ્હેતા રચિત આ પુસ્તકમા ન્હાના મ્હોટા સર્વ પ્રાણીઓનુ વર્ણન પ્રકટ થયુ છે જુદા જુદા પ્રાણીઓના શરિરની રચના, સ્વભાવ, તથા એક બીજાથી કેવી સમાનતા વિરૂદ્ધતા ધરાવે છે તે તથા કરોડવાળા અને કરોડ વિનાની મૂળ જાતી ઉપરથી બીજી કેટલી જાતિના પ્રાણીઓની ઉત્પત્તિ થઇ તથા પક્ષી અને પશુઓની દરેક જાતિનુ વર્ગીકરણ બતાવ્યુ છે આ પુસ્તક સાથેનો નકશો, કેટલી જાતના પ્રાણીઓનુ અસ્તિત્વ છે તે બતાવી આપે છે શાળાના મહેતાજીઓ તથા વિદ્યાર્થીઓને ખાસ ઉપયોગી છે

૭. **હિંદની હાલત**— આ કવિતાના પૂસ્તકમા જુદા જુદા છંદો અને કવિતાઓ લેખકે અસરકારક ભાષામા ચિતરી છે હિંદની હાલત દિન પર દિન અધમ દશામા આવતી જાય છે, તેનુ કારણ દેશીઓમા પરસ્પર વૈરભાવ, અને તેમની ઉદ્યોગ રહિત સ્થીતિ એજ છે આવી અવદશાનુ વિશેષ ભાન કરાવવા કુશળ લેખકો લેખદ્વારા અને કવિઓ કવિતાદ્વારા જેટલુ વર્ણન કરે અને દેશીઓના હૃદયમા છાપ પાડી ઐકય કરતા શિખવે તેટલુ ઓછુ છે આ પૂસ્તકમા "દુખ ભજન દાદાનો ઢંઢેરો" 'ધર્માચાર્યે કરેલી હીંદને હાની' "મરણ પથારી પડેલા હીંદની હાલત" "હીંદ માટે રૂદન" ઇત્યાદિ કવિતાઓના ભાવાર્થ જાણવા જેવા છે પ્રત્યેક વસ્તુમાં.

૩ ૪ બ્રહ્મર્ષિ મહારાજ શ્રી પ્રભાકર વિ પ્રધાન શર્મા ઠે કાર્તીન્તિક પુસ્તકાલય, વડગાદી, મુબઇ. રૂ. ૧-૮-૦

૫ રા. રા ગણેશજી જેઠાભાઇ લીંબડી ૦-૧૨-૦.

૬. મેસર્સ એન. એમ. અને કુ મુબઈ

૭ રા રા કૃપાશંકર ઝીણાભાઇ પંડ્યા વૈદ્ય મૂલ્ય આઠ આના.

અને મુખ્ય સાંસારિક, ધાર્મિક વિષયોમાં એક બીજાના વિચારો જુદા હોય છે પરંતુ, રાજકીય વિષયમાં આપણા દેશીઓ એક બીજાથી ઘણે ભાગે મળતા હોય છે. કવિતાઓમાંના દોષોને નહીં જોતા ભાવાર્થ ગ્રહણ કરવો આવશ્યક છે.

૮ **સોનેરી તક**–આ ન્હાનકડુ ચોપાનીયુ "કૉન્ગ્રેસ શું છે?" અને તેથી શા શા ફાયદા થાય છે તે બતાવી આપે છે કૉન્ગ્રેસ એ આપણા સમસ્ત દેશની, સમસ્ત જ્ઞાતિઓનું નિષ્પક્ષપાતપણે હિત જાળવનાર અને નિઃસ્વાર્થપણે પ્રજા તરફથી લડત ચલાવનાર મંડળ છે. ૧૮૫૮ના ઢંઢેરામા સ્વર્ગવાશી મહારાણી શ્રી વિકટોરીયાએ આપેલા અભયવચન પ્રમાણે પ્રજા તરફથી વ્યાજબી હકો માગવા માટે પ્રતિ વર્ષે આ દેશના જુદા જુદા શહેરોમાં આ મંડળનો મેળાવડો થઇ હજારો દેશીઓ એકત્ર થઇ પોતાના વિચારો જણાવે છે તેમજ સુધરેલા રાજ્યની પ્રજા હોવા છતા દિવસે દિવસે આપણી આર્થિક સ્થીતિ કેટલે દરજ્જે બગડતી જાયછે તેનો ચિતાર વર્ણવી બ્રીટિશ ગવર્નમેન્ટ પાસે "કૉન્ગ્રેસ" ન્યાય માગે છે વિગેરે આ ચોપાનીયામા પ્રકટ કર્યું છે.

# માસિકપત્રો.

**ચવચવ**–રમુજી લેખ લખનાર જાણીતા મી૰ નગીનદાસ મંછારામ તરફથી પ્રકટ થતા આ માસિક પત્રમા જુદા જુદા રમુજી અને જ્ઞાન સાથે ગમત આપે તેવા લેખો લખાય છે. એમા ચાર પ્રષ્ટ રાજ્યદ્વારી, સાંસારિક હાસ્ય અને ઉપદેશજનક ચિત્રો ઉપરાત લેખો પ્રકટ થાય છે. ન્હાની વાર્તાઓ ઉપરાત ચાલુ વાર્તા વાચવા જેવી છે. ગ્લેઝડ કાગળ ઉપર છપાતા ૨૪ પ્રષ્ટનુ પાક્ષિક [ પખવાડિક ] પત્રનું મુલ્ય રૂ ૨–૬–૦ પોષ્ટેજ સાથે

**વૈદ્ય સર્વસ્વ**–આયુર્વેદ મહા મહોપાધ્યાય માન્યવર શ્રી શંકરદાજી શાસ્ત્રીપદે તરફથી પ્રકટ થતુ આ માસિક પ્રત્યેક ગુજરાતી ભાષા જાણનારને ઉપયોગી છે શ્રીમાન્ શંકર દાજી શાસ્ત્રીપદે આયુર્વેદાનુસાર દેશી વનસ્પતિની ઔષધીઓ બનાવવામાં વિખ્યાતી પામેલા વૈદ્ય છે માસિકપત્રમા "વાગભટ" અષ્ટાંગ હૃદયનું ભાષાંતર પ્રત્યેક વૈદ્યોને બહુ ઉપયોગી છે. સર્વ સાધારણને ઉપયોગી થઈ પડે તેથી તેના "પ્લેગથી બચવાના ઉપાય" આદિ લેખો પ્રકટ થાય છે, આપણા દેશની પ્રજાને વૈદ્યકનુ જ્ઞાન મેળવવુ ઘણું અગત્યનુ છે. તેને અભાવેજ શારીરિક અને માનસિક સ્થીતિ નિર્બળ થતી જોવામા આવે છે ગ્લેઝડ કાગળ ઉપ- છપાતા ડેમી ૨૪ પ્રષ્ટના માસિકનું મુલ્ય માત્ર રૂ ૨–૦–૦ પોષ્ટેજ સહિત રાખવામા આવ્યુ છે

**અલહિલાલ**–મી૰ નીઝામુદીન એ. કુરેશી અમદાવાદી તરફથી આ માસિકપત્ર મળ્યું છે એમા મુસલમાનો અને ખાસ કરીને મેહોમેડન ધર્મ તત્વના જીજ્ઞાસુઓને ઉપયોગી થઇ પડે એવા વિષયો, ઉપરાત નીતિ અને વ્યવહારોપયોગી વાર્તા અને લેખો પ્રકટ થાય છે જુદા જુદા રસ્તા ગ્રહણ કરી પરમાત્માને મેળવવાની ઉત્કટ ઇચ્છા પ્રત્યેક જીજ્ઞાસુઓમા હોય છે. અને તેથી જુદા જુદા ધર્મમાં જુદા જુદા માર્ગો બતાવ્યા છે તોપણ નીતિના સિદ્ધાંતો પ્રત્યેક જાતિના શાસ્ત્રોમાં એક સરખા છે એમ સ્પષ્ટ જણાઇ આવે છે. દારૂ નહીં પીવો, અંતઃકરણ સ્વચ્છ રાખવું, પાપ, વ્યભિચાર, ચોરી અન્યાય નહીં કરવો, દ્વેષ, કલેશ નહીં રાખવો એ સઘળા શાસ્ત્રોમા એક સરખી રીતે લખ્યું છે. અને તે આ માસિક ઉપરથી પણ જણાયા વિના

૮. સોનેરી તક રા રા. જન્મશંકર વિશ્વનાથ ઉપાધ્યાય ધંધુકાનિવાસી ૦–૪–૦.

રહેતું નથી. અમારા મિત્રને અમારી ભલામણ છે કે દ્વેષ રાખી બીજા ધર્મવાળાઓ ઉપર ક્ષુદ્ર ભાષામાં આક્ષેપો નહીં કરવા અને ડુબવા બેઠેલા ધર્મ, નીતિનાં સિદ્ધાંતો અસરકારક ભાષામાં પ્રકટ કરી પોતાની જાતિ ઉપર ઉપકાર કરશે. આ માસિકનું મુલ્ય પોષ્ટેજ સાથે રૂ ૧-૮-૦ છે.

**કળા કુસુમ**—શ્રીયુત પંડિત દયારામ રામદાસ શર્મા દૈવજ્ઞ તરફથી પ્રકટ થતા આ માસિક પત્રમાં "દૈવજ્ઞ ચંદ્રિકા" જ્યોતિષનો ખાસ વિષય ઉપરાંત ચૌદ વિદ્યા, ચોસઠ કળા, મહારાષ્ટ્રિય વીરમાલોજી ભોંસલે ઐતિહાસિક નવલકથા, આદિ લેખો તથા કવિતાઓ વાંચવા લાયક પ્રકટ થાય છે. ડેમી આઠ પેજી ૨૪ પ્રષ્ટના આ માસિકનું મુલ્ય રૂ ૧-૪-૦ પોષ્ટેજ સાથે છે.

## કેલેન્ડરો.

**જ્ઞાનોદય પ્રેસ ભરૂચ**—ગુજરાતમાં પ્રીન્ટિંગ કામ માટે પ્રસિદ્ધ થયલા છાપખાનાના માલીક માન્યવર શેઠ ઇચ્છાલાલ અમૃતલાલ મામલતદારના તરફથી બે સુશોભિત કેલેન્ડરો-એક ભીંતે ટંગવાનું જુદા જુદા લાલ, લીલી અને બ્લેક સાહીથી સ્વચ્છતાથી છાપેલું, વચમાં બાર મહિનાની બાર કાપલીઓ સાથેનું, સુંદર બોર્ડરોમાં તથા બીજું બાર મહિના તારીખ વાર જોવાનુ રંગિન કેલેંડરો ભેટ મળ્યાં છે. આપણા દેશની પ્રીંટિંગ કળા ખીલવવાથી વિલાયતી કળાનું પ્રતિસ્પર્ધીપણું કરી શકે છે તે આ કેલેંડરો ઉપરથી જણાઈ આવે છે. આ કેલેંડરો મુંબઇનાં પ્રદર્શનમાં મુકાયાથી સારૂં સરટીફીકેટ મળવાની આશા છે

**મેસર્સ રામજી ભગવાન**—મુંબઇમાં ઝવેરાત અને સોના ચાંદીના ઉત્તમ કારીગીરીના દાગીના બનાવનાર તરીકે પંકાયલા ઝવેરીઓ તરફથી એક સુંદર રંગિન શીટ કેલેંડર મળ્યું છે. આ કેલંડર પણ વિલાયતી કેલેંડરોની સરખામણી કરી શકે તેવું છે. એમાં બાર મહિનાની બાર કાપલીઓ વચમાં ચોંઢવામાં આવી છે. મેસર્સ રામજી ભગવાન ઝવેરી બજારમાં એક પંકાયલી પેઢી છે.

**મેસર્સ દોલતરામ એમ. પંડ્યા**—જેઓ જીંદગી, આગ, અને દરીયાના જોખમના વીમા પોતાના ગ્રાહકોને સગવડતા ભરેલી રીતે ઉતરાવી આપે છે અને પ્રમાણિકપણે એજન્ટોનું કામ કરે છે તેઓ તરફથી મેસર્સ જાફર જુસબની કું૦ તરફની બ્લોટીંગપેડ ભેટ મળી છે. આ બ્લોટીંગપેડ પ્રત્યેક લખનારને બહુ ઉપયોગી છે.

**ડાયરીઓ**—મુંબઇની મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કુંપની બુકસેલરો તરફથી ન્હાની મ્હોટી સાઇઝની ત્રણ સુશોભિત ડાયરીઓ ભેટ મળી છે. સ્વચ્છતા પૂર્વક છપાયલી અને સઘળા ગૃહસ્થોને ઉપયોગી થઈ પડે એવી આ ડાયરીઓની જુજ કીંમત ૭ આના, પાંચ આના અને ચાર આના રાખવામા આવી છે.

બીજા કેટલાંક પુસ્તકો અને માસિકો મળ્યાં છે તેનો ઉપકાર સહિત સ્વિકાર કરવામાં આવે છે. અભિપ્રાય હવે પછી.

# અદલ ઈન્સાફ.

**જોધપુરના મહારાજા બખતસિંહજીની** ન્યાય કરવાની કુનેહ સાંભળીને તેમની પરીક્ષા કરવાને જેપુરના મહારાજા સવાઈ જયસિંહજીએ બે હલકારા ( બાતમીદાર )ને જોધપુર મોકલ્યા. મહારાજા એ વખતે નાગોર શહેરમાં હતા. તે હલકારાઓ પણ ત્યાં ગયા, અને ચુપકીથી એક કંદોઇની દુકાન પાસે બેસી ગયા. જેમ જેમ તે કંદોઇ મીઠાઈ વેચતો ગયો તેમ તેમ તે પૈસા એક કાગળપર તે હલકારાઓ લખતા ગયા. સાંજના કંદોઇએ તે પૈસા એક કોથળીમાં ભરી દીધા. ઘેર જતી વખતે પેલા હલકારાઓએ કંદોઇને કહ્યું કે અમારી અનામત કોથળી આપો. કંદોઇએ કહ્યું કે તે મારી છે. બંનેનો ટંટો કોટવાલીમાં થઇ મહારાજા પાસે ગયો. મહારાજાએ તે બંનેને પુછ્યું કે તમારી કેટલી અનામત કોથળીમાં છે. તેઓએ બતાવ્યું કે આટલા રૂપિયા, આટલી આટલી પાવલી, બેઆની અને આટલા પૈસા. કંદોઈ બરાબર કહી શકયો નહીં. મહારાજાને શક ગયો, તેપરથી કોથળી તોશાખાનામાં મુકાવી અને તેઓને બીજે દીવસે આવવા કહ્યું. મહારાજાએ ગરમ પાણી કરાવીને તેમાં પૈસા નાંખ્યા. કંદોઇના હાથમાંથી તમામ પૈસા પસાર થએલા હોવાથી તેની ચીકણાસ ( ઘીની તરી પાણી ઉપર આવી બીજે દીવસે મહારાજાએ કહ્યું કે એ કોથળી તો કદાઇની છે. સાચું કહો તમો કોણ છો, નહી તો સખ્ત સજા કરીશ. ફટકા મારનારાને બોલાવવાનો હુકમ કર્યો. તેઓએ મહારાજા જેસીંહજીનો પત્ર રજુ કર્યો તેમાં લખ્યું હતું કે એઓ મારા હલકારા છે.• આપનો ઇન્સાફ જોવા મોકલ્યા છે. કંઇ કસુર પડે તો માફ કરશો. મહારાજાએ તેઓનું સન્માન કરી સરપાવ આપી વિદાય કર્યા.

**દુધનું દુધ અને પાણીનું પાણી**—એક વખત નાગોરના મેસરી મહાજનો અને દુધવાળા ઘાંચીઓની વચ્ચે એવી તકરાર પડી કે અમુક દુધમાં તેઓએ પાણી ભેળવ્યું છે. ઝઘડો જોધપુર મહારાજા સુધી પહોંચ્યો. મહારાજે જુવારના સરોડા મંગાવી· તેને છોલાવી દુધમાં નંખાવ્યાં. ત્યાર બાદ કઢાવી બીજા વાસણમા નીચોવી લીધાં. તો ફકત પાણી·નિકળ્યું. એમ બેચાર વાર ક્રિયા કરી અને બંને અલગ અલગ તોલ્યાં તો લગભગ અરધું પાણી ભેળેલું માલમ પડયું. ઘાંચીઓને સજા કરી અને તે દીવસથી "દુધનું દુધ અને પાણીનુ પાણી" એ કહેવત મશહુર થઇ.

૬

એક ચાંપાવત રાઠોડ રજપુત શ્રાવણની ત્રીજપર જેસલમીરમાં પોતાને સાસરે જતો હતો. નાગોર શહેરની સરહદપર એક વાઘ પેધો પડયો હતો. પેલો રજપુત વહેલો ઉઠી જવા લાગ્યો તો ગામવાળાએ તેને રોકયો, કે ભાઇ વાઘનો ડર છે, માટે વહેલા મળસકામાં જવુ નહીં. પેલો તો નીડરપણે ચાલ્યો ગયો. સવાર થતાં પેલો વાઘ એને મળ્યો અને રજપુત ઉપર તરાપ મારી, રજપુતે તલવાર કાઢી તેને•મારી નાંખ્યો અને ચાલતો થયો. થોડાક સમય પછી તેજ રસ્તે એક સામાન્ય કોમનો પુરૂષ જતો હતો. વાઘને મરેલો જોઈ તેના કાન કાપી લીધા અને મહારાજા શ્રી વખતસીંગજી પાસે પોતાની બહાદુરી બતાવી. વાઘના કાન રજૂ કર્યા. મહારાજે તેને સારા પગારે નોકર રાખ્યો. હવે પેલા•રજપુતના સાંભળવામાં આવ્યું કે નાગોર

પાસે એક વાઘ મારવાના સંબંધમાં મહારાજાએ અમુક શખ્સને સારો પગાર કરી આપ્યો છે. તો પોતે ધાર્યું કે વાઘ તો મેં માર્યો હતો. પોતે મહારાજા પાસે જઈ સર્વે સમાચાર કહ્યા. મહારાજાએ એ બાબતનો ન્યાય કરવાને અંદરના જાટો પાસે બન્ને જણાઓને મોકલી આપ્યા; અને પુછાવ્યું કે એ બેમાંથી વાઘનો મારનાર કોણ છે તેનો ઇન્સાફ કરો. જાટોએ બન્નેને જુદા જુદા ઘરમાં રાખ્યા. એક જાટે એકવાર ઢોંગ બતાવી કહ્યું કે ભાઇ મને હડકવું કુતરું છે અને મહીને, પંદર દીવસે જ્યારે હડકવું ઉભરે છે ત્યારે હું ગમે તેને કરડી ખાઉં છું. માટે હોંશીઆર રહેજે. એક દીવસ બનાવટી હડકવું કરી ધીણુ લાવી કરડવા દોડયો. પેલો સામાન્ય માણસ તો તેને જોઈ નાઠો; અને કોઇના ઘરમાં ભરાઇ ગેઠો. જ્યારે પેલા રાઠોડ પાસે ગયો ત્યારે તેને કહ્યું કે અલ્યા જવા દે નહી તો બેહાલ કરીશ. જ્યારે ન માન્યું ત્યારે ગલચીમાંથી પકડી હેઠો પાડી પલંગ સાથે પાઘડીવડે બાંધી દીધો. જાટોએ મહારાજને ફેંસલો લખી મોકલ્યો કે રાઠોડજ વાઘનો મારનાર છે. તે ઉપરથી તેનો પગાર કરી પેલાને સજા કરી.

**એક સ્ત્રી સુવાવડ કરવાને પોતાને પીએર** ગઇ. એકજ રાત્રે તેને તથા તેની ભોજાઇ બન્નેને પ્રસવ થયો. નણંદને પુત્ર થયો અને ભોજાઇને પુત્રી થઇ, પણ દાયણ એકજ હોવાથી લાલચને વશ થઇ છોકરો અને છોકરી અદલબદલ કરી નાંખ્યાં. સુવાવડમાંથી ઊઠીને પેલી સ્ત્રીએ સાસરે જઈ પોતાના સ્વામીને કહી દીધું કે મને પુત્ર થયો હતો પણ તે બદલી લીધો છે, અને આ પુત્રી મારી ભાભીની છે. સાળા બનેવીની વચ્ચે તકરાર પડી. આખર મહારાજ બખ્તાવરસીંગજી પાસે ઈન્સાફ કરાવવા ગયા. તેઓએ બે બકરી, બે ભેંસ, બે ગાય જે તુરતની વીયાયેલી હોય તેવી મંગાવી તેમાં પણ એક એવી કે જેને પાડી અવતરી હોય ને એક ભેંસ એવી કે જેને પાડો અવતરેલો હતો. તે મુજબ વાછરડો અને વાછરડીની મા બે ગાયો, તે મુજબ બકરી મંગાવી હતી. હવે બધાં જાનવરનું દુધ કઢાવી અમુક માપ કરાવી તોલી જોયુ તો છએ જાનવરોના સંબંધમાં બચીની માંના દૂધ કરતા બચ્ચાં (નર) ની માનું દુધ ભારી થયુ. તેજ મુજબ આ નણંદ ભોજાઇ બન્નેનું દુધ પણ તોલાવી જોયું તો નણંદનું દુધ ભારી થયુ. વૈદક શાસ્ત્રાધારે નરને પોષણ વધારે જોઇએ છીએ તેથી કુદરતે દુધ પણ તેવા પ્રકારનું મુકયું છે. આખરે પુત્ર નણંદને અને પુત્રી ભોજાઇને સોંપી અને દાયણને સજા કરી, વીદાય કર્યા.

**રાજપુતાનામાં** કીશનગઢમાં એક શેઠ ઘડપણમાં ગુજરી ગયો, તેની સ્ત્રીએ સગાઓને બોલાવી કહ્યું કે મને બે મહીનાનાં દહાડા છે, કાલે ઊઠીને કોઇ કલંક નહી લાવે માટે તમો તપાસ કરાવો. દાઇએ તપાસ કરી એ વાત ખરી કહી. તેને પુત્ર પેદા થયો ત્યારે મરહુમ શેઠના દુરના સગા મહારાજા પાસે ફરીઆદ ગયા કે શેઠ બુઢા હતા, અને આ પુત્ર તેનો નથી. મહારાજાએ ગામમાંથી તે છોકરાની ઊંમરનાજ ૧૫ ૨૦ છોકરાઓને બોલાવી એક સ્થળપર બેસાડયા; અને એક હાથી છોડાવી દીધો. બધા છોકરાઓ નાસી ગયા પણ પેલો બુઢાનો છોકરો તો ઘુંટણપર હાથ મુકીને ઊઠયો. મહારાજાની ખાત્રી થઇ કે આ પુત્ર બુઢાનોજ છે, અને તેથીજ ઘુંટણપર હાથ દઇ બુઢાની પેઠે ઊઠયો હોવો જોઇએ.

**દિલ્લીમાં** અંગ્રેજી રાજ્ય શરૂ થતાંમાં જ એક બ્રાહ્મણી જમનાજીની નહેર ઉપર

કપડાં ધોઇ નાહી રહી હતી. એક મુસલમાન જે ઘણા વખતથી તેણીને સતાવતો હતો, તેણે લાગ જોઈ પાળપર પડેલી તેની ગાસડીમાં રાંધેલા માંસના ટુકડા અને રોટલીના કટકા બાંધી લીધા. જ્યારે તે જવા લાગી ત્યારે ભરબજારમાં તેનો હાથ પકડવા લાગ્યો. તે સ્ત્રી ગભરાઇ અને બધે હોહા થઇ ગઈ. તુરતજ ત્યાંના કમીસનર સાહેબ પાસે મામલો ગયો. તે વખતે તેમની પાસે કીશનગઢના મહારાજ કલ્યાણસીંગજી પણ બેઠા હતા, તેઓ દીલ્હીમાં સરકારમાં રહ્યા કરતા હતા. સાહેબે સાક્ષી પુછ્યા તો તે મુસલમાને કહ્યું કે સાક્ષી તો કોઇ નથી પણ અમે બને જણે નેહર ઉપર ગોસ રોટી સાથે બેસીને ખાધાં હતાં; અને મેજસાજ વધ્યું હતું તે સ્વાદ જાણી એ બ્રાહ્મણીએ પોતાની ગાંસડીમાં ઘેર લઇ જઇ સાંજના ખાવા માટે બાંધી લીધું હતું. એ વખતમાં તે બ્રાહ્મણીનો ધણી પણ કચેરીમાં આવી પહોંચ્યો હતો સાહેબે ગાંસડી ખોલાવી તો આખી કચેરીની વચમાં બધા તાજૂબ થઇ ગયાં. તેનો ધણી પણ બોલી ઉઠ્યો કે તું મારે કામની નહીં. સાહેબે કહ્યું કે તુ સાચું કહે કે એ માસ ક્યાથી આવ્યું. નહીં તો સજા કરીશ. પણ બ્રાહ્મણી એકની બે થઇ નહીં. તે સ્ત્રી ઘણી રીતે ઉજ્જત કરવા લાગી પણ સાહેબે માન્યું નહી. અને મુસલમાનને સાચો માનવા લાગ્યા. કીશનગઢના મહારાજે કહ્યું કે જો મને બોલવાની રજા આપો તો ઇન્સાફ થઇ જાય. સાહેબે કહ્યું બહુ સારૂં ફરમાવો. મહારાજાએ એક ડાકટરને બોલાવી તે બ્રાહ્મણી અને મુસલમાન બનેને ઉલટીની દવા આપવાનું કહ્યું. પા કલાકમાં બનેને ઉલટી થઈ. ડાકટરને હુકમ થતા તેણે તપાસી રીપોર્ટ કર્યો કે મુસલમાનની ઉલટીમા ગોસ રોટી છે, અને બ્રાહ્મણીની ઉલટીમા એ વસ્તુનો પત્તો નથી; પણ દાલ અને ચોખા માત્ર છે. મહારાજની હોશીઆરી જોઇ સર્વે ખુશી થયા. અને મુસલમાનને સજા કરી તે બ્રાહ્મણીને આબરૂની સાથે તેના સ્વામીને સોંપી. બ્રાહ્મણ પણ પસ્તાયો

**ડેપ્યુટી** કલેકટર પંડીત દેવીપ્રસાદજીની પાસે એક સ્ત્રીના બે હકદાર થઇને આવ્યા, કોઇનો પણ સાક્ષી નહી હતો. પંડીતજીએ ફરમાવ્યું કે એ સ્ત્રીએ પંદર પંદર દીવસે બને હકદારના ઘરપર જઇને રહેવું. આ ઉપરથી એક હકદાર નારાજ થયો અને કહેવા લાગ્યો કે ભલે તે સ્ત્રી પેલાનેજ સોંપી દો પણ મારો પ્રાણ જાય તોપણ હું પંદર દીવસ તેની સાથે રહી શકું નહીં. બીજો હકદાર કબુલ થયો. આ ઉપરથી પેલા નારાજ થનાર શખ્સને તે સ્ત્રીનો ખરો ધણી જાણી તેને સુપરદ કરી.

**જોધપુરની** ફોજદારી કોર્ટમાં એક શખ્સનો ચોરીના ગુનાહ માટે મુકરદમો ચાલતો હતો. ચોર કબુલ કરતો નહી હતો. પંડીત દીનાનાથજી મેજીસ્ટ્રેટે તેને ધમકાવ્યો, પણ એકનો બે થયો નહીં; આખર પોતાના સીરસ્તેદારને ગુસ્સાનો આવેશ બતાવી દફતરપર એવો હુકમ લખાવ્યો કે અગર આઠ દીવસમાં ચોરીનો માલ રજુ નહી કરે તો નવમે દીવસે કતલ કરવો સીરસ્તેદારે કલમ ઉઠાવી કે તુરત પેલો ચોર ગભરાયો અને કહ્યું કે હું જરા યાદ કરૂં છું એમ કહી તેણે ફરીયાદીનું રાજીનામું દાખલ કરાવ્યું. મું॰ સ૦

# અમેરીકાના ઇન્ડીઅનો અને હિંદુસ્થાનના આર્યો–પ્રાચીન સંબંધનો કંઇક ભાસ.

વધારે સુધરેલી પ્રજામા પરાક્રમ તથા મહત્વના કાર્યો માટે જેવા સ્થંભો ઉભા કરવામાં આવે છે તેના જેવા કોતરકામવાળા સ્થંભો અમેરીકાના ઇંડીઅન લોક પણ ઉભા કરે છે. તેઓ આ સ્થભોને "ટોટમ" કરીને કહે છે. ટોટમનો અર્થ એક કુટુંબનુ ચિન્હ એવો થાય છે ઇન્ડીઅન લોકોમા અમુક એક કુટુંબની એકજ ટોટમ હોય છે. આને માટે તેઓ ઘણું માન ધરાવે છે. તથા એમાથી વેહેમના ભરેલા કંઇ કંઇ રીવાજો ઉભા થયેલા છે આ ધા રાઓમા વિચિત્ર ચીજો પસંદ કરવામા અ વે છે કેટલાક પોતાના "ટોટમ" નીશાનીમાં કાગડાને પસદ કરે છે કેટલાક વણીઅર, વરૂ, હરણ લોકડા વગેરે પસદ કરે છે. આ ટોટમો એવી વિચિત્ર રીતે કોતરેલી હોય છે કે અમુક કુટુબની આજ ટોટમ છે એમ શોધી કાઢવું વખતે મુશ્કેલ થઈ પડે છે.

આ નીશાનીઓ તેઓના તબુઓ–હોડીઓ ધાબળીઓ અને કુટુબની બીજી ઘણીખરી ચીજો ઉપર હોય છે.

ઉતર તરફના ઇન્ડીઅનોમાં જરા વધારે સુધરેલી ઢબ ઉપર આ ટોટમો કોતરવામા આવે છે. પાચ ફીટ લાંમા અને બે ફીટ પહોળા તાબાના કટકા ઉપર કોતરવામા આવે છે

"ટોટમ" ને આ લોકો ઘણી કીમતી ગણે છે અને તે છોકરાઓને વાગસામાજ ઉતરી આવેલી ચીજની માફક મવે છે

કવીનચાર્લોટી ટાપુમા એક જાતના લોકના મુખી પાસે ત્રાંબાની ટોટમ છે તેની કીમત રા ૪૫૦૦થી રા. ૬૦૦૦ જેટલી ગણાવે છે આ વિચિત્ર રીવાજની અદર સારૂં રહસ્ય સમાયલુ છે એકજ લોહીના કુટુંબોમા માહોમાહે લગ્ન કરવાના રીવાજને એ અટકાવે છે. ટોટમની એકજ જાતની નીશાનીવાળા કુટુબો માહોમાહે પરણી શકતા નથી જુદી જુદી ટોટમની નીશાનીવાળા કુટુબો એક બીજાની સાથે પરણી શકે છે. તે એવી રીતે કે વરૂની નીશાનીની ટોટમવાળા કાગડાની નીશાનીવાળાની સાથે પરણી શકે પણ વરૂની નીશાનીવાળા સાથે પરણી શકે નહીં. ને વ્હેલની નીશાનીવાળા લોકડા, વરૂ, હરણ વગેરે પોતાનાથી જુદી નીશાનીવાળા સાથે પરણી શકે છે.

છોકરાઓ માની ટોટમ ઉપરથી ઓળખાય છે. માની દેડકાની ટોટમ હોય તો છોકરા યા છોકરીને દેડકાની ટોટમથી ઓળખવામા આવે છે વળી આ ટોટમથી બીજો ફાયદો એ છે કે પોતાની ટોટમવાળા કુટુબને દુકાળ, મંદવાડ તથા ઘડપણ વખતે તે ટોટમવાળાં બીજા કુટુબો મદદ કરે છે.

પોતાની ટોટમની નીશાનીવાળા પ્રાણીને પવિત્ર ગણી તેને કદી પોતે મારશે નહીં તેમ જો કોઇ બીજો મખમ તેની નજર આગળ તે પ્રાણીને મારશે તો પોતાને તેથી મ્હોટું અપમાન થયલુ તે સમજશે.

મુડદા દાટવાનો રીવાજ પણ વિચિત્ર છે. (અપુરૂ)

# મનોહારિણી શય્યા.

(લખનાર રા. રા. નારાયણદાસ વસનજી ઠક્કુર અધિપતિ–મુસાફર.)

## શિખરિણી.

મનોહારી શય્યા, પરમ સુખદા ભૂમિ તનની,
સુશોભે શી આહા! લલિત વનના દર્ભ દલથી,
નદીના પુલોની વિમલ વર ઇન્દુદ્યુતિ સમી,
નવી રેતીથી જે અતિ ચમકતી આ દિન નિશી! ૧
સશોભા વૃક્ષોની અતિ સઘન પંક્તિ પ્રવરથી,
લતા સારી સારી લપટતિ અનૂપા સ્વકરથી,
સુરંગી પુષ્પોની, સઘન વનમાળા ધરિ કરી,
ભરે છે મોહેથી, પથિક જનના તે મન હરી. ૨
સુરીલી વીણાવત્, સરસ સરિતા વાદન કરે,
કવચિત્ મીઠા મીઠા, મધુર ધ્વનિથી ગાયન કરે,
સદા જો નાચે આ, ઝરિત ઝરણો નૃત્ય નવથા,
નિરાળી શોભા હા! વિપિન–વરની કૌતુક મયા ૩
કવચિત્ ધીરે ધીરે, વ્યજન કરતી મન્દ ગતિથી,
તથા આવે દોડી, પવન મદમાતા મનયથી,
કવચિત્ ચિત્તા કર્ષી, વિપુલ વિમના ચન્દ્ર કિરણો,
બતાવે તે શોભા, કંયમ રતિ ન આવે સ્વમનમાં, ૪
મહા શોભાશાળી, વિપુલ વિમના ચન્દ્ર કિરણો,
પ્રવેશી કુંજોમાં, સતત સુખદા ખેલ કરતી,
કદા શૈ જાતી તું, સઘન ઘનના, લુપ્ત પડદે,
વિયોગી યોગીના, હૃદય ઝટ તું તો પ્રહરતી! ૫
કદા આવે નિદ્રા, વિમલ પરમાનંદ પદતી,
સુશોભી શય્યામાં, અતિશય ભરી શાંત રસની ?,
કદા નેત્રોને છે, ચકિત કરતી પ્રાપ્તિ અથવા
બતાવે આવે એ રંગ અધર લાલી અતિ બના ૬
છગ કેવી પ્યારી, પ્રકૃતિ યુવતી ચન્દ્ર મુખની,
નવા નીલા ઓઢે, વસન ચાખના ગગનના,
જરી બૂટા રૂપી, અકલ નભ તારા કૃતિ બની,
ગળામાં સ્વર્ગંગા અતિ લલિત માળા સુવનની ૭
નહી શય્યા એવી, કદિ ગૃહ મહીં તો બની શકે
બનાવી જે પ્રભુએ, નિજ કૃતિ વિનાસે વિલસતી
રહે થોડી વેળા, ગૃહ શયન સામગ્રીજ બધી
રહેશે આ શય્યા, પરમ સુખકારી અવનિમાં * ૮

* આ કવિતા "સરસ્વતી" નામક હિંદી માસિકના પુસ્તક ૫ માના ૮ મા અંકમાં આવેલી "शान्तिमया शय्या" નામક કવિતાનું ગુર્જર ભાષાંતર છે.

# શ્વસુર મંદિરે જતી નવોઢા.

• ( લખનાર રા, રા. ભાઇશંકર કુબેરજી સુકલ–વેરાવલ. )

### વસન્ત તિલકા વૃત.

"આજે જશે શ્વસુરં મંદિર બેન સાંજે," એવી મળી ખબર જે સખિને બધી તે;
આવી કરે અધિક હર્ષે વધાઈ આપે, "આજે પતિ મુખનું દર્શન બાઈ! થાશે. ૧
"યુક્તિ કરી પરખજે પતિ પ્રેમ ઉંડો, ને આ વિશુદ્ધિ મુકજે પતિ પારખે જો;"
એવું કહે સહુ સખિ પ્રિય સુંદરીને, સધ્યા સમે શ્વસુર મંદીર ચાલતી જે. ૨
આભૂપણો ચળકતાં મણિ દિવ્ય જાણે, વસ્ત્રો બધાં ફરકતાં - સમિરે સહર્ષે;
જાણે જતી નવલ યૌવનવાળી નારી, જાયે સરસ્વતિ યથા પરણેલી બીજી. ૩
વાયુથી વસ્ત્ર ફરકે શુભ ચિન્હ થાયે, તેથી વધે મન ઉમંગ ઘણો સતિને;
જે સર્વદા મન વિચાર કરે ઉ શુદ્ધ, જેણે પતિ સહ અથાગ ધર્યો છ પ્રેમ. ૪
આલાપ તો નથી થયો હજી નાથ સાથે, તેની સમક્ષ વદવું કયમ તે વિચારે;
કિન્તુ અધિરી બહુ તે થઇ સુખ આશે, જાયે તણાની સુખદા સરિતા મહીં તે ૫
પેર્યાં બધા વસન રેશમી ચકૂચકીત, સોનેરી કોર ઝગતી મહીં મોતી હાર;
નાની કૃશાંગી યુવતિ પદ જોની ચાલે, શર્માતિ વાતુ કરતી સખિ સાથ શોભે. ૬
સર્વે સખિ ભગિનિ માતુ ગમાવવાની, ને સુંદરી શ્વસુર મંદિર માર્ગ ચાલી;
• આનંદમાં મન ગુંથાયું વિશેષ માર્ગે, શું એકલી તહીં જતી યદિ લોક પૂછે. ૭
"રસ્તો જશે કયમ'કરી ઝટ આજ મારો," થાયે અધિરી બહુ તે પ્રિય પ્રેમ જોવા,
ચિંતા ધરે સુખ મહીં [જો] ફરતું ઝરન્તું, [તેમાં] અદશ્ય થાતી સુખ આવરણે પરંતુ. ૮
આનંદની સરિતમાં ડુબતી જણાય, આનંદ ઉત્સવ કરી ફરી ચાલી જાય;
રસ્તે દીઠો દશદ* એક સુખે ડશયો જે, તે દુઃખ નાંહી ગણતી સુખ માંહી હર્ષે. ૯
એ દાસ નિષ્ફળ થયો સ્મર આપ આવ્યો, જે છે અરિ યુવતિનો દુ ખદે ખીજેલો;
આડો નડે સ્તન પરે પટકૂળ ખેંચે, અદશ્ય વાળ પકડી સામો ઉભો રે.' ૧૦
"આ પંચ પુષ્પ શર હું હમણાં મુકું છું,' એવું કહી કહી ફરે "હમણાં મુકું છું,"
"આ એકનો સબળ છે તુજ પ્રાણ લેવા, માટે દીયો સુખદ દાન વિશ્વાસ વ્હાલાં. ૧૧
પહોંચી શ્વસુર ગૃહ પાસ પછી નવોઢા, સંકોચી સાડી હરશે સુખમાં તણાતાં;
જાણે જતી સરિત સિંધુ સમીપ પ્રીતે, વિચ્છીન્ન ગાત્ર સુખથી શતધા સ્વરૂપે. ૧૨
વારિધિને રતિ બનાવતી શુ સરિતા, પદ્માદિ સુમન વધાવતી પ્રેમ જાયા,
આ સુંદરી પ્રથમથી સુ–મનેશ્ર સુખારી, વાર વધાવતી 'પતિ બહુ વાર પ્રેમે. ૧૩
પોંખી લીધા યુવતિને નિજ શ્વશ્રુએ ત્યાં, સર્વે થયાં મુદિત 'દેખી વધુ નવોઢા,
જોવા મળી યુવતિઓ વધુને સહર્ષે, ગજી જ્ઞાતાં સહુ કહે સુખ ભોગવોએ ૧૪
રાત્રી તણો સમય થાય નજીક જ્યારે, તૈયારી થાય શયનાલય પોચવાને;
શર્માતિ નતિ અવરોધશું છાની રીતે, દેખી પતિ પ્રથમ તો થઈ સ્તબ્ધ પોતે. ૧૫

* દશદ પથ્થર દેસ વગાડતો (કામનાં દૂત ગણ્યો છે) સારા શ્મનમી.

દેખી પતિ સ્થિર થઈ ધરી લાજ ઉભી, જાણે વિધિ કરી ગયો પ્રિય સંગ આહીં,
રોમાન્ચ જાગ્રત થયાં પતિ નિર્ખતામાં, બોલ્યા વિના ઉભી રહી નવલી નવોઢા. ૧૬
દેખી પ્રિયા, પતિ સમિપ સમિપ આવે, ને સુંદરી મિષ કરી ખસી જાય પ્રેમે,
"આવી છું આહીં મળવા મુજ સાસુ પાસ, ને આમ કેમ દુખદો મુજને અથાગ. ૧૭
શબ્દો સુણી ખુશી થયો પતિ પ્રેમ લાવી, ભેટી પડયો સુતનુને શયને ધરાવી,
* * * * * * *
કેલિ રમી વિધ વિધે અતિ સાથ પ્રેમે, પ્રસ્વેદથી થયું શાન્ત વપુ સરાગે,
રાત્રિ વિતાવી કરી વાત રસે ભરીને, પ્રાત: ગમે ઉઠવું ના ગમતું જરીએ ૧૮
છે જેમના હૃદય એક સ્વરૂપ ભિન્ન, છે શુદ્ધ પ્રેમ જહીં તે જીવ ધન્ય ધન્ય,
સંસારમાં હૃદય પ્રેમ અભેદ જાગે, તો તેથી સર્વે હલકુ જીવ મોક્ષ માટે ૧૯

---

# कामिनी.

(લખનાર—રા રા રત્નસિંહ દીપસિંહ પરમાર)

### મનહર છંદ.

કામિની કે સંગમે અંગકી ખરાબી હોત,
પ્રજાકી ખરાબી હોત પાગલ કે સંગમે,
પિતાકી ખરાબી હોત પૂત્ર યદી દુષ્ટ મિલે,
શૂરકી ખરાબી હોત કાયર કે જંગમે,
નારકી ખરાબી હોત ગુનીકા કી સંગ બેઠે,
વ્યભિચારી કી ખરાબી હોત એહી ઢંગમે,
"રત્ન" કહે સુનો ધીર વીર નરનાર ભલે,
હીરાકી ખરાબી હોત હમેશ કુસંગમે.

### वसंत और यौवन.

### દોહરા.

ધન્ય બસંત ખિલી રહી, નાચ્યે રહે સમ મોર,
કોયલ ગાયન કર રહી, અધિક હુવા હૈ સોર
પુષ્પ પ્રફુલિત હો રહે, કમળ દેખકે ભ્રર,
જહીં દેખો વહા બેઠે રહે, માનુપ તનના નૂર.
કયા મંદ લહરિ પવનકી, કયા ઉપવનકા બા'ર,
સુમન સુઘ તન બદનમે, સ્ફુર્તિ આઇ અપાર
ઉદધિકી ગંભિર્યતા, મન દેખે લલચાય,
પાવ ધરે યદિ પલકમે, અંતરમે દુખ જાય
જ્યો બસંત ખિલી રહી, ઉસકા હોવે નાશ,
એસા યૌવન ખેલ હૈ, ક્ષણીકા નહિ બિશ્વાસ

ગ્રિષ્મ રતુંકે સૂર્ય સે, સુમન ગયે સુકાય,
કાય ચકસે બાગકી, પનટ ગઇ સબ કાય
જૈસા બન ઐસા હુવા, નહિ કો નર વ્હા જાય,
પવન ભયા હૈ પારધી, કોયલ વ્હા નવ ગાય
વૃક્ષ હતે સો મર ગયે, પક્ષીકા નહિ બાસ,
ડાળ ચકકા કામસે, સબહી હો ગયે નાશ
જો જન બસ ત મમ હતે, વો ભયે મર્ણાધીન,
કો દુનિયા મે ના રહા, ઉસમે હુ ગમગીન.
કેમે કૈસે ચન ગયે, કાન મુખકે માહી,
હે નર તુ ભી જાયગા, કભી રહેગા નાહિ
કયાથી ઉસકી સાહિબી, કયા થા દૌર દમામ,
કૈસા ઉસકા રુપ થા, વો ભી ગયા તમામ
હા! યમરાજા દેખતે, મૌકા લેને કાજ,
ઉસકા હસ્તે પ્રચડ હે, ઉસકા હે સબ રાજ
બાલ કાન દેખે નહિ, નહિ દેખે યૌવાન,
વો સબકુ લે જાત હૈ, રખતા નહિ પહિચાન
યૌવનકા વિશ્વાસ કયા, રેગા નહિ સચબાત,
ચાર દિનકી ચાદની, પીછુ અધેરી રાત
રામ ગયે રાવણુ ગયે, ગયે ગયે સબ લોક,
આશ રહી સસાર મે, વો તુમ જાનો ફોક
"રત્ન' બમત જૂઠી નકી જુઠા યૌવન બા'ર,
જુઠા ઇમ સસાર હે અચ્ચા હે કિરતાર

## કોઈનો તિરસ્કાર ન કરવો.

(લખનાર-ઠક્કર પ્રાગજી ડોસજી વારાહી)

મિડાને ધિકારિ એક સમે નવડાને કહ્યુ,
નવડાની ઓથે મિડુ બેઠુ ખળતાઇમા
નવડાની કિંમત બનાવી ભાગ દશમાએ,
વળી એવા બીજા રૂપે સોમી સરખાઇમાં.
નવડાએ મમજી સવાહ કરી કને રાખ્યુ,
કરી દશ ગણી પછી સોગણી સહાઇમાં
દાખનો દેખાને માન મોટાએ છોગને દેવું,
છોટાથી વધારો થાય મોટાની મોટાઇમાં

# ભરવાડ કન્યા.

( લખનાર. રા. રા. કવિ જટાશંકર જયચંદ્ર આદિલ-મુંબઇ. )

વસંત તિલકા.

સંધ્યા સમે શીતળ વાય સમીર સાવ;
ધૂણી ધખાવી તવ જેમ કરે બચાવ,
ચારે દિશે ચકર ઝાળ તણું રચીને;
તે મધ્ય વાઘ ભરવાડ વસી ઘણીને. ૧.
કો વાઘનો ભય ધરી, સમ આજ હુંતો;
સંધ્યા સમે ક્ષિતિજમાં સળગાવી સુતો,
અગ્નિ, અહા! નિકળતો મહીથી ધૂંમાડો,
આ પૃથ્વી એમ દિસતી ભરવાડવાડો ૨.
જ્યાં ઝોક ચોક સરખો પણ નોકવાળો;
ત્યાં લોક થોક નવ તોપણ કોક કાળો,
આનંદ ભેર લલકારી નિશા વિતાવે;
એવુંજ આ સમય સાંજ તણો બતાવે ૩
હેડી તણા સરલ લૈ કર મધ્ય ગેડી;
કેડી વિષે સુઇ જતા ગણી એજ મેડી,
રેડી છતાં ખીજ થકી વદતા ગધેડી,
ખેડી જમીનપર વાઘ સ્વ જાય તેડી. ૪
છંછેડી નાગ દઇ પાગ ધરે પછેડી,
કાં એડીએ દબવી મ્હોં પુંછડી ઝઝેડી,
(કાં) બેડી ધરી કદિ દિસે પર દુઃખ ફેડી;
(કાં) રેડી દિસે જળ, દિસે કદિ અંબ લેડી ૫
ચાળાં ચરાવી ચિત ચોર ચાળ,
બાળા કરી કાં કરતી તું બાળા! ૬.
મારા ફરે છે જીવ માટ મારા,
ધારા ઝરે છે તુજ પ્રેમ ધારા. ૭.

દોહરા.

આવી ઢ્મણઘડ જાતમાં, મોતી નિપજ્યું એક;
પોતાના પાણી વિષે, ડુબાડયો મુજ છેક. ૮.
દેખયે મુઝને એહનો, સાર્યો સારો દેહ;
મુજ ગુંજે વાસો કર્યો, ઉરમાં નિ સંદેહ. ૯.
એ નવ ઘુંઘરા પણ તારમુજ, ઝણણ કર્યો ઝણકાર;
પરિણામે જેને થયો, મુજ તુજ એકાકાર. ૧૦.

# अद्वितीय ईश्वर.

( લખનાર રા. રા. ઇચ્છારામ ભાઇચંદ વકીલ દીઓદર જીલ્લે પાલનપુર. )

ઉધોર વૃત્ત.

ઇશ્વર એક છે અનુકુળ, શાખા સકળ એકજ મૂળ,
દીસે દિવ્ય દેવળ દેવ, મન વચ કાયથી કર સેવ. ૧
જુગમા જીવ જદપિ જણાય, તદપી તર્ક વિધ વિધ થાય,
જુને ભ્રમણમા સહુ એવ, મન વચ કાયથી કર સેવ. ૨
બ્રહ્મા વિષ્ણુ શંકર ભૂપ, કમળા કાન્ત રામજ રૂપ,
પ્રભુ જીન દીનજ દેવ, મન વચ કાયથી કર સેવ. ૩
નિરગુણ નિગમરી આપ, ટાળે ત્રિવિધ તનના તાપ,
મૃતિકા મુળ ભાજન એવ, મન વચ કાયથી કર સેવ. ૪
રવિ શશિ ગગન કરતા વાસ, ઘટ ઘટ સજળમા પ્રકાશ,
જોતા જુક્તિ કૃતિ છે એવ, મન વચ કાયથી કર સેવ. ૫
કંચન કડા કંકણ જોડ, વિધ વિધ ઘાટ ઘડીયા ક્રોડ,
સદ્નો રામ લક્ષણ દેવ, મન વચ કાયથી કર સેવ. ૬
વર્ણાશ્રમ વધ્યા આચાર, રચિયા પુસ્તકો ધરિ પ્યાર,
તદપિ ત્રિભુવની તતએવ. મન વચ કાયથી કર સેવ ૭
પેખો પુસ્તકો ધરિ પ્યાર, કરતા નવ નવા વિચાર,
સઘળે શોધી લ્યો નિજ દેવ, મન વચ કાયથી કર સેવ ૮
વસુધા માહી વિચરો ભ્રાત, એકજ અખિલ છે પિતુમાત,
સાહો સઘ નાના એવ, મન વચ કાયથી કર સેવ. ૯
સઘળા ધર્મપંથાદિક સ્થૂળ નિશ્ચય એક એનુ મૂળ,
મુધા મથન નિષ્ફળ ટેવ, મન વચ કાયથી કર સેવ. ૧૦
દેવી દેવનો આધાર માનો, મુનિને શ્રૃજનાર,
એ છે અદ્વીતીય મહાદેવ, મન વચ કાયથી કર સેવ ૧૧
ઇશ્વર અતક્ય અશજ એક, ઘટ ઘટ વ્યાપિઓ જે છેક,
નિર્મળ નામની ધરિ ટેવ, મન વચ કાયથી કર સેવ ૧૨
ક્રમથી ભજરે ભરી ભાત, લય લાગજુ દિન રાત,
કાપો કર કુમતિ કુટેવ, મન વચ કાયથી કર સેવ. ૧૩
ધરિને ઉર [illegible] આ બંદ, તજ્યા વાદ વિધિમા ફંદ,
જગપતિ રાખ્ય ભજવા હેવ મન વચ કાયથી કર સેવ ૧૪
પ્રાણી માનનો છે તાત જાણ્યુ સકળ જનની વાત,
ઇચ્છારામ ધરિ ઉર એવ મન વચ કાયથી કર સેવ ૧૫

# કનિષ્ટ ઉદ્યોગો.

( લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડ્યા–મુંબઇ. )

નાના રોજગારો વિષે બોલતાં મી૦ બર્ડવુડ કહે છે કે–ઘઉંનો વેપાર જે નવાઇ જેવી સ્થીતિએ પહોંચ્યો છે તે વિષે હું પ્રથમ બોલીશ. ઘઉંની મુખ્ય વાવણી પંજાબ, જોડીયા પ્રાંતો અને મધ્ય પ્રદેશોમાં છે અને એની ઉતરનો આધાર વર્ષારતુ ઉપર છે. હિંદુસ્થાનનો ઉંચી જાતનો ઘઉં ઇંગ્લાંડના બજારમાં તરત ખપી જાય છે. એ ઘઉં સારા દળાય છે અને ગયા વર્ષના આંકડાઓ જોતાં માલમ પડે છે કે હિંદુસ્થાનમાંથી વિલાયત ગયલા ઘઉંનો જથ્થો કેનેડાના ઘઉંના જથ્થા કરતાં વધારે હતો. ઘઉંના હિંદુસ્તાનના વ્યાપારે ઘણી ચડતી પડતી જોઇ છે. પણ જે પ્રમાણે હાલ પૈદાશ થાય છે તે પ્રમાણે જોતાં કોઈ અણધાર્યા સંજોગો વચમાં ન આવેતો, કેનેડાના એ વ્યાપારનો જબરો હરીફ થઇ પડે. એ વ્યાપારમા પૈસો રોકનારાનું ધ્યાન ખેંચવામાં આવે છે કે જે કંઇ ખામીઓ હજી હોય તે દુર કરવી.

ચામડાના ઉદ્યોગમાં હિંદુસ્થાનમાં નાણું રોકવાનું ક્ષેત્ર છે. જો સંભાળ પૂર્વક ચલાવવામાં આવે તો એ ઉદ્યોગમાંથી મળતર થાય તેમ છે. અને તેનો દાખલો કાનપુરનાં કારખાનાઓ આપે છે, સરકારનો એક હથુ વ્યાપાર થઇ જાય એવી ધાસ્તી લાગે છે. કારણ કે સ્થાનીક કારખાનાવાળાઓ સરકારની હરીફાઇને લીધે પાછા પડતા જાય છે. પરંતુ અમેરીકામાં ક્રોમ પ્રોસેસથી ચામડુ કમાવવામાં આવે છે તેની નકલ હિંદુસ્થાનમાં થાય તો નાણું રોકેલુ વ્યર્થ જાય તેમ નથી.

હિંદુસ્થાનના રેશમ વણનારાઓ પોતાના ધંધામાં ઘણા ચાલાક છે. કાશ્મીર જેવા મુલકમાં રેશમના કીડા ઉછેરી શકાય તેમ છે. જરૂર ફકત ઉત્સાહી અને ડહાપણ ભરેલો કારભાર અને રોદીઆની છે.

કોલસાનો ઉદ્યોગ–લૉર્ડ જ્યોર્જ હેમીલટન કહે છે તેમ બીજા નંબરના ઉદ્યોગમાં ગણી શકાય. હિંદુસ્થાનની કોલસાની ખાણોમાં કામે લાગેલા માણસોની સંખ્યા સને ૧૯૦૧ માં ૧૦૦૦૦૦ ની હતી. કોલસાનો ઉદ્યોગ હિંદુસ્થાનમાં સાઠ વર્ષ થયાં દાખલ છે. તેમાં પ્રથમના ચાલીસ વર્ષમાં કંઇ ખરેખરી ખીલવણી થઇ નથી. કલકત્તા અને આસપાસના મુલકોમાં મીલો તથા કારખાનાઓ ઉભાં થયાં પછી એનો ખપ જલદીથી વધવા માંડયો. ખાણો ખાતાના ચીફ ઇન્સ્પેકટરના રીપોર્ટમાંથી જણાય છે કે હિંદી કોલસાનો ખપ ચોગણો વધી ગયો છે.

લોઢું–મી૦ તાતા અને બીજાઓએ હિંદુસ્થાનનો લોઢાંનો ઉદ્યોગ ખીલવવાને જે મ્હોટા પ્રયત્નો કીધા છે તેથી હાલમાં એ ધંધાની વાત સારી રીતે ઉઘાડી પડી છે. હિંદુસ્થાન આખાંનો વિચાર કરતાં આ ઉદ્યોગ ઘણો વધી શકે તેમ છે પણ જો કોઇપણ ધંધામાં વધુમાં વધુ ચાપણ જોઇતી હોય તો તે લોખંડનો ઉદ્યોગ છે, કારણ કે મ્હોટા જથ્થામાં ખનીજ પદાર્થ એકઠું કરી કામ ચાલુ રાખવાથી નફાની આશા રહે છે. લોખંડની કાચી ધાતુ ઇ૦ સ૦ ૧૮૯૯ માં ૩૩૦૦૦ ટન કાઢવામાં આવી હતી તેમાં હવે વધારો થઇ ઇ૦ સ૦ ૧૯૦૨ માં ૮૧૦૦૦ ટન જેટલી થઇ હતી.

શેરડીની વાવણી આશરે ૩૦૦૦૦૦૦ એકર જેટલી જમીનપર થાય છે. ગોળ અને વગર ધોએલી ખાંડ તરીકે એનો વપરાશ ઘણો છે અને એને પરદેશી હરીફાઇની નડતર નથી.

નાણું રોકી એ ઉદ્યોગ ખીલવવાની જગ્યા છે.

હિંદુસ્તાનમાં તબાકુની ખેતીનો વિસ્તાર એટલો મ્હોટો છે કે એ ધંધામાં વધુ નાણાં રોકવાનું મન થાયજ નહીં. હિંદુસ્તાનના તેલના બીયાંનો રોજગાર ઘણો મ્હોટો છે. ઉનરના આંકડાઓ ઘણા મ્હોટા દેખાય છે અને ૧૧૦૦૦૦૦૦ પાઉન્ડ કરતાં વધુ કીંમતના માલની નીકાશ થયલી જણાય છે.

કપાસીઆની નીકાશ સારી કીમતે થાય છે અને વગર સાફ થયલાં કપાસીઆ પણ કંઇ કચરામાં ગણાતાં નથી.

હિંદુસ્તાનનો કાફીનો ઉદ્યોગ પડતો જાય છે. સસ્તો બ્રાઝીલ તરફનો માલ બજારમાં પુષ્કળ આવે છે. બ્રીટીશ હકુમત નીચેના હિંદુસ્તાનના મુલકમાં આશરે ૧૩૩૦૦૦ એકર જમીનપર કાફી વવાય છે.

હિંદુસ્તાનના કેરોસીન તેલના કુવા બ્રહ્મદેશમાં છે. અને કોલસાના રોજગારની માફક આ ઉદ્યોગમાં પણ હમણાંજ વધારો દાખલ થયો છે. હિંદુસ્તાનમાં કેરોસીન તેલનો ખપ નીકળતા તેલના જથ્થા કરતાં ઘણો મ્હોટો છે તેલના જથ્થાનું પ્રમાણ હજીપણ વધી શકશે અને તેથી એ ઉદ્યોગની કીમત પણ વધી શકશે કારણ કે હજી તો એ ઉદ્યોગ ઉછરતો છે. ખાસ જરૂર તેલની જાત સુધારવાની છે અને એમ માનવામાં આવે છે કે નીચેના પડમાંથી સારું તેલ નીકળશે.

હિંદુસ્તાનમાં કાગળ બનાવવાની ચાલુ મીલો નવ છે. જેમાંની બે તો ખાનગી માલીકીની છે. મુંબઇ ઇલાકામાં એની પછવાડે પાંચ લાખ રૂપીઆ રોકવામાં આવ્યો છે.

હિંદુસ્તાનની સોનાની ખાણો જાણીતી છે. હિદુસ્થાનની સોનાની ખાણોનું કામ હજી નજીવું છે. હજીપણ સોનુ મળી આવે એવી જમીન છે. જે ઉદ્યોગ ખીલવવાની જરૂર છે.

સ્લેટના પથ્થર, સોનું, પેટ્રોલીઅમ તેલ, અને કોલસા એટલાંજ હિંદુસ્થાનના ખનીજ પદાર્થો છે એમ નથી; પણ માણેકની ખાણો, મેંગેનીઝ ધાતુની ખાણો, અબરખની ખાણો, કલઇની ખાણો, અને બ્રહ્મદેશની લીલા પથ્થરની ખાણો ઘણી મળી આવે છે. આમાં અબરખના ભવિષ્ય તરફ નજર કરવાની ખાસ જરૂર છે. આ ખનીજ પદાર્થ બંગાળામાંથી ઘણા વખતનો નીકળે છે અને તેની લાલ જાત ઘણી વખણાય છે.

## નહીં ખીલેલા અથવા ત્યજી દેવાયલા ઉદ્યોગો.

થાપણ રોકનારાઓનું ધ્યાન ખેંચવાને કેટલાક નહીં ખીલેલા અથવા ત્યજી દેવાયલા ઉદ્યોગોનુ વર્ણન જરૂરનું છે કારણ કે એ ઉદ્યોગો હિંદુસ્થાનની છુપી દોલત બહાર લાવી શકે!

હિંદુસ્થાનમાં અત્તર તથા સુગંધીનો ઉદ્યોગ ઘણા જુના વખતનો છે. પણ હિંદુસ્થાનના અત્તર બનાવનારાઓ પોતાના પશ્ચિમ દેશ ધંધાવાલાઓની બનાવટના જેવો માલ બનાવવામાં પાછળ પડયા છે. જો સુગંધી બનાવવાના નવા રસ્તાઓ દાખલ કરવામાં આવે તો હિંદુસ્થાન સુગંધીની બનાવટમાં સૌથી આગળ પડતું થાય. સુગંધીથી ભરેલા સેંકડો છોડવાઓ સુધરેલી ઢબથી બનાવનારાઓની રાહ જોઇ રહ્યા છે અને કોઇપણ ઉત્સાહી અને આગળ પડતી વેપારી પેઢી દોઢીઆ પેદા કરવાનો આ ધંધો હાથ કરી શકશે.

હિંદુસ્થાનનો દરીયો ખાવા લાયક માછલીઓથી ભરપૂર છે અને બજારમાં માછલીઓ લાવી વેચવાને થાપણ તથા એકત્ર બળની જરૂર છે. અસલના વખતમાં, ઉંડા દરીયામાંની માછલી પકડવાનો ઉદ્યોગ પડી ભાંગ્યોહતો. પણ જો દફતરો તપાસીશું તો, તેનાં કારણો

શોધવાં જવાં પડે તેમ નથી. હિંદુસ્થાનના દરિયામાંની દોલત અખુટ છે.

સણ અને રૂઈ ઉપરાંત બીજી ઘણી જાતના રેસાવાલા ઝાડો હિંદુસ્થાનમાં થાય છે કે જેનો બરાબર ઉપયોગ કરવામાં આવે તો દેશના ઉદયોગની આબાદીનો પાર રહે નહીં.

નવા સાહસમાં ઝીંપલાવનારને શાક ભાજી અને ફળ મેવો એ પણ ઉદયોગનું ક્ષેત્ર છે.

રબરના ધંધામાં ઉગાડવાનું અને બનાવવાનું મ્હોટું ક્ષેત્ર છે પણ તેને દુનીયાની બજારમાં તુરત ખપે એવું બનાવવાને સુધરેલી રીતીની જરૂર છે. હિંદુસ્થાનના દેશીઓ બનાવટમાં બહુ બેદરકાર છે. કાચા પદાર્થમાં ઘણો કચરો ભળવા દે છે અને તેથી તેમના ધંધાને ઘણું નુકશાન થાય છે.

Drugs-વસાણાના ધંધામાં અમેરીકા દુનિયાની બજારને પોતાનો માલ લેવા લલચાવે છે. તેથી હિંદુસ્થાનમાં થાપણ રોકી વસાણાઓ બનાવનારને સારો ફાયદો થાય તેમ છે. દાખલા તરીકે ચાહેની ધુળ જેવી ભુકી જો ( Caffeine ) કાફીન બનાવવાનું શરૂ થાય તો નકામી જતી બચે. અમેરીકામાં દર વરસે ચાહેની ધુળની માંગણી વધતી જાય છે. અને તેથી ઉંચાણવાલા મુલકો કે જ્યાં ચાહેના બગીચાઓ છે ત્યાં કવીનાઇન અને કાફીન બનાવનારના કારખાના કાઢ્યાં હોયતો શું નફો નહીં કરી આપે ? વળી હિંદુસ્થાનમાં કાચની બનાવટ જે કે એક વખત મુખ્ય ઉદયોગ ગણાતો હતો તેને ધ્યાન આપી સુધારવાની અને ઉત્તેજન આપવાની જરૂર છે.

દક્ષિણ હિંદુસ્થાનના પાણીમાં થતા Sea Weeds સી ઉવીડસ નામના દરીઆઇ છોડવાઓ દેશની દોલત વધારવાનું સાધન લાંબા વખતથી થઇ પડયું છે. છતા પણ હિંદુસ્થાનમાં તેને વેપારી જરૂરીઆત લાગુ પાડવામાં આવતી નથી એ નવાઇ જેવું છે.

ખંભાતી પથરામાંથી બનતાં પ્યાલા રકાબીઓ વગેરે સઉએ જોયાં છે. જે કે કાચ જેવાં તારા મંડળના લીટાઓવાળા પથરા તથા હકીકના પથરાઓમાંથા બને છે.

## સ્વામિ વિવેકાનંદ.

( "બ્રહ્મવાદિન્" ઉપરથી ભાષાન્તર કર્તા—રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા.)

કુળ—સીમુલીઆનું દત્ત કુટુંબ કલકત્તામાં ઘણું જુનું છે. એક સમયે એ કુટુંબ ઘણું તવંગર ગણાતું હતું પરન્તુ નસિબદેવીની કમ મેહેરબાનીથી ધીમે ધીમે સારી ગણાતી મધ્યમ સ્થીતિ ઉપર ઊતરી ગયું. સ્વામિના પિતાના પિતા જે જણાવવા પ્રમાણે સ્વામિને દેખાવમાં ઘણા મળતા આવતા હતા તેણે પોતાની પાછલી જીંદગી દુનિઆ ત્યાગ કરી સન્યાસીપણામાં ગાળી હતી. સ્વામિના બાપનું નામ વિશ્વનાથ દત્ત હતું અને તે કલકત્તા હાઈકોર્ટમાં એક સારા પ્રખ્યાત એટોર્ની—એટ—લૉ હતા. તેમની આવક મ્હોટી હતી પરન્તુ તેમનો સ્વભાવ ઘણો ઉદાર અને દાન ધર્મ કરવાવાળો હોવાથી એટલી મ્હોટી આવક પણ તેમના ખર્ચ પૂર્તિ નહોતી અને તેમના સ્વર્ગગમન પછી બાપીકી મીલકત શીવાય પોતાની પુંજીમાંથી તો ઘણું થોડુંજ પોતાનાં છોકરાંઓને વારસે મુકી ગયા.

સ્વામિના માતુશ્રી જેઓ હાલ હયાત છે અને પોતાના બાળ છોકરાં, છોકરીઓ સાથે રહે છે તેઓ પણ એક વખાણવા લાયક ગુણવાન સ્ત્રી છે. મુખ્યત્વે કરીને તેમની યાદ શક્તિ એટલી તો સારી છે કે કોઇએ એક ગીત એકજ વખત તેમની પાસે ગાયું હોય તો તેનો

અનાજ, તેના તે શબ્દો, વગેરે તેને લગતી બધી બાબત બરાબર યાદ રાખી શકે છે

સ્વામિનામાં દુનિઆ ત્યાગ કરવાનો ગુણ તેમના પિતાના પિતામાથી, તેમની સરકાર પામેલી બુદ્ધિ તેમના પિતામાંથી અને તેમની મજબુત યાદ શકિત તેમના માતુ શ્રીમાથી ઉતરી આવેલી હતી

હાલનાં જમાનાના મહાન સન્યાસિની જન્મભૂમીનું જુનુ મકાન કલકત્તાના પેટા ભાગ સીમુનીયા નામની જગ્યામા મોજુદ છે પશ્ચિમ દેશના જડાનુવાદિઓના મગજમા વેદની ફીલોસોફી (તત્વજ્ઞાન) ઠમાવનાર આજ મહાત્મા છે અને તેથી પશ્ચિમ દેશના વિચારોમા કેટલીક ફેરફાર કરી નાખ્યો છે

જન્મ—લાબા વખત સુધી એમની માતુશ્રીને પેટે પુત્રને જન્મ્યો નહોતો તે કાશીની જાત્રા ગઈ અને વિશ્વેશ્વર શિવની ઘણા દીવસ સુધી પુજા કરી તેણીની દૃઢ ભક્તિથી શિવે સ્વપ્નામા તેણીને દર્શન આપ્યુ અને કહ્યુ જે હું જાતે તારે પેટે અવતાર લઈશ કાશીથી પાછા ફરીને હિંદુઓના ધર્મના રક્ષણ કરનાર પરાક્રમિ પુત્રને જન્મ આપ્યો એમનો જન્મ બ્રહ્મ મુહૂર્તમા સૂર્યોદય પેહેલા ૭ મીનીટ આગમજ, ઈ સ ૧૮૬૨ ના જાન્યુઆરી મહીનાની નવમી તારીખને સોમવારે થયો એમના જન્મ સમયે ધનનો પૂર્ણમા ઉદય થતો હતો, ચદ્રમા કન્યારાશીમા હતો, ગુરૂ અગીઆરમા સ્થાનમા હતો, અને શનિ દશમા સ્થાનમા હતો

બાલ્યાવસ્થા—શિશુ અવસ્થામા એમના રક્ષક પ્રભુ વિરેશ્વર ઉપરથી એમને વિરેશ્વર નામથી બોલાવતા હતા જ્યારે શાળામા દાખલ થયા ત્યારે એમનુ નામ બદલી નરેન્દ્રનાથ નામ આપ્યુ શિશુવયમા પણ એમની યાદદાસ્ત બહુ જબરી હતી. એમનો એક સગો જે કે પોતે સસ્કૃત વિધ્યાનો અભ્યાસિ હતો તે એમની સાથે એકજ ઓરડામા સુતો હતો, રાત્રે સુતા પેહેલાં એમને અમરકોશમાથી કેટવાક શ્લોકો દરરોજ ભણાવતો હતો જે સ્વામિએ એવી ચપળતાથી યાદ કીધા હતા કે પાચ વર્ષની ઉમ્મરે અડધો અમરકોશ સ્વામિની જીન્હાગ્રે થયો હતો એટલી ઉમરથી એમને સાધુ માંગણ તરફે પ્રિતિ થતી હતી અને કોઈ કોઈ વખત પોતાનુ પેહેરેલું કપડુ કાઢીને આપી દેતા એમની આટલી ઉમ્મરની બીજી ચમત્કારી વાત એ છે કે ભર નિંદ્રામા પડતા પહેલા તેમની પાપણમાથી આશમાની રગના તેજનુ કીરણ નીકળી એકઠુ થઈ મે કીરણમા વેહેચાઈ જઈ એમને વીંગળી લેતુ અને પછી ગાઢ નિંદ્રા દેવીની બાથમા પોતે ભીડાઈ જતા તે વખતની તેમની સમય સુચકતા અને બાહાદુરી નીચના દાખલામાથી જણાઈ આવશે

જ્યારે એઓ ૭ વર્ષના હતા અને અગ્રેજી પ્રાઇમર ફક્ત વાચી શકતા હતા ત્યારે કલકત્તાથી બે માઇલ દૂર હુગલી નદીને સામે કાંઠે શીબપૂરની બોગનીકલ [વનસ્પતિ વિધ્યાનો] ગાર્ડન જોવા જતી એ મડળી સાથે જવા નીકળ્યા એ મડળીને ત્યા જવા સારૂ ઘણે લાબે સુધી હોડીમા જવાનુ હતું ગાર્ડનથી પાછા ફરતા તે મડળીમાના એક જણને ઉલટી થઈ અને કલકત્તા પહોચતાંજ હોડીવાળાએ તકરાર લીધી કે હોડી સાફ કરી આપ્યા શીવાય કોઇથી હોડી બહાર ઉતરાશે નહીં જ્યારે તેઓ આમ તકરાર કરતા હતા ત્યારે નરેન્દ્રનાથ તેમથી કીનારા ઉપર કુદી પડયા અને ઘણી નાની ઉમર હોવાથી હોડીવાલાએ તેને અટકાવવાની દરકાર કીધી નહીં દોડતા દોડતા, ફોર્ટવીલીયમમાથી બે ગોરા સીપાઈઓને આવતા જોયા અને સલામ કરી તેમની પાસે ગયા અને ભાગા તુટા અગ્રેજી શબ્દો વાપરી તેમને સમજાવ્યુ કે મારા કેટલાક વડીલોની સાથે ગેરવર્તણુક ચલાવવામા આવે છે તે ભલા સોલજરો, તેની

સાથે ગયા અને તકરારવાલી જગ્યાએ આવ્યા. સોલજરોને જોઇનેજ હોડીવાલા સીધા થઈ ગયા અને આખી મંડલીને હોડીમાંથી ઉતરતાં કંઈ અડચણ કરી નહીં. આવી રીતે આપણા નાહના બાહાદુરે પોતાના વડીલ સાથીઓને જંગલી હોડીવાલાઓ તરફથી થનારા અપમાનમાંથી બચાવ્યા.

**સ્કુલ અને કોલેજનો અભ્યાસ ક્રમ**—નરેન્દ્રનાથ [સ્વામિને આ નામથી આપણે ઓળખીએ છીએ] ને શારિરિક કસરતની રમતોનો સારો શોખ હતો અને એમનો સ્વભાવ આનંદી અને ખુશનુમા હતો. તે પોતાના સાથીઓ સાથે સમાધિની રમત રમતા અને કેટલીક મીનીટ સુધી શ્વાસને રોકી આંખ મીચીને બેસી રહેતા—"એ ઉપરથી પુરૂષના લક્ષણ પાલણામાંથી જણાતાં હતાં." (The child is really the father of a man.) કલાસના પાઠો તરફ એ કંઈ ઝાઝું ધ્યાન આપતા નહોતા પણ પોતાની જબરી યાદશક્તિની મદદથી વાર્ષિક પરિક્ષાના થોડા દિવસ અગાઉ અભ્યાસ કરવાથી પરિક્ષામાં પસાર થઈ જતા હતા

એમનુ વલણ તત્ત્વજ્ઞાનની તકરારો તરફ વિશેષ હેતું અને જ્યારે આઠ વર્ષની ઉમ્મરના હતા ત્યારે તેમના એક સગા જેકે કોમ્ટની પાશ્ચાત્ય ફીલોસોફીની સીસ્ટમમા હોશીઆર હતા તેઓએ મને સમજાવે તે જલદીથી અને સેહેલાઇથી સમજી લેતા હતા. બાર વર્ષની ઉમ્મરે હરબર્ટ સ્પેન્સરના પ્રાથમિક તત્ત્વોનો એમણે અભ્યાસ કીધો અને એ તત્ત્વજ્ઞાનીને તેમના કેટલાંક વિચારો ઉપર કટાક્ષથી કાગલ લખ્યો. હરબર્ટ સ્પેન્સર એમના પત્રથી ઘણા ખુશી થયા અને પોતાના તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં મચ્યા રેહેવાને ઉત્તેજન આપનારો જવાબ વાળ્યો. મી૰ સ્પેન્સરનો પત્ર બેલુરમઠમાં હજી સંગ્રહી રાખવામાં આવ્યો છે. એમનાશ રીરના સુંદરપણા સાથે એમનો કંઠ એવો તો મધુર હતો કે જે કોઇ એમને ગાતાં સાભળે તે કદી ભુલતા નહીં.

અઢાર વર્ષની ઉમરે એમણે બી. એ. ની પરિક્ષા પસાર કરી. એઓ કહેતા જે મારૂં મગજ એક કોરી પોકેટ બુક જેવું છે. સ્વચ્છતાનો તો પોતે અવતાર હતા. જ્યારે કાઇ નઠારા સહચાની જાળમાં ઘેરાતા ત્યારે મનમાં ઇશ્વરનું સ્મરણ કરતા હતા. એમના સોબતીઓ એમને પોતાનો અગ્રેસર ગણતા હતા. ધાર્મિક વિષયોપર વાદવિવાદ ચલાવવાનું એમને બહુ ગમતું હતું. ઇશ્વરના જુદા જુદા આકાર ઉપરથી જેમ જેમ ઊમર મ્હોટી થતી ગઇ તેમ તેમ શ્રદ્ધા ઉડતી ગઇ. બચપણમાં એઓ રામ અને શીવના જબરા પુજારી હતા. બ્રહ્મો સમાજવાળા જે પ્રમાણે પરમેશ્વરને માને છે તે રસ્તો એમને ગમવા માંડ્યો અને આખરે પોતે પણ બ્રહ્મોસમાજમાં દાખલ થયા. પોતે સારી રીતે ગાતા હતા તેથી બ્રહ્મસમાજની પૂજા ગાવામાં મુખ્ય ભાગ બજાવતા હતા. થોડા સમય પછી બ્રહ્મસમાજના વિચારો પણ એમને રૂચ્યા નહિં. કારણકે મોઢાની સ્તુતિથી એમને સંતોષ થતો નહોતો. એમને તો સાક્ષાત પરમેશ્વરના દર્શન કરવાની ઇચ્છા હતી. બ્રહ્મસમાજના દરેક મેમ્બરને પોતે પુછતા કે તમે પરમેશ્વરને જોયો છે જેનો જવાબ હમેશા નકારમાંજ મળતો હતો. આથી એમને અસંતોષ થયો અને તેઓના ખરાપણા માટે શંકાશીળ થયા. જેને તેઓએ સાક્ષાત જોયો નથી અને જેને વિષે તેમાંનો કોઇ કાઇ જાણતો નથી તેની તેઓ ખરી રીતે ભક્તિ કેવી રીતે કરી શકે? આ વખતે એમનુ મન ભ્રમણમાં પડયુ અને કોઇપણ બાબતપર દૃઢ વિશ્વાસ બેસતો નહીં. તેથી જ્યારે જ્યારે એમના સબંધમાં કોઇપણ ધર્મનો માણસ આવતો ત્યારે ત્યારે તેની સાથે વાદવીવાદ કરવા મંડતા હતા.

ધાર્મિક વર્તન—પોતાની જીંદગીના આ તબકાએ પહોંચ્યા પછી તેમની મુલાકાત રામચંદ્રદત્ત નામના પોતાના એક સગાની સાથે એકાએક થઇ; જેઓ કલકત્તાની મેડીકલ કોલેજમાં કેમીકલ એકઝામીનર હતા. એમની સાથે ધર્મ સંબંધી બાબતમાં કેટલીક તકરારો થઇ. મી૦ દત્ત એમને સંતોષ આપવાને અશકત હોવાથી, તેમણે એમને કલકત્તાથી ચાર માઇલ ઊન્તરે દક્ષિણેશ્વર નામના ગામમાં એક મહાત્મા રહેતા હતા તેમની પાસે જવા કહ્યું. તેજ સાંજે નરેન્દ્ર મી૦ દત્તની સાથે શ્રીરામકૃષ્ણ પરમહંસની પાસે ગયા. તેને જોતાજ તે મહાત્મા ઘણા ખુશી થયા અને જાણી લીધું કે આ ભવિષ્યમાં મહાન નર થનાર છે. તેમણે ફરીથી એક દીવસ એકલાંજ આવવાનું કહ્યું. જુવાન ગ્રેજ્યુએટ નરેન્દ્રે તે બાબતની હા કહી અને એક દીવસે તે મહાત્માએ તેમનામા એવી દૈવિશકિતનો ગુરૂઉપદેશ આપ્યો કે જેણે પાછળથી આખી દુનીયાને છક કરી નાખી એજ દીવસથી તે મહાન પરમહંસના નરેન્દ્ર એક માનિતા શિષ્ય થયા, તેમની સઘળી શંકાઓનું નિરાકરણ થયું, અને પોતે એક રૂપાન્તર પામેલા પુરૂષ થયા.

માતાને પોતાના એકના એક બાળક ઉપર જે પુત્ર વાત્સલ્યતા હોય છે તેના કરતાં પણ વિશેષ પ્રેમથી શ્રીરામ કૃષ્ણ એમને ચાહતા હતા. પછીના છ વર્ષે પોતાના ગુરૂ સાથે ગાળયા એજ તેમની ભવિષ્યની મહોટાઇનો પાયો નખાયો ઈ. સ. ૧૮૮૫ ના પાછલા ભાગમાં શ્રીરામ કૃષ્ણ પરમહંસને જીવલેણ દરદ લાગુ પડયુ જેણે એક વર્ષે ઈ. સ. ૧૮૮૬ના આગષ્ટ માસની ૧૬ મી તારીખે તેમના આંસુ ટાળતા શિષ્યોની વચમાંથી તેના પ્રાણ હરી લીધા આ મંદવાડના વખતમાં સ્વાર્થ રહિત છોકરાઓ જેમાં નરેન્દ્રનાથ મુખ્ય હતા તેમણે પોતાના અભ્યાસની દરકાર નહીં રાખતા ગુરૂની ચાકરી કીધી. ગુરૂએ પોતાના મંદવાડના સમયમાં આ બધાઓને સન્યાસની દીક્ષા આપી. તે મહાત્મા પોતાના વીશ શિષ્યો મુકી મોક્ષગતિ પામ્યા હતા. જેમાં નરેન્દ્રનાથે જેને આપણે સ્વામિ વિવેકાનંદ નામથી સારી પેઠેમ ઓળખીયે છીએ તે મુખ્ય હતા.

તે મહાત્મા પરમહંસના આ દુનિયામાંથી અંતર ધ્યાન પછી તે મંડલી જેના સ્વામિ વિવેકાનંદ અગ્રણી ગણાયા છે તેમણે શ્રીરામ કૃષ્ણ મિસન સ્થાપ્યું. જેમણે પોતાના મહાન ગુરૂએ શીખવેલા સત્ય માર્ગનો ઉપદેશ જગે જગ કરવા માંડયો. આપણા સ્વામિએ આખા હિંદુસ્તાનનો પ્રવાસ કીધો. હિમાલયમાં જઈ છ વર્ષ પર્યંત રહ્યા જ્યાં ખરેખરા સાધુની સખત જીંદગી બધાં કષ્ટો વેઠીને ગાળી, શરીરના બધા અવયવો તથા મંનની માગણીઓ બાંધી રાખી, આખરે પોતાના ગુરૂએ જે મહાનબોધ એમને આપ્યો હતો તેની સચ્ચાઈ જગતને કાને લાવવા અને મનુષ્ય જાતનું કલ્યાણ કરવાની ફરજ બજાવવા તેમને હિમાલયની ગુહા ગુહામાથી બહાર આવનું પડયુ. હિમાલયમાંથી નીકળી મેદાનમાં આવ્યા, દક્ષિણ તરફ પ્રયાણ શરૂ કીધું, રજપુતાનામાં આવ્યા, ખેત્રીના રાજાને પોતાનો શિષ્ય બનાવ્યો, ત્યાંથી મુબઈ, મુબઇથી પુણા, પુણાથી હૈદ્રાબાદ, હૈદ્રાબાદથી કેપકોમોરીન, કેપકોમોરીનથી પોંડીચેરી અને ત્યાંથી છેવટે મદ્રાસ આવ્યા મદ્રાસના જુવાન નિશાળીઆઓ તથા કેટલાએક વગવાળા શેહેરીઓની ધ્યાનમાં આવ્યુ જે હિંદુ ધર્મનો આવો શુદ્ધિવક્તા શીખવનાર હજી આપણે જોયો નથી. તેથી તેમણે સ્વામીને ચીકાગો મોકલવા નિશ્ચય કીધો, આખરે એમને જવા વગેરેના ખરચ માટે ફંડ એકઠું કરવામાં આવ્યું જેમાં ખપ કરતાં વિશેષ નાણાં ભરાયા. આ સમયથી એમની જાહેર કારકીર્દી શરૂ થાય છે અને તે ઘણે ઠેકાણે જાહેર થઈ ગયલી હોવાથી અત્રે આપવાની

જરૂર નથી.

વેપાર ધધાવાળાને આ કેટલુ ઉપયોગી થઈ પડે છે તે હવે પછી જણાશે આ ટેલી-ગ્રાફોન યત્ર પણ આજના જમાનાની એક અજાયબ શોધ છે

**વગર હાથે ચિતરેલાં ચિત્રો**—માણસનુ મન ચાહે તો ગમે તેવી મુશ્કેલી છતા પોતાનુ ઇચ્છેલુ પાર પાડી શકે છે આપણા દેશના સશક્ત ભિક્ષુકો બે આખે અંધ હોય, મોઢેથી બોબડા કદ્દગા હોય એકાદ અગ શક્તિહીન હોય કે તુરત તે બાહાનાથી હરામનુ ખાવા લોકોને બોજા રુપ થવા તથા હિંદુસ્તાનની દારીદ્રતામા વધારો કરવા ભીખ માગી ખાવાનો ધધો આદરે છે તેવા માણસોને નીચેનો દાખલો જણાવવા જેવો છે

મી૰ બરટ્રામ હીટસ નામના સખસના જ્યારે તે આઠ વર્ષ ઉમરનો નાહાન હતો ત્યારે અચાનક ટ્રામ નીચે આવી જવાથી બન્ને હાથો કપાઇ ગયા બન્ને હાથ કપાઈ ગયા છતા પણ બે વર્ષ પછી એટલે જ્યારે દશ વર્ષનો થયો ત્યારે એની ઉમરના બીજા છોકરાઓની માફકજ લખતા તથા ચિત્રો દોરતા શીખ્યો, તે લોકો કરતા એ ઊચે દરજે ચઢયો એને ફ્રીહેન્ડ્રોઈંગને ઊચી પસદગીનુ સર્ટીફીકેટ મળ્યુ. આજે ચીતારા તરીકેની તેની કીર્તિ ઊચે દરજે પહોંચી છે રાણીએ તેના સારા વોટરકલર ચિત્રો ખરીદ્યા છે અને કારીગરોની રોયલ સોસાઇટી ધી રોયલ ઇન્સ્ટીટ્યુટ અને ડડની ગેલેરીમા નમુના તરીકે દેખાડવા એના ચિત્રો મુકવામા આવ્યાં છે મી૰ હીટસ પીછીઓ પોતાના મોઢામા પકડે છે. અને પોતાની ગરદન તથા જડબાના સ્નાયુઓને એવી રીતે ટેવ પાડી કેળવ્યા છે કે એક દીવસમા ૭ સાત કલાક પોતાનું કામ કરે છે છતા તે થાકતો નથી

**જાપાનની** પાસે આવેલા કોરીઆનો ખરો રાજ કરતા કોને જાણવો ? યીયોગઇક જે કોરીઆમા રાજા તથા પ્રજા બન્નેને પોતાની હથેલીમા નચાવી રહ્યો છે તે વીશ વરસ અગાઉ એક ઝાડુ કાઢનાર હતો તે આવી ઊચી પદવીએ શી રીતે ચઢયો તે કોઇની જાણમા આવ્યુ નથી તેના પહેળા ખભા, તેનો સખત ચહેરો અને તીક્ષ્ણ આખો એ માણસના હુકમદાર અને ક્રોધી સ્વભાવની સાક્ષી પુરે છે યીયોગઇક પ્રધાનના જુલમથી આખુ કોરીઆ ત્રાસે છે અને મજબુત પહેરા વગર બહાર નીકળતો નથી. લશ્કરનું ઉપરીપણુ એની પાસે છે રાજનો ખજાનો એની પાસે છે અને રાજા તો એક બચુ પોતાની ઉછેરનાર આયાના તાબામા હોય તેમ એના તાબામા છે જાપાન કોરીઆને પોતાને રક્ષણ નીચે લે નહી ત્યા સુધી આ માજી ઝાડુ કાઢનાર કોરીઆનો ખરેખરો રાજાજ કાયમ રહેશે M D P.

---

# મનની કેળવણી.

(૨)

( લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા–મુંબઇ. )

**મગજનુ પાતળાપણું**–મગજનો ખાસ અભ્યાસ કરનારાઓ જણાવે છે જે કેટલાક માણસો મગજના પાતળાપણાનો ભોગ થઇ પડેલા હોય છે. તેઓના મગજમાં એકી વખતે એટલી બધી વાતો આવે છે કે દરેક ચીજની ઝાખી છાપ તેનાપર બેસે છે. એવા માણસોને વાસ્તે જોન બ્રાઇટ કહે છે કે "તેણે દરેક ચીજ જોઇ અને સાભળી, પછી બધી ચીજને એકઠી ગુંચવી નાખી, અને તેથી તેના ઉપર ભરોસો રાખવો કઠણુ થઇ પડયો અને જે મા ણુસે કંઇ જોયું અથવા સાભળ્યુ નહોતુ તેના કરતાં પણુ આતો વધારે ખોટે રસ્તે દોરવી લઇ ગયો" આ સ્થિતિ વધારે સાધારણુ થતી જાય છે ઘણા લોકોને દુનિયા ઉપર એવો કંટાળો આવી જાય છે કે પછી તેમને દરેક ચીજમા જુજ પ્રીતિ ઉત્પન્ન થાય છે અને તેથી તેની ઝાખી છાપજ તેના મગજપર થાય છે

વકીલો અને બેરીસ્ટરોના અનુભવથી જણાય છે કે મેથેમેટીકસ (ગણિત) આને સુધારવાને સારી કામ લાગે છે એક ઘણા ઉચા દરજ્જાના ત્રણ જડજોએ કહ્યુ છે જે તેઓની મોજમજાહના વિષયમાં તેઓએ મેથેમેટીકસનો અભ્યાસ રાખ્યો હતો ગણીતથી ધ્યાન આપતા શીખાય છે જો તમારૂં મન ભટકવા જશે તો તમારે ફરીથી શરૂઆત કરવી પડશે. અવલોકન કરવાની શક્તિ પણ ઘણી વધારી શકાય છે. કેટલાક માણુસો અવલોકન કરવાનુ ચુકી જાય છે એ અજાયબ જેવું છે. આપણે જેટલુ જોઈ સમજી શકીએ છીએ તેનાથી અર્ધું પણ ઘણા સમજી શકતા નથી

## એક છુપી પોલીસનો રસ્તો.

વીડૉક–નામનો એક મ્હોટો ફ્રેંચ ડીટેકટીવ કહે છે કે જે જે માણસોને તે જોતો તેને ઓળખી રાખવા અને તેની નોધ મનમા રાખવાનું શીખવાની અગત્યતા તેના ધંધાને માટે કેટલી મ્હોટી છે. તેણે નિશ્ચય કીધો કે જે માણસો એકાએક રસ્તામાં મળે તેમાથી ચાર પાંચ જણુના ચ્હેરા તથા આકૃતિનુ બારીકમા બારીક અવલોકન કરી લેવુ. પેહેલાં તો એને જણાયું કે કેટલી બધી ચીજોનુ અવલોકન કરવાનુ તે ચુકી ગયો હતો. તે લખે છે કે હું કેવો મુર્ખ છુ કે જે માણસનું મેં બારીક અવલોકન કીધું તે પોતાના માથાના વાલનો સેંથો ડાબી બાજુએ, જમણી બાજુએ કે વચમાં પાડે છે તે જોઇ યાદ રાખવાનુ ચુકયો. આખરે તેણે યાદદાસ્ત શક્તિ અને અવલોકન શક્તિને એટલી અદ્ભુત રીતે વધારી કે દરરોજ સો માણુસનુ વર્ણન એક ફોટોગ્રાફ પાડતો હોય તેમ ઝીણામાં ઝીણી બારીકી સાથે આપી દેતો કેટલાક માણસોના મગજમાથી કઇ જતુ નથી. કેટલાક બધીરાઓ માણસો કરતાં આ બાબતમા ચઢીઆતા હોય છે.

એક અંગ્રેજ લશ્કરી અમલદાર વેઈક દીવપર જાપાનથી ઈંગ્લાંડ ગયો, તે લખે છે કે આસપાસની ચીજોની નોંધ ત્વરાથી મગજમા ઉતારી લેવામા જાપાનીઓ એકા છે. એક રમતજ તે લોકોમા એવી રમાય છે કે એક ટેબલ ઉપર સેંકરો ચીજો ગમે તેમ ગુચવાયલી સ્થીતિમા નાંખેલી હોય છે અને તે ટેબલ ઉપર ફક્ત એકજ મીનીટ સુધી તે રમનારાની મંડળીમાંના દરેકને જોવાનું હોય છે અને પછી તે ચીજોનું બને ત્યાં સુધી પરીપૂર્ણ લીસ્ટ

લખી લાવવાનું દરેક જણને કહેવામાં આવે છે. સૌથી વધુ ચીજોનાં નામો લખનારને ઇનામ મળે છે. તે અમલદારના અંગ્રેજ દોસ્તારને આ રમત કંટાળા ભરી લાગી કારણકે જાપાનીસો આગળ પોતે હારી ગયો તેથી તે ચીડવાયો હતો. મોન્સીયર વેલ્ડેક રૂસ્ઉ, ફ્રાંસનો એક પ્રખ્યાત કાયદા શાસ્ત્રી તથા રાજદ્વારી પુરૂષ, અવલોકન કરવાની અજાયબ જેવી શક્તિ ધરાવતો હતો તેનું કારણ તે એમ બતલાવતો કે કુદરતનું અવલોકન કરી, તેના નકશા ચીતરવાની ટેવ તેને ઘણી હતી; કારણ કે એ નકશો કરનાર બીજાની આંખે જે નથી પડતું તે શોધી કાઢે છે.

કેટલાક માણસો એવું બોલનારા હોય છે કે હું જાણતો નથી મને યાદ નથી. મગજનું અસ્થીરપણું એ મ્હોટી ખોડ છે. જે માણસ એક નિશ્ચયપર આવતો નથી તે જડવત્ વિચાર કર્યા કરે છે. આને મગજનો ખાસ અભ્યાસ કરનારાઓ "શંકાનું ગાંડપણ" એવું નામ આપે છે.

સોમાંથી નવાણું ટકા જોઈએ તો મગજને આળસુ રાખવાથી આમ થાય છે. નબળું મગજ એ નબળા શરીરની જેવું છે અને સારી માઠી ટેવ પાડવા ઉપર એ બેનો કસાવવાનો આધાર છે.

જે માણસ સવારમાં ફરવા જતી વખતે લાકડી લઉં કે છત્રી લઉં તેનો નિશ્ચય કરવામાં દશ મીનીટ ગુમાવે છે તે જાણે મગજનો એક ખેલ આ જે માણસ એક મીનીટમાં બજવી શકે અને આ ભાઈ તેમાં દશ મીનીટ નકામી ફેંકી દે છે.

## મગજની કુસ્તી કરવી એ ઘણું કીમતી છે.

મગજનો ખેલોની હરીફાઈ કરવી એ ઉમદા ચીજ છે. પ્રેસીડન્ટ ફ્રેંક્લીન ડોઈ યુનીવરસીટીના વિદ્યાર્થીઓને કહ્યું છે કે બીજા સાથે તકરારમાં ઉતર્યા પછી 'તમો' ઘસાઓ ચોળાઓ તેના જેવું બીજું એક નથી. તમે પોતે શું કરી શકશો એ શીખ્યા પછી બીજાઓ શું કરી શકશે એ પણ તમારે શીખવું જોઈએ. તમને ઘણીવાર આલમ પડશે કે તમારી પોતાની શક્તિનો તેમજ સામાવાળાની શક્તિનો ખોટોજ ખ્યાલ તમે કીધો હતો.

મગજને પુષ્ટિ આપનારા સાધનોમાં વાદવિવાદની મંડળીઓ (ડીબેટીંગ સોસાઇટીઓ) એક કીમતી સાધન છે. તકરારને વાસ્તે વિષય તૈયાર કરવાને મેહેનત કરવી પડે છે, એ એક સારી કસરત છે. પોતાને બધા હસી કાઢશે એ બ્હીકથી બુદ્ધિનો ખર્ચ કરવો પડે છે. અને જે કટાક્ષો સાંભળવાં પડે છે તે પોતાના મગજના બખ્તરના મજબુત પાસાંમાં લીધાં છે એમ તેને જણાય છે. જેવી રીતે તનની કુસ્તીથી શરીર કસાય છે, તેવી રીતે વાદવિવાદની મંડળી પણ મનની કુસ્તી છે.

કેટલાકો એમ કલ્પના કરે છે કે ફુરસદે કંઈપણ વાંચવાનું રાખ્યાથી મગજ સુધરે છે પણ એ ભુલ છે. એમાંથી કંઈ મગજ સુધરતું નથી. એના સુધારાનો આધાર તો વાંચતી વખતે મગજને કસરત આપતા જતા હો તેનાપર છે. કેટલાક ઉંઘતાં ઉંઘતાં વાંચે છે એટલે તેઓ છાપેલા પાનાઓનો ચોડો ઉથલાવી નાંખે છે અને બધા ઉપર તેઓની આંખ ફરી જાય છે. પણ જ્યાં ચોપડી બંધ કરી ઉંચી નાંખી કે એકાદ મુદ્દાની બાબતમાં ઝાંખી છાયા સ્વપ્નના આભાસ જેવી પડી હોય છે.

આમ આપણે પણ કરીએ છીએ અને તેનો દાખલો રોજ ન્યુસપેપરો વાંચનારાઓ જાણે છે.

કોઈ માણસ રસ્તામાં મળ્યો તેને આપણે કહ્યું કે આજે મુખ્ય સમાચારમાં છે કે, અમુક ઠેકાણે સોનાની ખાણ હાથ લાગી છે. પેલો જવાબ દેશે "તમે શું કહ્યું સોનાની

માણુની વાત હા મેં પણ કંઇ તેવું વાંચ્યુ હતું તે શું હતું વારુ? જ્યારે પોતાનું મગજ અંદરની બાબત પકડી લેવા તૈયાર રાખતો નથી અને હા "તેવું કંઇજ" યાદ રાખવા ની મેહેનત લે છે ત્યારે એવું વાંચવાથી લાભ શો હજારો લોકો નવલકથાઓ વાંચે છે, અને તેઓએ જે છેલ્લી ચોપડી વાંચી હોય તેની વસ્તુ વીષે તમે તેને સવાલ કરશો તો ભેહેર્જ પણ કહી શકશે નહીં તેઓ ઉધઇમાંજ વાંચે છે એ શબ્દ ખોટો નથી

આ ટેવ ઘણી સાધારણ છે અને ઘણા લોકોને અજાણતા પડી જાય છે

મીૢ ગ્લેડસ્ટનની યુકિત આ ટેવને મટાડવાને ઉપયોગી છે "ચોપડી અથવા પેપર બંધ કરો અને મનમા પુછો કે આપણે કંઈ કંઈ બાબતો યાદ રહી શકી છે તમને તુરતજ માલમ પડશે કે તમે ખરેખર વાચ્યું કે છાપનારે વાપરેલી સાહીની સુગંધ લીધી."

# ज्वर विषे किंचिद विवेचन

(લખનાર—શ્રીયુત વૈદ્ય પ્રેમજીભાઇ જાફરભાઇ લાખાપુરવાલા)

[૨]

આપણું આર્યવૈદ્ય વિદ્યાનું નિદાન પ્રકરણ અંગ્રેજી વૈદક શાસ્ત્રો અને યુનાની વૈદક શાસ્ત્રોથી સરખાવીને તેઓમા રહેલા તાત્પર્યોને અનુભવથી અવલોકી એક માબાપના ત્રણ દીકરાઓની પેઠે પરસ્પરમા ઉપકાર કરનાર, અને મળતાપણાનો સબંધ, ધરાવનાર અને સ્વસ્તુતાએ એકરૂપ જાણવાનો આપણો જે ઉદ્દેશ છે તે સ્તુતિપાત્ર છે. જેમ જગતમાં સર્વે ધર્મો ઇશ્વરના રચિત છે અને તેને વેદાંતીઓ, જ્ઞાનીઓ કિંવા વિદ્વાનો એકજ દોરામા પરોવેલા માળાના મણકાની પેઠે તેઓનુ વાસ્તવિક સ્વરૂપ એકજ જુએછે તથા સર્વેના શરીરોમા આત્મ તત્ત્વ એકજ જુએછે, તેમ મહાન્ વૈદકજ્ઞાનીઓ પણ સર્વેની કથનપ્રવૃત્તિ નોખી ગણીને વસ્તુત અભેદતા ઓળખી લેવા બાદ કથન પ્રવૃત્તિવિષે મળતાપણું બતાવીદેછે એ ખાસ અનુભવી વિદ્વાનોના કર્તવ્યને છાજતુંજ છે

ટાઇફાઇડ ફીવર અને ટાઇફસ ફીવર આપણા માધવનિદાનુસાર જ્વરાતિસાર સાથે નિકટનો સબંધ ધરાવતા જણાયછે, અને જ્વરાતિસારની દવા તે જ્વરોને અનુકુળ પડેછે, એ વિષે મે થોડો અનુભવ લીધેલોછે. નીમોનિયા જ્વર છે તે આપણા આર્યવૈદકવિષે કફ જ્વરના લક્ષણોને બહુ મળતો આવેછે ઇનફ્લુએન્ઝા પણ તેના જેવોજ જણાયછે, તોપણ તેના ચિહ્ન આળા તેઓ કરતા અતિ તિવ્ર હોયછે તે હાલ અતો દેખાવ આપતો નથી. કેટલાક આ જ્વરને ચેપી પણ ગણે છે.

ટાઇફાઇડ અને ટાઇફસ ચૌદ દહાડે અને એકવીસ દહાડે જાયછેજ એમ તેઓનો ખાસ નિયમ છે એમ મારા અનુભવથી તો મેં જોયું નથી પ્રથમ તો આ તાવ ચૌદ દિવસનો છે, કે એકવીસ દિવસનો છે,એમ તેઓને ઓળખી શકવાનો તર્ક પણ અશકય જેવો હોયછે. કેટલાક વૈદલોકો જ્વર યુકત અતિસાર વાળા તાવોના ત્રણ વિભાગ પણ પાડેછે, એટલે એક એક સત્તાનો, બીજો બે સત્તાનો અને ત્રીજો ત્રણ સત્તાનો સાત દિવસ રહિને મટે તેને એક સત્તાનો, એમ બીજા જ્વરોને માટે પણ જાણી લેવુ મે ઘણી વખત અન્ય વૈદોથી ને મારા અનુભવથી એવુ અનુમાન પણ કરેલુ છે કે જ્વરાતિસાર જ્યારે ચિકિત્સા કરતા તાબા-

તાવ ન જાય ત્યારે દરદીઓના ખેરીઓને કહેવાની જરૂર પડેછે કે આ જ્વર સાત દિવસે જાય તેવો છે. દવા ચાલુ રાખવી એ ફરજ છે, કેમકે જ્વર કદી ન મટી શકતો હોય તોપણ તે વધવા ન પામે; તેની સંભાળ અને યોગ્ય ઉપચાર તો સેવવાજ જોઇએ. જ્યારે સાત દિવસે તે નથી જતો તો પછી ચૌદ દિવસના જ્વરનું અનુમાન કરાયછે. જ્યારે ચૌદ દિવસે નથી જતો ત્યારે એકવીશ દિવસે તે જાશે એમ આશા રખાયછે. વૈદ્યકવિદ્યા મોટા સમુદ્રરૂપ હોવાથી તેમાં ગમે એવા ઊંડા ઊતરી શોધે તોપણ તેની કોશીશ અપૂર્ણ રહેછે, કારણકે કુદરતની કૃતિ અતિ બલવતી હોવાથી તેની આગળ કોઇના અનુભવનું અભિમાન ટકી શકતુ નથી, છતાં શોધક વિદ્વાનોનો પ્રયાસ નિષ્ફળ જાય તેવું પણ દીસતું નથી, કેમકે શોધક અંગ્રેજો કેટલે દરજ્જે આજ ફાવ્યા છે તે આપણે સહજ જાણી શકીએછીએ, માટે જગતમાં આળસ કરતાં ઉદ્યોગ વધારે જય મેળવી શકે એ દેખીતુંજ છે.

કૃપાળુ અંગ્રેજ સરકાર સર્વ પ્રજાપર સમાન દૃષ્ટિ રાખી સર્વેનું ભલું ઇચ્છેછે, એ જોઇ અતિ આનંદ થવા જેવું છે, તો વૈદ્યકવિદ્યાની શોધ કરનાર વિદ્વાનોપર તે રાજી કેમ ન થાય? થાયજ. વર્ત્તમાન જમાનો શોધ કરવાને અનુકૂળ છે, માટે આપણે દેશી વૈદ્યવિદ્યાવાળા અંગ્રેજીનું અને અંગ્રેજીવાળા આયુર્વેદનું તત્ત્વગ્રહણ કરિએ તો એમાં કંઇ ખોટું નથી, કેમકે વૈદ્યવિદ્યા જાતે અપૂર્ણ છે એ વિષે આપણે પૂર્વે કહી ગયાછીએ, તો પોતાના પક્ષની વિદ્યાનો અભિમાન કોઇએ રાખવું વ્યર્થછે, તો આપણ સર્વ ડાકટરો, વૈદ્યો અને હકીમોને ઉચિત છે કે એક બીજાના ગ્રંથો ધ્યાનપુર્વક જોવા અને તેઓમાં રહેલા બારીક તાત્પર્યને યથાર્થ જોઇને પછી પોતાના મત સાથે સરખાવી એકતા કરવી, અને આપણે સર્વ સાથે (તમો હલકા પ્રકારની વૈદ્યકવિદ્યાવાળા છો ને અમે ઉત્તમ પ્રકારની વિદ્યા સંપાદન કરી છે એવી ખંડન મંડનરૂપ ભેદ ભ્રાંતિ ટાળીને) અભેદ ધારણ કરીને પરસ્પરમાં સલાહ સંપથી વર્તવું જોઇએછીએ. અન્ય વૈદ્યો દુરાગ્રહ અને ઇર્ષ્યા જો કોઇને રહેતાં હોય તો તે નઠારી લાગણી ધર્મ અને નીતિ વિરૂદ્ધ હોઇને પરિણામે અનિષ્ટ ઉપજાવેછે, માટે તેને ધિક્કારવી ઘટેછે.

મેં જોયુંછે કે એક દરદીને મોટા વિદ્વાન ડાકટરો કે વૈદ્યોથી સંતોષ મળ્યો નહોતો, તેને એક ભમતા ઊંટ વૈદ્યની બનાવેલી માત્ર એક અરધીના ગાંધીના ગાંધીઆણાની વસ્તુથી પૂર્તો સંતોષ મળ્યો હતો. એવા દાખલા ઘણી વખત બને પણ છે, તો હવે કહો એ વિષે ગર્વ કેનો ચાલે એમ છે? આથી હું એમ કહેવા નથી માગતો કે એક અભણ અને વગર અનુભવી નીમ હકીમ કે ઊંટ વૈદ્યોની દવા દરદીઓએ લેવી, પરંતુ મારો કહેવાનો હેતુ એજ છે કે કુદરતની કૃતિ પાસે અંગ્રેજી આદિ વૈદ્ય વિદ્યાઓ પોતાની શક્તિ માટે છેક લાચારીજ બતાવે છે, તો હવે આપણે સર્વ અંગ્રેજી ડાકટરો, આર્યવૈદ્યો અને યુનાની હકીમો વગેરેએ કેમ વર્તવું યોગ્ય ગણવું જોઇએ, કે જેથી માંહોમાંહે વેર ઝેરના મૂળ બળી જાય. એક ઉદાહરણની વાત જોઇએ તો ખરી છે કે જેમ સદ્‌ગુણ લેવા દત્તાત્રેય રૂષિએ કુમારિકા, ભમરો અને સૂર્યાદિ ચોવીશને ગુરુ ગણ્યાછે, તેમ આપણે પણ પ્રાચીન અને અર્વાચીન શોધક વિદ્વાનોના વૈદ્યકવિદ્યાના સઘળા લેખોને જાણીને તેમાંથી ગુણનું ગ્રહણ કરવું જોઇએ, કે જેથી તેમાં રહેલી સત્યતાનું પોતાને યથાર્થ ભાન થઇ શકે, અને આપણને તેમજ સર્વ પ્રજાને વધુ લાભ મળે.

---

* ધર્મ કથાનાં શાસ્ત્રોમાં તેનું ખુલાસાવાળું વિવેચન છે.

# કવિ નર્મદાશંકરનું જીવન કાર્ય.

(૨)

હિંદવાસીઓનો એક સમય સમવાય થાય, આપણે બધા એક પ્રજા થઇએ અને સ્વતંત્રતાના પરિણામ રૂપ અનેક તેજસ્વી સુખો અનુભવીએ એવી કરેલી હોંસ કવિના ગ્રંથો વાંચ્યા પછી જેને નહીં થાય તેને તે કયારે થશે એ અમે સમજી શકતા નથી, અર્થાત્ નૅશનલ કોંગ્રેસ જેવી જે સંસ્થા હાલ આવી લોક પ્રિય થઈ છે તે અને પ્રજા સમવાય થયાની શુભ નિશાની છે તે પણ કવિએ કલ્પનામાં પોતાને આરેજ ઘડી કાઢી જોઈ હશે એવું અમારૂં માનવું થાયછે: કેમકે જો એમ નહીં હોય તો

"સુભટ સહુ ઉત્સાહે ઉત્સાહે; શુભ સ્વતંત્રતાને
ગાને; સમરરંગ રંગવાને જાયે, સુભટ સહુ"

* * * *

"સ્ત્રીઓ સહુ ઉમંગમાં સોહાય, ટળીને દાસ છુટાં રહેવાય,
પછી સુખ રસાળ વધતાં થાય; નર્મદ દેશ ઘણો વખણાય."

* *

"પડે પણ સ્વતંત્રાનું હીર; રાખજો વારસને કહે વીર."

* * * *

આવાં અનેક દેશભક્તિથી પ્રેરાયલાં પદો કવિ શું કરવાને ગાય? એટલુંજ નહીં પણ હિંમતથી દુઃખ સહન કરવામાં જે સુખ છે તેનું ચિત્ર શું કરવા આપે? અરે ગ્રીસ અને સ્પાર્ટાનાં વખાણ કરી આપણામાં સામાજીક વિચારો શું કરવાને જગાડવા પ્રયાસ આદરે?!

જો આજના સમયમાંજ આપણી હિંદી નૅશનલ કોંગ્રેસ અસ્તિત્વમાં આવી ત્યાર પછીના પાંચ સાત વર્ષોમાં પણ કવિની હયાતી હોત તો ગુજરાતીઓ છે તેના કરતા રાજ્યકીય વિષયોમાં વધારે પ્રબળ થયા હોત એ નિર્વિવાદ છે, કેમકે હક્કો માંગવાને માટેની નવી ઇચ્છા ક્યારની નર્મદાશંકરે ગુર્જર પ્રજામાં ઉત્પન્ન કરવા માંડી હતી.

મહિપતરામ જ્યારે ઇંગ્લાંડ જઇ આવ્યા ત્યારે ન્યાતિજનો તરફથી જે કષ્ટોનો વરસાદ એના ઉપર વરસાવવામાં આવ્યો હતો તેનો વિચાર કરતાં તે વખતમાં સુધારાના હિમાયતીઓ વિરૂધ્ધે જુના વિચારના લોકો કેટલી રીતે ફાવી શકતા તેનો સ્હેજ ખ્યાલ આવે છે. આવા અનિષ્પર્ધીઓને અનુકુળ વખતમાં વિધવા વિવાહ કરીને કવિએ જે સાહસ ધટપણું અને સહનશીલતા બતાવી છે તે શું સમજુ માણસને બોધદાયક નથી? અનેક કષ્ટો વેઠતાં પણ અનાથ અબળાની વ્હારે ચઢી, સુધારો મોઢેનો નહીં પણ મનનો છે એમ સિદ્ધ કરી આપનાર કવિ હતા. આ મહાન જીવન કાર્યમાં કર્તવ્ય બુદ્ધિથી જે ઉત્સાહ પ્રેરાયો તેના પરિણામને લીધે કેટલીક જાતનું સાહસ કવિએ ઉતાવળાથી વ્હોરી લીધું અને ન્યાતથી બહીષ્કૃત રહેવું પસંદ કર્યું. આવા વિચિત્ર જગતપ્રપંચમાં પણ પોતેજ પોતાનું Heroism ઓછું ન હતું. જ્યારે માનસિક સ્થિતિનું પરિવર્તનપણું કાંઇક પ્રાચીન વિચાર તરફની ઝોક કવિના મનને લીધે થઇ ત્યારે ખુલ્લી રીતે પોતે તે જગતને કહી બતાવ્યું કે મ્હારા મનની સ્થિતિનું આ રૂપાંતર થયું છે. એમાં પણ અમને એક જાતનું ગૌરવજ દ્રષ્ટિ ગોચર થાય છે. જ્યારે આજે જે અનેક જુના

વિચારના મૂળો સ્થપાતા જાય છે તેના પ્રેરકનું માન પણ જતાં જતાં કવિને માટે ઈશ્વરે નિર્માણ કીધું હોય એવું લાગે છે. એમના વિચારો ઉપર ઉપરથી જોનાર હોય તેનેજ કેમકે કવિ શ્રી કોઈ પણ દિવસ 'અતિ'ની તરફેણમા બુદ્ધિ પૂર્વક રહ્યા હોય એમ અમે માનતા નથી એમણે બીજાનામા ઉત્સાહ પ્રેરાય એ હેતુથી ઘણી વખતે એક પક્ષના વિચારો આગળ કર્યા છે એ વાત ખરી પરંતુ એમનું જીવન એકંદર રીતે પૂર્વાપર સંબંધ ઉપર લક્ષ રાખી આકવાનું છે અને તેમ કરતા કોઈને પણ રહેજ પ્રતીતિ થશે કે જે કાર્ય એમણે હિંદવાસીઓની સામાજીક ઉન્નતિ કરવા માટે યોજેલો ઉપર આપણે જાણી ગયા છીએ તેને સાધવામા એમનું જીવન વ્યતીત થયું છે એમથી ઘર સંસારની નિર્દોષતા સાધવાનો । કવિનો વિચાર હોતો જોઈએ, સૌથી હાનીકારી બાબતો તથા સાંસારિક બાબતોમાં લડતાં વિઘ્નો દૂર કરવાનો ઉદ્દેશ હોવો જોઈએ અને સ્વદેશ ભક્તિથી આપની જનની સેવાનો મહામંત્ર લોકોને સમજાવવાનો આશય હોવો જોઈએ

આવા મહાન પુરૂષનું જીવન એની મેળેજ લોકોના સ્મરણમાં રહે એ સ્વાભાવિક છે પણ લોકો તે વિસરી ગયા નથી એમ થયેથી આપણી સંતતિ પૂર્વજોએ કરેલા ઉપકાર યાદ રાખતા શિખશે એમ અમારૂ માનવું છે માટે અમે માનીએ છીએ કે જોકે કવિનું સ્મરણ આપો આપજ રહેશે એ નિર્વિવાદ છે તથાપિ ગુજરાતવાસીઓ એમણે કરેલો ઉપકાર ભુલ્યા નથી એની સાબીતીમા એઓએ કાંઈક કરવું આવશ્યક છે એમના અવસાન કાળ પછીજ તે થવું જોઈતું હતું પણ આપણે કેટલા આળસુ છીએ તે જ્યારે આપણી રહેણી કરણીને પાશ્ચાત્ય લોકોની રહેણી કરણી સાથે સરખાવીએ ત્યારેજ સમજાય છે અને તેથી મોડું મોડું તો એ જે કાંઈ શુભ કાર્ય છે તે અમારે આદરણીય છે એમ અમે માનીએ છીએ

અત્રે આટલું કહેવું અપ્રાસંગિક નહીં ગણાય કે, આજ થોડા મહિના થયા સુરતમા એક યોજના કવિશ્રીના નામનું પુસ્તકાલય કરવા માટે નિકળી છે એ કાર્ય અનેક રીતે સ્તુત્ય છે અને જે તરૂણ વર્ગ તરફથી આ યોજના થઈ છે તેમની અત્યાર સુધીની ખંત, કાર્ય દક્ષતા તથા પ્રમાણિકતાનો વિચાર કરતા અમનેજ એમ લાગે છે કે બહુ થોડા સમયમાં એમણે આરંભેલું કાર્ય નિર્વિઘ્ને પાર પડશે । પાર પડવાના અનેક શુભ ચિન્હો વર્તમાન પત્રદ્વારા અમારા વાચવામા આવી ગયા છે સાંભળ્યા પ્રમાણે સુરત વડોદરા, મુંબઈ તથા અમદાવાદમાં સભ્ય ગૃહસ્થોની કમીટી નિમવામાં આવી છે અને તે કમીટીદ્વારા પુસ્તકોની તથા પૈસાની મદદ મેળવવા યત્ન જારી છે પુસ્તકોનો સારો સંગ્રહ થવા માંડયો હશેજ એમ અમને લાગે છે કેમકે ઘણી વખતે પુસ્તકોની પહોંચ એ કાર્યના સંબંધમાં સ્વીકારાયલી અમારા વાચવામાં આવી છે સાંભળ્યા પ્રમાણે પૈસા એકઠા થયેથી, સુરતની સુબાઈ બેંકની શાખામાં જમા કરવામાં આવશે આશા છે કે એટલી રકમ એકઠી થશે કે જેના વ્યાજમાથી પુસ્તકાલયની દેખરેખ રાખી શકાય. આ કાર્યને સહુ મદદ કરશેજ એવી અમારી ખાત્રી છે.

અંતે, આ સંસ્થાના યોજકોને વિનંતી કે તેમણે બનતા સુધી એક Standard ગુજરાતી પુસ્તકાલય સ્થાપવા તરફ દૃષ્ટિ રાખવી કે જેથી અમારા મહાન ગુર્જરવાસી નરે કરેલી અનેક સેવાઓનો કાંઈ અંશે બદલો વળ્યો છે એમ થયેલ અમે સમજીશું, કવિશ્રીના જીવનનું સઘળું રહસ્ય જો એકજ વાક્યમા કહીએ, તો તે "ગુજરાતમા જ્ઞાનદીપ પ્રગટાવવાનું હતું" એમ સિદ્ધ કરી શકાય ઈશ્વર પાસે એટલીજ પ્રાર્થના છે કે આરંભેલા પુસ્તકાલય જેવા અનેક જ્ઞાનદીપ કવિ જેવા નરવીરોના સ્મરણમા આપણા હિંદ દેશમાં પ્રકટાવવામાં આવે અને આપણે હિંદવાસીઓ અને યશસ્વી સુખો ભોગવીએ । તથાસ્તુ ।

૯૦ સર્પની સાથે ખેલ, વણીક સાથે મીત્રાઇ, ઝેર ચાખી જોવાની રમત, અને પરસ્ત્રીનો સગ એટલાં વાનાં પોતાનું ભલું ઇચ્છતો હોય તેણે તજવાં.

૯૧ સ્ત્રી સાંભળ્યાથી કે દીઠાથી ચિત્ત હરે છે. અને સ્પર્શથી ધન હરે છે. તથા સંયોગથી બળ હરે છે. માટે સ્ત્રી સાક્ષાત રાક્ષસી છે.

૯૨ એકતો સ્ત્રી ચરિત્ર, વ્યસનીની પ્રીતિ, જુગારીનું વચન, ઓરમાન માનું હેત, ગુણકાની લાજ, દુશ્મનની નમ્રતા, સ્ત્રીનું ડાહાપણું, કાગડાની પવિત્રાઇ, સર્પમાં અમૃત, રાજાની મીત્રાઇ એટલાં સાચા ન હોય.

૯૩ જે કમ અક્કલના માણુસો અશક્ય કાર્ય કરવા પરિશ્રમ કરે છે. તેનો શ્રમ નિષ્ફળ જાય છે. અને લોકોમાં હાંસી થાય છે.

૯૪ પોતાથી કામ થઇ શકે એમ છતાં બીજો તે કરી આપે એવી ઇચ્છા રાખવી તે કેવળ મુર્ખાઇ છે વળી સામો ધણી આપણી ભૂલ બતાવે, તે ધ્યાનમાં ન લેતાં તેની અવગણના કરવી એ માત્ર દુ ખી થવાનુંજ લક્ષણુ છે.

૯૫ "દગા કીસીકા સગા નહીં" માટે દગાને તજી દેવો જોઇએ સજ્જનોનું ભુષણુ છે કે દગાથી પૈસો પ્રાપ્ત કરવાનો વિચાર પણુ કરવો નહીં. હરામ દાનતથી મેળવેલા પૈસા જતા રહે છે. એટલુંજ નહીં પણુ તેની સાથે ઇજત આબરૂને ખલલ પહોંચ્યાની માણુસને શિક્ષા થાય છે.

૯૬ કોઇ ચીજને તુચ્છ કે નકામી ગણવી નહીં. પ્રથમ જોવામાં નિરૂપયોગી જેવી દેખાય તે પણુ વખતપર ફાયદાકારક થઇ પડે છે. ને શોધતાં મળતી નથી. ઇગ્લાંડમાં એક માણુસ બાટલીઓનાં બુચ ભોંય ઉપરથી વીણીને ભેગા કરી વેચતો હતો. તે એમ કરતાં કરતાં મોટો પૈસાદાર થઇ પડયો હતો.

૯૭ રાજા અને અધીકારીઓને લાજમ છે કે અમલથી આંધળા નહીં બનતાં પોતાનાં કૃત્યથી રૈયતને નુકશાન નહીં થાય, એવી રીતે સદા વર્તવું. રૈયતવડેજ રાજા છે. મોર પીછાંથીજ રળીઆમણો દીસે છે. એ વાત ખસુસ લક્ષમાં રાખવી.

૯૮ પકો તપાસ કર્યા સીવાય કોઇ અજાણ્યા માણુસના ઉપર વિશ્વાસ રાખવાથી કોઇ વખતે ઘણી મુશ્કેલીમાં આવી જવાય છે. જોકે આખર સત્યજ તરે છે. "તો પણુ મોનું લઇએ કશી અને માણુસ જોઇએ વશી."

આફત આવી પડે ત્યારે ગાભરા બની નહીં જતા ધીરજથી યુક્તિસર છુટી જવું જોઇએ. સમયસુચકતા વાપરવાથી માણુસ આપત્તિમાંથી બચી જાય છે.

૧૦૦ દૈવની ગતી અકળ છે. લાભ ધારીને કરેલા કામમાં અણુધાર્યો અલાભ બની આવે છે. માણુસના કરેલ વિચાર કાંઇ કામ આવી શકયા નથી. "આદર્યા અધવીચ રહે ને હરી કરે સો હોય" એ વાતમાં કાંઇ સંશય નથી.

૧૦૧ કેફ—એ સ્મરણુ શક્તિનું સત્યાનાશ વાળે છે, શરીરને ક્ષીણુ કરે છે. કીર્તિને નિસ્તેજ કરે છે અને ન રૂઝાય એવા ઘાથી અંતઃકરણુ ભેદે છે, તે જીવનો જમ છે, ગજવાનો ચોર છે, કંગાલીઅતનો મિત્ર છે બાયડીનો બળાપો છે, અને છોકરાંની દલગીરી છે. માટે કેફી વસ્તુનો ત્યાગ કરવો.

# હિંદુસ્તાનના દેવાલયો.

( લખનાર, રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા–મુબઇ. )

(૧)

**બનારસ–કાશીક્ષેત્ર.**

હિંદુઓને કાશીક્ષેત્ર એ સહુથી મોહોટામાં મોહોટુ ધામછે. એમ માનવામા આવેછે કે શિવજીના ત્રીશુળની અણીઉપર એ શેહેર બાંધવામા આવ્યુ છે અસલ સત્યુગના સમયમાં તો એ સ્થળ સુવર્ણનું હતું પરંતુ કલિયુગમા પથર અને મગોડાનુ થઇ ગયું છે ગંગા નદી મુળથી મુખ સુધી પવિત્ર ગણાય છે પરંતુ કાશીક્ષેત્રની પાસે તો એમની પવિત્રતામાં ઘણો વધારો થાય છે એ ક્ષેત્રનોજ એવો મહિમા છે કે કોઇ પણ ધર્મનુ કામ ત્યાં કરવાથી બમણું ફળ પ્રાપ્ત થાય છે પચ કોશી કાશીક્ષેત્રની આસપાસે દશ માઇલની હદમા જેનુ મૃત્યુ થાય તે નિશ્ચે સ્વર્ગને પામે છે

યમુનાજીના સંગમ પછી એકસો વીશ માઇલ દૂર ગંગાજીના ઉત્તર કીનારા ઉપર શ્રી–કાશીક્ષેત્ર આવેલુછે કલકત્તાથી રેલવેને માર્ગે ૪૬૭ માઇલ, મુબઇથી અલાહબાદને રસ્તે ૯૩૮ માઇલ અને મદ્રાસથી ૧૫૫૦ માઇલ દૂર છે ॥

બનારસ શેહેર ગંગાજીના ઉત્તર કીનારા ઉપર આશરે ચાર માઇલ સુધી લંબાયનુ છે નદીનો પટ એકતૃતિઆંશ માઇલ કરતા સેહેજ વધારે છે અને અર્ધ ચદ્રાકારના આકારમા એક અખાત જેવુ એની રહે છે નદીને કીનારે એકસો ફુટ ઉંચી ટેકરીપર મંદીરો, મસજીદો, મેહેલો અને જુદી જુદી જાતના મકાનોની હાર લાગી રહી છે જે ટેકરીની બાજુમા નદીની સપાટી સુધી પહોચતો પાકા પથ્થરના બાંધેલા ઘાટો નજરે પડેછે

બનારસ અસલના વખતમા હિંદુઓની વેદો તથા બીજા શાસ્ત્રો શીખવાનુ મધ્યસ્થાન હતુ અને હજી પણ કેટલેક અંશે છે પરંતુ પશ્ચિમાત્ય સુધારા અને વિદ્યાના તેજમા હિદુઓની અસલની પધ્ધતી ડુબતી જાયછે જેને મીસ્ટર પ્રીન્સેપ Mr (Prinsep) નીચે પ્રમાણે લખે છે :–

"The Schools and hallowed retirements of the Benares Pandits are sought after as the fountain heads of Brahminical learning, and are consequently filled with pupils, but from a prevailing idea that the receiving of remuneration would destroy the Merit of teaching the Vedas, the pandits in most cases accept nothing from their Scholars, trusting to donations and stipends from rajahs and men of rank In the present day encouragement from such quarters is becoming more and more precarious, and Sanscrit learning is consequently on the decline, while the great success of the new colleges .. .. , in which the study of European literature is united with that of India will tend, further to eclipse the almamater of rigid Hindooism."

બનારસના પંડીતોની શાળાઓ તથા પવિત્ર આશ્રમોને બ્રાહ્મણોની પવિત્ર વિદ્યાનું મુખ્ય સ્થાન ગણીને શિષ્યો શીખવા આવે છે. વિદ્યા શીખવવાને એક દાનરૂપ ગણી એ શિષ્યો પાસે ફી લેવાથી વિદ્યાની પવિત્રતામાં ઘટાડો થાય છે એમ સમજી પંડિતો પોતાના શિષ્યો પાસેથી કાંઇ ફી લેતા નથી અને પોતાના નિર્વાહનો આધાર રાજા રજવાડા તથા બીજા શ્રીમંતોના આશરા ઉપર રાખે છે. દીવસે દીવસે એ બાજુએથી ઉત્તેજન મલવું મુશ્કેલ થતું હોવાથી સંસ્કૃત ભાષાનું અસલની પદ્ધતિ ઉપરનું શિક્ષણ મોઘું પડતું જાય છે. અને યુરોપીઅન ભાષા સાથે હિંદુસ્તાનની જુની ભાષાઓનું શિક્ષણ દાખલ કરવાવાલી કોલેજોની સ્થાપના ફતેહમંદ નીવડવાથી ફક્ત હિંદુ ધર્મના શિક્ષણવાલી આ શાળાઓ અંધકારમાં જતી જાય છે.

કેટલાક સૈકા સુધી બનારસ બૌધ ધર્મનું મુખ્ય મથક હતું. તે વખતે વારણાની ઉત્તરે સરનાથની આસપાસ શેહેર વસેલું હતું. સરનાથ જે જગ્યા હાલના શેહેરથી સાડાત્રણ માઇલ દૂર છે. સક્યમુનિએ ઇ. સ. પૂર્વે ૫ મા વર્ષ ઉપર પોતાના પ્રાથમિક સિદ્ધાન્તોનો બોધ આપવો આ જગાએ શરૂ કીધો એમ ધારવામાં આવે છે.

અહીં બૌધ ધર્મને લગતાં મકાનોનાં ખંડીએર ઘણાં છે. થોડા સમય પછી બ્રાહ્મણ લોકોની સત્તા વધવા માંડી. બૌધને વિષ્ણુના એક અવતાર તરીકે માનવામાં આવ્યા. શ્રી શંકરાચાર્ય જેઓ ઇ. સ. ના આઠમાં નવમાં સૈકામાં થઇ ગયા છે. તેમણે બૌધ ધર્મ તથા તેના સિદ્ધાંતો સામે લડત ચલાવી કાશીમાં શીવની પૂજાનું મહાત્મ્ય વધાર્યું. અને ઇ. સ. ના અગીઆરમાં બારમા સૈકામાંતો બૌધ ધર્મનું નામ નિશાન પણ રહયું નહીં.

બનારસમાં નાહના મોહોટાં સંખ્યાબંધ દેવાલયો છે. જયપુરના રાજા માનસીંહે એક લાખ દેવાલયો એકજ દીવસમાં કાશીમાં બાંધવાનું નકી કર્યું. તે પ્રમાણે એવી યુક્તિ કરી એ નિશ્ચય અમલમાં મુકવામાં આવ્યો કે પથ્થરના મહોટા કકડાઓ ઉપર પણ મંદીરની નિશાનીઓ કોતરવામાં આવે તેને પણ દેવાલય ગણવું. અને હાલ પણ બનારસના ઘણા ભાગોમાં મોહોટા પથ્થરો ઉપર દેવાલયોની આવી નાની આકૃતિઓ કોતરેલી દીસમાં આવે છે.

પણ એ ઉપરાંત પથ્થર ચુનથી ચણેલાં બીજા અસખ્યાત દેવાલયો કાશીજીમાં છે. ઇ.સ. ૧૩૦૦માં મહમદ સુલતાન અલાઊદીને એક હજાર દેવાલયો ભાંગ્યા હતાં એમ કહેવાય છે. પણ પાછાં એટલાં બધાયાં કે તેના કરતા દોઢી સંખ્યાં વધી. ઔરંગઝેબે પાછાં દેવાલયો તોડયાં પરંતુ આ ત્રીજી વખત પણ પાછા દેવાલયો ચણાયાં જેમાંના મુખ્યની સખ્યા ૧૫૫૦ની થવા જાય છે અને નહાના દેવાલયોની સંખ્યાનું તો પુછવુંજ નહીં.

અસલના મ્હોટાં દેવાલયો મુસલમાનોએ તોડી નાંખ્યા છે અને હાલના મંદીરો દક્ષિણના મુલકના મન્દીરો જેવડા મ્હોટા નથી તો પણ બનારસના મંદીરો ચુના અને પથ્થરથી મજબુત બાંધેલાં છે અને કેટલાંકમાં તો કોતર કામની નકશીનો શણગાર સારો છે. દેવાલયો નદીના ઘાટ ઉપર તેમજ અંદરના ભાગમાં છે અને કેટલેક ઠેકાણે તો મન્દીરોનો જુમખોછે.

લોકો પોતાનો ઘણો વખત નદીને કીનારે ઘાટ ઉપરજ કાઢે છે. ઘાટ ઉપર સાધુ સંતો જોગી જતી ટોળાંબંધ પડેલા હોય છે. શરીરે ભસ્મ લગાવી પોતપોતાની તપશ્ચર્યામાં મશગુલ હોય છે. બનારસમાં જમીન તથા પાણી બંને રસ્તેથી જવાય છે. નદીમાં હોડીમાં બેસી શેહેરનો દેખાવ નીહાળતાં જે જુદા જુદા મકાનો મન્દીરો તથા મસજીદો નજરે પડે છે તેથી આંખને આનંદ મળે છે. શેહેરના રસ્તા વાંકાચુકા અને મ્હોટે ભાગે સાંકડી ગલીઓ છે જેમાં પૈડાવાળી ગાડી કે ભાર લાધેલું એકાદ પ્રાણી ભાગ્યેજ જઇ શકે. મકાનો પથ્થરના બાંધેલા છે. કેટલાંક છ માળ સુધી ઊંચા હોય છે. (અધુરૂં)

# વીર મરાઠો કન્યા.

૧૩ મી શતાબ્ધિમાં દક્ષિણમાં દેવગીરિ અથવા દેવગઢમાં યાદવ રાજા રાજ્ય કરતા હતા. રામરાજાને એક પુત્રિ હતી. તે કન્યા માટે અનેક વાર શત્રૂઓ જોડે યુદ્ધ કરી સંકટમાંથી રામરાજાના પ્રાણ બચાવનાર સેનાપતિની કન્યા તેને ત્યાં જ રહેતી હતી. થોડા વર્ષ ઉપર વિરમતીનો પિતા, રામરાજા માટે શત્ર સાથે લડતાં ધારા તિર્થ સ્થળે સ્વર્ગવાસી થયો. તેની પાછળ તેની પત્નિ સતિ થઈ. વિરમતી ફક્ત એકલી કન્યાજ તેની પાછળ રહી હતી. રામદેવ રાજાએ તેને પોતાની જ પુત્રિ પ્રમાણે માની પોતાને ત્યાં લાવી બરદાસ્ત કરતો હતો. વિરમતી અને રામદેવ રાજાની કન્યા ગૌરી એ બન્ને એક બીજા ઉપર ઘણો પ્રેમ રાખતાં હતાં. રામદેવરાવ પણ તે બન્નેમાં કાંઈ ભિન્ન ભાવ ન જાણતાં સમાન પ્રેમ રાખતો હતો. હરપાલદેવ નામના એક વીર પુરૂષ સાથે ગૌરીનો વિવાહ નિશ્ચય કરી સર્વ વિધી થઇ ગઇ હતી. વિરમતી માટે પણ એવોજ કોઇ યોગ્ય વીર પુરૂષ મેળવવાની તજવીજમાં હતો. પોતાના સેનાપતિના કુળને યોગ્ય હોય તેવો કુલિન વર તે શોધતો હતો. તે સમયે મરાઠા લોકોને મુસલમાનોની પેઠે પડદાનો રીવાજ નહોતો. પ્રાચિન કાળના ક્ષત્રિઓને, પોતાની પત્નિ, પુત્રિ અને કુળવધુઓને છુપાવી, સંતાડી રાખી સંભાળ કરવા એવા નામર્દ નહોતા તેઓ પોતાની કન્યાની ઇચ્છાનુરૂપ વર મેળવવા સ્વયંવર કરી શકતા હતા. રાજ કન્યા ગૌરી અને હરપાલદેવ, એ બન્નેનો પ્રેમ બંધાયો હતો. કુળવધુને યોગ્ય હોય તેવું તેનું ભાષણ થતું હતું. તેજ પ્રમાણે સેનાપતિ કન્યા વિરમતીને પણ પોતાના ઉદ્દિષ્ટ પતિ સાથે વાતચિત કરવાનો પ્રસંગ મળતો હતો. રામદેવરાવે કૃષ્ણરાવ નામના વીર પુરૂષને વિરમતી સાથે લગ્ન કરવા નક્કી કર્યો હતો. તે વીર કૃષ્ણરાવ તેને પસંદ છે કે નહીં. તે કામ રામદેવે પોતાની કન્યા ગૌરીને સોંપ્યુ હતુ. કૃષ્ણરાવ અતિશય સુસ્વરૂપ, તરૂણ અને વીર પુરૂષને યોગ્ય એવો ગુણવાન હતો. રામદેવરાય તેના અને વિરમતીનાં લગ્ન કરી આપે તો સારૂં એવો ઉદ્દેશ મનમાં વિચારતા પૂર્વેજ રામદેવરાવના તે વિચાર જણાયાથી વિરમતીને કેટલો આનંદ થયો તે કહેવું અશક્ય છે. કુળમાં અને ગુણમાં યુક્ત એવો કૃષ્ણરાવ પોતાનો પતિ છે, વિરમતીએ મનમા એવોજ નિશ્ચય કર્યો. અને તેજ નિશ્ચય તેણે પોતાની મૈત્રિણી ગૌરી દ્વારા પોતાના ધર્મપિતાને જણાવ્યો. આ ખબર સાંભળી રાવે સત્વર લગ્ન કરવાનો ઠરાવ કર્યો.

પરંતુ મધ્ય સમયમાંજ એક વિઘ્ન આવી ઉપસ્થિત થયું. ૧૨૯૪ની સાલમાં અલ્લાઉદ્દીન ખિલજીએ દક્ષિણમાં સ્વારી કરી દેવગીરી કબજે લેવાનો નિશ્ચય કર્યો. અને તે નિશ્ચય પ્રમાણે પ્રચંડ સૈન્યદલ લઇને દક્ષિણમાં આવી પહોચ્યો. અલ્લાઉદ્દીન ખિલજી, રાજાના શરિરમાં સારા નઠારા હોવા જોઇએ તેવા ગુણોનું મિશ્રણ બનેલુ એક પુતળું જ હતું। તે કવચિદ્ શત્રુ સાથે અતિશય નિર્દયપણે-દુષ્ટપણે-લઢી તેનું નિર્દલન કરતો અને કવચિદ્ અતિ મમતાથી વર્તતો હતો. પોતાના શત્રૂએ સ્વધર્મ ત્યાગ કરી મુસલમાની ધર્મ સ્વિકાર્યો તો તે તેને ઘણું સારું લાગતું. દક્ષિણમાં આવ્યા પછી તેની મહત્વાકાંક્ષા તો એજ હતી કે દક્ષિણના મરેઠા રાજાઓને મુસલમાન બનાવી દેવા ! પણ બીજી તરફ યદુવંશીય રાજાઓ સ્વધર્મને પ્રાણ કરતાં વિશેષ ચ્હાતા હતા. સ્વધર્મ આગળ પ્રાણની અથવા તો બીજી કોઇ પણ વસ્તુની દરકાર કરતા નહોતા. અલ્લાઉદ્દીન બાદશાહ પોતાના ઉપર ચઢાઇ લાવે છે એ જાણી રામદેવરાવ અને તેના સેનાધિપતિ વિગેરે

જવાય તો આપણો યત્ન સિદ્ધ થાય આપ મને ના કહેશો નહીં. જ્યારે આ કામ મે માથે ઉપાડયુ છે ત્યારે પછી જીવ જાય તો ભલે પણ હુ તે છોડીશ નહીં!

રામરાજાએ તેની યુક્તિ અથવા સાહસ બાબત વિચાર કરવા માડયો. કૃષ્ણરાવે કહ્યુ-મહારાજ! નકલી વેષ ધારણ કરી શત્રુઓના લશ્કરમા પેશી ભેદ જાણી લેવો જોઇયે. પરતુ રામરાજાએ તે સાહસ કરવા ના પાડી અને આવુ સાહસ કરવાનુ કાંઇ પ્રયોજન નથી એવુ કહ્યુ પરતુ કૃષ્ણરાયે પોતાનો આગ્રહ છોડયો નહીં. છેવટે ના છુટકે રામરાજાએ તેને અનુમતી આપી.

આ વૃત્તાત સાભળીનાજ, પોતાના પતિના ધૈર્ય માટે આશ્ચર્ય થયુ. અને બીજી રીતે ઘણુ દુઃખ ઉત્પન્ન થયુ. કારણ કે વેશ બદલીને શત્રુ લશ્કરમા જવુ અને ગુપ્ત ભેદ જાણી લઇ સહીસલામત પાછા આવવુ એ કાંઇ ન્હાનુસુનુ કામ નહોતુ. હાથમા માથુ લઇને પ્રાણાતિક સકટમા ઉડી પડવા જેવુ સાહસ હતુ વિરમતીએ તેને એકાતમા મળી તેના મનોનિગ્રહને પરાવૃત્ત કરવાનો યત્ન કર્યો તેને ઘણુ સમજાવ્યો પણ તેણે છાતી ઠોકીને એવો ઉત્તર આપ્યો કે જ્યારે આવુ જબરૂ સાહસ નહીં કરીશુ ત્યારે અમે વીર પુરૂષ શાના? અન્તે તે પતિ પ્રાણા વિર મરાઠણે કહ્યુ કે પ્રાણ! આપ જ્યારે આવુ સાહસ કરોછો ત્યારે મ્હને પણ વેશ બદલાવીને આપની સાથે લ્યો! હુ પણ એક ખરેખરી વીર મરાઠણ કન્યા છુ! હજુ સુધી આપણા લગ્ન થયા નથી તો પણ મ્હારા શિરછત્રે અને મ્હે આપને સ્વિકાર્યા છે તેથી આપ મ્હારા પતિજ છો, અને આપના ઉપર જે સકટ આવે તે મ્હને સકટ પડયા બરોબરજ છે.

તે વીર કન્યાનુ આ બોલવુ સાભળી કૃષ્ણરાવ હસ્યો અને તેને બોલતા અટકાવી તેણે કહ્યુ—વ્હાલી! સ્ત્રીઓ કદાચ પુરૂષનો વેશ ધારણ કરે તો પણ સકટ સમયે તેમના શરિરમા ધૈર્યાદિક ગુણ થોડાજ રહે છે! તુ મ્હારી સાથે આવે તો મ્હને સ્હાય કરવાને બદલે ઉલટુ મ્હારે ત્હારૂ રક્ષણ કરવુ પડે અને ત્હારીજ કાળજી રહે માટે તમારો વિચાર બધજ રાખો.

વિરમતી હવે કાંઇ બોલી શકી નહીં અને કૃષ્ણરાયનુ બોલવું જાણે પોતે માન્ય કર્યુ એવુ જણાયુ તો પણ કૃષ્ણરાય ઉપર તેનો પ્રેમ હતો તેથી તેને પોતાના પ્રાણપતિની ચિંતા થઇ તેણે તેના બે હાથ ઝાલી તેની મુખમુદ્રાસ્હામુ જોઈ કહ્યુ નાથ! મ્હારા હૃદયમા આપની મૂર્તિ જડાઇ ગઇ છે મ્હને મુકીને જશો નહીં શુ સાધવી સ્ત્રીઓના પ્રેમ હજુ ત્હમે જાણી શકયા નથી?

"હા, વ્હાલી! ત્હમે મ્હને અત્યત વહાલા છો, પરતુ શુ કરૂં? ત્હમારા ધર્મ પિતાનુ કામ પાર પાડી વિજય મેળવવો તેમાજ વિરત્વ છે"

"નાથ! મ્હારા જીવન! પિતાજી ના કહે છે છતા ત્હમે જીવાત સાહસ શા માટે ઉઠાવો છો?"

"પિતાજીના હૃદયમા શુ વિજયની લાલસા નથી?"

"વિજયની લાલસા પાર પાડવાને બીજા ઘણા રસ્તા છે ઘણા યોદ્ધાઓ છે! તમારા બધાના બાહુમાં ઘણુ બળ છે તે રસ્તે લાલસા પાર પાડો"

બહુ બળથી લડી હજારો યોદ્ધાઓની હાની કરવી, હજારો નિર્દોષોના પ્રાણ ગુમાવવા અને લોહીની નદીઓ વહેવડાવવી તે કરતા કોઇક બીજી યુક્તિથી તેનો મહાત્ થાય તો શુ ખોટુ?"

"મ્હારા જીવન ધન! મ્હારા નેત્ર રત્ન પ્રાણેશ! વીરભૂમીના વીર પુત્રો મરવાથી ક્યારે ડર્યાછે? પોતાની માતૃ ભૂમિની રક્ષા માટે લાખો હિંદુઆએ પ્રાણ ગુમાવ્યાછે હિંદના ઇતિહાસને વીરપુરૂષો અને વીર સ્ત્રીઓના ચરિત્રો જુવો તે શું બતાવેછે? શત્રુ સ્હામુ લડતાં

જેઓએ પ્રાણ ગુમાવ્યાછે તેઓ સ્વર્ગગામી થયાછે. નાથ! યુક્તિથી ફસાવવા જતાં આપણે ફસાઇ જઇએ તો આપણી કેવી અવદશા? શત્રુને અંધારામાં રાખી ગુપ્ત માર મારવો એતો બળહીણ પ્રપંચી પુરૂષોનું કામ છે! હિંદુસ્તાનના રાજપૂતો અને ક્ષત્રિઓએ દુશ્મનોના સ્હામાં લડી માતૃ ભૂમિની રક્ષા કરીછે! ત્હમે વિચાર કરો કે જે જે મુસલમાન બાદશાહોએ વીર આર્ય પૂત્રોને દગો દઇને, અન્યાયરીતે અને ગુપ્તપણે જીત્યા છે તેમની પાછળ કેવી નિંદા થઇ રહી છે? તેમને આ લોકમાં તો શું પણ પરલોકમાં નર્ક નિવાસી થવું પડયું હશે. તેમને માટે ઇતિહાસમાં કેવા નિંદક લેખો થયા છે! ત્હમારી પણ તેરીજ નિંદા થાયતો હું પણ નર્કમાં જાઉં! માટે કૃપા કરી બાહુ બળથી લડો! અને વિજય મેળવો.

વિરમતીના આ શબ્દો સાંભળી કૃષ્ણરાયે કહ્યું: પ્રાણ વલ્લભે! હજુ તું તો નાદાન બુદ્ધિનીછે. શત્રુઓની નબળાઇ જાણી લેવી એટલા માટેજ હું જાઉંછું. તેમાં નાહક અટકાવ કરો એ ઠીક નથી."

હવે વિરમતીનું કાંઇ ચાલ્યું નહીં. તેણે તેનો નિશ્ચય જાણી લીધો. કૃષ્ણરાયે રાત્રિનો વેષ બદલ્યો અને "સંકેત શબ્દ" તથા "ઑલવૅલ' બોલતો તથા ઓલખ આપતો આપતો પોતાના લશ્કર બહાર નિકળ્યો.

વિરમતી કૃષ્ણરાય ઉપર અત્યંત પ્રેમ રાખતી હતી. પોતે તેને કાંઇપણ મદદ ન કરે એ યોગ્ય લાગ્યું નહીં. તેણે તરતજ પુરૂષનો વેષ ધારણ કર્યો, અને "સંકેત શબ્દ" તથા "ઑલવૅલ" બોલતી બોલતી તેની પાછળ પાછળ તે પણ ચાલી નીકળી. લશ્કરના પ્રત્યેક માણસો આ નવીન પુરૂષો માટે વિચાર કરવા લાગ્યા પણ સંકેત શબ્દ અને ઑલવૅલ બોલતી હતી તેમજ કૃષ્ણરાય આગળ ગયો હતો તેથી વિશેષ પુછ પરછ કરી નહીં! જો કોઇ પુછતુ તેને તે જવાબ દેતી કે કૃષ્ણરાયને મદદ કરવા માટે મ્હારાજે મ્હને મોકલ્યોછે. તેથી હું જાઉંછું એટલું કહેતી તે આગળ ચાલી ગઇ.

અગિળ કૃષ્ણરાય અને પાછળ વિરમતી એમ બન્ને ચાલતાં હતાં. બંન્નેની વચમાં ઘણું અંતર હતું. પોતાની પાછળ પોતાની ભાવિ પત્નિ આવેછે તે કૃષ્ણરાયને સ્વપ્ને પણ જણાયું નહોતું વળી વિરમતીને પણ ખબર નહોતી કે કૃષ્ણરાય કેટલે વેગળેછે!

સુમારે એક પ્રહર ચાલતાં ચાલતાં વિરમતીને એવો ભાસ થયો કે પોતાની આગળજ કોઇ ચાલેછે. એ કૃષ્ણરાયજ છે. હમણાંજ મ્હારે તેને ઓળખ આપવી નહીં એવું વિચારી તેણે પોતાના ઘોડાનો વેગ ધીમો પાડ્યો. એટલામાં આગળ ચાલતાં કૃષ્ણરાયના શબ્દો સંભળાયા. તે બીજા કોઇ જોડે વાત કરવા લાગ્યો. તે સાંભળવા લાગી:—

"કોણ?"

"હું અલાઉદ્દીન બાદશાહનો મિત્ર?"

"તમારૂં નામ!"

"મ્હારૂં નામ કૃષ્ણરાય."

"વાહ! કૃષ્ણરાય! શાબાશ! હું વિચારતો હતો કે તમે શીરીતે આવી શકશો?"

"કેમ વારૂ? એક વખત પ્રતિજ્ઞા કરી પછી શું તે વ્યર્થ જાયછે? આજે કેટલીક યુક્તિ કરી આવ્યોછું રામદેવરાયની આંખોમાં ધૂળ નાંખી આવ્યોછું! તે બિચારાને એમજ ખબર છે કે હું શત્રુનો ગુપ્ત ભેદ જાણી પાછો આવવા જાઉંછું. પરંતુ તેને કયાં ખબર છે કે હું પાછો જઇ તેનીજ ગાદી ઉપર બેસી રાજ્ય કરીશ.

ભારત જીવન.

પુસ્તક ૩. મુંબઈ ફેબ્રુઆરી ૧૯૦૫. અંક ૫.

# કૉંગ્રેસ એ શું?

(૨)

કૉંગ્રેસનો મુખ્ય ઉદ્દેશ શું છે? તે કેટલી બધી દ્રઢ રાજ્યભક્તિથી-પ્રજાભક્તિ-ખરેખરી રીતે જોતાં રાજ્ય ભક્તિ-બતાવી રહી છે? તથા તેણે ધારેલા ઉદ્દેશનું પરિણામ કેટલું બધું સર્વોત્કૃષ્ટ છે તે આપણે જોઇ શક્યા છીયે. આ ઉદ્દેશો પાર પાડવાને માટે કયાં સાધનોની જરૂર છે તે જોઇયે. પહેલો ઉદ્દેશ પાર પાડવાને બીજો કોઇ ઉપાયજ નથી! ઇંગ્લંડવાસી-સર્વ પ્રજાને હિંદુસ્તાનની સ્થીતિથી વાકેફ કરવા માટે કૉંગ્રેસ શિવાય બીજુ સાધનજ નથી આ દેશમાં કૉંગ્રેસને સહાનુભૂતિ આપનાર, જેટલા વધારે પુરૂષો હશે તેટલોજ તેના કથનનો વધારે પ્રભાવ, ઇંગ્લંડવાસીઓના હૃદયમાં અંકિત કરી શકાશે. જેમ વધારે બાળકો ભેગાં મળી પોતાનું દુઃખ પોતાનાં માતા પિતાને જણાવે છે તેમ તેમ માતા પિતાના હૃદયમાં તેમના દુઃખની લાગણી ફેલાય છે અને ત્યારે પોતાનાં બાળકોને દુઃખથી મુકત કરવાને તેઓ યત્ન કરે છે. શાળામાં ભણતા વિદ્યાર્થીઓને શિક્ષકોદ્વારા અન્યાય મળતો હોય તો વિદ્યાર્થીઓની ફરજ છે કે પોતાનું દુઃખ પોતાના હેડ માસ્ટરને વિદિત્ કરવું. જ્યાં સુધી વિદ્યાર્થીઓનું યથાર્થ દુઃખ શું છે? તેમને યથાર્થ રીતે શું આપવું જોઇએ? માસ્ટરોએ કેવી રીતે વર્તવું જોઇયે? અને પ્રત્યેકની ફરજ શું છે? તે જાણવામાં ન આવે ત્યાં સુધી એક બીજામાં અસંતોષની લાગણી રહે એ સંભવિત છે એજ લાગણી પરિણામે એક બીજાના શત્રુ બનાવી અંતે સ્કુલના સાગં કાર્યમા મ્હોટું વિઘ્ન આવી પડે, પરસ્પર વૈમનસ્ય ઉત્પન્ન થાય, અને તેથી બન્ને વ્યકિતમાથી એકનો પણ ધારેલો ઉદ્દેશ પાર ન પડે! વિદ્યાર્થીઓ પોતાના શિક્ષકોનો અત્યાચાર હેડ માસ્ટરને નિવેદન કરે તે ઉપરથી એમ સમજવાનુ નથી કે વિદ્યાર્થીઓ શાળાનો ત્યાગ કરી કિંવા શાળાનો પાયો ગડગડાવી નાંખવા ચ્હાય છે એ ઉપરથી તો એજ સારાંસ નીકળે છે અને વિદ્યાર્થીઓ એજ માગે છે કે શિક્ષકોને પોતાની યથાર્થ ફરજ બજાવવા શીખેલા, વિદ્યાર્થીઓની શારિરિક અને માનસિક શકિતને વધારે ઉન્નત કરી શકે એવાં બનાવવાનું. સંપૂર્ણ જ્ઞાન પામેલા બનાવી પછીજ શાળામાં તેમને મોકલવાની માંગણી કરે છે. શિક્ષકો પોતાની ફરજ બજાવતા શિખે અને વિદ્યાર્થીઓ સર્વ વાતે હૃષ્ટ પુષ્ટ થાય તો તેમાં બન્ને વ્યકિતને કેટલો બધો ફાયદો થાય એ વિચારવાનું કામ આપણા વાચનારાઓનેજ સોંપીએ છીએ.

કૉંગ્રેસ પોતાના સઘળા ઉદ્દેશ હજુ કેમ પાર પાડી શકી નહીં તે પ્રશ્ન થાયતો તેના ઉત્તરમાં એટલુંજ કહેવું યોગ્ય થઈ પડશે. કે હજુ તેની સાથે પોતાના સઘળા ભારતવાશીઓની સ્હાનુભૂતિ નથી. જે દિવસે ભારતવર્ષની સર્વ-પ્રજા સમજશે કે એજ કૉંગ્રેસ અમારી હિતચિંતક છે; એજ કૉંગ્રેસ અમારી પોતાની છે, એજ કૉંગ્રેસ અમારા દેશના હિતચિંતકોની બનેલી છે, એજ મહા શક્તિ છે. એજ અમારૂં કલ્યાણ કરનાર છે. એ હિતચિંતકોજે પોતાના સ્વાર્થને વેગળો મૂકી, નિઃસ્વાર્થપણે અમારા સુખ માટે યત્ન કરે છે. એજ અમારા દુઃખનો કરૂણદ્દનિ, અમારા રક્ષકો આગળ પ્રકાશ કરી તેને અટકાવવાનો યત્ન કરી રહ્યા છે, ત્યારેજ આપણે દુઃખથી વિમુક્ત થઇ શકીશું. જ્યારે પ્રત્યેક ભારતવાશીઓના હૃદયમાં એ શુદ્ધભાવ, પુજ્યભાવ ઉત્પન્ન થશે તે સમયે એ વ્યક્તિ સ્હામું એક પણ વ્યક્તિથી ઉભાં રહી શકાશે નહીં. જે દિવસે આપણા દેશની પ્રજા, ઈંગ્લંડની પ્રજા પેઠે સઘળા હકો મેળવશે તેજ દિવસે આપણા તરફ કોઇ પ્રતિકાર કરી શકશે નહીં. અને તેજ સમયથી આપણા પ્રતિ આપણા રક્ષકોએ બજાવવી જોઇતી સાર્થકયતાની સમાપ્તિ થઇ કહેવાશે. ત્યાં સુધી આપણું જે જે પ્રકારે રક્ષણ થવું જોઇયે, આપણને જે જે પ્રકારે સુખ થવું જોઇયે, તે સઘળું અપૂર્ણ છે. એમ જે હમણાં કહેવાય છે તે કહેવામાં આવશે નહીં

ભારતવાશીઓ! કૉંગ્રેસના બે ઉત્કૃષ્ટ ઉદ્દેશ તમે જાણી શકયા છો. એ ઉત્કૃષ્ટ ઉદ્દેશ પાર પાડવામાં તન, મન અને ધનથી સ્હાયતા કરવી એ પ્રત્યેકની ફરજ છે મનુષ્યનો જન્મ વારંવાર પ્રાપ્ત થતો નથી. એ જન્મ ધારણ કરી જેટલો પરમાર્થ, જેટલો પરોપકાર, જેટલું દાન, અને જેટલું પુણ્ય થાય તેટલું કરી લેવું એજ મહત્વ છે. તેમ કરવાથીજ જન્મનું કર્તવ્ય થયું કહેવાશે. તેમ કરવાથીજ જગતમાં મહા પુરૂષોની ગણનામાં આવી શકાશે. જુવો! વિચારો! મૃતક પામેલાં પશુ પક્ષીઓનાં હાડકાં, ચામડાં, ઉપયોગમાં આવી મ્હોટાં મ્હોટાં અસાધ્ય કામ કરે છે! પરંતુ તમે તો જીવિત છો! તમારી પાસે સઘળું છે! તમને જ્ઞાન ભાન છે! તમને સઘળાં સાધનો આપીનેજ પરમાત્માએ જન્મ આપ્યો છે! તમે તમારા દેશ ઉપર ઉપકાર નહીં કરો તો બીજો કોણ કરી શકશે? તમારે કાંઇ રાજ્ય લેવાનું નથી, તમારે કાંઇ લડાઇમાં જવાનું નથી તમારે તો માત્ર તમારા સ્વદેશી ભાઇઓના દુઃખનો દ્દનિ તમારા રક્ષક સમીપ ધરવાનો છે. તમારા રક્ષક પ્રતિ તમારી યથાર્થ ફરજ બજાવવાની છે, કૉંગ્રેસ, એજ તમારા દુઃખનો દ્દનિ તમારા રક્ષક સન્મુખ લઇ જવાનું મુખ્ય સાધન છે, તેને સહાય કરો, એજ મહા શક્તિથી તમારા ભવિષ્યની ઉન્નતિ થશે, એજ તમારા ચંધની વેદિકા છે, એજ તમારા પંગુલોના પગ છે, એજ તમારા સર્વ મનોરથ પૂર્ણ કરવાનું સંપૂર્ણ સાધન છે, તમારૂં પોતાનુંજ કર્તવ્ય છે એમ પણ સમજવાનું નથી. એ તમારૂં પોતાનું કર્તવ્ય છે એટલુંજ નહીં પણ તમારી ફરજ છે કે તમારે તમારા જાતિ ભાઇઓને

પણ એ કર્તવ્ય પાલન કરતાં શિખવવું જોઇયે. તમારીજ ફરજ છે કે કોંગ્રેસથી જે જે લાભ થયાં છે, થાય છે અને ભવિષ્યમાં થશે તે સઘળા તમારા જાતિ ભાઇઓને સમજાવવા જોઇયે. આપણા દેશમાં કેળવણી પામેલા, ઘણા થોડા માણુસો છે, ઘણા એવા પણ માણસો છે કે જેઓને પુરૂં વાંચતાં લખતાં આવડતું નથી. અને તેથી આ વિષય જેમ વિશેષ જાણવામાં આવે તેમ પ્રયત્ન કરવો જોઇયે. અને તેથીજ રાજા પ્રજાને લાભ છે.

આ સ્થળે એક વિશેષ વિષયનો ઉલ્લેખ કરવો અતિ અગત્યનું છે. કોંગ્રેસના આવા મહાન સર્વોત્કૃષ્ટ ઉદ્દેશ છતાં, જેમાં રાજા પ્રજાની ખરી ભક્તિ સમાયલી છે તેવાં કાર્યો હાથ ધરેલાં હોવાં છતાં, કેટલાક મનુષ્યો એમ પણ કહે છે કે કોંગ્રેસ રાજ્યદ્રોહી છે. પરંતુ એ તદન અસત્ય છે. કોંગ્રેસનું નામ હલકું પાડવાનું કાર્ય જે નાલાયક માણસો લઇ બેઠા છે તેઓજ ખરૂં જોતા બ્રિટીશ ગવર્નમેંટનો દ્રોહ કરનાર છે, એ વિચાર કરતાં પ્રત્યેક અંતે જણાઇ આવશે. પ્રજાનાં દુઃખ માત્ર રાજાને કહેવાં અને તેને સુખી બનાવવાના માર્ગ લેનાર વ્યકિત રાજદ્રોહી કે પ્રજાને સુખી કરી, રાજા પ્રત્યે વિશેષ ભક્તિભાવ ઉત્પન્ન કરાવવો એ રાજ્યદ્રોહી ? પ્રજાના હૃદયમાં દુઃખનો અગ્નિ વિશેષને વિશેષ નહીં ભડકવા દેતાં તેને શાંત કરવાનો યત્ન કરવો એનું નામ રાજ્યદ્રોહ કે પ્રજાના હૃદયનો અગ્નિ મ્હોટા ભડકા રૂપે ફેલાવી, ચારે તરફ દાવાનળ ફેલાવવો એનું નામ રાજ્યદ્રોહ? જેઓ કોંગ્રેસના વિરોધીઓ છે તેઓ હિંદી પ્રજાના દુઃખ વધેલાં જોવા ઇચ્છતા હોયતે તેમણે સારીપેઠે જાણવું જોઇયે દુઃખની જે વૃદ્ધિ એજ વિનાશનુ કારણ છે. ચારે તરફ દુઃખી થયલી પ્રજાનો આક્રંદધ્વનિ વધી પડતાં ચારે તરફ દાવાનળ સળગી ઉઠે એ પ્રત્યેક ડાહ્યા પુરૂષો સમજી શકે છે. આ સઘળી બાબતનો નિષ્પક્ષપાતે વિચાર કરવાથી સેહેલાઇથી સમજી શકાશે કે જેઓ કોંગ્રેસના વિરોધીઓ છે તેજ ખરા રાજ્ય દ્રોહી છે, પ્રજાનાં દુઃખો રાજાને નહીં જાણવા દેતાં તેમનો કલ્પાત ધ્વનિ વધારવો એજ ખરો રાજ્યદ્રોહ છે. પરંતુ કોંગ્રેસ જેવું, હિંદુસ્તાનના મહાન વિદ્વાનોનું મંડળ-રત્ન મંડળ-રાજા પ્રજાના હિતકારક છે. એમાં કાંઇપણ સંશય નથી. અંગ્રેજી રાજ્યઅમલ નીચે વસ્તી હિંદી પ્રજા-ઇગ્લંડની પ્રજા પેઠે દિનપ્રતિ દિન સુખ પામે અને બ્રિટિશ શેહેનશાહતનું શિતળ છત્ર આપણા ઉપર હમેશાં અચળ રહે એજ આપણે જોવા ઇચ્છીયે છીયે. પ્રજાના હૃદયની શાંતતા એજ શેહેનશાહતનો પાયો દ્રઢ કરે છે. કોંગ્રેસ એજ હિંદી પ્રજાનું સુખ છે. એની સ્થાપના કરનાર કોણ છે? આપણા ભૂતપૂર્વ વાઇસરોય લૉર્ડડફ્રિન અને મી૦ હ્યુમે પરમાર્થ કર્યો છે. તેમણેજ કહ્યું છે કે હિંદુસ્તાનમાં પ્રતિવર્ષ કોંગ્રેસ એકઠી મળી તેમાં રાજનિતિ વિશારદ પુરૂષોએ એકત્ર થવું જોઇયે તોજ પરસ્પર ઐક્ય થશે, એક બીજાનાં સુખ દુઃખ જાણી શકાશે; અને બ્રિટિશ ગવર્નમેંટ તેમજ ઇંગ્લંડ

ચાત્રીઓથી, હિંદુસ્તાનની પ્રજાનું યથાર્થ દુઃખ જાણી શકાશે. આવા મહાપુરૂષોના મનમાં જ્યારે ઇચ્છા ઉત્પન્ન થઇ ત્યારે બીજે વર્ષથી કોંગ્રેસ ભરવાનું શરૂ થયું છે. એ કોંગ્રેસના શુભ ઉદેશો અંગ્રેજોના હૃદયમાં પણ રમી રહ્યા છે ત્યારે હિંદવાસીઓ તમારી કેટલી ફરજ છે, તે તમે સારી પેઠે સમજી શકશો.

When fiction rises pleasing to the eye,
Man will believe, because they love the lie,
But truth herself, if clouded with a *frown*,
Must have some solemn proof to pass her down.

# અધ્યાત્મ વિચાર.

૧

મનુષ્યોને મ્હોટા નર્કોમાં નાખવાના ચક્રવર્તિપણામાં અભિપણામાં અભિષેક પામેલા, આશાઓરૂપી બાણેથી વીંધી નાંખે એવાં, અને દુષ્કર્મોરૂપી મદોન્મત્ત હાથીઓવાળા દશ ઇન્દ્રિઓરૂપી શત્રુઓ છે. તે જીતાવા બહુ કઠણ છે. તે શત્રુઓ કૃતઘ્ન થઇને પ્રથમ પોતાના સ્વામી–આધારરૂપ–દેહનોજ નાશ કરે છે. એ નીચ કર્મોના ભંડારરૂપ શત્રુઓને વિવેક–જ્ઞાન–રૂપ જાળથી પકડી લઇ તેનાં શાંતિ આદિરૂપ અંગો ઉપર તેઓ જય મેળવતા નથી.

ચર્મચક્ષુથી જોતાં આનંદ આપે એવા વિષયોમાં જે મનુષ્યો રમ્યા કરે છે તેઓ ઇન્દ્રિયો રૂપી શત્રુના પાશમાં બંધાઇ જાય છે. આ દેહરૂપી નગરમાં જ્ઞાનરૂપ ધનનો સંચય કરી રાખનાર મનુષ્યો કદી પણ પરતંત્ર થઈ શકતો નથી. અને શત્રુઓથી કદી પણ પરાજય પામતો નથી.

જે મનુષ્યો પોતાના મનને આધીન રાખે છે તેઓ પોતાના શરીરરૂપ નગરના જાણે રાજાઓ હોય તેમ સુખી રહે છે. મનમાં નઠારા વિચારો ઉત્પન્ન થતાંજ તેને રોકવા જોઇયે. નઠારા વિચારનું ઉત્પન્ન થવું એજ પરિણામે હાનીકારક છે. કૌવચનાં બીજ વવાયાં હોય તોજ તેનાં વૃક્ષ થઈ, પલ્લવ, પુલ, ફળ થઇ સ્પર્શ કરનારને દુઃખ કરે છે. ન્હારા વિચારોનું પરિણામ પણ એવું છે. મન એજ બંધન, મોક્ષનુ કારણ છે. નઠારા વિચારો અને કર્મો બંધન કરાવે છે. સારા વિચારો મોક્ષ કરાવે છે! હે મનુષ્યો! હે બાંધુઓ! તમે બંધનમાં પડી રીબાવા મ્હાઓછો કે મોક્ષ પામી સ્વર્ગનું સુખ મેળવવા મ્હાઓછો?

સત્ય જ્ઞાનના અભ્યાસ વિના મન જીતાતું નથી. તેથી નઠારી વાસનાઓ,, અજ્ઞાનરૂપ-અંધકારમય હૃદયમાં ઉત્પન્ન થાય છે. અને તે વધતાં વધતાં વિષય ભોગવવાની ઇચ્છા થાયછે. આટેજ અજ્ઞાનરૂપી અંધકારને હાંકી કાઢવા, સદ્ગુરૂ રૂપ સૂર્યને શરણે જવું અને સદ્જ્ઞાન મેળવવું તેમ થવાથી હૃદયનો અંધકાર ધીમે ધીમે નાશ પામી કેવળ સદ્જ્ઞાનરૂપી અનંત જ્યોતિ પ્રકાશ પામશે જેઓ સદ્ગુરૂને શરણે નહીં જતાં, સદ્જ્ઞાન નહીં મેળવતાં–અહંકાર કરી "પોતાનેજ જ્ઞાની" માની વિચારે છે તેઓ અંધારા જંગલમાં ભટકતા પન્થિની પેઠે અથડાયા કરે છે. એમાં સંશય નથી.

જ્ઞાની મનુષ્યોનું મન ઇન્દ્રિયારૂપ શત્રુઓનો પરાજય કરવા માટે સેનાપતિનું કામ કરે છે, જ્ઞાનમય થયેલા મનને રાજી રાખવાથી, સારા વિચારો સ્ફૂરાવવાથી તેનું પાલન કરવાથી, અને દૃઢ વિશ્વાસ રાખવાથી એજ મન સ્ત્રી, મિત્ર અને પિતાનું કામ છે. જેમ પિતૃભક્તિ કરી, નિત્ય

પિતાની સેવા બજાવનાર પૂત્રને, મૃત્યુ સમયે પિતા જેમ અખૂટ ધન આપે છે તેમ સદ્‌જ્ઞાન પામેલુ મન પણું મનુષ્યને પરમ જ્ઞાની બનાવી મુક્તિરૂપ પરમ સિદ્ધિ આપે છે. જેમ બહુ મુલ્યવાન મણિ સુવર્ણમાં ગોઠવાયાથી અત્યંત શોભે છે તેમ ઉત્તમ જ્ઞાન પામેલું મન રૂપી મણિ–હિરો–જ્ઞાની મનુષ્યના હૃદયમાં ગોઠવાયાથી અત્યંત શોભે છે. જેમ કાદવથી ખરડાયલો હિરો તેજહીન થઈ નિરર્થક થઈ પડે છે અને શુદ્ધ જળથી ધોઈ તેના પ્રકાશનો લાભ લેવામાં આવે છે તેમ નઠારી વાસનાઓથી ખરડાયલું મન પણ ઉપયોગ વગરનું થઈ પડેછે, માટે તેને જ્ઞાન રૂપ જળથી ધોઈ આત્મદર્શનના ઉપયોગમાં લેવું.

જ્ઞાની મનુષ્ય રાજા પેઠે છે, જ્ઞાનવાન થયેલું મન તેના મંત્રિ પેઠે છે. એ મંત્રિ રાજાને એવી સહાયતા અને સલાહ આપે છે કે જે હામેથી, પુનઃ જન્મરૂપીવૃક્ષો ઉપાઇ જાય. ષટ્ રિપુઓનું દળ હણાઇ જાય; અને દશેદિશામાં રાજાનો જયજયકાર થાયછે. અર્થાત્ મનુષ્યને બ્રહ્માનંદનો અનુભવ થાય છે.

હે મનુષ્યો! આ સંસારમાં અનેક માયારૂપ સર્પિણીઓ છે. વેગળેથી જોનારને અને અનુભવ નહીં કરનારને તેનાં નેત્રો ચળકતાં મણિ જેવાં દેખાય છે. પરંતુ હૃદયમા અજ્ઞાનનું રાજ્ય હોવાથી જેઓ તે બહુ મૂલ્ય મણિને લેવા જાય છે જેઓ તે સર્પિણીઓના રાજ્યમા પ્રવેશ કરે છે તેમને તેઓ વિધવિધ પ્રકારે ડંશ મારી ભયંકર સ્થીતિમાં લાવી મુકે છે. અર્થાત્ ત્યાંજ તેનુ મૃત્યુ થાય છે. એ ડંખનું જ્યારે ભાન થાય છે ત્યારેજ મનુષ્યોને જ્ઞાન થાય છે. અને ત્યારેજ જાણે છે કે. આ વિષમય રાજ્યમા ન આવ્યા હોત તો સારૂં થાત. અરે રે! તેનાથી વેગળા રહ્યા હોત તો સારૂં થાત હવે કોઇ બચાવો! એજ એજ પ્રમાણે ક્ષણિક આનંદ આપનાર માયાની પ્રપંચ જાળમાં ફસાતાં મનુષ્યો અનેક પ્રકારે દુ:ખી થાયછે. પરંતુ જ્યારે તેઓને સદ્‌જ્ઞાન મળે છે ત્યારેજ મોહનિદ્રામાંથી જાગૃત થઇ સુખી થાય છે.

મનને હમેશાં નઠારા વિચાર કરવાના રસ્તે જતા રોકવું જેમ માર્ગના અનુભવ વિનાનો મુસાફર, ધારેલે સ્થળે, ધારેલે સમયે જઇ શકતો નથી અને જંગલોનાં જંગલોમાં અટવાયા કરે છે, પશ્ચાતાપ કરતો દુઃખ પામે છે તેજ પ્રમાણે અધ્યાત્મ જ્ઞાનના અનુભવ વિનાનો મનુષ્ય સ્વર્ગનું સુખ મેળવતો નથી. તેમજ મુક્તિપદ મેળવતો નથી અને વારંવાર જન્મ, મરણ પામી સંસારમા ભટકયા કરે છે.

મનના વિકારોજ માયાના પાસમાં નાખે છે–બધાને છે. એ "માયા શું કરશે?" એવો વિચાર કરી રહેવા કરતાં જેમ બને તેમ તેનાથી વેગળા રહો. પરમજ્ઞાનનો સ્પર્શ કરો. જેમ પારસમણિના સ્પર્શથી લોહનું સોનું બને છે તે પ્રમાણે પરમજ્ઞાનથી મન સૂવર્ણરૂપ બની જશે. પરમજ્ઞાનનો આશ્રય કરો. સત્યતત્વનો નિશ્ચય કરો અને ઇન્દ્રિયોરૂપ શત્રુઓને જીતી સંસારરૂપ મહાસાગરને તરી પાર જાઓ! તે પાર જવાથીજ તમને સર્વસ્વ મળશે! શરિર મિથ્યા છે, માયા મિથ્યા છે, સંસાર સબંધી સુખ દુ:ખો પણ મિથ્યા છે. તેમાં દ્રઢ વાસના બંધાઈ જવાથીજ મહા અનર્થોમાં પડવું પડે છે. પણ તેવી દ્રઢ વાસનામાં નહીં પડતાં ઉત્કૃષ્ટ સ્થિતિમાં રહેવું જેથી અવસાન, સમયે શોક કરવો પડે નહીં. આ દેહ, આ ધન, સત્તા, આ પુત્ર પરિવારાદિક, અને રાજ્ય એવું જે મિથ્યાભિમાન્ છે તેને તત્વજ્ઞાન મેળવી છોડી દેવું તથા જે પદ ચૈતન્યેક રસ, છે તેનો આશ્રય કરી આશક્તિથી રહિત થઇ, જમવુ પહેરવું ઓઢવું, વૈભવ ભોગવવો, ઇત્યાદિ વ્યવહાર કરવો આ મ્હારૂં, આ ત્હારૂં કરવાના લોભમાં પડી, જીવન ધર્મ બજાવવા ચુકશો નહીં. લોભ એજ પાપનું મૂળ છે. અને મનાદિ ઇન્દ્રિયોને જીતવાથીજ લોભનો ક્ષય થાય છે.

# સ્વદેશ પ્રેમી મહાત્મા જિવસેપ મેઝૉની.

[પ્રથમ વર્ષના ૧૨માં અંકને પાને ૩૨૩થી સાંધણ.]

(૯)

પોતાનો દેશ અને પોતાની જાતિના કલ્યાણ માટે ઇટલીના મહાત્મા જિવસેપ મેઝોનીએ જે અપાર વીરતા બતાવી હતી અને અધઃપતન થયલા ઇટલીનો પુનરુદ્ધાર કર્યો હતો તે સમયે તેમણે તદ્દન નિસ્વાર્થ ભાવ રાખી અંત સુધી વર્તન કર્યું હતું. એ મહાત્મા વિચારતા હતા કે સ્વદેશને સુખી કરવા જીવન અને ધનનું બલિદાન આપવું એજ પોતાનું કર્તવ્ય છે, એ કર્તવ્ય નહીં કરવાથીજ મહાપાપ થાયછે. એ મહાત્માએ ઉભી કરેલી "યંગઇટાલી" નામની સભા એક વર્ષમાં તો સઘળે પ્રતિષ્ઠિત તથા પ્રસંશનીય ગણાવા લાગી અને એ સભાના સિદ્ધાંતો સર્વ માનવા લાગ્યા. એ સભાના પારમાર્થિક ઉદ્દેશથી આસપાસની સાત રાજ્યધાનીઓ ભયભીત થઈ હતી અને તેનો વિનાશ કરવાની યુક્તિ શોધતી હતી. જોકે "યંગઇટાલી" તથા તેના પૃષ્ઠ પોષકો ઘણી સાવધાનીથી કામકાજ કરતા હતા તોપણ તેના કામકાજનો પતો—રાજ્યપદાધિકારીઓને મળી ગયો. એ સભાના પત્રો તથા લેખો પકડી આપનારને મ્હોટાં મ્હોટાં ઇનામો આપવાનું જાહેર કર્યું. અને એ સભાના લેખો જે કોઇ ઇટલીમાં ફેલાવશે તેને પ્રાણદંડની આજ્ઞા થશે એવું જાહેર કરવામાં આવ્યું. પેડમાન્ટના રાજા ચાર્લસ આલબર્ટે એવું વિજ્ઞાપન પત્ર કાઢયુ હતું કે જેઓ એવા અપરાધીઓનો જે પત્તો નહીં આપે અથવા જાણવા છતાં જેઓ ગવર્નમેંટની રૂહામે નહીં લાવે તેમને ભારે દંડ ઉપરાંત બે વર્ષના કારાગ્રહની શિક્ષા થશે. ગુપ્ત ભેદ શોધી લાવનારાઓ માટે પારિતોષિક જાહેર કર્યાં. સારાંશ એ કે ગવર્નમેંટની તરફથી વૈરભાવ પ્રતિદીન વધતો ગયો આ વૈરભાવનો વધારો એજ તે યુદ્ધનું મૂળ હતુ. અર્થાત્ તેને લીધેજ મેઝોનીને જીવનપર્યંત લડવું પડ્યું. આના આવા મહાન પ્રયત્નો, કરવા છતાં ઇટલીની ગવર્નમેંટ થાકી ગઇ ત્યારે તેણે ફ્રાન્સની ગવર્નમેંટ પાસે મ્હાયતા માગી અને તે ફ્રાન્સ ગવર્નમેંટે આપવાનુ સ્વિકાર્યું. આગળ મેઝોની અને પાછળ પોલીસ એ પ્રમાણે ચાલ્યુ. છતાં પણ મેઝોની પોલીસના સપાટામા આવ્યો નહીં. એક દિવસ જ્યાં મેઝોની વાતોના રંગમાં હતો જ્યાં બેસી તે મિત્રોને સ્વદેશાભિમાન શિખવતો હતો ત્યાં પોલીસ આવી ચઢી પરંતુ ધન્ય છે ત્હેના મિત્રોને! એક. મિત્ર પોલીસ પાસે જઈ પોતાને મેઝોની જણાવી તેના તાબામાં ગયો અને ખરો મેઝોની ત્યાંથી નિકળી ન્હાસો ત્યાંથી મેઝોની સ્વિટઝરલેંડ ગયો. અને ત્યાંના રાજાના શરણે રહ્યો ઇટલીપર આક્રમણ, કરવાને ત્યાંના રાજા પાસે સૈન્ય એકત્ર કરાવવા લાગ્યો. દુર્ભાગ્યવશ ત્યાના સેનાપતિ જનરલ ગમરિનુંની વિશ્વાસઘાતકતાથી તે કાર્યમાં નિષ્ફળ થયો અને ચાર્લ્સે પણ તેમને મ્હોટી હાની પહોંચાડી. મેઝોનીના ઘણા મ્હાયક મિત્રો કેદ પકડાયા હતા. પરંતુ તેના એક ખાસ યુવાન મિત્રના કેદ પકડવાથી તે બહુ દુખી થયો. એ યુવાનને ભયંકર સાશન દંડની ધમકી આપવામાં આવી. એ ઉપરાંત એક બનાવટી પત્ર પણ બનાવ્યો. તે પત્રમાં એવી મતલબ હતી કે મેઝોનીએજ સઘળો પત્તો આપ્યો છે. જોકે તે યુવાને એ બાબત સાચી માની નહીં પણ, મેઝોની બાબત નિરાશ થઇ પ્રાણ ત્યાગ કર્યો એમ થવા છતાં મેઝોનીની દૃઢ સ્વદેશ પ્રેમ લાગણીમાં કાંઈ અંતર પડ્યો નહીં.

જમણો હાથ કપાઈ જતાં ડાબો હાથ નિરાશ થાય એ સ્વાભાવિક છે પરંતુ મેઝોનીના સંબધમાં તેમ થયું નથી. તેણે પરમાર્થનો માર્ગ ત્યાગ્યો નહીં. તેણે મિત્રને જીવન પર્યંત સ્મરણમાં રાખ્યો. અને મિત્રે જે જે શબ્દો કહ્યા હતા તે પણ ભુલ્યો નથી. પોતાના ઉદ્દેશ સાથે મિત્રનો ઉદ્દેશ મળતો જાણી પોતે પોતાના કાર્યમાં વિશેષ ઉમંગથી ભાગ લેતો આવ્યો. અગીઆર વર્ષ પછી તેણે એક વર્ષ પુસ્તક લખ્યું અને તેમાં એવા સર્વ મહા પુરૂષોનાં જીવન ચરિત્ર લખ્યાં. આ સમયે મેઝોનીને સઘળા લોકો સમજાવવા લાગ્યા કે તેણે પકડેલો માર્ગ ત્યાગ કરવો. વળી તેના એ કાર્યથી લોકો તેને દોષિત ઠેરવવા લાગ્યા. કારણ કે તે સમયે મેઝોનીના એક પછી એક મિત્રોને દરરોજ કેદ કરવામાં આવતા હતા. સ્વિટઝરલેંડમાં પણ જુદું તોફાન જાગ્યું. ત્યાંના રાજાને, આસપાસના રાજાઓ ભય બતાવવા લાગ્યા. બીજી તરફ સભાના મેમ્બરોની પાસે રૂપિયા ઘટવા માંડયા અને અંતે જીવન નિર્વાહ માટે કાંઇ રહ્યું નહીં. વળી પરસ્પર વિરોધ ભાવ ઉત્પન્ન થયો. સઘળાઓને ચારે દિશામાંથી નૈરાસ્ય જણાયું. એમ થવા છતાં પણ મેઝોની કિંચિત્ પણ ગભરાયો નહીં કિંવા પોતાના આરંભેલા કામનો ત્યાગ કર્યો નહીં. શરૂઆતમાં જેટલા ઉત્સાહથી તે કામ કરતો હતો તે કરતાં વિશેષ ઉત્સાહથી પોતાના કામમાં પ્રવૃત્ત થતો ગયો. સઘળી આપત્તિઓ, મેઝોનીને પોતાના કર્તવ્ય માર્ગમાંથી જરાપણ ચલાવી શકી નહીં! તેની દુઃખી માતાનું દુઃખ પણ તેના ચિત્તને ચળાયમાન કરી શક્યું નહીં. ઉલટો તે એમ કહેવા લાગ્યો કેઃ જે પુરૂષોએ દેશોધ્ધારને માટે પ્રાણ સુધ્ધાં અર્પણ કરવાનું સ્વિકાર્યું છે તેમણે કદીપણ નિરાશ થવું નહીં. સહન કરવું, સહન કરવાનો ઉપદેશ કરવો તથા સહન કરવા માટે સમસ્ત દલને અભ્યસ્ત કરવું એજ પોતાનું પરમ કર્તવ્ય છે.

## નવાં કાર્યો.

મેઝોની સારીપેઠે જાણી ગયો હતો કે પોતાના દેશવાસીઓની કાયરતાનું મુળ કારણ એ છે કે તેઓ એક પછી એક કામનો પ્રારંભ કરી તેને દ્રઢતા રાખી સમાપ્ત કરતા નથી. તથા પોતાનાં વાક્ય અને કર્મને એક પછી એક સિદ્ધ કરી બતાવતા નથી અને દાસત્વ સ્થીતિમાં પત્રદ્વારા સામાજીક શિક્ષાનો ઉપદેશ કરવો અસંભવ હોવાથી તેણે એવો વિચાર કર્યો કે એક સમુદાય એવાં મનુષ્યોનો સંયુક્ત કરવો જોઇએ કે જેઓ અનેક અત્યાચારોને સહન કરી પોતાના માનસિક ભાવોનો પ્રચાર કરવામાં પ્રવૃત્ત રહે, પોતાનો પરિશ્રમ નિષ્ફળ થતાં કદીપણ નિરાશ ન થાય, નિષ્ફળતાને કેવળસફળતાનો સ્તંભ જાણી,વિશેષ વિશેષ પ્રયત્ન કરતા રહે, અત્યાચારોની નિવૃત્તી કરવા માટે યતી રહે અને પ્રસન્નતા પુર્વક પોતાના ઉદ્દેશ્ય માટે પ્રાણ અર્પણ કરવાનું સહેલું સમજે. આવા પ્રકારનાં મનુષ્યો મેળવવામાં તેને પોતાના મિત્રોની છલના પણ કાંઈ કરી શકતી નહોતી. જો કે ઇટલીમાં કેટલાક સમયને માટે સર્વ કામકાજ બંધ થયાં હતાં, શિક્ષા પ્રચાર પણ બંધ હતો તોપણ મેઝોના હાથપર હાથ મુકી બેસી રહે એવો નહોતો. જેઓને સ્વીટ્ઝર્લેંડમાંથી દેશનિકાલ કર્યા હતા તેવા મનુષ્યોને તેણે પોતાની તરફ ખેંચવાનો યત્ન આદર્યો. મેઝોનીએ મન, વચન અને કર્મથી એવોજ સંકલ્પ કર્યો હતો કે સમસ્ત યુરોપનાં મનુષ્યો એકત્ર થઈ જાય. અને કોઇપણ સબળ જાતિ, બીજી કોઈ અબળ જાતિ ઉપર અધિકાર ભોગવે નહીં. અર્થાત્ તેની નિર્બળતાનો લાભ લઇ જાય નહીં. પ્રત્યેક મનુષ્ય જાતિનો, જાતીય અધિકાર—સ્વતંત્રતાનું સંરક્ષણ કરવામાં આવે. કવચિદ્ કોઇ જાતિની સ્વતંત્રતામાં શંકા ઉત્પન્ન થાય તો અન્ય જાતિએ તેને તત્કાળ સહાયતા કરવી. તેણે એક એવી સોસાયટી સ્થાપવાનો વિચાર કર્યો કે જેમાં પ્રત્યેક જાતિના લોકો

સમ્મિલીત્ થઇ શકે. અને જે એક સર્વજાતીય સભા થઇ શકે. મેઝીનીએ એક સ્થાનપર એવું લખ્યું છે કે:-રિપબ્લીકન–ઐક્તાથી જોતાં જણાય છે કે મનુષ્ય માત્ર ભાઇઓ છે. પરસ્પર એક બીજા ઉપર પ્રેમ હોવો જોઇયે. અને જે કારણોથી પરસ્પર દ્વેષ, કલેશ ફેલાય તેવાં સઘળાં કાર્યોને દુર કરવાં જોઇયે. તો અમે આ સિધ્ધાંતનાં પ્રપોષક તથા સ્હાયક છીયે. પરંતુ પ્રશ્ન તો એ છે કે જે રાજ્ય પરમ્પરાગત્ ચાલ્યું આવે છે તે રાજ્યને ત્યાંના લોકો કેવી રીતે પરાજીત કરી શકશે? મનોકામના પૂર્ણ થવાને માટે એક સંમતિ અથવા ઐક્યતાની આવસ્યકતા છે, અને જ્યાં સુધી સર્વ મનુષ્ય જાતિના લાભ હાનીની પ્રણાલી એકત્ર ન થઇ જાય, ત્યાં સુધી તે જાતિમાં ઐક્યતા વા એક સમ્મતિ થવાનું અત્યંત કઠિન છે. જો એક પ્રબંધથી એક મનુષ્યને લાભ થતો હોય અને તેજ પ્રબંધથી બીજાને હાની થતી હોય તો હાનીકારક પ્રબંધને રોકવા અથવા તેનું સંશોધન કરવામાં પ્રયત્ન અવસ્ય કરવો જોઇયે. એક મનુષ્યને એક પ્રબંધ અનુકુળ હોય અને બીજો મનુષ્ય તેનાથી પ્રતિકુલ હોયતો તે પ્રબંધનું પરિણામ કદીપણ સારૂં આવવાનું નથી. એ ઉપરથી એટલું સિધ્ધ થાય છે કે પ્રત્યેક મનુષ્ય–જાતિએ પોતાની મનોકામના સિદ્ધાર્થે ઉદ્યોગ કરવો. આ મત્યાનુસારે ચાલ્યા વિના તેવાં મનુષ્યોનું કદીપણ ભલું થતું નથી. જે પ્રમાણે લીવર વિના બીજી વસ્તુથી ઘડીયાળ ચાલતું નથી તે પ્રમાણે મનુષ્ય માત્રના લાભને માટે બીજા કોઇ માર્ગની જરૂર નથી. ઉદાહરણ તરીકે મનુષ્યસમાજને ઘડીયાળ તથા જાતીયતાના વિચારને તેનું લીવર માનીયે. એટલું તો સિદ્ધ છે કે ઘડીયાળમાં જ્યાં સુધી સઘળાં યંત્રો યથાક્રમ ન ગોઠવાયાં હોય તેમજ પ્રત્યેક યત્રોને તેના કામ માટે જ્યાં સુધી સ્વતંત્રતા ન આપે ત્યાં સુધી તે કદીપણ બરોબર ચાલતા નથી. એજ પ્રમાણે મનુષ્ય-સમાજ સંશોધકોને પણ ઉચિત્ છે કે પોતાની જન્મભુમીને સ્વતત્ર કરવામાં ઉદ્યત રહે. જેઓ સ્વતંત્ર અને સ્વાધિન છે, જેને પોતાના કામનો જવાબ બીજાને આપવાનો નથી તેજ જાતિમાં પરસ્પર મિત્રતા રહી શકે છે. સ્વાધિન અથવા પરાધીન જાતિયોમાં સંમતિ કિંવા મિત્રભાવ રહેવો એ એક વ્યર્થ ભ્રમ છે.

માહાત્મા મેઝીનીને સમ્પૂર્ણ વિશ્વાસ હતો કે યુરોપની સમસ્ત જાતિયો સ્વતંત્ર થઇ મિત્રતા પૂર્વક એક બીજાને સ્હાયતા કરશે અને સંસારમાં સભ્યતા તથા શિક્ષા પ્રચાર કરશે અને તેવો એક સમય અવસ્ય આવશેજ. એક જાતિની અબળતાથી બીજી જાતિ લાભ મેળવવાનો ઉદ્યોગ કદી પણ કરશેજ નહીં. પરંતુ સર્વના લાભ માટે સર્વની ઉન્નતિ આવસ્યકિય જાણવામાં આવશેજ આ મતનો પ્રચાર કરવા મેઝીનીએ એક બીજી સોસાયટી સ્થાપી જેનું નામ તેણે "યંગ યુરોપ" રાખ્યું. આ સોસાયટીમા સર્વ જગ્યાના કેદીઓ તથા દેશપાર કરેલા મનુષ્યો સંયુક્ત થયા હતા. આ સોસાયટીનો સિદ્ધાંત ઉપર લખ્યો છે તેજ હતો, તે ગમે તેમ હો પણ બિચારા મેઝીનીને સુખ ભોગવવાનું હતુંજ નહીં સમસ્ત યુરોપખંડની રાજધાનીઓ એકત્ર થઈ તેને પકડવા માટે સ્વીટ્ઝર્લેંડની ગવર્નમેંટપર દાબ ચલાવ્યો. પરંતુ કાન્ટન ગેહેરના લોકો તેના પક્ષમા હતાં. તેથી મેઝીનીને દોષિત્ ઠેરવ્યા શિવાય ગવર્નમેંટ પકડી શકતી નહોતી. તેથી તેના ઉપર એવો દોષારોપ કર્યો કે મેઝીની ફ્રાન્સ તથા ઇટલીના રાજાઓને મારી નાંખવાના યત્નમાં છે. આ મિથ્યા દોષ ખરો ઠરાવવાને ફ્રાન્સ અને ઇટલીના રાજ-દુતોએ એક ખોટી યુક્તિ પણ ગોઠવી. પરંતુ ઇટલીથી કાઢી મુકેલા માણસોએ તે ગુપ્ત દુતોને પકડી તેના ગુપ્ત પત્રો છીનવી લીધાં અને ખોટા દોષનો ઘડો ફોડી નાંખ્યો. તોપણ સ્વિટ્ઝર્લેંડની મુખ્ય રાજ્ય સભાએ, મેઝીનીને જીવન પર્યંત દેશપાર કાઢી મુકવાની આજ્ઞા કરી!

# વિચારવા યોગ્ય વિષયો.

( લખનાર રા. રા. નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ ઠક્કુર. )

વસંત તિલકા.

હું કોણ છું ? કયમ વળી નર જન્મ આવ્યો ?,
કોણે વિચાર-ભર આ મનમાં પઠાવ્યો ?;
માયા અને મન તથા અભિધા શરીર,
આત્મા પદાર્થ સમજે કયમ ધર્મ-વીર ?. ૧
શેં પાપ પુણ્ય ઝગડા ભવમાં છવાયા,
માયા પ્રપંચ રચિને સહુને ભ્રમાવ્યા;
આવ્યો મનુષ્ય કયમ કયાં વળી તે સિધારે ?,
એ પ્રશ્ન કેમ જડજીવ નહિ વિચારે ? ૨
નાના પ્રકાર જગમાં જન જન્મ પામે,
પીતા તથા નિત યથા વિધ ખાદ્ય જમે;
તોયે સદૈવ મરતા સહુ જીવધારી,
તો અલ્પ કાલિક થઇ કયમ સૃષ્ટિ સારી ?. ૩
શી વસ્તુ મૃત્યુ ? જન જે ભયથી બિચારા,
થાતા પ્રકમ્પ-પરિપૂર્ણ સખેદ તારા;
શું વ્યાઘ્ર છે ? વિશિખ વા અહિ એ વિષારી ?,
કિંવા વિશાલ તમ તોપ દદાગધારી ?. ૪
પૃથ્વી, સમુદ્ર, સરિતા, નગ, નાગ, સૃષ્ટિ,
માંગલ્ય મૂલમય વારિદ-વારિ વૃષ્ટિ,
એ સર્વ કોણ કરતું ? વળિ હેતુ શાથી ?,
વ્યાપાર ભાર જગમા બનિ સેતુ શાથી ?. ૫
વિસ્તીર્ણ વિશ્વ રચિ લાભ ન જે ઉઠાવે,
તેને સમર્થ વિભુ શે ભવમા બનાવે ?;
જો હાનિ લાભ કંઇ એ નહિ હોત તો તો,
શાને અમૂલ્ય નિજ કાળ મનુષ્ય ખોતો ?. ૬
કોઇ સદૈવ સુખયુક્ત કરે વિહાર,
કોઈ અનેક વિધ દુઃખ સહે અપાર;
એ ભેદ-ભાવ સહુમાં અહિ વિદ્યમાન,
શી બીજ-વસ્તુ સહુની જગમા પ્રધાન ?. ૭
તેજોનિધાન રવિ બિમ્બ સુદીપ્તિધારી,
આહ્લાદકારક શશી નિશિ તાપહારી;
જો એ પ્રકાશમય પિંડ નરે બનાવ્યા,
કયારે અને કયમ કહો નભમધ્ય આવ્યા ?. ૮

શે એકને દેશે બહુધાર બલ-વૃદ્ધિ થાય ?,
ને અન્ય દીર્ઘ દુઃખ સાગરમાં સમાય;
એ ખેલ કોણ કયમ કહો જન! ખેલ તું તે,
ને નિત્ય નિત્ય સુખમાં દુઃખ મેળ તું તે. ૯
એ છે મહત્ત્વ-પરિપૂરિત પ્રશ્ન-સાર.
તેનો કરે નર યદા નિયમે વિચાર;
થાશે અવશ્ય જન તે જગને મહાન
સજ્ઞાન તેમ વર બુદ્ધિ વિવેકવાન.* ૧૦

## "જેનો કરે તું શોધ તા'રા, હૃદયમાં તેતો રમે"

(રચનાર રા. રા. કવિ ભગવાનલાલ ડુંગરશી પાઠક ચોરવાડકર.)

હરિગીત.

સ્થાવર જંગમ જળથળ કણેકણ, ભરપૂરે ભાસી રહ્યો,
તોપણ ન આવે નજર અજબ, અંધારીમાંહે તું વહ્યો,
જો જ્યોત પ્રકટે જ્ઞાનની, શ શય સકળ ઉરના શમે,
જેનો કરે તું શોધ તા'રા, હૃદયમા તે તો રમે. ૧
જપ તપ તથા તિરથ કરી, શતવર્ષ સુધી આથડે,
જપમાળ કરમાંહે ગ્રહે, ભવપાર તેથી ના જડે,
હે જીવ ! ભ્રમણા વશ થઇ, ભૂલમાં પડી તું કાં ભમે ?
જેનો કરે તુ શોધ તા'રા, હૃદયમાં તે તો રમે. ૨
છે પિંડ ને બ્રહ્માંડ એકજ, દ્વૈતભાન અભાવ છે,
છે એક બ્રહ્મપ્રકાશ, ઘટઘટમાં વિવિધ પ્રભાવ છે,
તું સકળમાં છે સકળ તુમાં, ખોટ ખાવી કાં ખમે ?
જેનો કરે તું શોધ તા'રા, હૃદયમા તે તો રમે. ૩
પંચેદ્રિનો નિગ્રહ કરી, ષડ્રિપુ નીજ સ્વાધીન કરે,
તીમિર ટળે, ઓંકારરૂપ, અવિનાશીની ઓળખ જડે,
તૂટે મમત્વ ગ્રંથી તુરત, વદિ વેદના વેગે વમે,
જેનો કરે તુ શોધ તા'રા, હૃદયમા તે તો રમે. ૪
પચતત્ત્વમાં નીજકર્મથી, પૂરાઇ નીજરૂપ વીસર્યો,
કંઇ કોટી વર્ષ વિતિ ગયાં, પણ વીમર્યો તે વીસર્યો,
શીવરૂપ ટળી જીવરૂપ બની, ભવ કૂપમાં ભૂલો ભમે !
જેનો કરે તું શોધ તા'રા, હૃદયમાં તે તો રમે. ૫
તે તુંજ છે તે તુંજ છે તે, તુજ બીજો કો નહીં,
તે "तत्त्वमसी" પદ વેદનું જાણે છતાં વગે કહીં,
ભગવાન કંઠમણિ પડ્યો પાછળ ન દેખે દીલ દમે,
જેનો કરે તુ શોધ તા'રા, હૃદયમાં તે તો રમે. ૬

*આ કાવ્ય તે "सरस्वती" માસિકમા આવેલા "विचार करने योग्य बातें" એ કવિતાનો ગુર્જર અનુવાદ છે. (ફેબ્રુઆરી ૧૯૦૪ પુસ્તક ૫ મું અંક ૨ જો પૃષ્ઠ ૪૬)

# સરિત–વિહાર.

(રચનાર–રા. રા. શુક્લ ભાઇશંકર કુબેરજી મીઝ્નથર વેરાવળ)

ઉપજાતિ.

મૃદુ વહે છે સરિતા સલીલ,
ઉરોમીં આ હીંગી જતો અનીલ,
ધર્યા ઉરે વ્યોમ વિવિધ રંગ;
યથા નવોઢા ફરતી સવજ્જ–૧

પ્રફુલ્લ જેના મુખ પોયણી શા,
ઘડો ધરી આવતી નારીઓ ત્યાં,
તરંગીણીમાં રવી બીમ્બ જોતી,
ધીમેથી વાતુ સખીથી કરન્તી–૨

"નૃત્ય કરે નૃત્ય સમીર મત્ત,
ભુજોમીંથી વારતી તે સરીત,
પરંતુ વાયુ વ્યભીચારી થાતો,
સરીતને સત્વર ભેગી લેતો–૩

ઊંચા ઊંચા શું ઉછળે તરંગ,
થયો હવે વાયુ-સરીત સંગ,
લજી મૃદુતા મરતી પ્રમાદ,
યથા ધરે કામીની કામી સાથ–૪

ભલે મથે વાયુ કરી કુચાળા,
ગણાય તેની નહીં પ્રેમ ક્રીડા,
કુટીલ પેરે કુદતો મરૂત,
લહે ન પુરૂ સુખ સંગનુ જ.–૫

-વી પ્રકાશ સઘળે પ્રકાશ્યો,
સરીતના અંગ વિષે પ્રવેશ્યો,
રવિ-રજે ભાસતી તેજ મુર્તી,
રંજોમયી જ્યાં જ્વલ માન થાતી–૬

સરીત ને સૂર્ય વિહાર જો આ,
અભેદ રૂપે દ્રય એક થાતા,
ન બીન્દુ એક રવિ તેજ હીન,
ખરે ખરૂ પ્રેમ સ્વરૂપ ધન્ય"–૭

॥ૐ॥

# ॥ काम जाल ॥

( લેખક—જુનાગઢ નિવાસી રા. રા. ત્રિવેદી રમાશંકર વિ. પ્રાણશંકર—મુંબઇ.)

હરિગીત.( ગઝલ. )

એકાંતમાં નર નારીને, પ્રકટે મદન ખુબ જોરથી,
છોડાવશે મર્યાદને, ભભકે ઘણો તે શોરથી;
માટે ખરી માતુ ગણી, એ મયણુની૧ એકાતને,
જે જન્મ આપે જગતના, જન જાતમાંય મદાધને. ૧
પ્રકટી મનુષ્યે તે વધી, કૃત્યો કનિષ્ટક આદરે,
ને સભ્યતા સહારીને, કરશે કુટિલ તે આખરે,
ભુલાવશે તે ભોટને,૨ ઝંપાવશે નિજ જાળમાં,
ફાસી વળી ફુસલાવીને, બાળે જનોને ઝાળમા. ૨
ઝંપાય કોઇ એ ઝાળમાં, છુટે નહિ મોં એહનો,
દેહે અને દામે વળી થાએ, ઘણો ખોહ તેહનો;
રોગો અતિશે ઉપજશે, ઉપયોગથી જન દેહમાં,
(જે રોગ) સંસારમાથી તેહને, મારી પ્રજાળે ચહમા ૩
એવી રીતે ભુમાં રહ્યો નિજ જાળ પુરી પાથરી,
ખરચાવશે ખુબ અર્થને, ખરી એજ એની ખાત્રી,
ભગવાનને ભજવા તણું, તે ભાન તુજ ભુલાવશે,
છોડો ખરે તે દેવને, જોકે અતિ લલચાવશે. ૪
માટે તજી તું તેહને, વશ રાખ તુંજ વિકારને,
પકડાય ના કદિ પ્રાણિયા, જાણે કદિ વિચારને,
સુખી થયો નહિ ને થશે ના, આવીઓ જે જાળમાં,
છુટે ખરો મ્હો તેહનો, ઝંપાય જો ચેં' ઝાળમાં. ૫
જો તું વળી *શિતાંસુ ને, કે ભોગવે નિજ કૃત્ય એ,
શ્રાપે પિડાએ તે થકી દ્રષ્ટાંત તે તો સત્ય છે;
તે ક્ષીણ દિસે માસના, દિ પદરે તે શ્રાપથી.
જો કામ પ્રકટ્યો તે થકી, દુખ ભોગવે છે આપથી. ૬
શત્રુ ×ગુરૂ તે તો દિસે, પઢ શત્રુ માંહે શોભનો.
જીતી સદા તું સેવજે, હરનિશ ઇશમુખ ગોખનો.
(તો) તારે તને ભવ સિંધુથી, નિજ ભક્ત જાણી પ્રેમથી.
ને મુક્તિ પામે માનવી, રીઝે કદિ જો સેવથી—૭

૧ મયણુ કામદેવ ૨ ભોટ—કામદેવની ગતિથી જે તદન અજાણ્યો હોય તે. * શિતાંશુ-ચંદ્ર × ગુરૂ મોટો.

# મૈનાબાઈપવારીણ.

(લખનાર–સ્વર્ગવાસી રા. રા. નારાયણ હેમચંદ્ર.)

વાંચનારાઓ જે ધૈર્યશાળી સ્ત્રીનું જીવન ચરિત્ર આગળ આપવામાં આવે છે, તેનો જન્મ વડોદરામાંના એક મોટા કુલીન કુટુંબમાં થયો હતો, તેણે પોતાના ધર્માદિ લોકોત્તર ગુણોથી ધારના પવાર કુટુંબને શોભીતું કર્યું હતું. અથવા ધારના રાજ્યને હાલની સ્થિતિમાં લાવનારી કેવળ મૈનાબાઇ કારણ છે, એવું કહેવામાં હરકત નથી.

મૈનાબાઇ વડોદરાના ગોવિંદરાવ ગાયકવાડની ગહિનાબાઈ નામની સ્ત્રીની ભાણેજ અને ધારના આનંદરાવ પવારની સ્ત્રી હતી. આનંદરાવ પવાર ગોવિંદરાવ ગાયકવાડની દીકરીનો દીકરો હતો. તે સતર વર્ષનો થયો ત્યાં સુધી તે પોતાના મોસાળમાં એટલે વડોદરામાં રહેતો હતો. ત્યાર પછી તે ધારમાં પોતાના બાપની ગાદી મેળવવાને માટે ગયો હતો, ત્યાંનો દિવાન રંગરાવ આવડીકર તેની વચમાં આવ્યો, તથાપિ આખરે રંગરાવને પોતાની હઠ છોડવી પડી. ધારની ગાદી આનંદરાવને મળી.

આનંદરાવ વડોદરામાંથી પાછો આવ્યા પછી ધારના રાજ્ય ઉપર જાણે દુર્દૈવનો ફેરો આવ્યો હોયને એમ થયું. તે રાજ્યની આસપાસના ઘણાક રાજ્યો ઘણા મત થયા હતા. તેમાં સિંધ્યા અને હોલકરે જેવી ધારાનગરીની ખરાબી કરી તેવી બીજા કોઇના હાથથી થઇ નહોતી. પોતાના રાજ્યનું સંરક્ષણ કરવા માટે ઘણો શ્રમ કર્યા છતાં પોતાની મહેનતનો કંઇપણ બદલો નહિ મેળવતાં આનંદરાવ મરણ પામ્યો. આ બનાવ ઇ૦ સ૦ ૧૭૯૭ માં થયો. આનંદરાવ મરણ પામ્યો તે વેળાએ તેની સ્ત્રી મૈનાબાઈ ગર્ભવતી હતી, અને ગર્ભસ્થ વારસા શિવાય રાજ્યનું બીજું કોઇ વારસ નહોતું. તેથી રાજ્ય કારભારનો બોજો મૈનાબાઇએ પોતાના માથા-પર લેવાની ફરજ પડી. તે વખતે મુરારીરાવ નામનો માજી યશવંતરાવ પવારનો દાસી પુત્ર હતો. તેને આ વાત પસંદ નહિ પડવાથી તે મૈનાબાઇને એક સરપો પાણીમાં જોવા લાગ્યો. તેણે પોતાનો એક સ્વતંત્ર પક્ષ ઉભો કરીને મૈનાબાઇના કારભારમાં અડચણો નાખ્યાની શરૂ-આત કરી. તેના પક્ષમાં કેટલાક વજનદાર લોકો મળીને, તેનુ માહાત્મ્ય ઘણુંજ વધતું ચાલ્યું. તેની આજ્ઞા વિના પાંદડું પણ હાલતું નહોતું. તે સ્વભાવનો ઘણોજ ક્રૂર હતો. આવી રીતની પ્રતિકુલ અવસ્થા થવાથી મૈનાબાઇને પોતાના ગર્ભનું રક્ષણ કરવા માટે ધાર છોડીને માંડળાના કિલ્લામાં નાસીને જવું પડયું.

માંડળમાં ગયા પછી થોડા અરસામાં મૈનાબાઇ પ્રસવવતી થઇ. તેને પુત્ર રત્નની જોડ મળી. પછી શું પુછવું ? તેના આનંદનો પારાવાર ચાલ્યો ગયો, પોતાના રાજ્યમાં મુરારીરાવનું લશ્કર છોડાવવાને તેની હિમ્મત ઘણીજ વધી. તેમજ આ બનાવથી તેના પક્ષના લોકોને પણ સારૂં જોર આવ્યું. ધારનો કિલ્લેદાર તો પહેલેથીજ તેની જોડે એક નિષ્ઠાથી ચાલતો આવ્યો હતો. આ વખતે મૈનાબાઇના પક્ષના લોકોની એવી કંઇ ચંચળતા થઇ કે, મુરારીરાવને પોતાનુ નજર કાયમ રાખવા માટે કપટ પ્રયોગ કરવો પડયો. મૈનાબાઇ જાતે હિમ્મતવાન સ્ત્રી હતી ખરી; તથાપિ સ્ત્રી સ્વભાવ હોવાથી તે મુરારીરાવના મધુર બોલથી ભુલીને ફસાઈગઇ. મુરારીરાવના અભય વચન ઉપરથી.તે પોતાના રામચંદ્રરાવ નામના સુકુમાર કુંવરને જોડે લઇને ધારમાં આવી. પરંતુ ધારમાં આવ્યા પછી મુરારીરાવે તેને કિલ્લામાં નહિ જવા દેતાં નીચેના ગામમાં રહેવાની ફરજ

પાડી. મૈનાબાઇને મુરારીરાવનું કપટ તે વેળાએ જણાયું. પરંતુ હવે તેનો ઉપયોગ શો? તે હવે તેના હાથથી છુટવાનો કંઇપણ ઇલાજ કરે છે, તેટલામાં તેની આસપાસ પ્રતિ પક્ષીઓએ ઘેરો કર્યો. તે ફકત ઘેરોજ નહિ પણ તેના ઘરને આગ-લગાડીને મૈનાબાઇ, તેનો પુત્ર અને કેટલાક અન્યાયીઓની સાથે બાળી નાખવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ મૈનાબાઇ આવા બનાવથી ડરીને હોંસ છોડનારી સ્ત્રી નહોતી. પેલી બાજુએ ઘેરા નાખનારાઓએ ગડબડ મચાવી. મૈનાબાઇએ ઘણીજ ચતુરાઇથી પોતાનો છોકરો એક કુણબીની બાઇડી પાસે આપીને તેનો છોકરો પોતાની પાસે રાખ્યો, અને યુવરાજને ગુપચુપ કિલ્લામાં લઇને કિલ્લેદારના સ્વાધીન કરવાને તેને કહ્યું. તે કણબીની સ્ત્રીએ ઘણી સાવચેતીથી રાતનો વખત સાધીને તે કામ હાર પાડયું. આ ખબર મુરારીરાવને માલમ પડતાંજ તે ગુસ્સાથી લાલ પીળો થયો. અને હું આ બાબતનું બરાબર વેર લઇશ, આવી રીતે મૈનાબાઇની ધમકી આપવા લાગ્યો. પોતાનો છોકરો સુરક્ષિત કિલ્લામાં પહોંચવાની મૈનાબાઇની ખાત્રી હોવાથી, તેણે મુરારી-રાવની ધમકીની મુદલે પરવા કરી નહિ. તે તેને કહેવા લાગી, તું ગમે તે રીતે મારા ઉપર રાગ કાઢ, તેનાથી મને મુદલે નુકશાની નથી પવારની ગાદીનો માલેક, જે મારો પ્રિય પુત્ર છે, તે તારા કબજામાથી બહાર ગયો એટલું ઘણું છે.'' વાંચનાર, આ વખતે મૈના-બાઇએ પ્રકટ કરેલા ધૈર્યની અને સમય સુચકતાની જેટલી તારીફ કરીએ તેટલીજ ઓછી છે. મધ્ય હિંદુસ્તાનનો ઇતિહાસ લખનાર માલકમ લખે છે, ઇ૦ સ૦ ૧૮૧૮ ના ડીસેમ્બર મહિનામાં હું ધારમા હતો, તે વેળાએ ખુદ મૈનાબાઇએ મારી પાસે આ બાબત ઘણા આવિર્ભાવથી વર્ણન કર્યું હતું. તે સાંભળીને હું ઘણોજ ખુશ થયો હતો. તે બોલી હતી કે, બાપુ રઘુનાથ વગેરે માણસો તમારી પાસેજ છે. તેને પુછો કે, જે ઘરમાં હુ હતી, તે ઘરમાં આગ લગાડવાની તૈયારી થઇ હતી. તેણે મને શું કહ્યું? તમે નાશી જાઓ, તેને માટે મને ઘણી સમજાવી, પરતુ મેં કહ્યું કે નહિ નાસતા અહિંજ રહેવામાં મારી આબરૂ છે. હું મોટા કુલની સ્ત્રી છું. માગથી ભલતી જગાપર જઇને બેસાય એમ નથી. તેથી હું અહિંજ રહીશ. જો કદાચિત્ મારા શત્રુનો સિંહ થઇને હું મરણ પામીશ. તો હું મારા સ્વર્ગ-વાસી ભરતારની જોડે સતી થવું જોઇતું હતું, તેજ પ્રમાણે સતી થઇ એવું સમજીશ.'' અસ્તુ.

મૈનાબાઇએ કિલ્લેદારને કહાવી મોકલ્યું હતું કે, મારૂં શું થશે તેની જરાપણ ફીકરનહિ કરતાં તમે આખર સુધી છોકરાનું રક્ષણ કરજો. મૈનાબાઇનો છોકરો એટલે ગાદીનો વારસ પોતાના હાથમાથી ગયો, અને અહિંઆ તેની મા પણ ધમકીને ગણકારતી નથી, એવું જોઇને મુરારીરાવે પોતાના પક્ષના લોકોની સાથે કિલ્લા ઉપર હલ્લો કરીને તે કબજે લેવાનો પ્રયત્ન ચલાવ્યો. પરંતુ તેનો તે પ્રયત્ન પણ પાર પાડ્યો નહિ મૈનાબાઇ આ વખતે પોતાનું અને પોતાના રાજ્યનું સરક્ષણ કરવાને માટે ઉદ્યોગ કરવામાં પાછી હઠી નહિ. તેણે તે ખરાબ પ્રસંગ જાણી તે આસપાસના બધા રાજા લોકોની મદદ માંગી. ધારના રાજ્યની ખરાબી કરવામાં સિંધ્યા પ્રમુખ હતો, તથાપિ ધારની ગાદીનો ખરો માલેકનો નાશ નહિ થવા દેવામાં તેણેપણ વિનતિ કરી હતી. તેમજ વડોદરાના રેસીડન્ટની મારફતે અંગ્રેજ સરકારને પણ અરજ કરી હતી કે, તમારે વચમાં પડીને રાજ્યનું રક્ષણ કરવું, પરંતુ આ વખતે આ ટંટામાં મન નાખવાનો સિંધ્યા તથા અંગ્રેજને લાગ નહોતો. તેના શિવાય તેની મસલતનો ઝોક પણ જુદોજ હતો આખરે તેની વિનંતી કાને ધરીને તથા તેનો કેવો પ્રસગ છે તથી તે પ્રસંગમાં ધીરજ નહિ છોડતાં તે કેવો યત્ન કરે છે તે જોઇને, ગુજરાતના તેના સગાં વહાલાં તથા ઇષ્ટ મિત્ર

અહીં સુધી વળ્યા કે તેની મદદને માટે , સખારામ ચીમણાજી નામના સરદારની જોડે કંઇક લશ્કર આપીને તેને ત્યાં રવાના કર્યો.

મૈનાબાઇની મદદને માટે વડોદરાથી લશ્કર આવેલું જોઇને મુરારીરાવના હાથ પગ ગળી ગયા તથા તે ત્યાંથી નાઠો. મૈનાબાઇને મદદ કરવી, ધાર રાજ્યનું રક્ષણ કરવું તથા નાશ ન થવા દેવું એવો ગાયકવાડનો મુખ્ય હેતુ હતો ખરો તથાપિ અંદર ખાનેથી તેનો હેતુ એવો હતો કે, ધાર રાજ્યને પછીથી પોતાના વસીલાની નીચે રાખવું. શિવાય જેણે આ સવાલની યોજના કરી હતી, તેને આ એક ખાસગત નહાની ; કલમ જણાઇ હતી. વડોદરાવાળાનો ઉપલો હેતુ જેવો જોઇએ તેવો સિદ્ધ થયો નહિ. કારણ કે ધારનો કારભાર હાથમાં લીધા પછી સખારામ ચિમણાજીએ પોતાની ઇચ્છા પ્રમાણે કર્જે રૂપિઆ કાઢવા લાગ્યો. તે વહીવટ તપાસનો હતો તેટલામાં તે એકાએક મરણ પામ્યો, અને તેનું કામ તેના હાથ નીચેનો કોઇ બાપુ રઘુનાથ નામનો કામદાર જોવા લાગ્યો. બાપુ રઘુનાથને વડોદરા દરબારનો હેતુ પૂર્ણ કરતા આવડયું નહિ. તથાપિ મૈનાબાઈ અને બાપુ રઘુનાથના હમેશાંના ઉદ્યોગથી ધાર રાજ્યનું સંરક્ષણ થઇને, તેણે પછી શાંતિ સૌખ્યના દહાડા જોયા.

નાના પ્રકારના સંકટોની જોડે લઢીને પોતાના રાજ્યનુ સંરક્ષણ કરતી હતી. તેટલામાં મૈનાબાઇ ઉપર એક મોટા સંકટનો ડુંગર આવી પડયો. જે પ્રિય પુત્રને વિકટ પ્રસંગમાં સંરક્ષણ કરીને તેણે તેને ગાદીનો ઉપભોગ કરવા માટે બચાવ્યો હતો, તે તેનો પુત્ર નિર્ધૃણ કાળે ક વખતે ખેચી લીધો તેને પુત્ર શોકની યાતના ભોગવવામા લાગવું પડયું. વાંચનાર, આટલાં ભારે દુ ખનો બોજો માથે ઉપાડીને મૈનાબાઇએ. દુર દ્રષ્ટિ કરીને રાજય સંકટ ખેંચવાને ના પાડયું નહિં તેણે આસપાસના રાજા રજવાડાઓની સંમતિથી તરતજ પોતાની બ્હેનના છોકરાને દત્તક લીધો, તથા તેનું પણ રામચંદ્ર પવાર ઠરાવીને તેને ગાદી ઉપર બેસાડયો. રામચંદ્રપવાર ઉમરે મૈનાબાઇના છોકરા જેટલોજ હતો. આ ધૈર્યશાળી સ્ત્રી પછીથી યથાકાળ મૃત્યુવશ થઇને આ ભૂલોક છોડીને ચાલતી થઇ. તેનું મનોહર ચરિત્ર ધારના પવાર રાજાઓને અભિમાન આપે એવુ છે.

---

# કવિ સાતવાહન.

( લખનાર–સ્વર્ગવાસી રા. રા. નારાયણ હેમચંદ્ર )

( ઇ. સ. ૮૦–૧૦૩ની લગભગ. )

પ્રતિષ્ઠાન એટલે પેઠણમાં સાતવાહન નામનો એક વિદ્વાન રાજા ૪૦ સનની પહેલી સદીમાં હતો. તેના બાપનું નામ દીપકર્ણ તથા તેની પ્રિય સ્ત્રીનું નામ મલયવતી હતું. તેનો અમલ આખા કુંતલ દેશપર ચાલેલો હતો. સાતકર્ણિ તેનું ઉપનામ હતું. તેના આશ્રયમાં બૃહત્કથા નામની પૈસાચ્ય ભાષામાં લખેલા ગ્રંથનો કર્તા ગુણાઢ્ય કાલાપ વ્યાકરણનો કર્તા, સર્વવર્મા ઇત્યાદિ વિદ્વાનો હતા. એ સાતવાહને જુદા જુદા પ્રાચીન ગ્રંથકારોના ગ્રંથમાથી ચુંટેલી સાતસો આર્યા લઇને તે એકત્ર કરીને તેનો એક ગ્રંથ તૈયાર કર્યો છે. તે ગ્રંથને તેણે ગાયાસપ્તશતી નામ આપ્યું છે. આ બધી આર્યા પ્રાકૃત ભાષામાં છે. તે સંગ્રહ ગ્રંથમાં પોતે બનાવેલી કેટલીક આર્યા પણ નાંખી છે. ભર્તૃહરિએ પણ સાતવાહનની પેઠે અનેક ગ્રંથકારોના ગ્રથોમાંથી ચુંટી કાઢેલા પદો લઇને ત્રણ શતકો બનાવ્યા છે, હાલ શાલિવાહન, સલાવાન, શાલ, આ સાતવાહાનના નામના પર્યાય છે વાત્સ્યાયન કૃત કામસૂત્રના બારમા અધ્યાયમાં કર્તર્યા કુંતલ, શાતકર્ણિ; સાતવાહનો, મહાદેવી મલયવતી, જઘાન, આ વાક્યમાં સાતવાહનનાં નામ આપ્યા છે. સાતવાહને કાલાપ વ્યાકરણ કર્તા સર્વવર્માને ભરુચ [ ભૃગુકચ્છ ] પ્રદેશનું સ્વામિત્વ આપ્યુ. એવું કથા સરિત્સાગરના છઠ્ઠા તરગમાં લખ્યું છે.

ગાથાસપ્તશતી સંગ્રહ કર્તા સાતવાહનની બાણ તથા રાજશેખરકવિઓ સ્તુતિ કરે છે તે બાણકૃત હર્ષ ચરિત્ર અને રાજશેખર ગ્રથો જોવાથી મળે છે.

જૈન કવિ રાજશેખરના પ્રબધ કોષ નામના પોતાના બનાવેલા ગ્રથમા સાતવાહનની સ્તુતિપર પ્રાકૃત બે ગાથા લખ્યા છે.

શતાનંદના પુત્ર શ્રીમદ્ભિનંદ કવિએ પોતાના લખેલા રામચરિત્ર મહા કાવ્યમાંના ૩૨માં સર્ગમાં પોતાનો આશ્રયદાતા શીહાર વર્ણે તથા બીજા કવિયોનો આશ્રયદાતા કહ્યો છે. તેમાં શ્રીપાલિત કવિનો આશ્રયદાતા હાલ ઉર્ફે સાતવાહન હતો એવું એક શ્લોકમાં જણાવ્યુ છે.

તે ઉપરથી શ્રીપાલિત કવિના પોતાનાં આશ્રયદાતા સાતવાહનનું નામથી ગાથા સપ્તશતી કરી હશે એવું કેટલાક અનુમાન કરે છે. આ ગાથા સપ્તશતીમાં સર્વત્ર શૃંગારની રેલમ છેલછે ગોવર્દ્ધનાચાર્યના આર્ય સપ્તશતીમાં પણ તે રસની રેલછેલ કરી છે બેઉમાં ભેદ એટલોજ છે કે, પહેલી પ્રાકૃત ભાષામાં છે. તથા બીજી સંસ્કૃત ભાષામાં છે ગાથા સપ્તશતી ટીકા સહિત મુંબઇમા નીકલતાં કાવ્ય માળામાં પ્રકટ થઇ છે. તે ગાથાસપ્તશતીની આખેરે સંગ્રહ કર્તા હાલ કવિનું નામ પણ આપ્યું છે.

ગાથાસપ્તશતીમાના ગાથા ધ્વન્યાત્મક મૂળ ગ્રંથ છે. તેના ઉપર મેચન નામની ટીકા સરસ્વતી કંઠાભરણ તથા કાવ્ય પ્રકાર, આ ગ્રથમા ઉદાહરણને માટે ઉતારેલા જોવામાં આવેછે. કલ્હણ કૃત રાજતરંગિણી તથા કથાસરિત્સાગર માટે અનંતરાજ, કૈલશ, હર્ષ દેવ ઇત્યાદિ કાશ્મીરના રાજા જે સાતવાહનના કુળમાં થયા છે તેનું લખ્યું છે. તે સાતવાહન કદાચિત્ આ પેઠણનો રાજાજ હોવો જોઇયે એવું જણાય છે.

# લૉર્ડ ડેલહૉસી–પંજાબ પતન.

(૧)

લૉર્ડ ડેલહૉસી, ભારતમાં આઠ વર્ષ રાજ્ય કરી–કહોકે બાદશાહી ભોગવી–સન. ૧૮૫૬માં ઇંગ્લંડ ગયો. આ સ્વલ્પકાળમાં ભરતખંડની અવસ્થામા ઘણો ફેરફાર થઇ ગયો લૉર્ડ વેલ્સ્લી સિવાય બીજા કોઇના રાજ્ય સાસનમાં આવુ ભયંકર તોફાન થયુ નહોતું એક તરફ જેવી રીતે રેલ્વે અને ટેલેગ્રાફનો પ્રચાર થઇ ભિન્ન ભિન્ન પરદેશને પરસ્પર એક કરી દેવામા આવતા હતા તેવીજ રીતે બીજી તરફ, અપુર્વ રાજનીતિથી ભારતવર્ષના સ્વતંત્ર રાજાઓને બ્રિટિશના પગ તળે નાંખી દેવામા આવતા હતા લૉર્ડ ડેલહૌસીના સમયમા પંજાબ અને અયોધ્યા આદિના સ્વતંત્ર રાજ્યોમાં બ્રિટિશ સિંહની જ્ય પતાકા ઉડી રહી હતી. લૉર્ડ સાહેબે"આ દેશમાં આવતાં જે રાજા મહારાજાઓને સ્વેચ્છા પુર્વક વર્તતા દીઠા હતા, તે રાજાઓને સ્વદેશ જતી વખત પોતાના આધિન થયલા જોઇ પ્રસન્ન ચિત્તે સ્વદેશગમન કર્યું હતું

×સૈબ્રાવંના મેદાનમાં પ્રસિદ્ધ લડવૈયા લૉર્ડ હાર્ડિંગે શીખ લોકોને પરાજીત કર્યા. કમ્પનીના સેનાપતિની અસિમ ચાતુરીથી શિખોનું અભાગ્ય અને વિશ્વાસઘાતકતાથીજ તેમની હાર થઇ પરંતુ એટલાથીજ શિખ રાજ્યોની સ્વતંત્રતા ગઇ નહી. હાર્ડિંગ સાહેબે, શિખ લોકોના મુખ્ય મુખ્ય પ્રતિષ્ઠિત ગ્રહસ્થોને સંધિપત્રમાં–સુલેહ કરવાના લેખમા બાંધી લઇ, મહારાજા રણજીત સિંહના રાજ્યને સ્વતંત્ર રહેવા દીધું. તારીખ ૯ મી માર્ચને દિવસે સિયાબ્રૌરના મેદાનમા આ

×આ સ્થાન પ્રજામાં સૈબ્રાવંના નામથી પ્રસિદ્ધ છે પરંતુ તેનું અસલ નામ સોવાહન* છે. એ ન્હાનાં ન્હાનાં ગામડાંથી એની ઉત્પત્તિ થઇ છે. આ બંને ગામોમાં સોવાહન નામની જાતિ નિવાસ કરે છે તેથી સોવાહન નામ પડયું છે.Cunningham s History of the Shikhs Second Edition. Page 324

* શિખ લોકોની પહેલી લડાઇને સમયે ખાલસા સેનાપતિ સરદાર તેજસિંહ અને રાજા લાલસિંહે છલ પ્રપંચ કરી, અંગ્રેજોને મળી જઇ ષડ્યંત્ર કર્યું હતુ જ્યારે શિખ સેના ફિરોજપુરમાં પહોંચી ત્યારે લાલસિંહે ત્યાંના એજંટ કેપ્ટન નિકલસનની સાથે યુક્તિ કરવામાં કાંઇ બાકી રાખ્યું નહોતું અંગ્રેજોના ભ્હેકાવવાથી અને લોભ બતાવવાથી તેઓ જ્ઞાન શૂન્ય થઇને ફિરોજપુરમાં લડાઇ કરતાં પ્હેલાંજ ન્હાસી ગયા હતા. એ સમયે પોતાની પાસે ૭૫૦૦૦ સેના રહેવા છતાં સરદાર તેજસિંહે, કમ્પનીના હારેલા થાકેલા લશ્કર ઉપર આક્રમણ કર્યું નહીં. સૈનિકોએ વારંવાર ઉત્તેજન આપવા છતા, પણ તેઓ ફિરોજપુર ઉપર આક્રમણ કરવાથી ચુપ રહ્યા આવા પ્રકારની વિશ્વાસઘાતકતાથી શિખ લોકોની હાર થઇ. " કલકત્તા રીવ્યુ " પત્રમા કેપ્ટન કનીંગહામ કૃત શિખ ઇતિહાસની સમાલોચના કરતી વખતે ૧૮૪૬ના ફેબ્રુઆરી માસમાં લાલસિંહે લૉર્ડ લૉરેન્સની પાસે સૈબ્રાવંમાં પોતાની વ્યુહરચનાનુ વર્ણન લખી મોકલ્યુ હતું (Vide Captain Cunningham's History of the shikhs P. 268-299. comp Macgragor's History of the shikhs. Vol. II P. 80-81 Culcutta Review for June 1849. P. 549-550 Edwin. Arnold's Delhousie's Administration of British India) Vol 1 P. 45.

સધિ થઇ ( Cunningham's History of the Shikhs Appendix XXXIV P 428 433) એ નિયમાનુસાર સતલજ અને વ્યાસી નદિની વચમાં જલધર દુઆબ, બ્રિટિશ ગવર્નમેંટને મળ્યો જે ખલસા સેનાએ બ્રિટિશ (ગવર્નમેંટ) રાજ્ય વિરૂદ્ધ માથુ ઉઠા યુ હતુ તે લોકો પાસેથી હથિયાર છીનવી લીધા અને સૈનાની સંખ્યા ઘટાડી ૨૦૦૦૦ પાયદલ અને ૧૨૦૦૦ ઘોડેશ્વારો રાખવામા આવ્યા એ શિવાય લૉર્ડ હાર્ડિંગે દોઢ કરોડ રૂપિયા લડાઇના ખર્ચના વસુલ કર્યા હતા મહારાજા રણજીતસિંહ પોતાના રાજ્ય ભાણ્ડારમા બાર કરોડ રૂપિયા મુકી ગયા હતા પણ તેમના મંત્રિઓના પાપાચારથી સર્વ ખર્ચાઇ જવાથી, તેમના મૃત્યુ પછી ફક્ત ૫૦ લાખ રૂપિયા રહ્યા હતા લૉર્ડ હાર્ડિંગે તે ૫૦ લાખ રૂપિયા લઇ લેવા પછી બાકી રૂપિયા લેવા માટે કાશ્મિર કબજે લેવા તૈયાર થયો રાજા રણજીતસિંહના પ્રીતિપાત્ર, જમ્બુના શાસન તા રાજા ગુલાબસિંહ આ સમયે લાહોરના દરબારમા મંત્રિપદ ઉપર હતા તેમણે એક કરોડ સુવર્ણમુદ્રા આપી લૉર્ડ હાર્ડિંગ પાસેથી કાશ્મિર ખરીદી લીધુ આ પ્રમાણે રાજા રણજીતસિંહના વિસ્તૃત રાજને છેદન ભેદન થઇ જવાનો પ્રારંભ થયો (Arnold's Administration of Delhousie Vol I P 17)

આ સધિને સમયે દિલિપસિંહ સગિર વયના હતા પુખ્ત ઉમ્મરે આવવાને હજુ કેટલાક વર્ષનો અંતર હતો આવા દુખને સમયે પંજાબમા એક બીજા રણજીતસિંહની આવશ્યકતા હતી પરંતુ પંજાબમા કોઇ બીજો તેવો યશસ્વી પુરૂષ નહોતો દિલિપસિંહની માતા ઝીન્દન*ના હાથમા રાજ્યનો ભાર હતો

ભારતના ઇતિહાસોમા વીર લલનાઓની ખોટ નથી! મહાભારતના કર્તા વેદ વ્યાસથી, રાજસ્થાન ઇતિહાસના કર્તા કર્નલ ટાડ સાહેબ પર્યંત સર્વે ઇતિહાસ લેખકોએ ભારતની તેજસ્વિની મહિલાઓના ગુણગાન કર્યા છે ભારતની રમણીઓ જે પ્રકારે તેજસ્વિની હતી તેજ પ્રકારે, સમયે સમયે રાજ્ય શાસન ક્ષમતા પણ બતાવતી હતી, તેજ પ્રમાણે રાજા રણજીતસિંહની વીરપત્નિ ઝીન્દન પણ તેજસ્વિતા અને શાસન ક્ષમતાને લીધે પંજાબના ઇતિહાસમા પ્રસિદ્ધ છે રાણી ઝીન્દન અબળા હોવા છતા પણ સબળાની પેઠે તેજસ્વિની હતી! બાલ્ય સમયથીજ પરવશ રહેવા છતા પણ રાજ્ય શાસનમા કુશળ હતી પરંતુ શોકની વાત એ હતી કે એવી તેજસ્વિની બહાદુર નારી પંજાબની રાણી હોવા છતા, પણ રાજા ગુલાબસિંહ પછી એક અવિશ્વાસુ અને અયોગ્ય પુરૂષ મંત્રિ પદે સ્થાઇ હતો

તે મંત્રિ ઠાકુર તો લાલસિંહ! લાલસિંહમા મંત્રિત્વનો કોઇ ગુણજ નહોતો દરબારમા જેમ સર્વેનો વિરાગભાજન થયો હતો તેજ પ્રમાણે પ્રજામા પણ તેનુ કાંઇ માન નહોતુ જોકે તે એકાદ ઉત્તમ વંશમાં ઉત્પન્ન થવાથી રાજપરિવારના પાસમા આવતો હતો પરંતુ તેનામા રાજકીય ગુણ નહોતો તેની સુંદરતા ફક્ત શરિરનીજ હતી દેહની સુંદરતા ચિત્તની દૃઢતા સાબિત કરી શકતી નથી સુશાસન ક્ષમતા કેવળ હૃદયમાંજ છુપાઇ રહી હતી તે બહાર નિકળી રાજ્યના ઉન્નતિ સાધનમા સમર્થ થઇ નહોતી કેવળ ખુશામદી સંપ્રદાયતીજ તેમની રણનિપુણતા હતી. તે મર્દ લડાઇના મેદાનમા સૈનિકો ઉપદેશ ઉત્સાહ આપનારો નહોતો. તાત્પર્ય એ કે લાલસિંહ શીખ લોકોની સમાજમા મ્હોટો અયોગ્ય પુરૂષ હતો તેનીજ વિશ્વાસઘાતકતાથી

* કેટલાક પુસ્તકમા એ રાણીનુ નામ ચંદ્રા પણ લખ્યુંછે Calcutta Review 1869 No 95 P 59

રાજા રણજીતસિંહના સુવિશાલ રાજ્યનું અધઃપતન પ્રારંભ થયું. તેનીજ ફુટફાટથી અતુલ બલધારી ખાલસા સેનાને, થોડી સેના પાસે પરાજીત થવું પડયુ ! આવી રીતે ક્ષીણ બુદ્ધિ તથા તેજહીન પુરૂષને હાથે, શિખોની પહેલી લડાઈ પછી પંજાબ રાજ્યનો સાશનભાર સોપવામાં આવ્યો. પરંતુ અજ્ઞાનસુન્ય પુરૂષના હાથમાં પંજાબ ઘણા દિવસ રહ્યુ નહીં સધિ નિયમાનુસાર ગુલાબસિંહ કાશ્મિર દેશનુ સાસન કરવા ચાલ્યો ગયો તે સમય, કાશ્મિરનો સાસનભાર શેખ ઇમામુદીન નામના એક ભલા મુસલમાનના હાથમાં હતો • લાલસિંહે ઇમામુદ્દીનસાથે મળીને બ્રિટિશ ગવર્નમેંટ વિરૂધ્ધ રાજા ગુલાબસિહને કાશ્મીરમાં સતાવ્યો. રેસીડેંટ હેનરી લૉરેન્સ કોઇ કામ અધુરૂં મુકતો નહોતો તે ઇમામુદ્દીનની અસમ્મતિ જોઈ દસહજાર શિખ અને થોડીક બ્રિટિશ સેના લઇ કાશ્મીર પહોચ્યો.* લાચાર ઇમામુદીને અંગ્રેજ સૈનાપતિનું પરાક્રમ જોઇ વશીભુત થયો અને પોતાના પ્રાણ બચાવવા માટે, પ્રધાનમંત્રીએ ગુલાબસિંહ સાથે તોફાન કરવા માટે જે પત્ર મોકલ્યો હતો. તેને હેન્રી લૉરેન્સ પાસે રજુ કર્યો. મી લૉરૅન્સને લાલસિંહના આ પત્રનો ભાવ અસહ્ય થઇ પડયો આ વિશ્વાસઘાતકતાનો વિચાર કરવા માટે અગ્રેજોનુ એક કમીશન× નકી કરવામાં આવ્યુ. કમિશનના ચુકાદાથી લાલસિહને પેન્શન આપી આગ્રામાં રહેવાની આજ્ઞા થઇ. તે ડીસેમ્બર મહિનામાં આગ્રા ગયો. હવે તેમને પન્જાબ સાથે કાઇ સબધ રહ્યો નહીં. એજ વિશ્વાસઘાતકતા અને સ્વજાતિદ્રોહિતાના વિષમય ફળથી રાજ્યનું નિકંદનથયુ।

રાજા લાલસિંહના અધઃપતન થવા પછી રાજ્ય રક્ષા માટે બ્રિટિશ ગવર્નમેંટ સાથે ફરી સંધિ થઇ વાઇ રાવળ નામના સ્થાનમાં સન્ધિ થવાથી આ સન્ધિ "વાઇરાવળ સન્ધિ ને નામે પ્રસિધ્ધ થઇ. સન્ધિના નિયમાંનુસાર લાહોરમાં કેટલાક સુદક્ષ લોકોની એક સભા નિશ્ચય કરવામાં આવી, બ્રિટિશ રેસીડેન્ટ આ સભાના અધ્યક્ષ થયા દિલિપસિંહ જ્યાં સુધી યોગ્ય ઉમ્મરે પહોંચે નહીં અર્થાત્ ૧૮૫૪ની ૪થી સપટેમ્બર સુધી આ પ્રતિનીધી સભાદ્વારા રાજ્યસાસન ચાલવાની વ્યવસ્થા થઈ. જ્યા સુધી દિલિપસિંહ અગિર વયના, રહ્યા ત્યા સુધી અભિભાવક સ્વરૂપે પંજાબનો સર્વસાસનભાર બ્રિટિશ ગવર્નમેંટે પોતાના માથા ઉપ. લીધો મહારાજ રણજીતસિંહના બાહુબળોપાર્જિત રાજ્યમા કાઇ અમગળ થાય નહી એ વિચારથી લૉર્ડ હાર્ડિંગે વર્તમાનનિયમો સ્થાપ્યા જોકે હાર્ડિંગ સાહેબ બાલ્યાવસ્થામાજ સમર ક્ષેત્રમાં ઉતર્યા હતા અને આ પ્રથમ યુદ્ધમાંજ વિજયની પતાકા પણ ઉડાવી હતી. (અધુરૂ)

* Marshman's Abridement of the History of India P. 454 comp. Life of Sir Henry Lawrence Vol II P 73

× માર્શમેન સાહેબે ભારતવર્ષના ઇતિહાસના ( Abridgement of the History of India P. 454 ) માં લખ્યું છે કે આ કમિશન-પંચ-મા અગ્રેજ કર્મચારી અને શિખ સરદાર બને ઉપસ્થિત હતા પરંતુ મેજર એડવર્ડ હરમન મેરિવેલે સ્પષ્ટ લખ્યુ છે કે કમિશનમાં માત્ર અગ્રેજોજ હતા નીચે લખેલા ગૃહસ્થો કમિશન માટે નક્કી થયા હતા

સભાપતિ, એકકારી, સર્વે -લેફ્ટેનન્ટ કર્નલ લોરેન્સ, મેજર જનરલ સર જોન લિટરલ, જોન લોરેન્સ, લેફ્ટેનન્ટ કર્નલ ગોલ્ડીંગ, Life of Sir Henry Lawrence, Vol II. Page 82, comp Edwardes's A year on the Punjab Frontier Vol I P. 10

s Cunningham's History of the shikhs Appendix XXXVII P. 43-442 comp Life of Sir Henry Lawrence Vol II P. 93

# અમેરીકાના ઇન્ડીઅનો અને હિંદુસ્તાનના આર્યો–પ્રાચીન સંબંધનો કંઇક ભાસ.

(૨).

જ્યારે કોઇ ઇન્ડીઅન મરણ પામવાની અણીપર હોય ત્યારે તેના શરીરને મુકવા સાર એક ચોખંડી પેટી જેમાં પીછાં પાથરેલાં હોય છે તે તથા એક દેવદારના ઝાડની ડાંખલી તે જગ્યાપર આણવામાં આવે છે.

જેવો તે મરી જાય કે તરત (કાઇવારતો ખરેખરા મરણની અગાઉ) એ માણસ તેને ઉપાડી એવડવાલી પેલી પેટીમાં ઘાલે છે અને ઉપરથી ખીલા જડી દે છે. એ ઇંડીયન લોકો મુડદાંથી બહુ બ્હીયે છે. અને તેઓની મરજી જેમ બને તેમ જલદી મુડદું નજર આગળથી ખસેડવાની હોય છે. કેટલીક જાતોમાં આ મુડદાની પેટીઓ એક ઝાડ સાથે મજબુત કરવામાં આવે છે. અને મરનારની ધબલી તથા બીજો અંગી સામાન તે ઝાડની ડાંખલીઓએ લટકાવવામાં આવે છે.

બીજી રીત એ છે કે આ પેટીને ઉંચા ખુંટાઓ ઉપર એક તંબુ અથવા ઘરમાં મુકી તેની આસપાસ મરનારની અંગત ચીજો લટકાવવામાં આવે છે.

ગોરા લોકો અમેરીકામાં જઇને વસવા માંડયા પછી એ લોકોએ પોતાના ઘર સણુગારને સાર આવી લટકાવેલી ચીજો ચોરવા માંડી તેથી હવે મુડદાંની પેટીની આસપાસ જે ચીજો મુકવામાં આવે છે તે નદન નકામી કરીનેજ મુકવામાં આવે છે.

તપ્તાઓ આયનાઓ કે તે ચાહદાની ફરનીચર નકામો જેવો કરીને મુકે છે.

કોઈ મરી ગયલા માણસ વિષે વાત કરવી તેને અપશુકન ગણે છે અને જો તેને વિષે વાત કરવી હશે તો પેલો, ઓલ્યો વગેરે આડતરી રીતે બોલશે.

હિંદુસ્તાનના આર્ય લોકોમાં શાખા–ગોત્ર વગેરે એકજ કુટુંબમાંથી ઉતરી આવેલાં કુટુંબીઓને ઓળખવાની સુધરેલી નીશાનીઓ છે. એકત્ર ગોત્રમાં કન્યા આપ લે થતી નથી–કાળાંતર, સ્થળાંતરને લીધે ઉપરના અમેરીકાના ઇંડીઅનોના "ટોટમ" અને હિંદુસ્તાનના આર્યોના ગોત્રમાં ફરક ઘણો પડ્યો છે પણ કંઇ મુળ બાબત એક હોવાનો ભાસ થાય છે ખરો–કે અસલ એઓ એક હોવા જોઇએ. વલી અમુક પેહેડી સુધી સ્નાનનો સંબંધ ત્યાં સુધી ચાલી રહેવી જોઇતી ઐકયતામાં તો આપણે અમેરીકાના ઇન્ડીઅનો કરતાં મોળા પડયા છીએ એ લોકો જંગલી, છતાં પોતાની ટોટમની નીશાનીવાળાને ભુખમરો, માંદગી તથા ઘડપણમાં મદદ આપે છે તેમ આપણા હિંદુસ્તાનના આર્યોમાં જોવામાં આવતું નથી ફક્ત સાત કે દશ પેહેડી સુધી સ્નાન વેહેવારમાંજ સંબંધ સમાઇ રહેલો છે.

જુના વખતમાં હિંદુસ્તાનમાં કોઈ રાજા કે સરદાર મરતો ત્યારે તેની સ્ત્રી સતી થતી તથા તેની અંગત ચીજોને તેની સાથે બાલવામાં આવતી એવું સાંભળવામાં આવે છે. તેને મલતો રીવાજ પણ અમેરીકાના ઇન્ડીઅન લોકોમાં દેખાય છે. આ ઉપરથી એમ માનવાને કંઇક કારણ મળે છે કે હિંદુસ્તાનના આર્ય લોકો પૂર્વજો સાથે અમેરિકાના ઇન્ડીઅન લોકોના પૂર્વજોને સંબંધ હશે.

# ત્રિલોચન મિશ્ર (મિયાં તાનસેન.)

"ભારત જીવન." માટે ખાસ લખનાર ઠક્કુર નારાયણદાસ વસનજી ચતુર્ભુજ.

મિયાં તાનસેનના જીવનચરિત્રમાં લખવાથી પહેલાં તેની કિંચિત્ ભૂમિકા લખવી અવશ્ય છે; કારણ કે તેનું જીવનચરિત્ર કિંવદન્તી, દંતકથા, જનશ્રુતિ અને ચાલતી ગાથાઓમાંથી એકઠું કરવામાં આવ્યું છે, અને તે અલૌકિક–અમાનુષિક ઘટનાઓથી પરિપૂર્ણ છે. આજનો સમય એવી લોકોત્તર ચમત્કારિક ઘટનાઓનો મનુષ્યો વિશ્વાસ કરે, તેવો નથી. અસ્તુ કોઇ વિશ્વાસ કરો વા ન કરો–પણ આપણો "અલૌકિક" એ શબ્દનો અર્થ શો થાય છે, તેનું થોડુંક વિવેચન કરીશું. જે કાંઇ પણ મનુષ્યની શક્તિથી પર છે, તે અલૌકિક છે. અહીં "શક્તિ" એ શબ્દથી મનુષ્યના સાધારણ શક્તિનોજ અર્થ લેવાનો છે. અમુક અમુક મનુષ્યોમાં વિશેષ શક્તિ પણ હોય છે, એ સિધ્ધાન્ત સર્વમાન્ય છે. પરંતુ તેજ શક્તિ જો સર્વ સાધારણને પ્રાપ્ત થએલી ન હોય અને એક અમુક પુરુષમાં તેનો વાસ હોય, તો તેને "અલૌકિક શક્તિમાન પુમાન" નામથી ઓળખવામાં આવે છે. પરંતુ વાસ્તવિક રીતે ક્ષમતા અથવા શક્તિની લૌકિકતા કે અલૌકિકતા કાંઇ પણ નથી. જે વસ્તુને મનુષ્યો તત્કાલ સમજી શકે છે, તેને લૌકિક-સાધારણ કહે છે અને જે તેમના સમજવામાં નથી આવી શકતું તેને અલૌકિક અર્થાત્ દૈવી એવું નામ આપવામાં આવે છે. જે મનુષ્યોમાં પ્રાચીનકાળ અને વર્તમાનકાળની પરસ્પર તુલના કરવાની શક્તિ રહેલી છે, તેઓ સારી રીતે જાણે છે કે, અનેકાનેક દૈવી શક્તિઓ હાલમાં લૌકિક શક્તિઓમાં વિખ્યાત થઇ ગઇ છે, અને પૂર્વે જે શક્તિઓ લૌકિક શક્તિઓના નામથી ઓળખાતી હતી, તેજ આપણી બુદ્ધિની અગમ્યવશતાથી દૈવી શક્તિમાં ગણાવા લાગીછે. આ શક્તિજ ઘણી દુર્બોધ્ય છે અને કષ્ટસાધ્ય છે. આપણા શરીરના આભ્યંતરમાંજ જે જે શક્તિઓ સુસુપ્તાવસ્થામાં વર્તમાન હોય છે, તે તે શક્તિઓના ઉદ્દીપનદ્વારા અનેક અલૌક સામાન્ય ઘટનાઓને સાધિત કરી શકાય છે. અહીં "જે જે" શબ્દોના પ્રયોગથી શક્તિના બહુત્વમો સ્વીકાર નથી કરાયો, કિંતુ તેનાં કાર્યોના બહુત્વને સ્વીકારેલું છે. તાનસેનના સંબંધમાં વર્તમાન નિબંધમાં આપણે મુખ્યત: બે વિષયોની મીમાંસા કરવાની છે. અને તે બે વિષય આ છે:–દીપક રાગથી ગાયક (ગાનાર)નો દેહ તેજોમય થાય છે અથવા નહિ ? એ પ્રથમ; અને મલ્હારી રાગણીથી વર્ષા થઇ શકે છે કે નહિ ? એ દ્વિતિય પરંતુ એ બન્ને વિષયની મીમાંસામાં પૂર્ણ રીતે પ્રવેશ કરવો, એ આપણને અસાધ્ય છે. કારણ કે, આપણા ગુજરાત દેશ-વાસિઓમાંથી કેટલાક મનુષ્યો શ, ષ, સ, આદિના ઉચ્ચારણનો ભેદ સમજવામાં પણ હજી અસમર્થ છે, તો ષડ્જ, ઋષભ, ગન્ધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ આદિ સપ્તસ્વર પર્યાયયુક્ત રૂપથી સાધન પૂર્વક કોઇ રાગ રાગણીમાં પ્રવૃત્ત થવું એ તો આપણને વિડમ્બના માત્રજ થઇ પડે પરંતુ એમાં તો કશોજ સંદેહ નથી કે, પ્રત્યેક રાગિણી શક્તિમયી છે. જો યથાસ્થાને અને યથાવિધિ તેનો આલાપ ન થયો હોય તો, તેની શક્તિનું ઉદ્દીપન થઇ નથી શકતું. અને શક્તિનું ઉદ્દીપન ન થવાથી શક્તિનાં કાર્યો પણ પ્રકટી નથી શકતાં. યોગી અને ઋષિ જનો યોગની સહાયતાથીજ રાગ રાગણીઓનાં આલાપનો અભ્યાસ કરતા રહેતા હતા. અને તેથી તેમની શક્તિનું પૂર્ણ ઉદ્દીપન થઇ શકતું હતું. આજના સમયમાં ગાયન

વાદન તે એક પ્રસન્નતા (શોક) અને દુર્ભાગ્યની ગણનામા ગણવા લાગ્યાં છે અને તેથીજ તેની અવનતિ થએલી જોવામા આવે છે રાગ સાધનના માર્ગથી શોકિન લોકોનો નિવાસ ઘણા દૂરના પ્રદેશમા છે અને એવા મનુષ્યોના પનારે પડવાથી આર્યસંગીતશાસ્ત્રની જેટલી ચવી જોઇએ તેટલી દુર્ગતિ થઇ ચૂકી છે દીપક રાગ અને મલ્હારી રાગિણીમાં શી શક્તિછે? તે તાનસેનના મુખમાથી દીપક રાગ ગવાડીને જાણવાની જિજ્ઞાસાથીજ અમારી એવી વિદ્યાઓનો નાશ થયો અને તેને માટે ઇતિહાસ પ્રમાણ છે તાનસેન અકબર બાદશાહનો મુખ્ય ગવૈયો હતો તે સમયના ઇતિહાસમા તાનગીત શકિતનો કોઇ ઉલ્લેખ છે કિંવા નહિ તેનુ કદાચિત્ અનુસન્ધાન કરી શકાય, તોપણ વળી વચમાં એક વિષયનો મોટો સન્દેહ આવીને ઉપસ્થિત થાય છે બાદશાહીની અમલદારીમા અનેક સંભ્રાન્ત મુસલમાનો નાચ ગાયનને જોવા સાંભળવાના રસિયા અને શોકિન હતા, તેમજ મદ્યપાનમાં પણ તેઓ કચાશ રાખતા નહોતા પરતુ એ સમગ્ર વિષયોનો ઉલ્લેખ તેમનાથી કરી શકાય તેમ નહોતું. કારણ કે, તે તેમના ધર્મથી વિરુદ્ધ અને હરામ મનાતું હતુ દીપક રાગિણીદ્વારા જે તેજ ઉદ્દીપ્ત થાય છે, તેનો તેમણે પ્રત્યક્ષ અનુભવ લીધો પણ હોય, છતા પણ તેને પ્રેતક્રિયા અથવા શયતાની હરકત માનીને તેના ઉલ્લેખની તેમણે અવશ્યકતા નહિ વિચારી હોય ગમે તે, હો-પણ તાનસેનના સબધમા મુસલમાનોના લખેલા ઇતિહાસોમાથી જે કાઇ મળી આવ્યુ છે, તે લૌકિક વાર્તા તો નથીજ.

ત્રિલોચન મિશ્રના પિતામહ તે ગવાલિયરના અધિપતિ મહારાજ રામનિરજનના પ્રધાન ગાયક હતા ત્રિલોચન હમેશા પોતાના દાદાસાથે રાજસભામાં આવના જતા હતા અને તેમના બુદ્ધિ ચાપલ્યથી બાલ્યાવસ્થામા જ કલ્પના કરાતી હતી કે, સગીતવિદ્યામા ત્રિલોચન અવસ્ય ખ્યાતિ મેળવશે મહારાજ રામનિરજને એ યુવકની સગીન પારદર્શિતાને જોઇ પરમ પ્રસન્નતા પામી તેને તાનસેનના ઉપાધિથી વિભૂષિત કર્યો અને ત્યારથી ત્રિલોચન મિશ્રને લોકો તાનસેનના નામથી બોલાવવા લાગ્યા "વિસ્તાર"ના અર્થવાળા "તન્" ધાતુમાથી "તાન" પદ સાધિત થાય છે અનુલોમ વિલોમ ગતિથી ગમક મૂર્છનાદિદ્વારા કોઈ રાગાદિના વિસ્તાર કરવાનું નામ "તાન" છે અને તેમા જે પ્રવીણ હોય તે "સેન" એમ બે શબ્દ મળીને તાનસેન નામ થયું અર્થાત્ અલ્પ વયમાજ ત્રિલોચન મિશ્રને તાનસેનની પદવી મળવી, એ કાઇ થોડા ગૌરવની વાત નથી. તાનસેને પ્રથમ સંગીત વિદ્યાનુ શિક્ષણ વૃન્દાવન નિવાસી હરિદાસ સ્વામીપાસેથી લીધુ હતુ અને ત્યારપછી દિલ્લીના ગન્ધર્વજાતીય બૈજુ બાવરા પાસેથી સગીત શિક્ષાનો વધારે અભ્યાસ કર્યો અને રાગ રાગરાગિણીઓને વર્તમાન કરવાની શક્તિ મેળવી બાદશાહ શિરોમણિ અકબરશાહે એ પ્રતિભાશાળી ગવૈયાનો પરિચય થતાજ, તેની પોતાના દરબારમાં નીમણૂંક કરી. તાનસેને અકબરના દરબારમા જવા પહેલાજ ગવાલિયરમા હિન્દુ શાસ્ત્રાનુસાર પોતાના વિવાહ કરેલા હતા એ વિવાહસંબધથી એક કન્યાની તેના ગૃહમા ઉત્પત્તિ થઈ હતી અને તે કન્યા પણ બાલ્યથી સારી ગાનારી નીકળી. તે મલ્હારી રાગિણી અને મલ્હાર રાગમા એક સિદ્ધ સમાન નીકળી તાનસેનના દિલ્હીમા રહેવા છતા પણ તેમનુ કુટુંબ તો ગવાલિયર માજ રહેતું હતું કેટલાકોના મુખે એવો અપવાદ સાભળવામા આવે છે કે, "અકબરશાહની એક કન્યાએ તાનસેનની રાગવિદ્યાથી મોહીને તેનો પોતાના પતિ તરીકે સ્વીકાર કર્યો હતો અને એ યવની કે મુસલમાન સ્ત્રીથી વિવાહ સબધ કરવાને લીધેજ ત્રિલોચન મિશ્ર બ્રાહ્મણ થી પતિત થઇને "મિયાં તાનસેન"ના નામથી જનસમાજમાં જાણીતા થયા" પરતુ ઇતિહાસના નિરીક્ષણથી એ વાત અસભવિત હોય એમ જણાય છે, કારણકે, ઇતિહાસોમાં અકબરની

માત્ર ત્રણ કન્યાઓનોજ ઉલ્લેખ જોવામાં આવે છે અને તેમનાં નામો યથાક્રમે શાહજાદી. ખાનમ, શકરલિસા, અને આરામબાનૂ એ પ્રમાણે આપવામાં આવ્યાં છે. એ ત્રણેમાંથી એક પણ પોતાનો આત્મા ત્રિલોચનમિશ્રને સમર્પિત કર્યો હોય, એમ જોવામાં નથી આવતું. પરંતુ જો કોઇ ગોલી, ખવાસ, બાંદી, લૈંડી અથવા હિન્દુ રજવાડાઓએ આપેલી દાસી અથવા "ડોલા"ના ગર્ભમાંથી ઉત્પન્ન થએલી કોઈ કન્યા સંગે મિશ્રજીનો સંબંધ થયો હોય તો તે અસંભવિત નથી. કારણકે, એવી નામધારિણી તો અકબરની અસંખ્ય સંતતિ હતી. જે ત્રણ શાહજાદીઓનાં નામો ઇતિહાસમાં જોવામાં આવે છે. તે કદાચિત્ બાદશાહની વાસ્તવિક વિવાહિતા વનિતાઓ અથવા બેગમોથી પેદા થએલી પુત્રીઓ હશે; કારણકે, દાસીના પુત્ર અથવા પુત્રી કે સન્તાનનાં નામોનો ઉલ્લેખ ઇતિહાસમાં કરવાનો નિયમ નથી. "ખાસ બેગમો" વિના ઉપર કહેલી બીજી સ્ત્રીઓના ગર્ભથી ઉત્પન્ન થએલાં સન્તાનોનું મુસલમાન ઇતિહાસકારો વર્ણન કરે, એ સર્વથા અસંભવિત અને અશક્ય છે. તેથી આવા વિષયોમાં લોકોની દંત કથાઓપર જ વધારે આધાર રાખવો પડે છે. બૌદ્ધ અત્યાચાર કે મુસલમાન શાસન વિભ્રાટના પ્રતાપથી હિન્દુ-ઇતિહાસ તો લુપ્તપ્રાય થઈ ગયો છે. તેથી કાળને વશ થઇ આપણને કેટલીક વાર મુસલમાની ઇતિહાસ અથવા જનપ્રવાદપરજ વિશ્વાસ રાખી બેસી રહેવું પડે છે. જીવન ચરિત્ર મેળવવામાં ઘણીજ કઠિનતા આવી પડે છે અને જન્મ, વિવાહ, સન્તતિ, મૃત્યુ વગેરેનો ઉલ્લેખ કર્યો કે, કિસ્સો તમામ થઇ જાય છે. આપણે તાનસેનના વિષયમાં પણ એજ લખ્યું છે અને હવે તેના મૃત્યુ કથનથી વિષયની સંપૂર્ણતા થઇ જવાની છે એનું મૂળ કારણ એ છે કે, યૂરોપમાં જે સર્વ ઉપાદાનોથી જીવની સંકલિત થાય છે, તે સર્વ ઊપાદાનોનો વર્તમાન કાળમાં આપણા દેશમાં એક પ્રકારે પૂર્ણ અભાવ છે. અને તેથી અમને પણ આ લેખ આજે જનશ્રુતિપર આધાર રાખીને લખવાની ફરજ પડી છે. હવે તાનસેનના મૃત્યુની કથા જેમ સાંભળવામાં આવી છે, તેમની તેમ અહીં આપવામાં આવી છે. પરન્તુ એટલી સંતોષની વાર્તા છે કે, તેમાં કાંઇક વસ્તુની પણ શૃંખલા રહેલી છે. અને તે આ પ્રમાણે,–

પંજાબમાં એક વૃદ્ધ બ્રાહ્મણ સંગીત વિદ્યામાં ઘણોજ પ્રવીણ હતો અને તેના પૌત્ર તથા પૌત્રી તેમની પાસેથી શિક્ષા પામીને સારા ગાયક અને ગાયિકા થયાં હતાં, વૃદ્ધ બ્રાહ્મણે પોતાના પૌત્રને સંગીતશાસ્ત્રના વિષયમાં પ્રતિભા સંપન્ન જાણીને અને તેનું સ્થાન કોઇ રાજદરબારમાં થાય તો વધારે સારૂં, એવો વિચાર કરીને તેને દિલ્લીના શહેનશાહ અકબરના દરબારમાં મોકલી દીધો. એ યુવક બાદશાહની રાજધાનીમાં આવીને "બાદશાહની દરબારમાં કેવી રીતે પહોચવું." તેનો વિચાર કરવા લાગ્યો. એવો મનુષ્ય કોણ મળે કે બાદશાહના દરબારમાં તેનો પ્રવેશ કરાવી દે ? ચિન્તા અને વિચારના સમુદ્રમાં ગોથા ખાતા ખાતાં અચાનક તેને તાનસેનનું સ્મરણ થઇ આવ્યું, અને તેવોજ તે તાનસેનને ત્યાં જઇ પહોંચ્યો અને તેને પોતાનો મનોભાવ કહી સંભળાવ્યો. એ પંજાબી યુવકની સંગિત વિદ્યામાં પરિપૂર્ણતા નિહાળીને તાનસેન માત્ર આશ્ચર્યચકિતજ નહિ, કિન્તુ તે સાથે ઈર્ષા, દ્વેષ અને દાહથી દગ્ધ પણ થઇ ગયો. તેણે વિચાર્યું કે, "આવા એક સંગિતશાસ્ત્ર પારંગત યુવકના રાજસભામાં ઉપસ્થિત થવાથી મારી પ્રતિપત્તિ અથવા પ્રતિષ્ઠા ઘટી જશે" અર્થાત્ તે યુવકને તાનસેને સંગીત વિદ્યામાં પોતાનો બંનેબરિયો બલ્કે પોતાથી પણ વધારે પ્રવિણ જાણ્યો. તેથી સહાયતા કરવાનું તો દૂર રહ્યું, પણ તાનસેનમિયાં તો તેના પ્રાણ કેવી રીતે લેવાય અને તેનું નિકંદન કેમ નીકળી જાય, તેવા ઉપાય શોધવાના વિચારમાંજ પડી ગયો.

# હિંદુસ્તાનનાં દેવાલયો.

(લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા-મુંબઇ.)

(૭)

કાશીમાં દરેક ચીજોની દુકાનોછે અને ધંધો રોજગાર સારો ચાલે છે. પીતલ ઉપર ચીતર કામને માટે કાશી પ્રખ્યાત છે. કાશી વિશ્વનાથના મંદીરની આસપાસ સાંકડી ગલીઓમાં લોકો પીતલની તથા બીજી ધાતુઓની નાની મ્હોટી પુષ્કળ મુર્તિઓ બનાવે છે. સાલ, રેશમી કાપડ અને ભરતકામ પણ મળે છે.

બનારસમાં સૌથી જુનામાં જુની વસ્તુ લાટ ભૈરવ છે. એમ ધારવામાં આવે છે જે ૪૦ સ૦ પૂર્વે ત્રીજા સૈકા બૌધ ધર્મી રાજા અશોકે જે ઠેકાણે ઠેકાણે સ્થંભો ઉભા કરાવ્યા હતા તેમાંનો એકાદ સ્થંભનો આ કકડો છે.

૧ અશીઘાટ અથવા અશી સંગમઘાટ કાશીની જાત્રામાં પાંચ પવિત્ર સ્થળમાંની આ એક જગ્યા છે. અશી નદી અહીં ગંગાને મળે છે અગરજો શિયાળામાં તો તેમાં પાણી હોતું નથી. આ ઘાટના પગથીઆં કેટલીક ઠેકાણે ભાંગેલાં છે. રામનગર, બનારસના રાજાના મેહેલે જવાને આ ઘાટ પાસે પડે છે. તુલશીદાસજીનો મઠ, જગન્નાથજીનું મંદીર તથા દુર્ગામાતાનું દેવાલય આ ઘાટની પાસે છે.

૨ લાલામિશર ઘાટ અથવા બછરાજ ઘાટ અહીં જૈન લોકોના બે દેહેરાં નદીના કીનારા ઉપર છે.

૩ તુલસીઘાટ આ ઘાટની ઉત્તર બાજુએ ભાંગેલા મકાનનો ઢગલો પડયો છે. કુરૂછત્રની જગ્યા અહીં જોવા લાયક છે.

૪ રાવસાહેબ ઘાટ અહિંઆ ભીમની મ્હોટી મુર્તિ છે.

૫ અકુર ઘાટ-અહીં કંઈ જોવા લાયક નથી.

૬ શિવાલા ઘાટ ઘણો સુંદર છે અને અહીં લોકોની ગીરદી વિશેષ હોય છે. એના એક ભાગ ઉપર ગોસાંઈ લોકો પડયા રહે છે. અહીં કીલ્લો છે. જેને ખાલી મેહેલ અથવા દીલ્હીના શાહજાદાનું મકાન કહે છે. તે સરકારના તાબામાં છે.

૭ દંડીઘાટ-આ ઘાટ ઘણો મ્હોટો છે. અને દંડી પંથના સાધુઓના ઉપયોગમાં આવે છે.

૮ હનુમાન ઘાટ આ ઘાટ મહોટો છે અને ઘણા લોકો આવે છે. ૯ સ્મશાન અથવા મશાણ ઘાટ જ્યાં મુડદાં બાલવામાં આવે છે.

૧૦ અલીઘાટ જાણવા જોગ નથી.

૧૧ કેદારઘાટ બંગાલી તથા તૈલંગ દેશના લોકો આ ઘાટ ઉપર વિશેષ આવે છે. કેદારનાથના મંદીરનું શીખર આ ઘાટ ઉપરથી દેખાય છે. ઘાટ ઉતરતાં ગૌરી કુંડ નામનો કુવો છે. જેનાં પાણીમાં કેટલાક રોગો સારા કરવાનો ગુણ છે એમ કહેવાય છે.

૧૨ ચરક અથવા શાણ ઘાટ અહીં શાન સરોવર નામનું તલાવ છે જેના ઉપર સાઠ દેરેરાં છે તથા માનેશ્વર મહાદેવનું મંદીર છે. આ ઘાટ ઉપર સાપની પૂજા થાયછે. એક પીપળાના ઝાડ નીચે ઘણા નાગોની મુર્તિઓ છે. અહીં પાસેજ કેવલ નામના મોહોલ્લામાં દશ ભુજાવાલી દુર્ગાદેવીની મુર્તિ છે.

હાય! સ્વાર્થ! જાહેરમા તો તાનસેન તે પંજાબી યુવકનું ઘણુંજ સારૂં અને પ્રેમભાવ યુક્ત આતિથ્ય કરવા લાગ્યો અને યુવકને આશ્વાસન આપીને કહ્યું કે, "બાદશાહના દરબારમા હું આપનો પ્રવેશ અને પરિચય કરાવી આપીશ" પંજાબી યુવકે તેથી સંતુષ્ટ થઇને ભોજન આદિ કર્યાં પછી માર્ગના શ્રમને દૂર કરવાના હેતુથી વામકુક્ષી [શયન] કરી. જ્યારે તે ગંભીર ઘોર નિદ્રામા પડ્યો. ત્યારે પ્રસંગ જોઇને તાનસેને તેની શય્યા પાસે જઇને પોતાની તીક્ષ્ણ ધારાવાળી, કટાર્યથી તેના શરીરના ટુકડેટુકડા કરી નાંખ્યા. તેને ચમ્દારમા પટોચાડી દીધો અને આગણામાજ એક ખાડો ખોદીને તેની લાશને દાટી દીધી.

આપણે પ્રથમજ જાણી આવ્યા છિએ કે, એ યુવકની સહોદરા ભગિની પણ હતી એ ભાઇ બહેનનો પરસ્પર ઘણોજ સારો સ્નેહ હતો તેથી યુવક ઘેરથી ચાલતી વેળાએ એવી પ્રતિજ્ઞા કરીને નીકળ્યો હતો, "જ્યા સુધી કોઇ વિઘ્ન નહિ આવે ત્યા સુધી પ્રતિ સપ્તાહે હું એક પત્ર આપને મોકલતો રહીશ." તે પ્રતિજ્ઞા પ્રમાણે દિલ્હીમા પહોંચતાજ, તાનસેન સાથે થએલા પરિચય અને પોતાના કુશળસમાચારનો એક પત્ર તેણે ત્યાથી રવાના કર્યું હતું. પરંતુ ત્યાર પછી બીજા સપ્તાહમા નિયમિત પત્ર તેની બહેનને ન પહોંચ્યું. કારણ કે, બીજા સપ્તાહના થતા પહેલા તો તેનો નિર્દોષ બંધુ, સ્વર્ગમાં સિધાવી ગયો હતો! જ્યારે ઘણા દિવસ સુધી પોતાના પ્રિય બંધુનો કોઇ પણ કાગળ ન આવ્યો, ત્યારે તે પ્રેમપૂર્ણ ભગિનીના હૃદયમા ઘણીજ, ચિન્તા થવા લાગી તેણે વિચાર્યું કે, "જો બંધુ જીવતો અને સુખમા હોત તો પત્ર અવશ્ય લખત", તેવી શંકા આવતા પોતાના પિતા મહની આજ્ઞા લઇને ભગિનીએ પણ દિલ્હી પ્રતિ પ્રયાણ કર્યું. અકબરશાહના દરબારમા સ્ત્રિયોને પણ કારણ પ્રસંગે આવવાનો અધિકાર હતો. તેથી નિર્ભયપણે તે યુવતી સભામા જઇ હાજર થઇ અને બાદશાહને પોતાના સહોદરના સમાચાર પૂછ્યા. બાદશાહ કે તેના દરબારીઓમાથી તે યુવકવિષે કોઇએ કાંઇ પણ જાણતું નહોતું, તેથી તેમણે તો નકારમાજ જવાબ આપ્યો પંજાબી બ્રાહ્મણકન્યા યુવતી, પરમસુન્દરી અને નવયૌવનસંપન્ના હતી અને વળી ગાયનકળામા પણ તેટલીજ પ્રવીણ હતી, તેથી સહજમાજ બાદશાહની તેનાપર મહેર નજર થઇ યુવતિએ, પોતાના દિલ્હી પહોંચવા અને તાનસેનના ઘરમા ઉતર્યા વિષેના સમાચારવાળો પોતાના ભાઇનો કાગળ બાદશાહ આગળ રજુ કર્યો, એ સમયે તાનસેન દરબારમા હાજર નહોતો અકબરશાહે તાનસેનને બોલાવી લીધો અને તેને તે પંજાબી યુવકનું અંતિમ પત્ર દેખાડીને પૂછપરછ કરી. તાનસેને તેના જવાબમા જણાવ્યું કે, "પત્રમા બીજું બધું ઠીક લખેલું છે, પણ તે પંજાબી યુવક જમીને બહાર ગયા પછી પાછો મારે ત્યા આવ્યોજ નથી અને તેથી હું વધારે કાંઇ પણ જાણતો નથી" પરન્તુ યુવતિને આથી સંતોષ થયો નહિ, તેતો વારંવાર એમજ કહેવાલાગી કે, "મારો સહોદર સારો વૈયાગ અને કળાવત (કલાવન) હતો, તેથી તાનસેને દ્વેષને લીધે તેને મારી નાખ્યો છે. એમા તિલમાત્ર પણ સન્દેહ નથી" એમ કહીને તેણે વળી પણ પ્રાર્થના કરી કે, "જો શાહસલામત મારાસાથે તાનસેનના ઘરસુધી આવે, તો બધુ સ્પષ્ટ ઉઘડી જાય તેમ છે તાનસેને જરૂર પોતાના ઘરના કોઇ પણ ભાગમા તેનું શબ દાટેલું હશે મારી સંગીત શક્તિના પ્રભાવથી તે મૃત શરીર સાૌ સમક્ષ આવી ઉભુ રહેશે" અકબરશાહ આશ્ચર્યવશ થઇને યુવતિ અને તાનસેન સહિત તાનસેના ઘરમા આવી પહોંચ્યો યુવતિને ગંભીર આલાપથી ગાનનો આરંભ કર્યો દંતકથા એવી સંભળાય છે કે, તેના સંગીતના પ્રભાવથી તેના બંધુનું સમાધી સ્થાન (કબર) ફાટીને તેના સાત ટુકડા થઇ ગયા

[અપૂર્ણ]

# હિંદુસ્તાનનાં દેવાલયો.

( લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા-મુંબઇ. )

( ૭ )

કાશીમાં દરેક ચીજોની દુકાનોછે અને ધંધો રોજગાર સારો ચાલે છે. પીતલ ઉપર ચીતર કામને માટે કાશી પ્રખ્યાત છે. કાશી વિશ્વનાથના મંદીરની આસપાસ સાંકડી ગલીઓમાં લોકો પીતલની તથા બીજી ધાતુઓની નાની મ્હોટી પુષ્કળ મુર્તિઓ બનાવે છે. સાલ, રેશમી કાપડ અને ભરતકામ પણ મળે છે.

બનારસમાં સૌથી જુનામાં જુની વસ્તુ લાટ ભૈરવ છે. એમ ધારવામાં આવે છે જે ઇ० स० પૂર્વે ત્રીજા સૈકા બૌધ ધર્મી રાજા અશોકે જે ઠેકાણે ઠેકાણે સ્થંભો ઉભા કરાવ્યા હતા તેમાંના એકાદ સ્થભનો આ કકડો છે.

૧ અશીઘાટ અથવા અશી સંગમઘાટ કાશીની જાત્રામાં પાંચ પવિત્ર સ્થળમાંની આ એક જગ્યા છે. અશી નદી અહીં ગંગાને મળે છે અગરજો શિયાળામાં તો તેમાં પાણી હોતું નથી. આ ઘાટના પગથીઆં કેટલીક ઠેકાણે ભાંગેલાં છે. રામનગર, બનારસના રાજાના મેહેલે જવાને આ ઘાટ પાસે પડે છે. તુલસીદાસજીનો મઠ, જગન્નાથજીનું મંદીર તથા દુર્ગામાતાનું દેવાલય આ ઘાટની પાસે છે.

૨ લાલામિશર ઘાટ અથવા બચ્છરાજ ઘાટ અહીં જૈન લોકોના બે દેહેરાં નદીના કીનારા ઉપર છે.

૩ તુલસીઘાટ આ ઘાટની ઉત્તર બાજુએ લાગેલા મકાનનો ઢગલો પડયો છે. કુરૂછત્રની જગ્યા અહીં જોવા લાયક છે.

૪ રાવસાહેબ ઘાટ અહિંઆ ભીમની મ્હોટી મુર્તિ છે.

૫ અકુર ઘાટ-અહીં કંઈ જોવા લાયક નથી.

૬ શિવાલા ઘાટ ઘણો સુંદર છે અને અહીં લોકોની ગીરદી વિશેષ હોય છે. એના એક ભાગ ઉપર ગોસાંઈ લોકો પડયા રહે છે. અહીં કીલ્લો છે. જેને ખાલી મેહેલ અથવા દીલ્હીના શાહજાદાનું મકાન કહે છે. તે સરકારના તાબામાં છે.

૭ દંડીઘાટ-આ ઘાટ ઘણો મ્હોટો છે. અને દંડી પંથના સાધુઓના ઉપયોગમાં આવે છે.

૮ હનુમાન ઘાટ આ ઘાટ મહોટો છે અને ઘણા લોકો આવે છે. ૯ સ્મશાન અથવા મશાણ ઘાટ જ્યાં મુડદાં બાલવામાં આવે છે.

૧૦ અલીઘાટ જાણવા જોગ નથી.

૧૧ કેદારઘાટ બંગાલી તથા તૈલંગ દેશના લોકો આ ઘાટ ઉપર વિશેષ આવે છે. કેદારનાથના મંદીરનું શીખર આ ઘાટ ઉપરથી દેખાય છે. ઘાટ ઉતરતાં ગૌરી કુંડ નામનો કુવો છે. જેનાં પાણીમાં કેટલાક રોગો સારા કરવાનો ગુણ છે એમ કહેવાય છે.

૧૨ ચરક અથવા ચૌકી ઘાટ અહીં સ્નાન સરોવર નામનું તલાવ છે જેના ઉપર સાંઠ દેરેરાં છે તથા માનેશ્વર મહાદેવનું મંદીર છે. આ ઘાટ ઉપર સાપની પૂજા થાયછે. એક પીપળાના ઝાડ નીચે ઘણા નાગોની મુર્તિઓ છે. અહીં પાસેજ કેવલ નામના મોહોલામાં દશ ભુજાવાલી દુર્ગાદેવીની મુર્તિ છે.

૧૩ છ્ત્ર અથવા રાજ ઘાટ આ ઘાટ ઉપર રાજા અમૃતરાવનું બંધાવેલું મુસાફરોને માટેનું આશ્રમસ્થાન પ્રસિદ્ધ છે.

૧૪ સોમેશ્વર ઘાટ આ ઘાટનુ એ નામ પામે આવેલા સોમ, ચંદ્રમાના દેવાલય ઉપરથી પડયુ છે. એમ માનવામા આવે છે જે આ ઘાટ ઉપર બધા રોગો સારા થાય છે. પાસે એક ગલીમા એક દેવીનુ મંદીર છે જે સુજી ગયલા હાથ પગો સારા કરે છે એમ કહેવાયછે

૧૫ પાંડે ઘાટ ચોકી ઘાટથી પાંડે ઘાટ સુધી પાણી ઘણું ખરાબ છે કારણ કે નદીના આ ભાગમાં રોહેરની મોહોટી ગટરનું મોહોડું છે.

૧૬ નંદ ઘાટ ૧૭ ચંદ્ર ઘાટ. ૧૮ બંગાળી ટોલા ઘાટ. ૧૯ ગુરૂ યત્ન ઘાટ.

૨૦ ચોમટી ઘાટ આ ઘાટ ઘણો જુનો છો અહીં એક સાંકડી ગલીમાં ચોસષ્ઠી માતાનું દેહેરૂં છે.

૨૧ રાણા ઘાટ ઉદેપુરના મહારાણાએ ઘાટ બંધાવેલો છે અહીં હિંદુઓ ઘણા આવતા નથી પણ એ ઘાટે મુસલમાન લોકો ઘણા આવે છે.

૨૨ મુનશી ઘાટ બનારસમાં આ ઘાટ ઘણો સુંદર છે. નાગપૂરના રાજાના દીવાન મુનશી શ્રીધરે એ બંધાવેલો છે. અહીં ઘાટને મથાળે એક સુંદર મકાન જોવા લાયક છે

૨૩ અહલ્યાબાઇનો ઘાટ. ૨૪ શીતલા ઘાટ અહીં શીતલા માતાની મુર્તિ છે ૨૫ દશાશ્વમેધ ઘાટ. બનારસની પાંચ પવિત્ર જગ્યામાંની આ એક છે ગૃહણ વખતે અહીં ઘણી ભીંડ થાય છે. અહીં બ્રહ્માએ દશ અશ્વનો યજ્ઞ કરી પ્રયાગ જેટલી પવિત્ર આ જગ્યા કરીછે

૨૬ માનમંદીર ઘાટ વેધશાળા અને અગસ્ત્ય કુંડ એ અત્રે જોવા લાયક છે

૨૭ ભૈરવઘાટ અહીં ભૈરવનાથનુ મંદીર છે ભૈરવનાથ કાશીક્ષેત્રના કોટવાલ કહેવાય છે અને કુતરા ઉપર સ્વાર થઇ આમ તેમ ચોકી કરતા ફરે છે મુર્તિની પાસે એક કુતરાની આકૃતિ છે પાસે આવેલી દુકાનોમા મીઠાઇવાળાઓ ખાંડના કુતરા બનાવી વેચે છે જે ભૈરવનાથને ધરાવવામા આવે છે ભૈરવનાથના હાથમા પથ્થરનો મહોટો મોટો છે તે આશરે ચાર ફુટ લાંબો છે અને પાતળા છેડાપર રૂપાંની ટોપી બેસાડેલી છે. ભૈરવનાથના દેહેરાંની પાસે ગોપાળજીનુ મંદીર છે જેમા શ્રી કૃષ્ણની બે સુવર્ણની મુર્તિઓ છે અગર જો આ મંદીરમા નકશી વગેરે જોવાનુ કંઈ નથી પણ ગાયરચીવાની અને દાગીનાઓની કીમત ઘણી મહોટીછે

૨૮ મીરઘાટ આ ઘાટ બનારસના નીઝામ રૂસ્તમ અલીખાને બંધાવેલો છે. એ હાલ બનારસના મહારાજાના તાબામા છે આ ઘાટ ઉપરથી નેપાલીઓનુ ખુબસુરત દેહેરૂં દેખાયછે હિંદુ દેરાના ઘાટને આ દેહેરાનો ઘાટ મળતો નથી.

૨૯ લલીતા ઘાટ ૩૦ નીપાલ ઘાટ

૩૧ જલસાંઇ ઘાટ વિશ્વેશ્વરનું દેહેરૂં મીર ઘાટ અને જલસાંઇ ઘાટની વચે આવેલુ છે આ મંદિરને અંગ્રેજીમા ગોલ્ડન ટેમ્પલ (સોનેરી મંદીર) પણ કહે છે. શ્રીવિશ્વેશ્વર બનારસના અધિષ્ઠાના દેવ છે એમના ત્રિશુળની અણી ઉપર આખુ ગામ રહેલું છે. દેરૂં બહુ ભવ્ય નથી ઉપર ઘુમટ શિખર વગેરે છે. ત્રાંબાના પતરા ઉપર સોનાનાં વરખ લગાડી પથ્થરની દીવાલ ઉપર જડી લેવામાં આવ્યા છે. જેનો ખર્ચ રણજીતસીંગે આપ્યો હતો મંદીર ઇંદોરની મહારાણી અહલ્યાબાઇનું બંધાવેલું છે. ઉપરનો મીનારો એકાવન ફુટ ઉંચો છે. બહાર એક ચોતરા ઉપર ઘણી મુર્તિઓ મુકેલી છે જે મહાદેવની કચેરી કહેવાય છે. દાબના દેહેરાની વાબ્ય ખુણમાં શ્રીવિશ્વેશ્વરનું જુનું મંદિર હતું જેને ઔરંગઝેબે ભાંગી નાંખ્યું હતું.

# કનકલતા.

## (૧)

પ્રેમના અંધકારમાં જેટલાં મનુષ્યો ભટકે છે તેટલાં બીજા કોઇ અંધકારથી ભટકતાં નથી. પ્રેમના કોપથી આ સંસારમાં જેટલી આત્મહત્યા, જેટલાં ખુન થયાં છે તેટલાં બીજા કોઇના પ્રકોપથી થયાં નથી. પ્રેમના તુટવાથી જેટલાં હૃદયો તુટયાં છે તેટલાં બીજા કોઇથી તુટયાં નથી. પ્રેમના વિદ્રોહથી જેટલાં મનુષ્યો જ્ઞાન શૂન્ય થયાં છે તેટલાં બીજા કોઇથી થયા નથી. પ્રેમના નાશથી જેટલાં કાળજાં ફાટે છે તેટલાં બીજા કોઇના નાશથી ફાટયાં નથી! પ્રેમે જગતમાં બહુ ઉત્પાત કર્યો છે. એજ પ્રેમે સંસારમાં નિર્દોષ મનુષ્યોનાં અંતઃકરણ વાઘના જેવા દાંત કરી કરડી ખાધાં છે, અને તેમાંથી અખંડ રક્ત ધારાઓ નીકળ્યાં કરે છે! એ દરદની દવા જગતના કોઇ વૈદ્ય પાસે નથી. માત્ર તે એક પ્રેમી પાસે છે.

પ્રતિ દિવસ પૃથ્વીમાં જેટલાં ખુન થાય છે તેનું મુળ કારણ શોધતાં પ્રેમજ જણાય છે ભિન્ન ભિન્ન મનુષ્યોના હૃદયમાં ભિન્ન ભિન્ન પ્રકારે પ્રેમ રમી રહ્યો છે. તે કેટલાં દૃશ્ય બતાવેછે! અમારા વાંચકોને આજે પ્રેમનુ એક વિષમય દૃશ્ય બતાવીશુ, અને તેથી વાચક જોઇ શકશે કે સંસારમાં પ્રેમનું કેટલું મહાત્મ્ય છે. પ્રેમી એ આત્મ વિસર્જનરૂપી વૃક્ષનું ફળછે. વૃક્ષમાંથી ફળ થાય છે અને ફળમાંથી વૃક્ષ થાય છે. પ્રેમમાંથી આત્મ વિસર્જન થાય છે અને આત્મ વિસર્જનમાંથીજ પ્રેમ થાય છે!

સૂર્યપુરમાં માધવકિશોર એક મ્હોટા ધનવાનછે. તેનો પિતા પણ શેહેરમાં મોટો ધનાઢ્ય અને માન આબરૂવાળો છે. તેને કનકલતા એકજ પૂત્રી છે. એકજ છોકરાને લાડથી ઉછેરવાનો સઘળે રીવાજ છે. માધવકિશોરે અને તેની પત્નિએ કનકને ઘણા લાડથી ઉછેરી હતી. ફુલની પેઠે છોકરીને હાથમાં ને હાથમા રાખતાં હતાં હમણાં કનકનુ વય બાર વર્ષથી અધિક નથી, તેથી તેને બાલિકા કહેવામાં હરકત નથી તોપણ તેના શરિરમાં જ્યારથી યૌવનનો પ્રારંભ થયો છે ત્યારથીજ તેના હૃદયમાં પ્રેમનો સંચાર થઈ ચુકયો છે. તમે ઇચ્છા કરો અથવા ન કરો તોપણ યથા સમય હૃદયમા પ્રેમ પ્રવેશ કરશેજ બગિચામાં એક ફુલ ખીલે છે, તેમાં સૌગંધ પ્રવેશ કરે છેજ. અને ત્યારે મધુલોલુપ ભ્રમરો તેની આસપાસ ગુંજારવ પણ કરે છેજ. હમણાં કનક પણ ખિલતા ફુલની પેઠે વિકસે છે. તેનામાં સુંદરતા અને સૌગંધ બન્નેએ પ્રવેશ કર્યો છે. નિષેધ કરવા છતાં પણ ફુલ જેમ ફુલે છે તેમ યૌવન રાજ્યમાં પ્રેમી પોતાની મેળેજ પ્રવેશ કરી વિકસે છે અને પ્રેમ મૂર્તિને વિકસાવે છે.

એક દિવસ કનક પોતાની મામીને ત્યાં જમવા ગઇ હતી. જમવાને ઘણાં સ્ત્રી પુરૂષો એકઠાં થયાં હતાં. આટલાં બધાં સ્રી પુરૂષોમાંથી કનક ફક્ત એકજ યુવા પુરૂષ તરફ તાકીને જોતી હતી. તે પુરૂષની દ્રષ્ટિ આવતાં પોતાની નજર નીચી કરતી હતી. વળી પાછી તેના મ્હામું જોતી હતી. તે પુરૂષનું નામ વસંતકુમાર હતું. વસંતને જોતાંજ કનક એવી મોહિત થઈ ગઇ હતી કે એક પળ પણ તેની મુખ મુદ્રા જોયા વિના તેનાં નેત્ર તૃપ્ત થતાં નહીં.

વસંત અને કનકની આર્થિક સ્થિતિમાં ફેર હતો. કનક કરતાં ઓછું ધન, ઓછી પ્રતિ-

ષ્ઠ: હતી. તે દરિદ્રિનો પુત્ર છે. બીજાના આશ્રયથી વિદ્યા ભણે છે. તેની સાથે કનકનું લગ્ન થવુ અતિ અસંભવ છે. પરંતુ પ્રેમના રાજ્યમાં શું અસંભવ છે ! શું પ્રેમ કાંઇ હિતાહિત વિચારીને ઉત્પન્ન થાય છે ? શુ પ્રેમ કાંઈ ધન, માન જોઇ હૃદયમાં પ્રવેશ કરે છે ! તેનું રાજ્ય સર્વત્ર એક સરખું છે. તેના રાજ્યની હદજ નથી.

કનકલતા માસીને ત્યાંથી ઘેર આવી. પરંતુ તે અનેક પ્રયત્ન કરવા છતાં વસંતની મૂર્તિ ભૂલી શકી નહીં. દરિદ્રી વસંતે તેના સરલ હૃદયમાં ઘર કર્યું હતુ. તે વસંતે કનકના હૃદયમાં પ્રેમકિટ રૂપે પ્રવેશ કરી ગત દિવસ તેના હૃદયને કોતરી ખાવા માંડયું. પ્રેમ જેના હૃદયમાં સંચાર કરે છે તેને એકી વખતે સુખી કરે છે અને એકી વખતેજ દુ:ખી કરે છે. જો મનુષ્યો પ્રેમને પહેલાંથીજ જીવલેણ વ્યાધિ સનજી લે તો તેને હૃદયમાં પ્રવેશ દેજ નહીં. અને સાવચેત રહે પણ તેમ થતું નથી પ્રેમનું પ્રથમ આચરણ તો એવું મધુર, એવું સુખી માલમ પડે છે કે બંને પ્રેમીઓ તે પ્રેમ પુષ્પને ઘણા યત્નથી હૃદય કુંડમાં પોષે છે, પાળે છે, ઉછેરે છે અને તેની મિષ્ટ સૌગંધ લેવા આશા રાખે છે. તેઓ પરિણામને જાણતાં નથી. શામાટે આટલો યત્ન કરી જાળવે છે તે પણ બરોબર વિચારી શકતાં નથી કનકલતાને પણ એવુંજ થયું. તે બિચારી નિર્જન સ્થાનમા બેસીને મનમાને મનમાજ વસંતની માધુરી મૂર્તિની પુજા કરવા લાગી તે પુજામા જેટલું સુખ પ્રાપ્ત થયું, તેવું સુખ, તેવો આનંદ તે બાલિકાએ આ જીવનમાં કદીપણ મેળવ્યો નહોતો તેણે સ્વર્ગનું સુખ મેળવ્યું. પરંતુ હાય ! જો તે જાણતી હોત કે આ આનંદથી, આ સુખથી, એક સમયે ભયંકર વિપાદ, ભયંકર દુ ખ ઉત્પન્ન થશે તો તે બાલિકા હોવા છતાં પણ સાવચેત થઇ જાત, અને પ્રેમ જેવા વિષ મિત્રને હૃદયમાં સ્થાન આપત નહીં.

કનકે જે વખતે વસંતને જોયો હતો, અને વારંવાર તેની માધુરી મુર્તિને જોયા કરતી હતી તેજ વખતે વસંતે પણ કનકને જોઇ હતી. તે પણ કનકની રતિ સમાન પ્રતિમાને જોઇ મોહ પામ્યો હતો પરંતુ તે જાણતો હતો કે ધનવાનની કન્યા દરિદ્રીને મળવી અસંભવ છે પ્રેમનો એવો પ્રભાવ છે કે બંનેના હૃદયમા એકીવખતેજ તે ઉત્પન્ન થાય છે. વસંત દરિદ્રી હતો પણ તેની સુંદરતા, સરલતા, દરિદ્રી નહોતી. તે તો વધારે ધનવાન, વધારે કીંમતી હતી તે કનકની મોહિની મૂર્તિને જોઇ હૃદયમાંજ ઉન્મત થઇ ગયો હતો. વસંતના પ્રસન્ન હૃદય ઉપર એકાએક વિષદ મેઘ જણાવા લાગ્યો તે પ્રેમ વેગમા જ્ઞાન રહિત જણાવા લાગ્યો. અને પુન એકવખત કનકના દર્શન કરવા વ્યાકુળ થયો. તે ત્યાંથી ઘેર પાછો ફર્યો નહીં તે ધીમે ધીમે કનકલતાના મેહેલ તરફ ગયો. ત્યા જઇ ચારે તરફની બારીઓમા જોવા લાગ્યો પરંતુ કનક મળી નહીં. ત્યાંથી મેહેલ પાછળના બાગમાં આવ્યો. ચારે તરફ કનકને શોધવા લાગ્યો. થોડે વેગળે જઇ સ્તંભિત થઇ ઉભો રહ્યો. વળી આગળ ચાલી જોવા લાગ્યો તેણે જોયું કે એક વૃક્ષ નીચે, દૂર્વાદલના આસન ઉપર કનકલતા બેઠી છે. વસંત એકીનજરે તેને જોવા લાગ્યો કનકે વિચાર મુક્ત થતા ઉંચે જોયું તો તેના સ્હામું તેનો હૃદય પ્રિય ઉપાસનિય દેવતા વસંત કુમાર ઉભો છે તેને જોતાંજ કનક પાષાણની મર્તિ પેરે સ્તંભિત થઇ ગઇ. પરસ્પર બંને એક દ્રષ્ટિથી જોઇ રહ્યા. પરંતુ શબ્દ બોલવાનુ કોઇ સાહસ કરી શકયું નહીં સાયંકાળ થયો. અંધારાનુ રાજ્ય થયું પરંતુ કનક અને વસંતના હૃદયમા વિશેષ અજવાળું થયું તોપણ પોતપોતાને ઘેર ચાલ્યાં ગયાં. નેત્રથી અપરિચિત નહોતા, હૃદયથી અપરિચિત નહોતાં તોપણ

વાક્યથી અપરિચિત્ હોવાથી કાંઇ બોલી શક્યાં નહીં. નેત્રપલ્લવીથી પરસ્પરના હૃદયોમાં નિવાસ કર્યો.

( ૨ )

મધ્યાન્હનો સમય! સૂર્ય ભગવાન, માર્તંડ મધ્ય આકાશમાં સ્થિત થઇ ઉષ્ણતાનો વેગ વધારી રહ્યા છે. તાપને લીધે નિદ્રાદેવી પણ પોતાનું રાજ્ય ફેલાવી મનુષ્યોને શય્યામાં ઢાળી પાડે છે. એજ સમયે કનકલત્તા ધીમે ધીમે બાગ તરફ જાય છે. વિચારોમાં ગોથાં ખાતી કનકને ખબર નહોતી કે તે ક્યાં જાય છે. તેનું મન જ્યાં લઈ જાય છે ત્યાં ચાલી જાય છે. તેણે બાગમા જઇ જોયું તો જણાયું કે તેનો પ્રાણ પ્રિયતમ વસંત, પેલા વૃક્ષ તળે સુતો છે. ધીમે ધીમે તે તેની પાસે જઇ ઉભી. તેની માધુર્ય પૂર્ણ મુખમુદ્રા અતિ પ્રેમથી જોવા લાગી. તેનાં બિડાયલાં નેત્ર, વિસાળ કપાળ, સંપુટ સદ્દશ રકત હોઠ, કાળા કાળા ગુંછળા વળેલા વાળ, ધનુષ્યાકાર ભ્રકુટી, અને શ્વેતવર્ણું શરિર કાંતિ જોઇ તેનું શરિર કમ્પવા લાગ્યું. શરિરની સર્વ શક્તિ જાણે વસંતે હરી લીધી હોય તેમ તેમ તે અશકત થઇ ગઈ. તે નિશ્ચલ દ્દષ્ટિથી વસતને જોવા લાગી. તે જેમ જેમ તેને જુવે છે તેમ તેમ તેના ઉપર તેની ઇચ્છા વધતી જાય છે. કનકના હૃદયમાં પ્રેમ સાગર ઉછાળા મારી રહ્યો છે તેના કોમળ કાળજામા પ્રેમ તરંગની છોળો એક પછી એક વાગે છે. તે કોમળાંગી એવા સપાટા સહન કરવા શું શક્તિવાન છે? તોપણ પ્રેમને માટે તેને દુઃખ સહન કરના વિના છુટકો નથી. જૂવો! જૂવો! તે ઉભી ઉભી કમ્પે છે! આમ તેમ હાલે છે! તેનો છાતીનો ભાગ ધડકે છે! તેના હોઠ ફફડે છે! નેત્ર વારંવાર બંધ થઇ ઉઘડે છે! તેજ તેના હૃદયના ઉછળતા પ્રેમની સ્થિતી કહી આપે છે.

હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થઇ એવી વ્યાકુલતા કેમ કરે છે તે કોઇપણ કવિ અથવા કોઇ વિદ્વાન લેખકો જાણી શકયા નથી. પ્રેમનો એ એક અજબ ચમત્કાર છે. આપણે તો શું પણ કોઇપણું મનુષ્ય તે જાણી શકતુ નથી. એ પ્રેમથી હૃદયમાં કેવી વ્યાકુલતા થાય છે તે પ્રેમીઓ પણ જાણતાં નથી, તેઓ અનુભવે છે કે પ્રેમથી હૃદયમાં મહાવ્યથા થાય છે. મહા ચમત્કાર થાય છે, મહા ઉથલ પાથલ થાય છે, પરંતુ શાથી થાય છે તે કોઇ કહી શકતું નથી.

ગમે તેમ હો, ધીમે ધીમે તે તેની પાસે બેઠી હજુ તે તેના મુખ,રહાસ્ય જૂવે છે. તેનું હૃદય જોરથી ધડકે છે. ધીમે ધીમે હવે તેણે લજ્જા ત્યાગ કરી. તેણે વસન્ત કુમારના સ્વચ્છ કપાલ ઉપર, પછી તેના ગાલ ઉપર હાથ ફેરવ્યો અને પછી તેના હાથમાં હાથ મુકયો. વસન્ત એકદમ ચમકીને જાગ્યો. નેત્રો ઉઘાડી જોયું તો, જેણે તેના હૃદયમાં પ્રેમવજ્ર માર્યું હતુ તેજ મોહિની મૂર્તિને જોઈ ચકિત થયો. તેણે પણ હવે લજ્જા ત્યાગી તેણે કહ્યું: મોહિની! મોહ લગાડીમ્હારા હૃદયને વિચૂર્ણ કરવું એ શું પ્રેમીની ફરજ છે?

" વિચૂર્ણ થયલા હૃદયને સાંધી દેવું એજપ્રેમીની ફરજ છે તમારા દર્શન પામી કૃતાર્થ થઇ." કનકે જરાક હસતાં ઉત્તર આપ્યો.

તે બેઠો થયો. તેણે કનકનો હાથ પોતાના હાથમાં દાબી વાતો કરવા લાગ્યાં. પ્રથમ દર્શન કરવામાં જેટલો પ્રેમ હતો તે હવે વાતચિત કરતાં બમણો વધ્યો, પ્રથમ કેવલ નેત્રો તૃપ્ત થતાં હતાં હવે વાતચિત કરતાં કાન પણ તૃપ્ત થયા પ્રથમ હૃદયમા પ્રેમ હતો. હવે હોઠ ઉપ,

આવા આવા વિચાર કરતો સાયંકાળ થતાં બગિચામાં આવી ચડયો. આમતેમ ફરવા લાગ્યો. એટલામાં તેના કાને નૂપુરની મધુર ધ્વની સંભળાય છે. ઝીણી ઝીણી ઝાંઝરનો મધુર અવાજ આવતો હતો તે દિશા તરફ જોવા લાગ્યો. પણ કોઇ જણાયું નહીં. અંધારામાંથી એકાએક કોઇ બાલિકાને આવતી જોઇ. તે સ્હામુ ગયો. ત્યાં તેણે પોતાની પ્રિયતમા કનક લતાનાં મુખચંદ્રનું દર્શન કર્યું. તે કનકના શરિરની શોભા સ્હામું જોઇ રહ્યો. આંખમાં ઝીણું કાળું બીંદુ, શરિર ઊપર અત્તર, ફુલેલ સહ પીળો રંગ, સોનેરી અને રેશમી બુટ્ટાથી ભરેલી, કીમતી ઓઢણી, ફેશનેબલ રેશમી ચોળી અને રેશમી ચણીયો, હાથની આંગળીએ મણીની મુદ્રિકા, ગળામાં હિરાનો ચમકતો બહુ મુલ્ય હાર, હાથમાં મોતીની જડેલી બંગડીઓ આ સઘળું તે ઘડીવાર જોઈ રહ્યો. હમણાં તેની સુંદરતામાં પહેલાં કરતાં અનુપમ સુંદરતા અનુપમ શોભા જણાય છે. હમણાં તે પહેલાના જેવી કનક નથી તેતો કોઇ સ્વર્ગની અપ્સરા સમાન જણાય છે. તેના નેત્રમાં પહેલાં કરતાં દશ ગણો પ્રેમ જણાય છે. તેના મુખ ઉપર પહેલાં કરતા દશ ગણી લાવણ્યતા જણાય છે. વસન્ત ઉન્મત્તની પેઠે એકદમ તેને પ્રગાઢ આલીંગન દઈ, તેના નેત્ર, ગાલ ઉપર અનેક ચુંબનો દઇ હાથમાંના એક પડિકામાંથી કાંઇક સફેદ ભુકી મ્હોડામાં નાંખી.

કનકે વિનતાથી પુછ્યું. પ્રાણેશ ! એ શું હતું ? તમે એકલાજ પ્રાશન કરી તૃપ્ત થશો?

વસન્તે હસતાં કહ્યું: મધુરી ! એ વિષ છે, શું તમારા વિયોગમાં હું ક્ષણ માત્ર પણ જીવન ધારણ કરી થઇ શકું ? તેથીજ મેં વિષ ખાધું છે. હવે તમે લગ્ન કરી સુખી થજો. ઇશ્વર તમારૂં બન્નેનું ચિરાયુ કરે. તમારૂં કલ્યાણ કરે.

કનકે તેના હાથમાંનું પડિકું છીનવી લીધું. વસન્તે પુછ્યું: એને શું કરશો?

વસન્ત પુછતો હતો એટલામાંજ કનકે પડીકામાં રહેલું શેષ વિષ મ્હોડામાં મુકી દીધું. તેણે જવાબ આપ્યો ચાલો, આપણે બન્ને સાથેજ સ્વર્ગમાં ચાલીશું. તમે એકલા જઇને ત્યાં શુ કરત? તમને મ્હારા વિના ભટકવું પડત ! એમ કહી વસન્તના હાથમાં હાથ ભેરવી બન્ને બગિચામાં ફરતાં પ્રેમવાર્તા કરવા લાગ્યાં.

× × × ×

પેલા મેહેલ આગળ જાન આવી ગઈ છે લગનની તૈયારી થઈ ગઈ છે. ચારે તરફ ભારે ધામધુમ થઇ ગઇ છે. શાસ્ત્રીએ કહ્યું: કન્યા પધરાવો, કન્યા પધરાવો, અર્ધ ઘડીનો સમય છે.

કન્યાના માતા પિતા કન્યાને શોધવા લાગ્યા. મોટી મશાલો લઇ આખા મેહેલના ઓરડાઓ જોઇ વલ્યાં. કયાંય પણ કનકનો પતો નથી. કનક કયાં ગઇ તે વિચારમાં બધાં પડયાં. કનકના પિતા વિગેરે બગિચામાં ગયા. ત્યાં પેલાજ કાળ વૃક્ષ નીચે કનક કોઇ અપરિચિત યુવાનના ગળામાં હાથ નાંખી સુતી છે. યુવાનના હાથ કનકના ગળામાં પડયા છે. તે યુવક કોણ છે તે તેઓ ઓળખતા નથી. હાથ વડે જોતાં જણાયું કે એમાંથી એકના શરિરમાં પણ પ્રાણ નથી. લગ્નના આનંદમાં વિઘ્ન થયું. વરરાજા અને તેના જાનવાળા દિલગીર થતા પાછા ગયા. લગ્નની સામગ્રી શોકમાં ઉપયોગ આવી ! સર્વે કહેવા લાગ્યાંઃ—

સ્વર્ગીય પ્રેમનો એવોજ મહીમા છે. !

ડાહ્યાભાઇ રાંમચંદ્ર મ્હેતા.

ભારત જીવન.

પુસ્તક ૩. મુંબઈ માર્ચ ૧૯૦૫. અંક ૬.

# લૉર્ડ કર્ઝનની સરકારના ઉત્તર !!

Gushed with honourable scars,
Low in Glory's lap they lie,
Though they fall, they fall, like stars,
Streaming splendour through the sky,

હિંદુસ્તાનના રાજ્યાસન ઉપર બિરાજી, હિમાલયથી કન્યાકુમારી સુધીનું રાજ્ય કરનાર લૉર્ડ કર્ઝનની કારકીર્દી માટે આ દેશની પ્રજાએ, નહીં રાખેલી આશા, પ્રકાશમાં આવી ચુકી છે! હિંદુસ્તાનની હાકમીઉપર આવતાં પહેલાં ઇંગ્લંડમા અપાયલા ભાષણ ઉપર, એ નામદારે. જે ઉગ્ર આશાનાં કિરણો ઝળકાવ્યાં હતાં તે સઘળા એક પછી એક ઝાખા પડી ગયાં છે! આ દેશની લગામ હાથમા લીધા પછી કહો કે પછી આ દેશને કિનારે પગ મુકયા પછી અઁગ્લોઇન્ડિયનોદ્વારા એમના મસ્તિકમા ગોઠવાયલું યન્ત્ર એકાએક એવું ફેરવાઇ ગયું છે કે તેમની રાજ્ય પધ્ધતિ માટે સમસ્ત હિંદુસ્તાન દેશ ચારે તરફથી ખળભળી ઉઠયો છે! એમાં કાઇપણ સંદેહ નથી! આ દેશની સાત્વિક પ્રકુતિની પ્રજા, આ દેશની પ્રજાના દુઃખ અને આ દેશની પ્રજાને જોઇતા રાજ્યદ્વારી-વ્યાજબી હકો કે જેને લીધેજ આ દેશની નિર્માલ્ય-કંગાલ-થયલી પ્રજાની ઉન્નતિ થઇ શકે એમ છે એ સઘળું યથાવિધિ તપાસવાની તેમની ફરજ હતી. તેમાંથી પ્રજાનું અંતઃકરણ જોઇ કાઢવું અને તેમને-હિંદીઓને-સંતોષ આપવો એ પણ તેમની ફરજ હતી. પાછલા વૈસરૉયોએ ચલાવેલી રાજ્ય પદ્ધતિ, તેથી થયલી પ્રજાના હ્રદયમા નિરાશા, હમણા પ્રજામાં ચાલી રહેલી અશાન્તિ, એ અશાંતિને માટે અમુલ્ય ઔષધ શું? આ વિગેરે અતિ અગત્યના પ્રશ્નોનો વિચાર, નિરાકરણ અને ઔષધ આપવાની ફરજ પણ એ નામદારશ્રીનીજ હતી! પરંતુ જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ સમસ્ત હિંદીવાનોની ખાતરી થતી ગઇ છે કે એ નામદારશ્રીના શાસનકાળમાં અને એમની સાસનપદ્ધતિમા હિંદુસ્તાનની પ્રજાના અંતઃકરણમાં જે પ્રકારનો અસંતોષ ફેલાયો છે તે અસંતોષ-વ્યાધિનું ઔષધ એમના હાથમાં હોવા છતાં તેઓ આપશે નહીં. અને તેમ નહીં થવાથી પ્રતિદીન હિંદુસ્તાનની પ્રજાના અંતઃકરણમાં બળતો ઉદ્વેગાગ્નિ વિશેષરૂપે સતેજ થતો રહેશે.

તારીખ ૧૦મી માર્ચને દિવસે કલકત્તામાં ભરાયેલી વ્યવસ્થાપક સભામાં આન. મી. ગોખલેએ લૉર્ડ કર્ઝનની સરકારને એક પ્રશ્ન કર્યો હતો કે. ૧૮૯૨થી ૧૯૦૨ સુધીનાં બાર વર્ષમાં વર્ષે ૫૦૦૦ અને એથી અધિક પગારના જેટલા ઓદ્ધા છે તેમજ તે ઓધ્ધાઓ ઉપર જે જે કર્મચારીઓ કામ કરે છે તે સઘળાનું એક લીષ્ટ આપવું પરંતુ આશ્ચર્ય અને અફસોસની વાત છે કે તે નામદારે તેવું લીસ્ટ આપ્યુ નથી! આ સ્થળે વિશેષ આશ્ચર્ય એજ થાય છે કે જે લૉર્ડ કર્ઝને-આપણને બાળક જેવા સ્વલ્પ બુધ્ધિ જાણી પટાવવાને કહો કે સમજાવવાને ૫ચોતેર રૂપિયાથી ઉપરના પગારવાળા નોકરોનું લીસ્ટ અને તે પણ ગયાં ચાલીસ વર્ષ સુધીનું-તયાર કરાવવામાં પરિશ્રમ નહીં સમજતાં હાજર કર્યું હતું તેજ બડા લાટ સાહેબને ભારે પગારના થોડા કર્મચારીઓનું લીસ્ટ બતાવતાં 'પરિશ્રમ જણાયો! આ ઉપરથી "સત્ય" ની નૌકાને વળગી રહેનાર, સમાધિનિષ્ટ અને સર્વ તત્વવેત્તા લૉર્ડ કર્ઝનના અંતઃકરણમાં કેવી ઇદ્રિજાળ રમી રહી છે, વાંચકો સારીપેઠે તેની તુલના કરી શકશે! જોકે વાચકો તો તેની તુલના બરોબર કર્યા શિવાય રહેશે નહીં, એમાં મીન, મેષ નથી તોપણ અમારે આ સ્થળે એટલું કહ્યા વિના ચાલે તેમ નથી કે ૫૦૦૦ રૂપિયા પગાર મેળવનારના લીસ્ટમાં યુરોપિયન અને યુરેઝીયનોનાંજ નામ આપણે જોઇ શકત. હિંદુઓનાં નામ તો રડયાં ખડયાં એકાદ બે નજરે આવત! આવું નૈરાશ્યદર્શક લીષ્ટ મી ગોખલેના હાથમાં જાય તો લૉર્ડ કર્ઝનના સત્યનો ઘડો ફુટી જાત! એમાં પણ કાંઇ શક નથી. અને તેથીજ કદાચ તે લીસ્ટ તયાર કરાવવાનો પરિશ્રમ તે નામદારે લીધો ન હોય તો તેમાં કાંઇપણ આશ્ચર્યજનક નથી!

વાઇસરોયની અને ગવર્નરની ધારાસભાઓમાંથી, દેશી સભાસદોને પોતાના પ્રશ્નોના આવા નૈરાશ્યયુક્ત ઉતરો મળવાનું કાંઇ આ પહેલુંજ કાર્ય નથી! એવા સેકડો પ્રશ્નો થયા, સેકડો નૈરાસ્યમય ઉત્તરો અપાયા, સેંકડો વખત દેશી સભાસદો દિલગીર થયા! પરતુ તેમનું બળ કેટલું? તેમનું બળ એજ કે અંતઃકરણમાજ સમજીને ચુપ બેસી રહેવું! લૅન્ડરેવેન્યુ બીલ વખતે મુંબાઇની ધારાસભામાથી જે દેશી સભાસદો નીરાશ થયા હતા અને અંતે તેમને કૌંશીલ-માંથી પોતાની ખુરશીઓ છોડી ચાલી જવાનો સમય આવ્યો હતો અને તે વખતે લૉર્ડ સૅન્ટહર્સ્ટની સરકારે તેમની લેશ પણ પરવા નહોતી કરી એ એવુંજ બતાવી આપે છે કે ગવર્નમેંટ પોતાની ઇચ્છાનુસાર કાયદાઓ બાંધે અને તેમાં સભાસદોએ ચેં ચેં પેં પેં કરવું નહીં! એવાં એવાં જોઇયે તેટલાં ઉદાહરણો મળી શકે એમ છે અને તેથી આ વખતે પણ આશ્ચર્ય થવાનું પ્રયોજન નથી! કારણકે લૉર્ડ કર્ઝન જેવી રીતે કુટિલ રાજનીતિજ્ઞ છે તેવીજ રીતે દમ્ભિક આત્માભિમાની પણ છે, ગયે વરસે તેમણે જે લીસ્ટ બહાર પાડયું હતું તેમાંથી પણ વર્તમાન પત્રોએ દોષ દર્શાવ્યા હતા. તે લીસ્ટમા પણ તાબુકાના લશ્કરી

ઑફીસરો અને બીજા કેટલાક વિભાગના કર્મચારીઓનુ લીસ્ટ આપ્યુ નહોતું. લૉર્ડ કર્ઝન એ અપમાન સહન કરે તેવા નથી! તેમણે પોતાના આશ્ચર્યમય સત્યને આધારે જોઇયે તેવા જવાબો તયારજ રાખ્યા હતા. મી૦ ગોખલેએ માગેલું લીસ્ટ આપ્યું હોત તો તેમાથી ભુલો શોધી કહાડી બીજી વખતની ધારાસભામા કંઇક નવો પ્રશ્ન ઉત્પન્ન થાત! એજ બ્હીકથી તેમણે માગેલું લીસ્ટ આપ્યું નહીં એમ સર્વત્ર અનુમાન થાય છે નહીં તો પંચોતેર રૂપિયા મેળવનાર નોકરોનું ચાલીસ વર્ષનું લીસ્ટ તયાર કરાવ્યુ તેને ૫૦૦૦થી ઉપરના પગાર મેળવનાર, થોડા અધિકારીઓનુ, ૧૨ વર્ષનુ લીસ્ટ તયાર કરાવવામા પરિશ્રમ કદીપણ જણાત નહીં હા, તેમાથી એટલુજ જણાઇ આવત કે એવા મ્હોટા પગાર મેળવનાર યુરોપિયનો વધારે છે અને લૉર્ડ કર્ઝન સમુદ્રના ફીણ જેવા જે "સત્ય" ને મજબુત આધારરૂપ પકડી રહ્યા છે તે કદાચ પ્રકાશમા આવી જાત!

૧૮૯૨મા ઇંગ્લંડની પાર્લામેન્ટમા જે હિસાબ બતાવવામા આવ્યો હતો તે ઉપરથી જણાય છે કે જે અંગ્રેજ અમલદારો વાર્ષિક દોઢ લાખ અને તેથી વિશેષ પગાર મેળવે છે તેમને માટે ભારત ગવર્નમેંટના ખજાનામાથી વાર્ષિક ૨૧ કરોડ રૂપિયા વ્યય થાય છે આગળીના વેઢા ઉપર ગણાય તેટલા ગોરા અંગ્રેજોને માટે ગવર્નમેંટ ૨૧ કરોડ રૂપિયા ખર્ચ કરી નાખેછે પરંતુ એટલા હિંદુ, મુસલમાન કર્મચારિઓ માટે ફક્ત ૫ કરોડ ૨૫ લાખથી વિશેષ ખર્ચ કરતી નથી!

આ તો બાર વર્ષ ઉપરની વાત થઇ, હવે તે પછીનો હિસાબ જોઇયે તે પછીના બાર વર્ષમા સરકારને આવક અને ખરચ બને વધ્યા છે બાર વર્ષ પહેલા સરકારના ખજાનામા સાડીચોપન કરોડ રૂપિયા આવક હતી, આજકાલ ૭૧ કરોડની આવક થઇ છે આવક પ્રમાણે ખરચ પણ વધ્યો છે સાસનયંત્રના વિસ્તાર સાથેજ અમારે, ગૌરાંગ પ્રભુઓના પ્રતિપાલન માટે પહેલાના કરતા હમણા અધિક રૂપિયા આપવા પડે છે, લૉર્ડ કર્ઝને ગયે વર્ષ વિષમ અંધજાલ ફેલાવવાનો યત્ન કર્યો હતો તેમણે બતાવ્યુ હતુ કે પહેલા કરતા હમણા ઊચ્ચ અધિકાર ઉપર ગૌરાંગો કરતા દેશીઓને વધારે નિમવામા આવે છે પરંતુ વર્તમાનપત્રોએ તેમની તે ઇંદ્રજાલનો પરદો લેખીનીરૂપી બાણોની સત્વર તોડી નાખ્યો હતો અને તેમણે બતાવી આપ્યુ હતુ કે નમદાર કર્ઝન સાહેબની સરકાર મિથ્યા ભ્રમાત્મક જાળ ગુંથી રહી છે! લાર્ડ કર્ઝનની સરકારે પાછલા ૪૦ વર્ષોનુ એક લીસ્ટ તયાર કરાવી તેમાથી એવુ બતવવાનો યત્ન કર્યો હોત કે અનુપાતને લીધે જે પહેલા કરતાં હમણા યુરોપિયન અને યુરેશિયનોના પગાર આદિમા ખર્ચ ઓછો થાય છે તો તેમા વિશેષ કહેવા જેવુ રહેત નહીં પરંતુ તે નાંમદારે સીધો માર્ગ નહીં ગ્રહણ કરતા આડો માર્ગ ગ્રહણ કરી

બાળકોને સમજાવવા જેવો ખેલ રચ્યો! પરંતુ તે ખેલનું રહસ્ય ઉઘાડું પડી ગયું. એમ થવાનું મુખ્ય કારણ હિંદુસ્તાનમાં ચાલતા આપખુદ રાજ્ય વહિવટથી સમસ્ત પ્રજાની રાજ્યદ્વારી જાગૃતી સતેજ થઇ છે તેજ છે. હિંદુસ્તાનની સરકારનો વહિવટ, આ દેશની પ્રજાના કોઇપણ પ્રકારના લાભ સાચવવાની કાળજીવાળો નથી, આ દેશની પ્રજાની આથક સ્થીતિ સુધારવાના આશયવાળો નથી અને આ દેશની પ્રજાને ઇંગ્લંડ જેવી ઉચ્ચ સ્થિતિએ મુકવા જેવી ઇચ્છાવાળો નથી. એ સઘળું આ દેશની હીંદી પ્રજા ઘણા વર્ષો ગયાં જોઇ રહી છે. અને મુંગે મોઢે સહન કરે છે. પરંતુ તે ઊપરથી ગવર્નમેન્ટે એમ તો ધારવું નજ જોઇએ કે એ દેશની પ્રજાને અધમ સ્થીતિમાં પડી રહેવા હેવાથી તેમના અંતઃકરણની લાગણીઓ અધમ થઇ જશે. પ્રકૃતિનો નિયમ એવો છે કે મનુષ્ય જે દશા ભોગવેછે તેતે પોતાના અંતઃકરણમાં સારી પેઠે જાણે છે, જેને ક્ષુધા લાગે છે તે તેના જાણવામાં તો આવેછેજ કે ક્ષુધા લાગી છે, વળી તેને શાંત કરવાને અન્ન મેળવવાનું પણ તેજ. મનુષ્ય જાણેછે પરંતુ ઇચ્છિત વસ્તુ મેળવવાનો સમય અને સાધન એ બનેની જોગવાઇ થતાં તે મળીજ જાયછે! પરમાત્માએ ઉત્પન્ન કરેલી પ્રત્યેક જાતિની, થઇ પડેલી પ્રત્યેક દશા માટે તે સર્વ શક્તિમાનનેજ ચિંતાછે. પ્રત્યેક વસ્તુને ઉચ્ચ નીચ દશામાં તેજ લાવી મુકે છે. એકને ભિક્ષુક બનાવી, બીજાને રાજા પણ તેજ બનાવે છે. અરણ્યમાં ઉડતી ધુળને બદલે ત્યા જળના પ્રવાહ પણ તેજ વેહેવરાવે છે, નિર્મળ, કોમળ જળના વેહેતા મોટા ધોધને સ્થળે કઠણ પરમાણુઓના પર્વતો પણ તેજ બનાવે છે. એક પ્રજાને બીજી પ્રજાના પગતળે કચડાવી અપાર દુઃખ પણ તેજ આપે છે તેમાં કચડાવાની શકિત આપી, દુખ સહન કરવાની શકિત પણ તેજ આપે છે તેજ પ્રમાણે મદમાં છાકી ગયેલી અને અહંકારવશ થઇ, કચડાતી, દુઃખીની દયા નહીં જાણનાર સબળ વ્યક્તિને, નિર્બળ વ્યક્તિના અસ્ત્ર શસ્ત્રોથી વિંધાવી નાંખનાર પણ એજ મહાન ન્યાયશીલ પરમાત્મા છે તેજ બધું કરે છે, જગત્ જેવા વિશાળ યંત્રની મુખ્ય લગામ તેના હાથમાં છે, તેજ નિર્બળને એક સમયે બળ આપી ચક્રવાત બનાવે છે, બળવાનને નિર્બળ બનાવી તેનો મદ ઉતારે છે નિર્બળના અંતઃકરણમાં બળવાન કિરણોનો પ્રકાશ પાડી અંધકારમાં ભટકતાનો તેજ છુટકો કરે છે. અને ત્યારેજ મદમાં છકી ગયેલા મનુષ્યોના નેત્રોઉપર પડેલી અંધારી દુર થાય છે. ઉદાહરણ તરીકે જાપાન અને રશિયાને જુવો! ન્હાનકડા જાપાને બળિષ્ટ, ધનિષ્ટ રશિયાનો કેવો પરાજ્ય કર્યો છે? પ્રત્યેક વ્યક્તિના અંતઃકરણમાં ઇશ્વરે સઘળાં તત્વો ભરીનેજ પૃથ્વિતલ ઉપર મોકલ્યા છે. દ્વંદ્વ યુદ્ધ કરનાર બે વ્યક્તિમાં એક સમય એક હારે છે, બીજે સમય બીજો હારે છે એ જેમ સમયનુ પારવર્તન છે. તેજ પ્રમાણે નાના પ્રજાનાં પરિવર્તનો છે. જે યુરોપખંડની પ્રજા

જંગલી હતી તેજ સુધરેલી થઇ છે, જે હિંદુસ્તાનની પ્રજા સુધરેલી હતી તે--યુરપને મન-જંગલી થઇ છે! પરંતુ તેથી પ્રત્યેકના અંતઃકરણની શકિત હીણુ ક્ષીણ થઇ છે એમ જાણવાનું નથી. તે શકિતનું અસ્તિત્વ તો જેવું ને તેવું છેજ. સમયના પરિવર્તન સાથે સ્થીતિઓનું પરિવર્તન થશે. એમ વેદાંતવાદીઓનું કહેવું અસત્ય થશે નહીં. લૉર્ડ કર્ઝન અને હિંદુસ્તાનની ગવર્નમેંટે હિંદુઓનાં વેદાંત તત્વોને જોવાં જોઇયે. ત્તેજ તેઓ પોતાની કુટિલનીતિ ત્યાગ કરી વાસ્તવિક સત્ય શું છે તે તેને સમજાશે, હિંદીવાનોના અંતઃકરણમાં સત્ય શું છે તે જણાશે. અને ત્યારેજ તેમને પોતાની મિથ્યા ચતુરાઇનું જ્ઞાન થશે. ત્યારેજ તેમના અંતઃકરણમાં ભરાયલો મમત્વનો અંધકાર દુર થશે. અને ત્યારેજ તેમને હિંદીવાનોની દ્રઢ રાજ્યભકિત સમજાઇ; તે સ્વાત્વિક પ્રકૃતિની પ્રજાઉપર વાસ્તવ સત્યતા પૂર્વક રાજ્ય કરી તેમની ઉન્નતિ કરવાના માર્ગ સુઝશે. હીંદીવાનોના અંતઃકરણના ભાવ અભ્યાસ વિના બીજી પ્રજાઓને નહીં સમજાય તેવા છે. તેથીજ ક્ષણે ક્ષણે અમલદારોને રાજ્યદ્રોહનાં ખોટાં સ્વપ્ના આવે છે પરંતુ સત્ય રીતે હીંદી પ્રજાને બ્રીટીશ ગવર્નમેંટનુંજ રાજ્ય અમર જોઇયે છે, પરંતુ હમણાંની ચતુરાઇવાળી આપ ખુદ રાજ્યનીતી જોઇતી નથી. હીંદીપ્રજાને તો પોતાની આર્થિક ઉન્નતીની અગત્ય છે. અને તે માત્ર મળવાથી બ્રીટીશ ગવર્નમેંટે સર્વસ્વ આપ્યું એમ તે સમજશે.

---

## અધીપતીની નોંધ.

વીસમી માર્ચને દિવસે કાયદા કૅાન્સિલની બેઠકમા કૉર્ટ ઑફ્ વૉર્ડસના બિલ ઉપર ઘણો વાદ ચાલ્યા પછી તે પાસ થયું છે. આ બિલ કાયદ—નો ઉદેશ એ છે કે ઇલાકામા મ્હોટા મ્હોટા અમીર, ઉમરાવો, રાજા, રજવાડાઓ, વિગરે ધનવાનોની સ્ટેટોની સુવ્યવસ્થા કરવી. જે સ્ટેટનો વારસ અજ્ઞાન, મુર્ખ કિંવા ઉડાઉ હોય, અથવા જે સ્ટેટો ઉપર કરજ થઇ ગયું હોય અથવા જેમને પોતાની સ્ટેટનો વહિવટ ચલાવતા આવડતુ નહીં હોય તેમના ઉપર પરોપકાર કરી સરકાર માબાપ સુવ્યવસ્થા કરશે! અને જ્યા સુધી તે સ્ટેટનો માલિક વ્યવસ્થા કરવા યોગ્ય થશે નહી ત્યાં સુધી બધું એક ઑફીસર મારફતે વ્યવસ્થા થઇ, સરકારના તાબામાં રહેશે! અર્થાત્ સ્ટેટવાલાનો હક કાયમ રહેશે અને વ્યવસ્થા સરકાર કરશે! જોકે ઉદેશ અતિ સ્તુત્ય છે. પરંતુ ૧૮૯૦ નો ૮મો ગાર્ડીઅન્સ એન્ડ વૉર્ડ ઍકટસ્ તેમજ ૧૮૧૮નો ૩૪, ૩૫, ૩૬, લ્યુનસી ઍકટ પાસ થયલો હોવા છતા આ નવા એકટની શુ જરૂર હતી તે સમજી શકાતુ નથી!! આ નવા ઍકટથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે સ્ટેટોવાલાને બિચારાઓને મ્હોટો ખર્ચ વેઠવો પડશે! વલી જેઓથી પોતાના સ્ટેટની વ્યવસ્થા બરોબર થતી નથી તેની સ્ટેટો એક વખત સરકારની વ્યવસ્થામાં ગયા પછી તેને અથવા તેના વંશજોને પુનઃ વેચાતી કિંવા એમને એમ પણ મળશે નહીં। સ્ટેટની વ્યવસ્થા કરતા આવડશે તેનેજ મળશે! સ્ટેટવાલા

ધનવાનો! હવે તમે મોજશોખમાં કિંવા નાચ રંગમાં કિંવા આડેઅવળે રસ્તે પૈસા ઉડાવજો!, પછી તમારી વાત છે! તમારી તેમજ તમારાં બાલ બચ્ચાંની ફીકર સરકાર માબાપને થવા લાગી છે! તમને સીધા દોર કરવા માટેજ એ કાયદો પસાર થયો છે!!!

* * * *

પોલિસ કમીશનનો રિપોર્ટ બહાર પડ્યો છે! કોણ જાણે કેવા મુહુર્તમાં કમિશન બેઠું કે રિપોર્ટને મહિનાના મહિના વહી ગયા! પેપરોવાલા હાથ પગ પછાડવા મંડી ગયા! છેવટે રિપોર્ટ બહાર પડ્યો! રિપોર્ટ જે કાંઇ કહે છે તેમાંથી સરકારે તત્વ કાઢી લઈ ઠરાવ જાહેર કર્યો છે કે: કમિશનની ભલામણ પ્રમાણે ઑફીસરોની નિમણુક, તેમના પગાર, સંબંધી કમિશને જે ભલામણો કરી છે તેને અમલમાં મુકવા સરકારનો વિચાર છે. કૉન્સ્ટેબલો, સબઇન્સ્પેક્ટરો, ઇન્સ્પેક્ટરોનો પગાર વધારી તેમને પ્રમોશન આપવાનો સ્પષ્ટ નિયમ કર્યો છે. આગી. સુપ્રીન્ટેન્ડન્ટ, ડિસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડન્ટ, અને ડેપ્યુટી ઇન્સ્પેક્ટર જનરલ, એમની નિમણુકો માટેની પરિક્ષા ઈંગ્લંડમાં લેવાય, ઉમેદવારો તૈયાર થશે, આ જગ્યાઓના પગાર વિશેષ વધાર્યા છે! આસીસ્ટંટ અને ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડન્ટની જગ્યાઓ દેશીઓને આપવામાં આવશે એવું આશ્વાસન અપાયું છે! ઇલાકામાં પોલીસોના પગારો વધારવામાં આવ્યા છે! વિગેરે બાબતો માટે એક કાયદો સત્વર ઘડી કાઢવામાં આવનાર છે. જે જે સુધારાઓ કરવાના છે તે પૈસાની તગીને લીધી ધીમે ધીમે અમલમાં આવશે. અને ૫૦ લાખ રૂપીયા ગ્રાન્ટ આપવાનું નક્કી થયું છે! હથિયારબંધ પોલિસની સુધારણ માટે વિશેષ લક્ષ આપવામાં આવશે જેથી લડાઇ ટંટાથી નિર્ભય રહેવાય! પોલિસખાતામાં છેવટનો પગાર કેટલો રાખવો તે પણ નક્કી કરવામાં આવશે!

* * * *

સરકારની આ સઘળી વ્યવસ્થા માટેની કાળજી રહી છે અને તે વ્યવસ્થા કરવી ઠીક છે પરંતુ જે કારણોને લીધે પોલિસ કમિશન બેસાડયું તથા જે કારણો માટે આટલો મ્હોટો ખર્ચ વેઠયો તે કારણો આ વ્યવસ્થાથી દૂર થશે તેમ નથી! ગુન્હાઓની તપાસ કરવામાં પોલિસો મારફતે લોકોમાં જબરો ત્રાસ પડે છે, પોલિસખાતાના ન્હાના મોટા ઘણા નોકરો બહુધા અશિક્ષિત હોય છે તેમજ તેમનું વર્તન બેપરવાઇનું હોય છે, તેથીજ લોકોને બિચારાઓને ત્રાસ પડે છે, એ કારણો માટે પોલિસખાતામાં શિખેલા માણસોનીજ ખાસ નેમણુક કરવી અને પોલિસ ખાતાને સુધારવું એ બાબતો સરકાર કેમ ભુલી જાય છે? વળી એ કારણોની ખાત્રિ થવાથીજ કમિશન નિમ્યું હતું. અને તે ઉપર રિપોર્ટ થયા પછી ઠરાવ બહાર પાડયો! જે મુખ્ય કારણો છે તેને માટે સરકાર કહે છે કે ગુન્હા ન થાય તેની વ્યવસ્થા કરવા, ગુન્હાની તપાસ કરી રિપોર્ટ કરવા, અને અપરાધી ઉપર કેશ ચલાવવા બાબત કમિશને જે સુચના કરી છે તે માટે કાયદામાં ઘણો સુધારો કરવામાં આવશે! અને તે માટે જુદો ઠરાવ પ્રસિદ્ધ થશે! ફોજદારી ન્યાયમાં સુધારણા માટે કમિશને જે ભલામણો કરી છે તે સરકારે કહ્યું છે કે પોલિસખાતામા નોકરોના સદ્ગુણ ઉપર એ સુધારણાનું અવલંબન નથી પણ લોકોનું શિક્ષણ, તેમની નિમકહલાલી, ગુન્હેગાર પકડી આપવાના કામમાં પો. ઑ. ને મદદ કરવાની વૃત્તિ, પરસ્પરમા ટંટા ફીસાદની શાંતિ વિગેરે બાબતો ઉપર તે અવલંબન રહે છે! સરકારનું આ કહેવું ભુલ ભરેલું છે! ત્યારે લોકોમાં એટલું શિક્ષણ હોય ત્યારે ટંટા ફીસાદ કે ગુન્હા થાયજ કયાંથી! અને પછી પોલિસખાતાને રાખવાની પણ જરૂર શું છે? ફોજદારી

ન્યાયપદ્ધતિ જે હમણાં ત્રાસદાયક કહેવાતી થઇ પડી છે તેનું મુખ્ય કારણ પોલિસખાતામાં ઘણાં અશિક્ષિત અને અર્ધ શિક્ષિત માણસો રાખવામાં આવે છે તેજ છે! પોલિસોને શિક્ષણ આપવાને માટે સરકાર સેંટ્રલ સ્કૂલ્સ કાઢનાર છે, પરંતુ તેમાં તો પોલિસખાતાના ઉપયોગનું "દૂરેલ દૂપ" નુંજ કામ શિખવશે! તેથી કાંઇ પ્રજાનું દલદર ફિટવાનું નથી સુશિક્ષિત માણસો પોલિસખાતામાં નહીં નિમવામાં આવે ત્યાં સુધી એ ખાતાની સુધારણા થનાર નથી.

* * * *

ચર્નીરોડના સ્ટેશન ઉપર ગઇ તા. ૨૫ મી માર્ચે એક દિલગીરી ભરેલો બનાવ બનવાથી કેટલાક ગ્રહસ્થ પેસેંન્જરોનાં મન ઘણા ખાટાં થયાં છે! ઉતારૂઓને લીધેજ રેલ્વે ટ્રેનો છે! અને ઉતારૂઓની દરેક સગવડ સાચવવાનેજ રેલ્વે ખાતાના ઉપરી અમલદારો ઘણી કાળજી રાખે છે! વળી રેલ્વેના ન્હાના મોટા અમલદારો, નોકરોને પણ પેસેન્જરોની સગવડ સાચવવાને સુચનાઓ આપવામાં આવે છે. ત્યારે રેલ્વે સ્ટેશનો ઉપર ફ્રૂટ વેચનાર "સ્ટૉલ મેનો" પેસેન્જરો સાથે એવી હલકી વર્તણુક ચલાવે છે કે જાણે તેમને કોઇ પૂછનારજ નથી! વળી ગમે તેવા ગૃહસ્થો સાથે ગમે તેમ બોલવુ, ગમે તેમ અપમાન કરવું અને તોછડા શબ્દો વાપરવા તેતો જાણે તેમને રેલ્વે કમ્પનીના ઉપરી અમલદારોએ સ્ટીફ્ટ કરી આપ્યુ હોય તેમ જણાય છે! ગઇ તા. ૨૫ મી માર્ચે રાતના સાડા આઠ વાગે એક સદ્ ગૃહસ્થ ચર્નિ રોડ સ્ટેશનના ડાઉન પ્લાટફૉર્મ ઉપર બેઠા હતા તે વખતે ત્યાનો સ્ટોલ મેન ફ્રૂટ વેચવા આવ્યો. તેણે તે ગૃહસ્થ આગળ કેટલાંક અંજીરો ધરી લેવા માગણી કરી! તે ગ્રહસ્થે બે ત્રણ વખત ના કહ્યુ પરંતુ તે હઠીલો છોકરો ત્યાંથી ખસ્યો નહીં અને ઉલટો હલકી ભાષામાં તે ગૃહસ્થની મશ્કરી કરવા લાગ્યો! એમ થવાથી તેની આસપાસ બેઠેલા ચાર પાચ ગ્રહસ્થોએ તેને ચાલ્યા જવા કહ્યું ત્યારે ઉલટો તે ગ્રહસ્થોનેજ દમ ભીડાવવા લાગ્યો! એટલામાજ ટ્રેન આવી પહોંચી! રેલ્વે કમ્પની અને તેના ઑફીસરો પેસેંન્જરોસાથે જેટલી નમ્રતાથી વર્તે છે તેટલી નમ્રતા જો આવા ઉછાંછળા સ્વભાવના ફ્રૂટ વેચનારાઓમા હોય તો પેસેન્જરોને કેટલો સંતોષ મળે! અમને આશા છે કે ચર્નિરોડના સ્ટેશન માસ્તર કિંવા રેલ્વે કંપનીના મ્હોટા અમલદારો આ બાબત ધ્યાનમા લઇ, એવા નાદાન મેવો વેચનારાઓને સકત નશીયત કરશે! અને બીજા સ્ટેશનો ઉપરના વેચનારાઓને પણ સકત બલામણ કરશે જેથી નિર્દોષ પેસેન્જરોને થતો અન્યાય અટકે!

* * * *

વડોદરામાં પ્રાસદ્ધ થતા વર્તમાનપત્રો ઉપર પાછી નવી ધાડ આવે એમ સંભળાય છે! વડોદરામાં ગાયકવાડી રાજ્ય છે અને તેને લીધે ત્યાના અમલદારોને ગાયકવાડી (?) ની અસર થાય એમાં કાંઈનવાઇ નથી! એવી અસરને પરિણામે તેમની ઑફીસોમા અને ન્યાયમા પણ ગાયકવાડી થાય એ પણ વારસામાં ચાલતુંજ આવેલુ છે! આ "ગાયકવાડી"ની સુસ્તી ઉડાવવા ત્યાંના પેપરો કેટલાક અમલદારનાં ન્યાયનાં અવલોકન કરી તેમાં છુપાઇ રહેલી ગાયકવાડી ઉઘાડી પાડે છે! તેજ કારણથી ત્યાંના અમલદારો નવો "પ્રેસ ઍક્ટ" કરવાની ચિંતાના સાગરમાં ડુબકી મારી રહ્યા છે! ગાયકવાડ સરકારના રાજ્યમાં એક "પ્રેસ ઍક્ટ" હયાત છે છતાં તેની બીજી કૉપી કેમ ઉભી કરવામા આવે છે તે સમજાતું નથી! જે કાયદો હાલ છે તે અંગ્રેજી રાજ્ય કરતાં પણ ઘણો સકત છે, અથવા કહીયે કે મોગલાઈ રાજ્યના જેવો છે તો અતિશયોક્તિ નથી! તેમ છતાં પેપરોવાળાના હાથ, પગ અને મોઢું બાંધી દેવાની ઇચ્છાથી બીજો કાયદો કરવાની જરૂર પડતી હોય તો તેના કરતાં જે જે અમલદારોમાં "ગાયકવાડી"

ભરાયલી હોય તેનેજ તેઓ પોતે કાઢી નાંખે તો રાજા અને પ્રજાને કેટલો બધો ફાયદો થાય ?, કદાચ તેમ પણ નહીં કરવાની ઇચ્છા હોય, કારણકે જેમ ઘણા દિવસથી જેના શરિરોમાં બ્રહ્મરાક્ષસ ભરાયો હોય છે તે સહેલાઇથી નિકળી શકતો નથી તેમ હોય તો જે જે અમલદારોનાં ગેરવર્તનમાટે વર્તમાનપત્રો ખોટી ટીકા કરતાં હોય તેમને ન્યાયમંદિરમાં લઈ જઇ સત્યાસત્યનો નિર્ણય કરવો એજ સુગમ માર્ગ છે। પરંતુ ન્યાય મંદિરે જવાથી જો તેવા અમલદારોનુજ ભોપાળું નિકળવાનો સંભવ હોય તો બિચારા પેપરોવાળાના હાથ, પગ બાંધી છુપો માર મારવો એ જીવન રહસ્યમા કૃતઘ્નતાનો દોષ વ્હોરી લેવા જેવું છે !

# જાપાનનો રણરંગ.

( રચનાર કવિ રા. રા. ભગવાનલાલ ડુંગરશી પાઠક ચોરવાડકર મું. મુંબઇ. )

લાવણી.

અતુલિત અણુગળ મહાબળી રૂશને, દાંતે તરણાં ચવરાવ્યાં;
જગત વિજય કીધો જાપાને, જસનાં ગુણગીત ગવરાવ્યાં,
સકળ મહિમા મહિમા વાધ્યો, શત્રુ શાખાશી ઉચરે,
હિમ્મત હોય હૈયામાં તો નર, પ્હાડ તણું પાણીજ કરે. ૧
ચાર કરોડે આઠ કરોડને, ઝડપી ઝંખવાણા કીધા;
મ્હા બળીયાના બળ ઉતાર્યા, હીણુએ હેબે દીધા;
દેવત દુનિયાને દરશાવ્યું, પ્રેમ શૌર્ય સરિતા ઉભરે,
હિમ્મત હોય હૈયામા તો નર, પ્હાડ તણું પાણીજ કરે ૨
નહિ ગણતીમા નાને દેશે, દેહ કપાટ ઠોકી દીધી,
ઝપાટી કીધી ઝડપ ધરીને, દુનિયા ગઇ ચિતમા ચોકી,
તનમન ધનબળ સકળ મેળવ્યુ, હિમ્મતના હથિયાર વડે,
હિમ્મત હોય હૈયામા તો નર, પ્હાડ તણું પાણીજ કરે ૩
ચીન ઝપાટ ભુલ્યુ નથી જેની, ચમચમાટ ચિતમા માને,
ધગધગાટથી ધરા ધ્રુજાવી, નહિ બુજાએ કો કાળે,
અન્ય રાજ્યના ધમંડ ઉતાર્યા, ડરકણુ માફક હૃદય ડરે,
હિમ્મત હોય હૈયામા તો નર, પ્હાડ તણું પાણીજ કરે ૪
નોગી નામ કર્યું ઇતિહાસે, ભોગીને જોગી કીધા,
અચળ સુદઢ ગઢ રૂશ તણા, જોતા જોતામા હાથ લીધા,
હાથ કર્યો જે હિમ્મતવી તે, સાત જનમ તક નહિ વીસરે,
હિમ્મત હોય હૈયામા તો નર, પ્હાડ તણું પાણીજ કરે ૫
જબ્બર જોવ ઓ જાપાની આ, અમોલ બળ યાથી આવ્યુ?
જોવા જેવુ જગમા કીધુ, ઝવેર છે ન્હોતું જાણ્યુ?
રગડા રણમા રાખી દીવા, વીરજનનીના વીર ઉદરે,
હિમ્મત હોય હૈયામા તો નર, પ્હાડ તણું પાણીજ કરે. ૬
સબળ સપમા પ્રેમશૌર્ય જ્યા સબળ હિમ્મતની સાથ ચડે.
બાળ યુવા વૃદ્ધ તે ચળના, લમણે કર દઇને કેમ રડે?
અતળ વિતળ અવળા થઇ જાએ, સ્વર્ગ રસાતળમા ઉતરે,
હિમ્મત હોય હૈયામા તો નર, પ્હાડ તણું પાણીજ કરે ૭
હિમ્મતમાં હરિ સાથ રૂડે છે, હિણુ હિમ્મતથી દૂર ખસે,
હિમ્મતની અણુમોલી કિમ્મત, સિદ્ધિ સકળ નવનિધિ વસે,
હિમ્મત હિણુ જણુ તે તરીને, ભગવાન અહા! બે જણુ ત્રગડે
હિમ્મત હોય હૈયામા તો નર, પ્હાડ તણું પાણીજ કરે ૮

# ઉત્તરાનું સ્વપ્ન.

(રચનાર—ભાઇશંકર કુબેરજી શુકલ મીગ્નલર—વેરાવળ.)

શિખરણી

સખી ૧લી—સુખે સુતા સુતી, સખિરિ ! વળી શો શોર કરતી,
તજી ગોપી જ્યારે નવઅવ થયો શોર દુઃખથી
"અરે રાધા પ્રેમી પતિ સુખ તને પ્રાપ્ત કરશે,
લવે શું યા શાન્ત ખબર કરૂ લે આ જનુનીને ૧

સખી ૨જી—તજી પ્યારે રાજે, પરણી નવ મ્હાલી પતિ થકી,
વિયોગી આ બાળા, પતિ તણું કરે દર્શન નકી,
દીઠો શુ સ્વપ્નામા, પતિ અતિ રતિ રાસ રમતો,
નકી તેથી થાકી, રૂદન કરતી ત્રાસ પીડતો. ૨

સખી ૩જી—રૂવે છે શું આવું ? નવ પતિતણો સગ ગણુ એ,
ન પામે સભોગ કુસમ—શર આ યો સખી કને;
શશી પાસે જેમ કુટીલ ગ્રહ રાહુ કનડતો,
તદા છે આ દુઃખી સ્મેર બહુ રડાવે પજવતો. ૩

સખી ૪થી—વિયોગી ના યોગી શુન્ય શુન્ય સખી શું લવીરહી,
"રણાગે આ ચાલ્યો નર—તનય શુ—" એમ વદતી;
મને ભાસે જુદુ અચીત અવળું કાંઇ બનશે,
જુવે છે સ્વપ્નુ આ ઝટઝટ જગાડો જનુનીને ૪

સખી ૫મી—પ્રભાતે હુ સાથે, ઉભી હતી સખી હર્મ્ય તલમાં,
વદીતી તે વારે "જ્વર પીડન થાયે શરીરમા,"
રખે તે વ્યાધીથી રૂદન થતું હોયે દુઃખ થતાં,
જગાડો માતાને ઝટપટ કરો ઔષધ રૂડાં. ૫

સખી ૬ઠ્ઠી—હવે મારૂ માનો અનુભવ લીધો છે અધીક મેં,
રડે જે સ્વપ્નામા સુખ અધિક પામે દીવસ તે;
સખી જાશે કાલે પ્રિય પતિ તણો સંગ કરશે,
સુખી થાશે પોતે વિરહતણી વ્યાધી મટી જશે. ૬

ગીતિ

માતા—કોલાહલ આ શો છે ? રૂદન કરે છેશુ ઉત્તરા આજે,
હુ ઝટ જાગી ઉઠી કેમ વિચારો અરે જગાડોને. ૭

ઉત્તરા—(સ્વપ્નામા બેભાનથી)

શાર્દુલવિક્રીડીત.

જાશો કયા પતિ આમ છેક વનમા મુકી મને એકલી,
વીની આ મૃગલી અતિ વલવલે બોલો ન શે જલ્દીથી,

ભાસે રૂપ ભયાનક ભુપતિ । આ શા કાજ ભાગી જશો।
માથેઅગ્નીતણીશીખા સળગતી હા । નાથા એ શું કહો. ૮
મેં દીઠા નહીં આપને પરણતાં કેવા હતા પ્રેમમાં,
આજે દંપતી આપણે મળી ગયાં જવા ન દેઉં હવા;
હા! હા! કેમ વિરૂપ વસ્ત્ર ધરીને વાળો પડાવ્યા બધા,
બેઠા આમ મહીપ ઉપર તમે શું આમ જોગી થયા. ૯
જ્યારે પાંડવ સાથ આપ વીચર્યા પાણી ગ્રહી માહરો,
તે દીથી રહી લાલસા નીરખવા આજે મળ્યા છો અહો;
હું આવું તમ સાથ આજ વનમાં મુકો મને ના અહીં,
જાણો છો યુવતી તણો ધરમ શો તો કેમ ધારો નહીં. ૧૦
આ તો રે નથી સ્વપ્નશું પ્રિયપતિ વાણી વદો વ્હાલથી,
નિશ્ચે આપનું દર્શન કરી કરી હું ભાન ભૂલી ગઈ;
ક્યાં ઉભી મુજ પાસ કોણ વદતાં તે શબ્દ ના સાંભળું,
મુગા કેમ વહ્યા જવા મન કરો છોડો તમારો ગૃહ. ૧૧
હા! હા! હા! રડતી રહું ક્યમ હવે છાની ન રાખો મને,
આવું નિર્દય રૂપ કેમ ધરીને આવ્યા અહીં આ સમે.

મન્દાક્રાન્તા.

રે! રે! નાથ! વચન વદતાં શું જરા પાપ લાગે,
મૂર્તી રૂપે અડગ વીલસો શું મને સત્ય લાગે ૧૨
હા! હા! પ્રાણ! બહીર નીકળી ચ્હોંટ આ ક્રૂર અંગે,
જ્યાં જાએ ત્યાં વળગી રહીને તેમને સુખ દેજે;
મેં તો દીઠું નથી નથી જરા સુખ સંસાર કેરૂ,
તેનું પાપ તમ શીર તમે જાણીને વ્હોરી લીધું. ૧૩

ઉપજાતી.

માતા— પુત્રિ! થયું શું ઉઠ ઉઠ બાપુ,
રડે શું ગાંડી વદ શું હું આપુ.
અરે નથી સાંભળતી તું કેમ?
વ્યથા તને શી વદ બેન એમ. ૧૪

ઉત્તરા—(પોતાની ધુનમાં)

માલિની.

અધધધ દુઃખ આવા કેમ હુથી ખમાય,
પકડી પકડી જાયે આપને કોણ હાય.

માતા— નથી નથી સુણતી શું માહરૂં વેણ તું તો,
નિરખું નિરખ સામુ મુખ ઢંઢોળુ છું જો. ૧૫

ઉત્તરા—(જાગ્રત થઇને)

ગીતિ.

અરે અહીં કોણ ઉભું માતા આવ્યા તમે અહીં કેમ.
શું મેં દીઠું આજે જમાત્ર રોક્યો નહીં તમે કેમ. ૧૬

### વસંતતિલકા.

માતા—સ્વપ્નુ વસ્યું ઊર વિષે દિલ ! ખોટું માન,
મિથ્યા ધર્યું દુઃખ અરે ભુલી કેમ ભાન,
આવ્યા નથી અહીં અરે તુજ પ્રાણનાથ,
શું શું વદે રડી રડી થઈ ઘેલી આજ. ૧૭
ઉત્તરા—ઘેલી નથી મુગ્ધ નથી નથી જુઠ કે'તી,
મેં તો દીઠા મુજ પતિ અહીં આ ઉભીતી,
મેં આપને નવ દીઠા તજી સર્વ લજ્જા,
કેવી અહીં વળગી હું મુજ પ્રાણ પ્યાગ. ૧૮
માતા—રે પુત્રી તું સમજીને મનથી વિચાર,
શય્યા તજી નથી હજી કયમ બેઠી પાર;
સ્વપ્નું થયું નકી તને મનથી નિવાર,
રે ઉઠ તુ શયથી પડી છે સવાર ૧૯
સ્વપ્ના તણી ક્દીય વાત ન સાચી માન,
એ તો બધા મન તણા ભ્રમના વિચાર;
આજે સહુ સખી મળી બહુ ગીત ગાશે,
આનન્દ થાય તુજને સહુ તેમ રે'શે ૨૦

---

## પાપી પેટ.

(લખનાર—ઠક્કર પ્રાગજી ડોશાજી વારાહી.)

વેપારી બનીને તોલ બોલમાં પ્રપંચ કરૂં,
સોની બની સોના સંગ ત્રાંબુ ગાળિ ઘડયુ છે,
હોરાથી ભોળાની ટોળી લે ળવું ભવિષ્યભાખી,
કમાવાને નાણું ગાન તાને ચિત્ત ચડયુ છે
જોગી બની જટા ધારી છટાથી મતાને જોડું,
નારી બની નાચું, જાચું, સંતાડુ જે જડયું છે.
દોડુ દેશાવર, ચોરૂં, લુટું, ઝુંટું, લાચિ ખુચું,
શું કરૂ શ્રી હરિ પાપિપેટ વાશે પડયું છે.

### વૈરાગિ થયો પણ મન તો માયામાં.

સાધુ બની વેશ સારો સાધુ તણો સાવ ધર્યો
સાધુતા જણાય છે કે ખળતા આ ખિલિ છે
કામનીને તજી તોય કામની લાલચ્ય કરે
નામની મોટાઈ માટે મતિ આ રસીલિ છે.
સંસાર તજ્યો તથાપિ સ્વાર્થ્ય સરવ સાધે
સંસારીના યત્નથી ક્યાં એની મતિ ઢીલિ છે
માયા તજવાને રામ ભજવા વૈરાગિ થયો
માયા મેળવવા માટે તોય મતિ લિલિ છે.

# કુતુબ-મિનાર.

( લખનાર મી. અલારખા ચાંદભાઇ ઉમતાવાલા. )

પ્રાચિન હિંદુસ્તાનના પાયતખ્ત દિલ્લીની અપૂર્વ શોભા અને જાણવા લાયક , જગ્યાઓ વાંચકો સનમુખ અવાર નવાર આ "ભારત જીવન"માં આપવામાં આવી છે. આજે એ શહેરના પ્રખ્યાત "કુતુબ મિનાર"નું થોડુંક રસીલું વર્ણન અત્રે આપવું ઉચિત ધાર્યું છે.

આ મિનારાના સંબંધમાં જે જે વિદ્વાનોએ લખેલું છે તે આપીશું.

(૧) સર સૈયદ અહમદખાંએ "આસારસ્સના દીદ" નામનું એક પુસ્તક લખેલું છે, તેમાં તેમણે દિલ્લીની પ્રાચીન ઇમારતો અને ત્યાંના પ્રાચીન શીલા લેખોનું વર્ણન કરેલું છે, સૈયદ સાહેબનો મત છે કે કુતુબ મિનાર હિંદુઓનો હતો.

(૨) એ વિષયમાં એશિયાટિક સોસાયટીના "જનરલ"માં કેટલાએક વિદ્વાનોએ લેખ લખેલા છે, પરંતુ પુરા તત્વના સંબંધમાં જેનરલ કનિંગહામની સંમતિ ઘણા ભાગે ખરી મનાયછે.

(૩) તેમણે "આરકિઓ લૉજીકલ રિપોર્ટસ."ના પહેલા ભાગમાં કુતુબમિનાર સાથે હિંદુઓનો કશો પણ સંબંધ નહોતો પરંતુ તે ઇમારત મુસલમાનોની બનાવી છે.

(૪) તે શિવાય એડવર્ડ ટામ્સ સાહેબે પોતાની "પઠાન કિંગ્ઝ ઑફ દિલ્લી" નામના પુસ્તકમાં જનરલ કનિંગહામના મતને પુષ્ટી આપેલી છે. ટામ્સ સાહેબ બંગાળા, લંડન અને પેરિસની એશિયાટિક સોસાયટીના એક સભાસદ હતા. તેમણે પ્રાચીન બનાવોના સેંકડો નિબંધો આ સોસાયટીના "જનરલ"માં પ્રગટ કરેલા છે, તેમજ એજ વિષય ઉપર પુસ્તકો પણ રચેલાં છે, દિલ્લીના પઠાણ બાદશાહોના સંબંધમાં તેમણે જે પુસ્તક લખેલું છે તે એતિહાસીક તત્વોથી ભરપૂર છે, ટામ્સ સાહેબ જેવા વિદ્વાનની વિદ્વતા અદભુત હતી, તેમણે કુતુબમિનારના સંબંધ લખેલ વર્ણન અત્રે આપવામાં આવે છે.

દિલ્લીના છેલ્લા રજપૂત રાજા પૃથ્વીરાજ ચહુવાણનો પરાભવ કરનાર અને તે સાથેજ હિંદુ-સામ્રાજ્યનું હમેશાના લીધે નાશ કરનાર મુઇજ્જુદીન મહમદ બિન સામના નામથી વાંચકો અવસ્ય પરિચીત હશે, તે ઘોર દેશથી અત્રે આવ્યો હતો, તેથીજ તે આ દેશમાં મહમદ ઘોરીના નામે વધુ પ્રખ્યાત થયો, કુતુબમિનારના નીચેના ખંડમાં ઘણા લેખ છે તેમાં એક લેખમાં મહમદ ઘોરીનું નામ છે તે નીચે મુજબ—

"અસ્સુલ્તાનુલ્ મુ અજ્જમ, શહનશાહુલ આજમ,"

"માલિકે રકાબુલ ઉમમ, મૌલાયે મલુકુલ અરબ વ અજમ,"

"સુલ્તાનુસ્સલાતીન ફિલ આલમ, ગયા સુદ્દ દુનિયા વ દીન,"

"×××અબુલ્મુજફ્ફર મુહમ્મદ બિન સામ કસીમ"

"અમીરૂલ્મોમુનીન ખુલ્દ અલ્લાહ મુલ્કહૂ."

આ લેખમાં જે જગોપર ચોકડીનાં ચિન્હ મુકેલા છે. તે કેટલીક પંક્તીઓ જે મહમદ ઘોરીના વખાણમાં- અપૂર્વ વિશેષણો વાલી હતી તે છોડી દીધી છે; જેમ આ લેખમાં છે કે— "આપ આ વખતે સુલતાનોના સુલ્તાન છો, આપ દીન અને દુનયાંના દિપક છો, આપ અરબ અને અજમના માલેક છો" એજ પ્રકારની એમાં તારીફ કરેલી છે, આ લેખમાં મહમદની તારીફ સિવાય એટલું પણ નથી જણાવ્યું કે આ મિનારો કેવી રીતે અને કોણે બાંધ્યો.

કુતુબ મિનારની પાસેજ કુતુબુદ્દીનની જે મસજીદ છે તેના પૂર્વે દરવાજાના નીચે જે લેખ છે તે નીચે મુજબ:—

"ઇં હિસાર ગ ફતેહ કર્દ વ ઇં મસજીદ જામે રા"
"બિસાખ્ત બ તારીખ ફી શહૂર સન સબઆ વ સમાનીન"
"વ ખમ સમાયત અમીર અસફેહસાલાર અજલ કબીર"
"કુતુબુદ્દૌલા વ દીન અમીરૂલ ઉમરા એબકે સુલ્તાની."
"આ જુઝા ઇન્સારહૂ વ બિસ્ત વ હફ્ત આલતે બુતખાના"
કે દર હર બુતખાના દો બાર હજાર બાર હજાર દિલિવાલ"
સર્ફ શુદ બુદ દરીં મસજીદ બકાર બસ્તા શુદા અસ્ત."
ખોદાયે અજ્જ વ જલ્લ બરાં બંદા રહમત કુનાદ હરકે બરનીયતે બાની ખૈર"
"દોઆયે ઇમાન ગોયદ."

ભાવાર્થ—દીન અને દોલતના કેન્દ્ર, અમીરોના અમીર સુલ્તાન યૈબક એણે હીજરી સન ૫૮૭ (ઈ. સ. ૧૧૯૧)માં આ કિલ્લાનો વિજય કરી આ જામે મસજીદ બનાવી. આ મસજીદની ઇમારતમાં ૨૭ મન્દિર તોડી તેની તમામ ચીજો ઉપયોગમાં લીધી; આ મંદિરોમાં દરેક મંદિર વીસ વીસ લાખ દિલિવાલ (એક પ્રકારનો શિક્કો) ખર્ચ થયું હતું, જેણે આ કામની શરૂઆત કરી—તેને જે આશીર્વાદ દેશે તેનું ઇશ્વર કલ્યાણ કરશે.

મહમદ ગોરીએ પૃથ્વીરાજથી હાર ખાધી હતી, પરંતુ જ્યારે તેણે પૃથ્વીરાજ ઊપર વિજય મેળવ્યો અને દિલ્હીનું સિંહાસન છીનાવી લીધું ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ; આ વિજયની એંધાણી દાખલ "કુતુબ મિનાર બંધાવ્યો. દિલ્લ કબજે કરી મહમદ ગોરી સ્વદેશ ગયો અને અહીંઆં કુતબુદ્દીનને ગવર્નર બનાવી સોંપતો ગયો, કુતુબુદ્દીનને પોતાના માલીકના વિજયની યાદગીરીમાં બનાવી તેનું નામ, કેટલીક જગોપર, તેની પ્રશંસા પૂર્ણ ઉપાધિયોં સાથે તે પર ખોદાવ્યાં. કુતુબમિનાર કુતુબુદ્દીને બંધાવ્યો તેથી તે મહમદના નામે પ્રસિદ્ધ ન થતાં કુતુબુદ્દીનના નામે જગજાહેર થયો. ઇ. સ. ૧૮૬૨–૬૩ના "આરકિયોલોજીકલ રિપોર્ટ"માં જનરલ કનિંગહામ એ સિધ્ધાંતથી લખે છે કે:—"આ મિનાર મુસલમાનોની સ્વતંત્ર ઇમારત છે, પૃથ્વીરાજ અથવા બીજા કોઇની પણ ઇમારત તોડીને આ ઇમારત બનાવેલી નથી," આ મિનારા અને તેની પાસેની કુતુબની મસજીદ– બને એકજ સમયે હીજરી સને ૫૮૭ (ઇ. સન ૧૧૯૧)ની લગભગમાં બનાવેલી છે, એજ વખતે દિલ્લી મુસલમાનોના હાથ થઇ!! યદિ કોઇ પ્રાચિન ઇમારતને તોડીને આ મિનાર બનાવેલો હોત તો તે ઉપર કુતુબની મસજીદની માફકજ વખાણના અતિસયોક્ત ભરેલા લેખો કોતરેલા હોત, ઊપર જે ૨૭ મંદિરો તોડાવી તેનાથી મસજીદ બંધાવ્યાની વાત લખાઇ અને આવા વિજય સ્તંભ તેનું નામ વગીક પણ ન હોય એજ આશ્ચર્ય!! હિંદુઓના પ્રાચીન સ્થાનો તોડાવી તે ઉપર મુસલમાન બાદશાહો ઇમારતો બંધાવતા હતા તે ઉપર પણ પ્રાચીન સ્થાનોના વર્ણનનો લેખ પણ કોતરાવતા હતા તેવું ઉપલા મંદિરોના સંબંધમાં કશું નથી. એ વાતનું પ્રમાણ કુતુબની મસજીદ શિવાય "અઢી દિવસની ઝુંપડી"ના નામે પ્રસિધ્ધી પામેલી અજમેરની મસજીદ છે, પ્રાચીન મૂતઓ અને પ્રાચિન મંદિરોના નિશાન પ્રત્યક્ષ દેખાય છે, આ મસજીદ પણ

મુઈન્જુદીન મુહમદ બીન શામના શાસન કાળમાંજ બનેલી છે, તે ઉપર જે લેખ છે તે કર્નલ 'લીઝ' એણે પ્રકાશિત કર્યાછે, તેમાં ચોખ્ખું લખેલું છે કે-મંદિરોને તોડાવી નાખી આ મસજીદ બનાવી છે, "તાજુલમ આસિર" નામના ઈતિહાસમાં પણ એ વાત સ્પષ્ટ લખેલી છે, જો કોઇ પ્રાચીન ઇમારત તોડાવી આ મિનારો બંધાવેલો હોત તો એ વાતનો ઉલ્લેખ અવસ્ય એ ઉપર કોતરેલ હોત, તેના લેખ જેમાં મહમદ બીન સામનું નામ છે તે સાક્ષી આપે છે આ તેનો વિજય સ્તંભ છે, તેના નામથી કુતુબુદીને બધાવ્યો, કુતુબ મિનારના નીચેના ખંડમાં એક લેખ હતો જે તદન ઘસાઇ ગયો છે, પરંતુ "કુતુબુદ્દીન અમરિહસાલાર"નું નામ હજુ સુધી વાંચી શકાય છે, તે ઉપરથી પણ સિધ્ધ થાય છે કે "મહમદ ગોરીના વિજય સ્તંભતરીકે કુતુબમિનાર સિપેહસાલાર કુતુબુદ્દીને બંધાવ્યો."

ફિરોજશાહના સમયમાં કુતુબમિનાર ઊપર વિજળી પડી હતી તેથી તેના એ ખંડ છણ્ણ થઇ ગયા હતા, એ બને ખંડો ફિરોજશાહે હીઝરી સને ૭૭૦ અર્થાત્ મિનાર બનાવ્યા પછી ૧૮૩ વરસ પછી નવેમ્બર બંધાવ્યા હતા. તેનો લેખ નીચે મુજબ કોતરેલો છે —

"દરીં મનારહ સન સબઈ વ સબ આમાયા બ આફ્રત"
"બર્ક ખલલ રાહ યાફ્તા બૂદ, બતૌફીક રબ્બાની બર"
"કશીદા ઈનાયત સુબાની ફીરોઝ સુલ્તાની ઈ મુકામ"
"રા બયહતિયાત તમામ ઇમારત કર્દ ખાલિક બે ચૂ "
"ઇ મુકામ રા અજ જમીયઆફ્રાત મસયૂન દારાદ"

ભાવાર્થ—હીઝરી સને ૭૭૦માં આ મિનાર ઉપર વિજળી પડી, ફિરોઝશાહે તેની મરામત કરાવી. ઇશ્વર આ સ્થાનને આફ્તોથી બચાવે

ફિરોઝશાહે પોતાનુ જીવન ચરિત્ર પોતાનેજ હાથે લખેલું છે, જે "ફ્તૂ હાતે ફિરોઝશાહી" ના નામે પ્રસિધ્ધ છે, સર એચ ઇલિયટે પોતાના "હિસ્ટોરિયન્સ" [Historians] નામના પુસ્તકના ત્રીજા ભાગમા તેનો પૂરો અનુવાદ આપેલ છે આ આત્મચરિત્રમા ફિરોઝશાહે એક જગ્યોએ લખ્યું છે કે -

"વ મનારેહ સુલતાન મુઈનુજ્જુદ્દીન સામ રા કે અજ"
"હાદસૈ બર્ક ઉફ્તાદા બૂદ બેહતર અજ આઁ કિ બૂદ અજ"
"જગનિકાય કદીમી બલન્દતર મરમ્મત કર્દા શુદ"

અર્થાત -મુઇનુજ્જુદીન સામનો જે મિનાર વિજળી પડવાથી તુટી ગયો હતો તે પહેલેથી પણ વધારે ઉચો બનાવરાવ્યો

કુતુબ-મિનાર બધાવ્યા પછી દોઢસો-બસો વરસમા થયેલો ફિરોઝશાહ એ ઇમારત મહમદ બીન સામ (મહમદગોરી) ની બતાવે છે, યદિ જો પૃથ્વીરાજે તે પોતાની પુત્રીના યમુના દર્શન માટે બધાંવેલો હોત તો ફિરોઝશાહ પોતાના આત્મ-ચરિત્રમા મહમદ ગોરીનું નામ શું કરવાને આપત ?

ઉપરની બીનાથી સિધ્ધ થાય છે કે-દિલ્હી (દેહલી) વિજય કરવાની એ ધાણી દાખલ મહમદ ગોરીના નામથી કુતુબ-મિનાર કુતુબુદ્દીન ઐબકે બધાવ્યો જે પ્રાચીન સમયની યાદ આપતો દિલ્હીમા હજુ પણ છે!!!

# કવિ માઘ.

( લખનાર-સ્વર્ગવાસી રા. રા. નારાયણ હેમચંદ્ર )

વૃતઃઆ કવિ ગુજરાતનો રહેનાર હતો એવું બલ્લાળકૃત ભોજ પ્રબંધ તથા મેરાતુંગા ચાર્યકૃત પ્રબંધ ચિંતામણિ, આ બે ગ્રંથમાં વર્ણન છે, તે તેજ પ્રદેશમાં રહેતો હતો એવી લોકવાયકા પણ છે. ગુજરાતમાં શ્રી માલનગર ઉર્ફે ભીનમાલ નગરમાં તે રહેતો હતો જેને પોતાનો સિદ્ધાંત શકે ૫૫૦માં પૂર્ણ કર્યો. તે પ્રસિદ્ધ જ્યોતિષી બ્રહ્મગુપ્ત પણ એ ભીનમાલ શહેરમાં રહેતો એ શહેરનું જુનું નામ બિલ્લમાલ અથવા ભીલમાલ હતું આ કવિનો દાદો સુપ્રભદેવ તથા બાપ દત્તક હતો. એવું માઘકૃત સ્વદેશ વર્ણન ઉપરથી જણાય છે.

ગ્રંથ-આ કવિએ શિશુપાલ વધ આ નામનું એક મહા કાવ્ય કરેલું પ્રસિદ્ધછે. તેમાં વીસ સર્ગ હોઇને ૧૬૮૪ પદ્યો છે. માઘ કવિયે રચેલા બીજા ગ્રંથો આજસુધી મળ્યા નથી પરંતુ સુભાષિતાવલીમાં ત્રણ શ્લોકોમાંથી પહેલાં બે વલ્લભદેવે પોતે એકઠા કરેલા માઘના નામથી ઉતારી લીધાછે. તથા ત્રીજો ક્ષેમેન્દ્ર કવિએ પોતાના ઔચિત્ય ચર્ચા ગ્રંથમાં માઘ કવિના નામથી ઉતારી લીધાછે એ ત્રણ શ્લોકો શિશુપાલ વધ કાવ્યમાં નથી. 'તેના ઉપરથી એ કાવ્ય શિવાય બીજો એકાદો ગ્રંથ કવિએ રચ્યો હોવો જોઇએ. ત્રણ શ્લોકોમાંનો પહેલો ભર્તૃહરિએ ઘણા કવિયોના ગ્રંથોમાંથી સારા સારા પદ્યો લઇને તથા તેમાં પોતાના બનાવેલા પદ્યો નાંખીને પોતાના ત્રણ શતકો તૈયાર કર્યાથી તેના શતકમાંના શ્લોકો બીજા કવિના ગ્રંથોમાં જોવામાં આવે તો આશ્ચર્ય થવાનું કારણ નથી. એટલુંજ નહિ પણ પ્રસંગવસાત્ ભર્તૃહરિના પછી થએલા પંડિતોએ હાલના ગ્રંથોમાંના શ્લોકો પણ તેના શતકમાં ઘુસાડયા હશે.

કાળનિર્ણય-ઇસ્વીસનના નવમા સૈકાનાં ઉત્તરાર્ધમાં કાશ્મીર દેશમાં આનંદવર્દ્ધનાચાર્ય નામનો એક વિદ્વાન હતો. તેણે પોતાના ધ્વન્યાલોક નામના ગ્રંથના બીજા ઉદ્દ્યોતમાં પણ કેટલીક ખુલાસો કર્યોછે.

શિશુપાલવધ કાવ્યના અનુક્રમે ત્રીજા તથા પાંચમાં સર્ગમાં શ્લોક ઉપરથી નવમાં સૈકાના ઉત્તરાર્ધની પહેલાં માઘ કવિ હતો એવુ સિદ્ધ થાયછે. શિશુપાલ વધના બીજા સર્ગમાં 'એક પદ્યછે. એક પદ્યના પહેલા ચરણમાં પંડિત જ્યાદિત્ય તથા વામને પાણિનીના 'સૂત્ર ઉપર કરેલી વૃતિ નામના પુસ્તક ઉપર જિનેન્દ્રબુદ્દિપાદાચાર્ય કહેલા ન્યાસ નામની ટીકાનો ઉલેખ માઘ કવિએ કર્યોછે. તેના ઉપરથી જ્યાદિત્ય તથા વામન અને તેની વૃતિઉપર ન્યાસ ટીકા કરનાર જિનેદ્રબુદ્ધિપાદાચાર્યની પછવાડે માઘ કવિ થયોછે એવું જણાયછે. વામન કાશ્મીરના રાજા જયાપીડનો મંત્રી હતો જયાપીડ ઇ. સ. ૭૭૯-૮૧૩સુધી ગાદી ઉપર હતો. તેના ઉપરથી માઘ કવિ ઇ. સ.ની નવમી સદીના પૂર્વાર્ધમાં હતો એવું સિદ્ધ થાયછે.

શિશુપાલવધ કાવ્યના દરેક સર્ગની આખરના શ્લોકમાં ક્યાંયપણ શ્રી આ ઉપપદ નાખવાનો કવિએ કરીને સંકેત તે કાવ્યને શ્યંક (એટલે શ્રી છે બિરૂધ જેનું એવું કાવ્ય) એવું કહ્યું છે રત્નાકર કવિએ પોતાના હરવિજય કાવ્યને રત્નાંક નામ આપીને દરેક સર્ગના અંતમાંના શ્લોકમાં "રત્ન" શબ્દ નાખ્યોછે. નયચંદ્રસૂરિ કવિએ હમ્મીર કાવ્ય નામનું એક કાવ્ય કર્યુ છે તેના પ્રત્યેક સર્ગની આખેરીના પદ્યમાં "વીર" શબ્દ ઘાલીને તેને "વીરાંક" એવું વિશેષણ આપ્યુ છે. શ્યંક "રત્નાંક તથા વીરાંક એ વિશેષણની અન્વર્થકતા આ ત્રણ કવિમે કેવી કરીછે તે શિશુપાલવધ સર્ગ ૧૮માંથી તથા હર વિજય સર્ગ ૮માંથી જણાશે વળી વધુ ખુલાસા માટે શ્રી હમ્મીરોપદ્રીર તથા હમ્મીરકાવ્ય સર્ગ ૧૩મો જોવો.

# લૉર્ડ ડેલહૌસી–પંજાબ પતન.

( ૨ )

તો પણ તેમણે એ મહત્ રાજ્ય મેળવનારૂતા, પુરસ્કાર સ્વરૂપ ગ્રહણ કર્યું નહીં ઉલટા તેને સુધરવા તૈયાર થયા. લૉર્ડ હાર્ડીંગ સાહેબ શિખ સેનાની ચંચળ ગતિ સારી પેઠે જાણતા હતા. પંજાબનું રાજ્ય જો કોઈ રાજનિતિજ્ઞ પુરુષના હાથમા નહીં સોંપવામા આવે તો તેનું પરિણામ માઠું આવશે એવું તે જાણતો હતો. તેથીજ પ્રધાન મંત્રીના બદલામા આ સમયે સર હેનરી લૉરેન્સને પંજાબનો કર્તા હર્તા વિધાતા બનાવવામા આવ્યા.*

લૉર્ડ હાર્ડિંગે કોઈ અયોગ્ય પાત્રના હાથમા આ ભાર સોંપ્યો નહોતો. યુદ્ધમા વીર અને રાજનીતિમા દક્ષ એ બન્ને ગુણ સર હેનરી લૉરેન્સમા સંપૂર્ણ હતા. જે વિરતા નેપોલિયન બોનાપાર્ટની આશ્રયદાતા થઈ, આ સકળ જગતને વિચલિત તથા ભયભિત કર્યું હતું તે સર્વ સંહારિણી વીરતા તો સર હેનરીમા નહોતી છતા તેની તેજસ્વિતા પણ અસાધારણ હતી. લડાઈના મેદાનમા શત્રુ જે પ્રકારે તેને કાળ મૂર્તિ જોઈ બ્હીતા હતા તેજ પ્રકારે તેનામા બાળસ્વભાવ કોમળતા અને મૃદુતા જોઈ પ્રસન્ન થતા હતા. સર હેનરીમા કોમળતા અને તેજસ્વિતા એ બન્ને ગુણ હતા. એ બન્ને એની પ્રકૃતિના ભૂષણ હતા.

૧૮૪૭મા પંજાબનો સાસન દંડ-રાજ્યકારભાર-આવા એક સુર્ત પ્રવૃત્ત અને કાર્ય કુશળ મનુષ્યના હાથમા સમર્પિત થયો. એજ સૌભાગ્ય હતું. સર હેનરીએ પોતાને પંજાબનો ઉત્તરદાતા જાણી આ ગુર્વો ભાર ગ્રહણ કર્યો. એના સાસન કાળમા ક્રમશઃ પુનઃ પંજાબની ઉન્નતી થવા લાગી. રણજીતસિંહનું રાજ્ય આ પ્રમાણે સુખશાંતિમા સન ૧૮૪૭ના વસંત સમય સુધી રહ્યું. જે ખાલસા સેના પ્રમત્ત થઈને પંજાબ તથા તેની આસપાસના દેશોમા અગ્નિ જ્વાળા ભભકાવી રહી હતી તે સેના હવે શાન્તિ માર્ગમા આગળ વધવા લાગી. રેસીડન્ટ સાહેબે વિજ્ઞાપનદ્વારા જાહેર કર્યું કે ખાલસાની લગભગ ઘણી સેના શાન્તિભાવથી કૃષિ કાર્યમા પ્રવૃત્ત થઈ છે. જે એ સમયે બ્રિટિશ ગવર્નમેંટો માટે અશાન્તી હતા તેજ આજે સરળતાથી કૃષિકાર બની રહ્યા છે. જોકે રેસીડન્ટે આવું પ્રસિદ્ધ કર્યું છતા પણ તેઓ પંજાબની ઉન્નતિ તથા સર્વત્ર શાંતિ સ્થાપનાની ચેષ્ટા કરવા લાગ્યા.

મહારાણી ઝિંદન પ્રસિદ્ધ વિરાંગના હતી. તેનું રાજ્ય બીજાના હાથમા જતું રહ્યું. સાત સમુદ્ર, તેર નદીઓને પાર રહેનાર જાતિ તેના રાજ્યમા આવીને મનમાનતી રીતે સાસન કરવા લાગ્યા તે તે વીર રાણીથી સહન થયું નહીં. તેણે જાણી લીધું કે બ્રિટિશ સિંહ, પંજાબને જે દૃષ્ટીથી જુવે છે તે ઉપરથી તો જણાય છે કે તે તેના પેટમા બરોબર ગયું. જરીક બ્રિટિશ ગવર્નમેંટે તેના પ્રિય પુત્રને પુતળા માફક નચાવવામા પણ કાંઈ બાકી રાખ્યું નથી. વિદેશી લોકોની આ અસ્પર્ધા, આ અનધિકાર પ્રિયતા તે તેજસ્વિની વિરાંગનાના

* A speech delivered at the farewell banquet to the Marquis of Tweeddale at Madras (Arnold's Administration of Delhousie Vol I P 78 Note ?)

હૃદયમા શૂળની પેઠે ખુંચવા લાગી ઝિન્દનથી ધીર મારણુ રહી શકી નહીં તે અંગ્રેજોને પાપાત્મા કહીને ઘ્રણા કરવા લાગી કામિનીનુ કોમળ હૃદય અપમાનના વિષથી મલુ થઈ ઉઠ્યુ

રેસિડન્ટ સાહેબ આ વિરાગનાના તેજને રોકવા તયાર થયા જે અગ્નિ શરીરની નસે નસમા પ્રવેશ કરી સળગી ઉઠીને ભડકો થઇ હૃદયને બાળી રહી હોય તે અગ્નિ એક બે જળ બિન્દુથી શી રીતે શાન્ત થાય ? રાણીને આત્મીય લેકોથી વેગળી કરી એક નિર્જન સ્થાનમા કેદ કરવી રેસીડન્ટને એક ઉત્તમ ઉપાય જણાયો વિના વિચારે પ્રમાણના આધાર વગર, માત્ર સંદેહના આધારથી રાણી ઝિન્દનને નિર્વાસનનો હુકમ કરવામા આવ્યો તેમનો ભાઇ આ દગાના લઇને રાજ્ય ભુવનમા ઉપસ્થિત થયો મહારાણી ઝિન્દને ચુપચાપ તે દગાનો સ્વિકાર કરી તેના વિરૂદ્ધમા એક અક્ષર પણ કહ્યો નહીં વીરતયા, તેજસ્વિની બાળા, અટલ ભાવથી ધૈર્ય ચિત્ત થઈ કારાગારમા ગઇ શેખપુર નામના ગામમા તેને રહેવા માટે ભુવન તૈયાર કરાવવામા આવ્યુ ૧૦મી ઑગષ્ટે રાણી ઝિન્દન રાજ્યતખ્તિની સોડમાથી નિકળી તે કંદર્પસ્થાનમા કારારૂદ્ધ થઇ. જોકે વિધાતાએ તેને રાજ્યપ્રસાદમા નિવાસ કરવાનુ નિર્માણ કર્યું હતુ, તેને કોમળ સ્વભાવની બનાવી હતી તથાપિ તેનો અભ્યંતર સ્વભાવ કોમળ નહીં હતો ઝિન્દન લાવણ્યમયી લલના હોવા છતા પણ અટલતાનુ ધામ હતી. તે અબળા હૃદયની અધિકારિણી હોવા છતા પણ ધીરતાનુ અવલમ્બન કર્યુ હતુ તે સુંદર કાન્તિમય હોવા છતા પણ ભીમ ગુણાન્વિત, દયાર્દ્ર અને વીરમણા હતી. જે વિકારે ઝિન્દનની હૃદયગ્રંથીને શિથિલ કરી રાખી હતી તે વિકારે તેને ધૈર્યતાથી સ્ખલિત થવા દીધી નહીં હૃદય ગ્રંથીને તોડી નાખી ધૈર્યની સીમાથી બહાર જવા દીધી નહીં પ્રકૃત વીર પુરૂષ અથવા વીર નારીની પેઠે ઝિન્દન પોતાના અટલ સ્વભાવથી પોતાની ભવિષ્ય દશા વિચારવા લાગી વિદેશી મનુષ્યો તેનુ ચરિત્ર ગમે તેટલુ નિન્દ કેમ સમજતા નથી ? વિદેશી ચિત્રકારોના નેત્રમા તેનુ ચરિત્રચિત્ર ગમે તેટલુ કાલિમામય કેમ ન જણાય ? કિન્તુ ઝિન્દન જેવી અટલતા અને સ્થિર હૃદયતા નારીસમાજમા કદીપણ નિષ્ફળ થશે નહિ એમા કદાપિ સંદેહ નહિ દ્રઢતા અને વીરત્વ એજ નારી રત્નમા દૃષ્યમાન થઇ

સુક્ષ્મ વિચારથી તો જણાય છે કે દોષને પ્રમાણિત કરીને દંડ દેવો જોઇએ. એજ જગતની રીતિ છે. પરંતુ હેનરી લૉરેન્સે, સભ્યદેશ નિવાસી હોવા છતાં પણ આવી સભ્ય રીતિ બતાવી હતી !

મહારાણી ઝિન્દનના કારાગાર દંડની સાથે સાથેજ પંજાબનો ગડબડાધ્યાય સમાપ્ત થતો જણાયો. આ પ્રમાણે વિના હરકતે શરદ્કાલનું આવાગમન થયું અને તેની ઇતિશ્રી પણ થઇ. ઋતુપરિવર્તનની સાથેજ સાસન સભાના અગ્રનાયકનું પણ પરિવર્તન થયું. હેનરી લૉરેન્સ, ઘણા દિવસ સુધી ગ્રિષ્મ પ્રધાન દેશમાં નિવાસ કરીને ઘણા અસ્વસ્થ થઇ ગયા હતા. તેઓ સ્વાસ્થ્ય લાભ કરવાને માટે સિમલા ગયા. સ્થાન પરિવર્તનથી શરિરની અસ્વસ્થતા તો કાંઇક ઓછી થઇ પરંતુ ડાકટરોએ તેમને આ દેશ ત્યાગ કરવાનો આગ્રહ કર્યો. હેનરી લૉરેન્સ પણ ઇંગ્લંડ જવા તયાર થયો. આ સમયે લૉર્ડ હાર્ડિંગે, ભારત સાસનનો ભાર લૉર્ડ ડેલહાઊસીને આપીને, ઇંગ્લંડ યાત્રાની તયારી કરી. હેનરી લૉરેન્સે પણ પંજાબનો સાસનભાર ભારતીય વ્યવસ્થાપક સભાના એક સભ્ય તથા સિવિલ કર્મચારી સર ફ્રેડરીકને સોંપી, હાર્ડીંગની સાથેજ ઇંગ્લંડનો માર્ગ લીધો. એટલે ભારત સામ્રાજ્ય, લૉર્ડ હાર્ડીંગને બદલે લૉર્ડ ડેલહૌસીના અને પંજાબનો સાસનભાર હેનરી લૉરેન્સને બદલે સર ફ્રેડરીકના હાથમાં આવ્યું.

મુખ્ય નાયકોના પરિવર્તનથી દેશમાં કોઇપણ પ્રકારની ગરબડ જણાઇ નહીં. નિશ્ચિતપણે નવુ વર્ષ આવી પહોંચ્યું

## મુલતાન.

પંજાબમા કોઈ સ્થળે કાંઇ પણ તોફાન ન થવા છતા બાજે સ્થળે એક ભયંકર બનાવ બન્યો. જ્યારે મહારાણા રણજીતસિંહે મુલતાન જીતિ લઇને પોતાનુ આધિપત્ય જમાવ્યુ હતું તેજ સમયથી એક એક દિવાન લાહોર દરબારને આધિન રહીને મુલતાનનુ શાશનકાર્ય કરતા હતા સને ૧૮૪૪મા સાવનમલ નામના એક ખુની દ્વારા મુલતાનના શાસન કર્તાનો વધ થયો તેના પુત્ર મુલરાજને, તેના પિતાનો વધ થવા પછી દિવાન બનાવ્યો. લાહોર દરબારે જાણ્યુ કે મુલતાનના ખજાનામા પુસ્કળ દ્રવ્ય છે તેથી નજરાણા તરીકે ત્રીશ લાખ રૂપીયા માગ્યા જેન લૉરેન્સ (લૉર્ડ લોરેન્સ પછીથી) ના મત પ્રમાણે પંડિત જ્વાલાપ્રસાદ અને ત્યાંના મંત્રિ રાજા હિરાસિંહ જીવતા રહ્યા હોતતો આટલા રૂપિયા અવશ્ય મળી જાત પણ તેઓનું મૃત્યુ થવાથી લાહોર દરબારની ઇચ્છાનુસાર કામ સિદ્ધ થઇ શકયું નહીં ! *

મીયા મીરના તહનામા પછી–સિખ રાજ્યમાં શાંતિસ્થાપીત થવા પછી–લાહોર દરબારના મંત્રિ રાજા લાલસિંહે એ રૂપિયા વસુલ કરવાને મુલતાનમા સેના મોકલી. ઝંગ નામનાસ્થાનમાં મુલરાજની સેનાએ આ સેનાને હરાવી નાખી. આ સમયે લાહોરના રેસીડન્ટ તરીકે એક પંચ નિમ્યું. અને ઘણા દિવસ સુધી ગરબડ થવા પછી બન્ને તરફથી એવું નિશ્ચય કરવામાં આવ્યુ કે મુલરાજ ઝંગ વિભાગને છોડી દે તથા નજરાણું અને પહેલાના બાકી વીશ લાખ રૂપિયા લાહોર દરબારને આપે. તેના શિવાય તેને કર પણ આપવો પડશે. મુલરાજે સમયનો વિચાર કરી

* Blew BooK 1847–49 P. 88 Edward "A. year on the Punjab" frontier Vol. II P 38.

આ મિમાંસા બાબત વાંધો ઉઠાવવો. નહીં. પરંતુ રેસિડન્ટ આગળ સંતોષપૂર્વક કૃતજ્ઞતા પ્રકાશ કરી.*

આ બનાવ પછી મુલરાજે એક વર્ષ શાંત ભાવે વ્યતિત કર્યું આ શાન્તિ ભાવ જોતાં માલમ પડતું હતું તે મુલતાન અને લાહોરનો વિવાદ બંધ થઇ ગયો. હવે ભવિષ્યમા તે અગ્નિમાંથી ભડકો ઉઠવાનું અનુમાન થતું નહોતું. પરંતુ મુલરાજ જે સંતોષભાવ બનાવી રહ્યો હતો તે સ્થાયી રહ્યો નહી ! થોડા સમય પછી લાહોર દરબારની મીમાંસા તેને નિતાંન્ત મર્મપિડક થઇ પડી. એ પિડાથી છૂટવા માટે તેમણે કામકાજ છોડવાની તૈયારી કરી

નવેમ્બર મહિનામાં મુલરાજને ખબર મળી કે સર હેનરી લૉરેન્સ પંજાબથી જલદી વેગળા થશે, આ સમાચાર સાંભળી મુલરાજે તેમની સાથે મુલાકાત કરવાની ઇચ્છા પ્રકટ કરી. લાહોરમાં આવ્યો પરંતુ યોગ્ય સમયે પહોંચી શકાયું નહીં. તેથી તેમને મળાયું નહી. તેથી નવા રૈસીડન્ટ જૉન લૉરેન્સને મળી પોતાનું કાર્ય ત્યાગ કરવાની ઇચ્છા પ્રકાશ કરી. જૉન લૉરેન્સે આ ઇચ્છાનેજ ત્યાગી દેવાની સલાહ આપી, થોડા દિવસ પછી મુલરાજે તેમને પુનઃ મળીને પોતાનું રાજીનામું આપ્યુ. આ કાર્ય ત્યાગ કરવાનાં બે કારણો જણાવવામાં આવ્યાં હતાં. એક તો નવા કરનો બંદોબસ્ત, તેમના રાજસ્વમાં આઘાત પહોંચાડતો હતો. બીજું લાહોર દરબારમાં અપિલ થવાની રીતિ હોવાથી તેઓ સ્વેચ્છાપૂર્વક રાજ્ય શાસન કરી શકતા નહોતા × તે ગમે તેમ હો, મુલરાજે વિરકત થઇને નિયમાનુસાર રાજીનામું લખી લાહોર દરબારમાં મોકલી દીધું. દરબારે તે સ્વિકારી લીધું. અને સરદારખાં નામના એક મનુષ્યને ત પદ ઉપર નીમી મુલતાન મોકલી દીધો સરદારખાને રાજ્ય અ ાનને માટે વાન્સ આગન નાનનો એક સિવિલ કર્મચારી તથા મુંબઇ સેનાનાં લેફ્ટેન્ટ એન્ડ સન સાહેબ પાંચસો સેનાની સાથે મુલતાન ગયા

આ દલ વાદલની સાથે સરદારખાંનને આવતો જોઈ મુલરાજે કાંઇ પણ વિરકતપણુ બતાવ્યું નહીં. પણ ઉલટું ધીર ભાવથી તેને સાથે લઇ કિલામાં આવ્યો. ત્યાં આવી યથા વિધિ નવા દિવાન સરદારખાંને કિલ્લો સોંપી દીધો. ત્યાર પછી જ્યારે • સરદારખાં પોતાના સાથીઓ જોડે બહારથી પાછા આવતા હતા તે સમયે, હઠીલા, બ્રિટીશ કર્મચારી સાઘાતિકરૂપ આવી ચઢ્યા. મુલરાજે આ આક્રમણનું નિવારણ કર્યું નહીં. પણ ઘોડાપર સ્વાર થઇ પોતાના ઘર તરફ ન્હાસી ગયો. આ તરફ સરદારખા પાતાના સાથના ઘાયલ બ્રિટિશ કર્મચારીઓને લઇ પોતાના મકાનમાં પહોંચી ગયા. અધુરૂં.

---

* સર જૉનના લખેલા "સિપાઇ યુદ્ધ" ના ઇતિહાસમા જુદીજ વિલક્ષણતાની વાત લખી છે. સાહેબ લખે છે કે. મુલરાજના વિરૂદ્ધ સેના આવવાથી તે ભયભિત થયો અને સને ૧૮૪૬ ના શિતકાલમાં લાહોર જઇ દરબારને નજરાણાનાં રૂપિયા આપી તેની ઇચ્છા પૂર્ણ કરી. Kay's Sepoy War Vol. I P. 18-19.

× Grounds of the Courts' Judgment in convictions Diwan Moolraj of murder. Edwars, Punjab Frotier Vol. II P 39 40

• Evidence of John Lawrence Moolraj's trial, Edward's Punjab Frontier Vol II P. 42-44.

# કલિયુગમાં સતિ !

તાત વૈદિક ધર્મ ! ત્હારી શ્રેષ્ઠતાને ધન્યછે, પરધર્મી લોકોએ તથા ત્હારાજ કુલકલંક પૂત્રોએ ત્હને ભૂલી જવાને યથાશક્તિ ઉદ્યોગ કર્યો, પરંતુ ઇશ્વરપદની પ્રાપ્તિ કરાવવાની ત્હારી પ્રતિજ્ઞા છે તે કાંઇ સહસા ટળી શકશે નહીં. જે દમ્પતિ ત્હારા ઉપર વિશ્વાસ રાખી સદાચરણથી વર્તે છે, તેમને આલોકમાં સુખ અને શાંતિ મળી અન્તે પરમેશ્વરના પરમપદની પ્રાપ્તિ મળવા સાથે અકસ્માન્ત કીર્તિ મળે છે. સ્ત્રીઓને પતિ શીવાય બીજો કોઇ દેવતા ઇશ્વર નથી.

पतिः साक्षाच्छङ्करोऽपि मन्तव्यः सततं स्त्रिया
इहलोके सुखं भुक्त्वा स वै वैकुण्ठाण्णुयात् ॥

સ્ત્રી, સર્વદા પોતાના પતિનેજ કલ્યાણકારી, દેવતા માને તો તે આલોકમાં સુખ ભોગવી મરણ પછી અનન્તર સ્વર્ગ લોક પામે છે. આ શાસ્ત્રના ઉપદેશાનુસાર, જે સ્ત્રીઓ વર્તે છે, તેઓજ, પાપ ભારથી તાપિત થયેલી ભૂમિ ઉપર સર્વે સુખ મેળવી જીવન ધારણ કરી રહી છે, અને પૂર્વ પૂન્યના પ્રભાવે જેનાં ઘરમાં એવી સતિ સ્ત્રીઓ છે તે પુરૂષોને પણ ધન્ય છે ! સનાતન વૈદિક ધર્મ ઉપર શ્રદ્ધાપૂર્વક વિશ્વાસ રાખી, પ્રેમભાવથી વર્તે છે તે સ્ત્રી પુરૂષોને જેવું સંસાર સુખ મળે છે તેવું ધર્મનાશક સુધારાની પરિપાટીઓથી મળી શકતું નથી. જેઓનાં લગ્ન, સનાતન વૈદિક ધર્મ અનુસાર થયા હોય છે અને જેમને *બાલ્યાવસ્થાથીજ ધર્માનુકૂલ સદાચારનુ શિક્ષણ મળે છે. તેજ સ્ત્રી પુરૂષોમાં સત્ય દમ્પતિ પ્રેમ ઉત્પન્ન થાય છે. જે સ્ત્રીનો, પતિના ચરણોમાં અનન્ય પ્રેમ હોય છે તેજ દૈવિ શક્તિ મેળવી, સકળ સસારને ચકિત કરી નાખે છે. શાસ્ત્રોપદેશાનુસાર કર્મ કરનાર સ્ત્રીઓને, પૂર્વ જન્મ કર્માનુસાર પતિ વ્યયોગ થઇ જાય છે તેઓને પણ આ જગત્ તુચ્છ જણાય છે. એટલુંજ નહીં પણ આ જડ શરિરનો ઉપભોક્તા આત્મા (જે પતિ) તેજ જ્યારે ન હોય ત્યારે ઉપયોગમાં નહીં આવ-નાર શરિરને પણ ભૂલોકમા રહેવા દઇ, માત્ર ભૂમાતા ઉપર ભાર વધારવા જેવું સમજેછે. આવી સમજથી, આ લોકની પેઠેજ પરલોકમાં પણ પતિ સેવાનુ અખંડ સુખ ભોગવવા માટે આજ સુધી કેટલીક સ્ત્રીઓએ પોતાના કોમળ શરિરને અગ્નિમા ભસ્મ કર્યું છે, અને તેમની પતિ ભક્તિની હદ અથવા તો સનાતન ધર્મના શિક્ષણનું રહસ્ય, અથવા તો હિંદુનારીઓની નિજ સહન શક્તિ બતાવી આપે છે !

અંગ્રેજી રાજ્યના પ્રારંભ સમય સુધી, સતી થવાનો માર્ગ બેધડક ઉઘાડો હતો. પરંતુ આપણી અંગ્રેજ સરકારનો ધર્મ, વૈદિક ધર્મથી તદન જુદો હોવાથી સ્ત્રીઓને, પતિના શરિર સાથે પોતાનુ શરિર પણ બાળીને ભસ્મ કરવું એ એક પ્રકારની આત્મહત્યા છે એવું સમજી ગવર્નમેંન્ટે સતી થવા સબંધી કઠોર દંડ આપવા કાયદો કર્યો. અને તેને ઘણાં વર્ષે વીતિ ગયા, છે. જો કે એક રીતે તો સરકારે પ્રજા ઉપર ઉપકાર કર્યો છે. જાણે ઢોંગી સતીઓની પરિક્ષા કરવામાટે ઇશ્વરેજ, ગવર્નમેંટને હાથે આ કાયદો ઘડાવ્યો હોય એમ જણાય છે. કારણકે આજ

*सनातन धर्म-पताका-मुरादाबाद-माघमास-१९६२.

કાલ ધર્મને બહાને ઘણા ઢોંગ વધી ગયા છે, તેથી એ કાયદાથી, કોઇ સ્ત્રી ઢોંગ કરીને અથવા, તો બીજાં કોઇ એવાં ખોટાં કારણથી, પતિ સાથે બળી ભસ્મ થતી સાચી સતી સ્ત્રીઓના વ્રતને કલંકિત નહીં કરી શકે, પરંતુ જે સાચી સતી પોતાના પાતિવ્રતરૂપી તેજોગ્નિથી, પોતાના પાતિવ્રત ધર્મનું ગૌરવ બતાવવાને સમર્થ થશે તેમની તો નિષ્પક્ષપાત ગવર્નમેંટ પણ પ્રસંસા કરવીજ પડશે.–કારણકે જે પરમેશ્વરના અમૂલ્ય, નિડર કાયદા–શાસ્ત્ર–તેને માને છે, જે કાયદા, આ લોક અને પરલોકમાં કલ્યાણકારક છે, જેને માનવાથી જીવન કર્તવ્ય થયલું મનાય છે તેને કર્તવ્યથી વિમુખ રાખે એવા બનાવટ કાયદા માનવાની શું અગત્ય છે? તેમાં પણ હિંદુ ધર્મ શાસ્ત્રો એવાં છે કે જેમાંથી દિવ્ય જ્ઞાન અને દિવ્ય ઉપદેશ મળે છે તો પછી બાહ્ય જ્ઞાન અને બાહ્ય ઉપદેશ આપનાર કાયદામાંથી મેળવનાર કેટલું ગ્રહણ કરી શકે તે પણ વિચારવાનું છે.

હિંદુઓનો, પતિ પત્નિ પ્રેમ, પશુ પક્ષીઓની પેઠે માત્ર ઇન્દ્રિયોની શાન્તિને માટે નથી પરંતુ પરસ્પરના સુખનું જ્ઞાન, ભાન, થયા પછી જે સ્ત્રી, નિષ્કપટ પ્રેમથી પતિપર ભક્તિ રાખેછે, તે સર્વ પ્રકારે પતિની અનુગામની થાય છે. કાયદા પ્રમાણે જે સ્ત્રીઓને, પતિના મ્રત્યુ પશ્ચાત્ સતી થવાનો સમય નથી મળ્યો, એવી ઘણી પ્રેમીકાઓએ અન્ય પ્રકારે પણ પોતાના શરીરનો ત્યાગ કર્યાના સમાચાર સાંભળવામાં આવ્યા છે. અને પ્રતિ વર્ષ એક બે વૃતાંતો તો જાણવામાં આવે છે જ. ગયા અકટોબર માસની ૮મી તારીખે વિહાર પ્રાન્તના એક ગામમાં કોઇ ચતુર્ભુજ નામના મનુષ્યની સ્ત્રી, ઘણા પુરૂષોની સમક્ષ સતી થઇ ગઇ, તેના સમાચાર જાણ્યાપછી પોલીસે પોતાની તપાસ ચલાવી અને સતીને સ્હાય થનારાઓ ઉપર કાયદા પ્રમાણે મુકદમો ચલાવ્યો. અને મેજીસ્ટ્રેટે તે સતીના પુત્ર તથા બીજાં કેટલાંક મનુષ્યોને એ અપરાધ માટે દંડ પણ કર્યો હતો.

આ વાતને ઘણા દિવસ થયા નહોતા એટલામાં એક બીજીસતી થવાના સમાચાર મળ્યા છે. સારન જીલ્લાના ઉધડા ગામમાં શિવાનન્દ નામના મનુષ્યનો પુત્ર પ્લેગ ગ્રસ્ત થયો. તેની સ્ત્રીએ પોતાના પતિના બચવાની આશા નહીં હોવાથી સતી થવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાના પતિને વિનય પૂર્વક કહ્યું કે મ્હારા અલકારો આપને હાથેજ વેચી દાન કરી દો. પતિએ તેને સમજાવીને કહ્યું, કે મ્હારા મ્રત્યુ પછી આ અલંકારો ત્હારા ઉપયોગમાં આવશે. સ્ત્રીએ ઉત્તર આપ્યોઃ "આપ મ્હારા જીવનાધાર છો, આપના વિના મ્હારૂં જીવન ભારરૂપ છે, હું આપની સાથેજ સતી થઇશ." થોડા સમયમાજ તેના પતિનું મ્રત્યું થયું. સ્ત્રીએ પણ પતિની સાથે સતિ થવાની તયારી કરી. ગામવાળાઓએ તેમજ સગાં સંબંધીઓએ તેને ઘણું સમજાવ્યું પણ તે સ્ત્રીએ પોતાનો નિશ્ચય છોડયો નહીં. એક સાધુએ તેને ઘણું સમજાવ્યા, અને તેને સતી નહીં થવા માટે ઘણો યત્ન કર્યો. છેવટે તે સાધુએ તેને કહ્યુ કે–જો તું મારી ધૂણીમાં હાથ ઘાલી અંગારા ઉચકે તો હું જાણું કે તું સાચી સતી છે. એ સાંભળતાં તરતજ તે સ્ત્રીએ પેલા સાધુની ધુણીમાંથી સળગતા અંગારા હાથમાં લીધા. આ જોઇ સઘળાં ચકિત થયાં. તેમ છતાં પણ તેને સતી થતા રોકવા લાગ્યા. તે સ્ત્રીએ કોઇનુ કાંઇ પણ માન્યું નહીં. અન્તે પતિના મૃતક શરિરને ખોળામાં લઇ ચિતામાં ભસ્મ થતાં થતાં આશિર્વાદ આપતાં બોલીઃ આ ગામમાં પ્લેગ થશે નહીં. આ સતીના સબધમાં સરકાર શું વિચાર કરે છે તે જોવાનું છે.

# ત્રિલોચન મિશ્ર (મિયાં તાનસેન.)

"ભારત જીવન" માટે ખાસ લખનાર ઠક્કુર નારાયણદાસ વસનજી ચતુર્ભુજ.

( ૨ )

કબરના મધ્યમાથી મૃતદેહાવશિષ્ટ અસ્થિ કંકાલ યુવતિ સમક્ષ આવીને ઉપસ્થિત થયાં! અકબરના મનમા કોઇપણ શંકા ન રહી અને તે સારી રીતે જાણી ગયો કે, એ નિર્દોષની હત્યા કરનારો તાનસેનજ છે! બાદશાહે કોપ કરીને તાનસેનનુ ઘણુંજ અપમાન કર્યું અને લોકોએ તેની નિર્ભત્સના પણ કરી તેમજ તે વિલાપ કરતા યુવતીની વિવિધ પ્રકારે સાંત્વના કરીને વિદાય કરી!!

યુવતિએ આવીને બનેલી સર્વ બીના મહાશોકથી પોતાના વૃદ્ધ પિતામહને કહી સંભળાવી પોતાના પૌત્રના વધનું યથોચિત ફળ આપવાના હેતુથી તે વૃધ્ધે દિલ્લીની યાત્રા કરી, અને ત્યાં પહોચ્યા પછી કોઇ સભાસદની સહાયતાથી તે શાહના દરબારમા દાખલ થયો. વૃધ્ધે બાદશાહને વિનતિ કરી કે, "આપે દિપક રાગનું પણ કોઇ ગાયન સાભળ્યુ છે કે નહિ, તે હું નથી જાણતો, પરંતુ મે દીપક રાગ સાધેલોછે. એ રાગમા પણ આપને એક બે ચીજો સંભળાવું. એજ મારા મનની અભિલાષા છે.! બાદશાહે તે વિનતિ માન્ય કરી અને વૃધ્ધે ગાનનો આલાપ કર્યો! સંગીતનો પ્રારંભ કરવા પહેલાજ તે વૃધ્ધના કહેવાથી સભાગૃહમા બધા દીપકો બુઝાવી નાખવામા આવ્યા હતા વૃદ્ધને એક નાયિકા સિદ્ધ હતી તેથી ગાતા ગાતા નાયિકાની સહાયતાથી સભાના દીપક આદિ અકસ્માત જાગી ઉઠયા! એથી પ્રસન્ન થઇને બાદશાહ અને બધા દરબારીઓ તે વૃદ્ધની એકે અવાજે તારીફ કરવા લાગ્યા માત્ર તાનસેનજ સમજી શકયો કે એ વૃધ્ધે દીપક નહિ પણ કાનડો ગાયો હતો તેથી તાનસેને બાદશાહને કહ્યુ કે, "આ ગાયન કાનડામા ગવાયુ છે. દીપક રાગમા નહિ વૃધ્ધે પણ એ વાતને કબુલ કરી ત્યારે અકબરશાહે હુકમ કર્યો કે, "મિયા તાનસેન! આપના ગાયનથી કોઈ દિવસે પણ દીપક પ્રજ્વલિત થતા મે નથી જોયા તેથી જો આપે દીપક રાગ સાધ્યા હોય, તો દીપકરાગનું એક ગાયન આજે તાનસહિત આલાપો!" બાદશાહનો હુકમ તોડાય તો નહિજ છતા પણ તાનસેને પહેલા તો એ પ્રસગને ટાળી દેવાની ચેષ્ટા કરી, પરતુ જ્યારે કાઇપણ ન ચાલ્યું ત્યારે તેણે બાદશાહને નિરૂપાયે પ્રાર્થના કરી કે. "હુ જો કે દીપક રાગ ગાઇ શકુ છુ. પણ તેથી મારા પ્રાણનો અન્ત થઇ જશે, એ ગીતની શક્તિથી મારા શરીરમા જે તેજની ઉત્પત્તિ થશે, તેથી સારું મરણ થઇ જશે. જ્યારે હુ યમુનાના જળમા પ્રવેશીને દીપકનો આલાપ કરતો હતો, ત્યારે પાણી પણ ગરમ થઇ જતું હતુ માટે હુજુર સલામત મહેરબાની કરીને સમય આપે, તો હુ ગવાલિયેરથી મારી પુત્રીને બોલાવી લઉ તે મલ્હારાગનો આલાપ કરશે અને હું દીપક રાગનો આલાપ કરીશ એથી મારા પ્રાણ સંરક્ષણની સંભાવના છે! તાનસેનના આવા અનુનય અને વિનય છતા પણ બાદશાહે કાઇપણ માન્યુ નહિ તેથી હારીને અંતે તાનસેને દીપક રાગનો આરંભ કર્યો

દીપક રાગના પ્રારંભિત થતાજ સમસ્ત સભાજનો ગાનથી મુગ્ધ બની ગયા બાદશાહ વારંવાર વાહવાહના પોકાર કરીને તાનસેનના ઉત્સાહને વધારવાનો પ્રયત્ન કરે જતે હતો સમસ્તજનો એકાગ્ર ચિત્તથી ગાનના શ્રવણમા લીન બની ગયાં. દીપકના તેજથી તામ્

સેનના શરીરમાંનો પ્રાણવાયુ ક્ષીણ થવા લાગ્યો અને અન્તે તેમાંજ તેનો પ્રાણાન્ત થઇ ગયો. તે મરણ પામ્યો ! પરંતુ બાદશાહ એ જાણી ન શક્યો કે તાનસેન મરી ગયો છે. અચાનક ગીત બંધ થતાં બાદશાહ તાનસેનપ્રતિ કોપ દેખાડવા લાગ્યો. પરંતુ શીઘ્રજ ભ્રમ મટી ગયો અને તાનસેનના તાનની સંપુર્ણતાનું તેને ભાન થયું ! તે વેળાએ તે પંજાબી વૃધ્ધ ગવૈયાનો શોધ કરવામાં આવ્યો, પરંતુ તેનો કાંઇ પણ પતો લાગ્યો નહિં.

પિતાના મરણ સમાચાર સાંભળતાંજ તાનસેનની પુત્રી તત્કાળ દિલ્લીમાં આવી પહોંચી અને તેણે મલ્હાર રાગનો આલાપ કર્યો. એના વિશે એવી આખ્યાયિકા છે કે, તેથી એક સપ્તાહપર્યંત દિલ્લીમાં જલવૃષ્ટિ ચાલુ રહી હતી. રાજમાર્ગ, સાધારણ માર્ગ અને ગલીઓ વગેરે જલપુર્ણ બની ગયાં હતાં પરંતુ તાનસેનના ગએલા પ્રાણ પાછા ન આવ્યા ! અંતે તાનસેનના શબને ગ્વાલિયરમાં લઈ જઈને ભૂમિદાહ આપવામાં આવ્યો અને તેની કબર આજસુધી ત્યાં કાયમ અને પ્રસિધ્ધ છે. વર્ષોવર્ષ ત્યા મોટા મેળા ભરાય છે અને દેશી પરદેશી ગવૈયાઓ એકઠા થઇને ગાઇ બજાવીને તાનસેન પ્રતિના પોતાના મનમાંના માનને પ્રદર્શિત કરે છે. તેઓ પ્રસાદી તરીકે કબરની માટી પણ ખાય છે. ગવયાઓનો એવો દ્રઢ વિશ્વાસ છે કે, તાનસેનની સાથેજ દીપકરાગનો પણ લોપ થઇ ગયો છે. મિયાં તાનસેનનાં રચેલાં ગાયનોમાં આર્યત્વ [હિન્દુપણાની પુર્ણ પ્રતિમા આપણા જોવામાં આવે છે અને સાધારણ જન સમાજ પણ તેથી જાણીતો છે. માટે હવે વધારે ન લંબાવતા આ નિબંધની અહીંજ સમાપ્તિ કરવામાં આવે છે.

---

# હિંદુસ્તાનનાં દેવાલયો.

(લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા મુંબઇ.)

(૮)

જેમાંની કેટલી મુર્તિઓ આસપાસ ભીંતમાં બેસાડેલી છે. જૂના મંદીરનો ઘણો ભાગ હજુ દેખાય છે. જેની પૂર્વ બાજુએ ત્યાં બાંધેલી મસજીદ છે. આખો દીવસ જાત્રાળુઓ વગેરે દેહેરામાં પુજાની સામગ્રી લઇને આવે છે. આ મંદીરની પાસે "જ્ઞાનવાપી" છે Well of knowledge. એમ કહેવાય છે કે મહાદેવજી એ કુવામાં રહે છે. એવું કહેવામાં આવે છે જે જ્યારે શ્રી વિશ્વેશ્વરના જુના દહેરાનો નાશ કરવામાં આવ્યો ત્યારે પુજારીઓએ અસલ લીંગને આ કુવામાં પધરાવી દીધું. આ કુવાની આસપાસ દોલતરાવ સીંધીઆની વીધવા રાણીએ સને ૧૮૨૮ માં ચાલીશ થાંભલાનું બેઠકખાનું કરાવ્યું છે. કુવાને ઉપરથી થોડો ભાગ ખુલ્લો રાખી બંધ કરી લેવામાં આવ્યો છે. જેમાં ફુલ ચોખા વગેરે મહાદેવજીને ધરાવવાની ચીજો નાંખવામાં આવે છે.

શ્રી વિશ્વનાથના મંદીર બહાર શનિશ્ચરનું દેહેરૂં છે. ત્યાથી થોડે ચાલ્યા એટલે બાજીરાવ પેશ્વાએ ઇ૦ સ૦ ૧૭૨૦ માં બંધાવેલુ અન્નપૂર્ણાનું દેહેરૂ છે. એ મદીરમાં સૂર્યનારાયણનું, ગણપતિનું, ગૌરીશંકરનું અને હનુમાનજીનુ એવા ચાર દેહેરાં છે. આ મંદીરની પાસે સાક્ષી વિનાયકનું મંદીર છે. પંચકોશીપૂરી કરી જાત્રાળુએ અહીં આવી ભરો કરાવવો જોઇએ શનિશ્ચરના દેહેરાની દક્ષિણમાં શુક્રેશ્વરનુ દેહેરૂ છે. વિશ્વેશ્વરના મંદીરમાં એક નદીની ભવ્ય મુર્તિ નેપાલના રાજાએ પધરાવેલી છે. જેની ઉંચાઇ સાત ફીટ છે.

૩૨ કયાસઘાટ. ૩૩ મણિ કર્ણિકા ઘાટ-બનારસની પાંચ પવિત્ર જગ્યામાંની એક જગ્યા છે. બધા ઘાટોમા પવિત્ર છે. એને મુક્તક્ષેત્ર પણ કહે છે પગથી ચડયા પછી મણીકર્ણિકાનો કુંડ છે. અને કુડને પગથી વચે તારકેશ્વરનું દહેરૂ છે આ દેહેરાંથી નીચલા ભાગમાં હિંદુઓના મુડદાં બાલવામાં આવે છે. આ કુડ ૩૫ ચોરસ ફુટ લાંબો પહોળો છે. અને અંદર પત્થરના પગથીઆ પાણી સુધી બાંધેલા છે બીલ્વપત્ર, ફુલ, દુધ, ચંદન નૈવેદ્ય વગેરે અંદર નાંખે છે. આ ઘાટ ઉપર સિદ્ધ વિનાયકનું દહેરૂં છે.

૩૪ સીધીઆનો ઘાટ. ૩૫ ભીમઘાટ ૩૬ ગણેશઘાટ. ૩૭ ભોંસલા ઘાટ. ૩૮ રામઘાટ. ૩૯ પંચગંગા ઘાટ. છેલા પગથીઆં આગલ ગંગા નદી સાથે સરસ્વતી તથા બીજી ત્રણ નદીઓનો સંગમ થાય છે. ઘાટની ઉપરના ભાગમાં બે મીનારાવાલી ઔરંગઝેબની મસજીદ છે.

૪૦ દુર્ગા અથવા કાળીઘાટ-અહીં દ્વારકાનાથનું મદીર છે.

૪૧ બીન્દુ માધવ ઘાટ. અહીં બીન્દુ માધવનું મંદીર છે. ૪૨ ગૌઘાટ. ગાયની પત્થરની મુર્તિ.

૪૩ ત્રીલોચન ઘાટ અથવા પીપળ તીર્થ. અહીં ગંગાજીમાં સ્નાન કરી જાત્રાળુઓ પંચગંગામાં સ્નાન કરવા જાય છે. ૪૪ તેલીઆ ઘાટ. ૪૫ મૈત્રઘાટ. ૪૬ પ્રલ્હાદ ઘાટ. ૪૭ 'રાજ' ઘાટ. ગંગાજીને વારણાના સંગમ આગળ ઉંચી જગા છે જે આસપાસના મેદાન કરતાં પંચાસ ફીટ ઉંચી છે. જેણે ૧૮૫૭ના બલવામાં સારો બચાવ આપ્યો હતો. ત્યારથી તે રાજ ઘાટના કિલ્લા તરીકે ગણાય છે.

આમાં મુખ્ય ઘાટ પાંચ છે. અંશીસંગમ, દશાશ્વમેધ, મણીકર્ણિકા પંચ ગંગા ઘાટ. વારણાસંગમ.

મુખ્ય પવિત્ર કુંડો, તથા કુવાઓ–જ્ઞાનકૂપ, અમૃતકુંડ, નાગકૂપ, મણીકર્ણિકા પીશાચ-મોચન અગસ્ત્ય કુંડ.

દુર્ગાદેવીનું મંદીર મરાઠા રાણી ભવાનીનું બંધાવેલું છે. પત્થરની બાંધણી છે. અંદર નકશી કામ સારૂં છે. ત્યાં જાનવરોનું બલીદાન આપવામાં આવે છે. ત્યાં આગળ વાંદરાં ઘણા હોવાથી યુરોપીઅનોએ એને મંકીટેમ્પલ. Monkey Temple નામ આપેલું છે.

## શ્રી પશુપતિ ક્ષેત્ર.

નેપાલનું રાજ્ય હિંદુસ્થાનની ઉત્તરે હિમાલયની તળેટીમાં આવેલું છે. એની રાજ્યધાનીનું શહેર ખટમંડુ છે. નાગાર્જૂન પહાડની તલેટીની ખીણમાં વસેલું છે. વસ્તી આસરે ૫૦૦૦૦ માણસની છે. ચંપારણ નામના બ્રીટીશ સરકારના ડીસ્ટ્રીક્ટથી ત્યાં જવાનો રસ્તો બાણુ માઇલ લાંબો છે. સેગોલી સ્ટેશનથી ભીમફેદી સુધી ગાડાંઓ જઇ શકે છે. ત્યાંથી પચીસ માઇલ પોઠીઓ તથા ટટુથી વહેવાર ચાલે છે. આ પહાડી મુલકમાં કુદરતની રચના ઘણી સારી દીઠામાં આવે છે. હિમાલયના દુનીયામાં સર્વેથી ઉંચા શીખરો આ મુલકમાં આવેલાં છે. વસ્તી તાનાર તથા ચાઇનીસને મળતા લોકોની છે. જેઓની રીતભાત; ધર્મ કે ચેહેરા હિંદુસ્તાનના વતનીને મલતા આવતા નથી. ગુરખા લોકો ત્યાં રાજકર્તી પ્રજા ગણાય છે. ખટમંડુમાં એક લાકડાનું મોહોટું દેવલ છે જે ઈ. સ. ૧૫૯૬માં રાજા લક્ષમણસીંહમલે બંધાવ્યું છે. તેમાં શિવની મૂર્તિ છે.

મછેન્દ્રનાથનું દેવલ છે. મછેન્દ્રનાથ નેપાલના અધિષ્ટાતા ગણાય છે. જેની કૃપાથી એ મુલકમાં દુર્ભિક્ષ પડતો અટકયો હતો. યાત્રાળુ પહાડની શોભા જોતો જોતો ખીણ તરફ ઉતરતાં ખટમંડુ શહેરની વાડીઓ મેહેલો વગેરે જુવે છે. પશુપતિનાથના મંદીરના સુવર્ણકલશ દેખાવવા માંડે છે. પર્વત ઊતરી આઠ માઇલ સપાટ જમીન ઉપર ચાલ્યા પછી ખટમંડુ શહેરમાં પહોંચાય છે. શ્રી પશુપતિનાથનું મંદિર શહેરથી એક માઇલ દુર છે. મંદીરની પાસે યાત્રાળુઓને માટે સારી ધર્મશાળા છે. વાંગમયિ નામની પવીત્ર નદી મંદીરની બાજુમાંથી વહે છે જેના ઉપર ઉત્તમ ઘાટ બાંધેલા છે. આ પારથી પેલેપાર જવાને પૂલ બાંધેલો છે. મંદીર સંગેમરમરના પત્થરનું બાંધેલું હોય ઉપર સોનાનાં પત્રાં તથા શીખરપર સોનાના કલશ છે. મંદીરની અંદર પીતલનાં પત્રાં જડેલાં છે. દેવાલયની પાસેના નદીના દ્વારને આર્ય ઘાટ કહે છે. મંદીરને ચારે બાજુ દરવાજા છે. મંદીરની અંદર રૂદ્રાક્ષ પુષ્કળ લટકાવેલી છે. દક્ષિણ તરફને દરવાજે પેઠા પછી પેહેલાં મહાદેવજીનાં દર્શન થાય છે. પછી પ્રદક્ષણા લેતાં પશ્ચિમ દરવાજેથી બહાર નીકલવું પડે છે. શ્રી પશુપતિશંકરનું બાણુ અડી હાથ ઉંચું છે અને તેને ચાર બાજુએ ચાર મુખ છે. ઉપરની બાજુએ યંત્ર લખેલો છે. જ્યાં પુજાની સામગ્રી ચઢે છે. અહીં પુજારી દક્ષણી બ્રાહ્મણ છે. પુજા કરવાનો હક વંશપરંપરાનો નથી પણ કાશી અથવા બીજા યોગ્ય સ્થળેથી દક્ષણી બ્રાહ્મણને બોલાવી તેની નીમણુંક નેપાલની સરકાર કરે છે. નેપાલમાં દક્ષિણી જન્મેલા બ્રાહ્મણને પણ એ જગ્યાએ નીમતા નથી એવી આદિ ગુરૂ શંકરાચાર્યની આજ્ઞા હજી સુધી ચાલે છે. મુખ્ય પુજારીને રાવળ કહે છે. અને તેના હાથ નીચે ત્રણ પુજારી હોય છે. આ બધાને નેપાલની

સરકાર તરફથી પગાર મળે છે એ ઉપરાંત પુજાની સામગ્રી તૈયાર કરનાર, સાફ સુફ રાખનારે પેહેરા ભરનાર વગેરેના ખર્ચ નેપાલની સરકાર આપે છે. શ્રી પશુપતિનાથને પુજારી શીવાય બીજાને અડકવા દેતા નથી. આર્ય ઘાટ ઉપર સ્નાન કરી દર્શન કરવા આવનાર પુજારી પાસે એકાદશ રૂદ્રનો અભિષેક કરાવે છે પછી મહાદેવની ચંદનની આજ્ઞા લઇ દક્ષિણ દરવાજા પાસે એક તાંબાના પત્રાએ મઢેલી શીલા છે તે ઉપર યાત્રાળુ લોટે છે જેથી પૂર્ણ મુક્તિ મળી લક્ષ ચોર્યાશી જન્મના ફેરામાંથી જીવ છુટે છે એવું મહાત્મ્ય ચાલે છે આ શીલા આગળજ પથ્થરના સ્થંભ દાટેલા છે ત્યાં શ્રી શંકરાચાર્યે બૌધમતનો પરાજય કર્યો એમ કહેવાય છે. ત્યાંથી આગળ ચાલ્યા એટલે રૂદ્રમૂર્તિ શ્રી ભૈરવનાથનું મંદીર છે. તેના દર્શન કરી પશ્ચિમ બાજુના દરવાજાપર આવીએ એટલે ત્યાં શ્રી શંકરના વાહન નંદીની મહોટી મુર્તિ સુવર્ણ પત્રાંએ મઢેલી છે. જેની સ્થાપના પ્રસિધ્ધ પુરૂષ જંગબહાદુરના પુત્રે કરેલી છે. ઉત્તરને દરવાજે ત્રિશુલ છે. આની આગળ શ્રીવાસુકીનુ મંદીર છે. અહીં દર્શન કર્યા શિવાય શ્રી પશુપતિના દર્શન સફળ થતા નથી. આ પ્રમાણે દર્શન કરી પુર્વ દરવાજે આવીએ એટલે મુક્તિમંડપ છે. ત્યાં જરા આરામ લેવા બેઠા પછી અંદરના ઘંટનાદ તથા હરહર મહાદેવની ધ્વનિથી કાનના પડદા ફાટવા જેવું થાય છે

મુક્તિ મંડપની આસપાસ તથા મંદીરની ચારે બાજુએ પીતળની પુતળીઓના માથાપર દીવા કરવાનું છે. જેમા યાત્રાને દીવસે દીવા સળગાવવામા આવે છે. વળી દરેક દરવાજે પથ્થરની તાંબાના પત્રાથી મઢેલી સિંહની બબે મુર્તિ છે પશુપતિનાથના મંદીરના કોટની બહાર આવ્યા એટલે ગોળ આકારમા સ્થાપન કરેલા શિવના ચોર્યાશી લીંગના દર્શન થાય છે. પાછા આર્યઘાટ ઉપર આવ્યા કે પુષ્કળ મંદીરો નજરે પડે છે તેમા ઘણાખરા તો શ્રી શંકરનાંજ છે. વાગમતિ ઉપર બાંધેલા બે પુલની વચ્ચે વત્સલા દેવીનું મંદીર છે. મંદીર નાહાનુ પણ જોવા લાયક છે ઉપર સોનાના પત્રા મઢેલા છે અને કલશ પણ સોનાના છે. મંદિરમાં દેવીની મુર્તિ નથી પણ યંત્ર છે આ બધા મંદીરોની વ્યવસ્થા સારી રીતે નેપાળની સરકારની દેખરેખ નીચે ચાલે છે

વત્સલા દેવીના મંદીરથી આગળ ચાલતા શ્રીરાજ રાજેશ્વરીદેવીનું મંદીર આવે છે જેમાં સારી ધર્મશાળા છે તથા એક પાણીના કુંડમા લાલ, પીળા રંગની માછલીઓની દોડાદોડનો દેખાવ મનોહર લાગે છે. અહીં દર્શન કરી નદીને સામે પાર ગયા એટલે એક બાંધેલા પગથીઆંનો રસ્તો આવે છે. જે રસ્તે શ્રી ગુહ્યકાલીને મંદીરે જવાય છે આ રસ્તા ઉપર જંગલી ઝાડોની ઘીચ ઝાડી આવેલી છે, ચાલતા અર્ધે રસ્તે વિઘ્નનાશક ગણપતિની ભવ્યમુર્તિ તદ્દન ઉઘાડી જગ્યામા વીરાજમાન છે કોઇ ભાવિકજનને તે મુર્તી ઉપર મંદીર બનાવવાનો વીચાર થતા વક્રતુંડ નાજ ચિન્હો મળે છે ત્યાંથી આગળ પ્રસિદ્ધ જંગબહાદુરનુ બંધાવેલુ વિશ્વરૂપનુ દેહેરૂ આવે છે જે ઘણુ મ્હોટુ છે તથા મુર્તીની બંને બાજુએ સીઢી ઉપર ચઢી પુજા થાય છે આ વિશ્વરૂપ મુર્તી પિત્તળની છે અને તેનો દેખાવ ભગવદગીતાના ૧૧મા અધ્યાયમા જે વર્ણન છે તેનેજ મળતો આવ છે. એ મુર્તિનુ કેમ કરી વર્ણન થાય ! જોતાજ જોનાર ચકિત થઇ જાય છે હજારો હાથ, હજારો મસ્તક, વગેરે જોતા જોતા સ્તબ્ધ થવાય છે અહીંથી આગળ ચાલ્યા એટલે ગોરખનાથનુ સ્થળ આવે છે. આ એક ગુફા છે, અને તેમા ગોરખનાથની પાદુકા છે જેની પુજા કાનફટ લોકો કરે છે [અધુરૂં]

એક ન્હાની વાર્તા.

# ભીખારીનું ભવિષ્ય !

ભીખારીઓ ઘણા નમ્ર અને ઘરબાર વગરના હોય છે. તેમજ તેમને મિત્રો પણ હોતા નથી તેઓનો એક ધર્મ અથવા ચોક્કસ મન હોતું નથી ધનાઢયોથી ત્યાગ થયેલા, અને ગરિબથી તવંગરો પણ તેમનાથી વેગળા ન્હાસે છે. ખરેખર જેમ જનસમાજમા નઠારા-હલકા વિચારના-માણસો જણાય છે તેમ તેઓ નકામા દેખાય છે ભીખારીઓનો વર્ગ ખરેખર કંટાળા ભરેલો જણાય છે પરંતુ તેઓમાથી કેટલીક વખતે કેટલાક ભીખારીઓ પ્રમાણિક અને સદ્ગુણી હોવા ઉપરાત ઉચા જનમંડળની દ્રષ્ટિમા ઈર્ષા ઉત્પન્ન કરે તેવા નિકળી આવે છે જો કે એવા માણસોની સખ્યા વધારે હોતી નથી તોપણ કેટલાક ઉદ્યોગી, પ્રમાણિક અને ચપળ નિકળી આવી સારૂ ઉદાહરણ બનાવી આપે છે. અમે આ સ્થળે એવાજ એક ભિખારીની ભવિષ્ય દશાનું દુઃખ અને આનદજનક વૃતાન્ત આપીશું કે જે કંગાલ છોકરાને માટે એક વખત કોઇ દરકાર કરતું નહોતુ તેમજ તે બિચારો પૃથ્વી તલઉપર, એક ખુણામાં કચરા પેઠે પડી રહ્યો હતો તેના માર્ગમા અનેક વિપત્તીઓ આવી પડી હતી તો પણ આપણા લોકો જે સ્થીતિને માટે આશા રાખી શકીએ તેવી ઉચી સ્થીતિએ તે પહોચ્યો હતો અમે તેનુ ટુંક વૃતાન્ત આપતા આશા રાખીશુ કે જેથી અવદશાના ચક્રતળે કચડાયના વાંચનારને, આ ભીખારી છોકરાનું ઉદાહરણ પ્રમાણિકપણુ, ચપળતા અને ઉદ્યોગ ગ્રહણ કરતા શીખવશે.

અમદાવાદ જેવા વિશાળ શહેરમા, હજુપણ ગલીએ ગલીએ ગંદકી અને ગંધાતા કચરા, કાદવમા આળોટતાં જણાશે વળી ગમે તેવા સમયે પણ ધુળ ઉડતી અને રસ્તાપરથી જનાર આવનાર સાથે રમત કરતી માલમ પડશે લગભગ ત્રીસ વર્ષ ઉપર જે વખતે હાલના સમયની પેઠે રસ્તાઓ ઉપર પત્થરો જડી બરોબર સ્વચ્છ રાખવામા આવતા નહોતા તેમજ તે ઉપર ધ્યાન પણ આપવામા આવતુ નહોતુ તે વખતે ભિખારીઓની ઘણી સખ્યા હતી તેઓ ઘણો ત્રાસ આપતા હતા આજે પોલિસોની કૃપાદ્રષ્ટિથી તે ત્રાસ અને સખ્યા ઘણી ઓછી થઈ ગઇ છે. તે વખતે તેઓ વરસાદ, તાપ કે તડકો ત્યા તેમને થોડીક જગ્યા મળતી ત્યાં રાત પસાર કરતા હતા. પરતુ કેટલીક વખતે સખ્યાબધ ભિખારીઓનુ એક મ્હોટું ટોળું, બારણા આગળ એક બીજાસાથે મ્હોટેથી લડતા અથવા દુખ કે ખુશાલીથી બુમો પાડતા પણ જણાતા હતા

હ્માનિ રહેવાથી હતો તે કોઇ પણ જાણી શકતું નહોતું. હમેશાં તે રસ્તાઓમાં ભુમો પાડતો ભટકતો હતો અને કોઇની સ્હામે જોતો નહોતો.

ઉપર જે ભિખારી છોકરામાટે કહેવામાં આવ્યું છે. તે પોતાની જાતવાળાઓમાં માધવ નામથી ઓળખાતો હતો. તે ગરિબડે અને ચિન્તાતુર ચ્હેરે, લોકોના બારણા આગળ બેઠેલો જણાતો અથવા તો નિશાળની બારીમાં જ્યાં પોતાની ઉમ્મરના છોકરાઓ પાઠ ભણતા દેખાતા હતા ત્યાં આગળ આતુરતાથી જોતો ઉભો રહેલો માલમ પડતો હતો. આવા મ્હોટા શહેરમાં તેની શક્તિ મુજબ તેને જે કામ મળતું તે કરતો. તે લોકોના બારણા આગળ ઝાડુ કાઢતો, પાર્સલો ઉપાડી જતો, ધક્કા ખાતો હતો. કેટલીક વખતે ઘર ધણીઓ પાસે અને જનાર આવનાર પાસે બીજા ભિખારીઓની પેઠે ભાગ્યેજ ભિક્ષા માંગતો. પરંતુ જ્યારે તેને મજુરીથી ખાવાનું મળતું નહીં અને ભિક્ષા માંગવાની જરૂર પડતી ત્યારે તે એવા દયાજનક શબ્દોમાં ભિક્ષા માંગતો કે ભાગ્યેજ પત્થર જેવું હૃદય પણ પિગળ્યા વિના રહે.

માધવ ઉદાર ચિત્ત હતો. તેને જે કાંઇ ખાવાનું મળતું અને તેમાંથી જે કાંઇ બચતુ તે પોતાના આળસુ અને હિણભાગ્ય સોબતીઓને વહેંચી આપતો હતો. તે શામાટે હમેશાં ચિંતાતુર રહેતો હતો તેનો વિચાર કરીયે. દરરોજ સવારે અને સાંજે સંખ્યાબંધ વિદ્યાર્થીઓનાં ટોળાં, હાથમાં કે માથા ઉપર ચોપડીઓ અને સ્લેટ લઇને આનંદ પામતાં રમતાં જતાં જોતો અને તે વખતે માધવ તે છોકરાઓ સ્હામું ચિંતાતુર ચ્હેરે, તાકી તાકીને જોતો હતો માધવે તેમની પેઠે નિશાળમાં જઈ, તેમના જેવા સુખી થવાની ઇચ્છા કરી આવું બનવુ તેના અંતઃકરણમાં સ્વપ્ના જેવું લાગતું હતું તેથી તે ચિંતાતુર રહેતો હતો. આ હલકા ધંધાગાથી છુટવું તેને મુશ્કેલ લાગતું હતુ. તેને કોઇ સારા મિત્રો પણ નહોતા. અને જે હતા તે તેના કરતાં પણ નિચ સ્થીતિના હતા. તેથી તે મદદ મેળવવાને પણ અશક્ય હતો. દિવસે દિવસે, તે અશક્ત થયો. કારણકે તે કામ કરી શકતો નહોતો તેમજ રમતો પણ નહોતો. પોતાની સામેથી જતાં આવતાં સ્ત્રી પુરુષો સ્હામું જોતો હતો કે કદાચ કોઇ ઉદાર દિલનુ માણસ મળી આવે તે અને પ્રેમથી બોલાવી જીજ્ઞાસા પાર પાડે દિવસે દિવસે શરૂઆતની કેળવણી અપાતી હોય, તેવી નિશાળોનાં પગથિયાં ઉપર બેશી રહેતો અને ગુરૂ અથવા નિશાળીઆઓના મ્હોડામાંથી જે શબ્દો નિકળતા તે ગોખતો રહેતો.

( ૨ )

આ પ્રમાણે કેટલાક દિવસ સુધી ચાલ્યુ. જે સુખી અને આનંદી છોકરાઓનાં ટોળાની તે અદેખાઈ કરતો હતો તે છોકરાઓના મ્હોડામાંથી નિકળતા ઉપયોગી શબ્દો સેહેલાઇથી મ્હોડે કરવા લાગ્યો. સાયકાળે જ્યારે પાઠશાળાની બહાર છોકરાઓ મ્હોટે શબ્દે, આંક અને કક્કો ગોખવા ઉભા રહેતા ત્યારે માધવ પણ એક બાજુમાં ઉભો રહી જોતો હતો કે તેના જેવા એક ભિખારી છોકરાને કેવી રીતે તુચ્છકારી નાખે છે. તે નિશાળના ઓરડામા કદી પણ પ્રવેશ કરતો નહીં• માધવ આવી સ્થીતિમાં હતો. તેટલામાં એક દિવસે મુખ્ય વિદ્યાર્થીએ ગુરૂનુ ધ્યાન ખેંચી માધવ સબંધી હકીકત કહી. એક ભિખારીનો છોકરો નિશાળીઆ સાથે ઉભો રહી ભણે છે એ જાણી ગુરુએ પણ ગુસ્સો કરી તેની તપાસ કરવા ઇચ્છા જતાવી અને તે કોણ છે તથા સ્કુલના વિદ્યાર્થીઓ ભેગો ઉભો રહી, શામાટે ભણવાની હિમ્મત કરે છે ને પહેલા કોઇક દિવસે પુછ્યું હોત તો માધવે મારની બ્હીકને લીધે ન્હાસી જઇ જવાબ દીધો ન હોત પણ આજે તેને બોલાવતાં માધવે એક ઇંચ પણ ખમ્યા વિના, નીચું

થોડા દિવસ પછી માધવને કંઈક આરામ થયો. દરદ ઓછું થયું ત્યારે માધવે તે ગૃહસ્થ પાસેથી જવાની રજા લીધી. તે ગૃહસ્થે એ‌ી શરતે જવાની રજા આપવા કહ્યું કે કોઈપણ જાતની ચોરી વિના તે બહાદુર ભીખારી છોકરાએ પોતાની બધી હકીકત કહેવી. તે ભીખારી છોકરાએ પોતાની સઘળી હકીકત જણાવી દીધી પોતાના વિચારો પણ કહી દીધા પરંતુ તે ગૃહસ્થ હરિપ્રસાદે તેની ગરિબાઈ ઉપર દયા લાવી તેની બહાદુરીનો બદલો વાળવા પોતાને ત્યાંજ હમેશાં રહેવા જણાવ્યું. હરિપ્રસાદ એક શ્રીમંત ગૃહસ્થ હતા જોકે તે કેળવણીથી નશીબનો તોપણ તેણે પ્રમાણિકપણું, નિરભિમાનતા, ચાતુર્ય અને ઉદ્યોગી સ્વભાવથી શ્રીમંતાઈ મેળવી હતી આવો એક થોડું ગુજરાતી ભણેલો ભિખારી પણ ચપળ છોકરો પોતાનો જીવ જોખમમાં નાખીને બહાદુરીથી મૃત્યુના મુખમાં પડતાં બચાવવાને હિમ્મત કરી તેને પોતાની પાસે રાખવામાં કાંઈપણ હરકત જાણી નહીં માધવને આશ્રય આપી તેમણે અંગ્રેજી કોલેજમાં ભણવા મોકલ્યો અને તેની સર્વ વ્યવસ્થા પણ પોતે કરી આપી

માધવની બુદ્ધિ પણ વિલક્ષણ હતી થોડા વર્ષમાં તો તે ફર્સ્ટ ક્લાસ સુધી આવ્યો અને મેટ્રીક્યુલેશન એક્ઝામીનેશન પાસ કરી મહીને પંદર રૂપિયા સ્કોલરશીપ મેળવવા ભાગ્યશાળી થયો લાંબો સમય અહીં વીતાવ્યા પછી તેણે પોતાના આશ્રયદાતાના ઉપરથી ભાર ઓછો થવ, કોઈ બીજાનગી કોલેજમાં જોડાવાની અને વિદ્યાર્થીઓ સાથે મફત રહી અભ્યાસ કરવાની ઇચ્છા જણાવી હરિપ્રસાદે કોઈપણ રીતે તેને રજા આપી નહીં કારણકે તે ભિખારી છોકરો એટલો માયાળુ એટલો આજ્ઞાધારી, એટલો વિશ્વાસુ અને એટલો બુદ્ધિમાન હતો કે હરિપ્રસાદે તેને પોતાના એક મિત્ર તરીકે માની લીધો હતો બહાદુરી અને પરોપકારના પ્રતાપેજ તે બિચારા નિરાશ્રિતને આશ્રય આપ્યો હતો વળી પોતાના ઘરમાં આવ્યા પછી જ્યારે હરિપ્રસાદને કાકાબળિયા નિકળ્યા અને તેનું શરીર દુર્ગંધી મારવા લાગ્યું. તેવે વખતે તેના સઘળા સગાવહાલાંઓ ત્યાગ કરી ગયા પણ તે ભીખારી છોકરાએ બહુ સુશ્રુષા કરી. આથી તેનો પ્રેમ વધ્યો હતો

માધવ હમણા બી એ ની પરિક્ષા પાસ કરી એક ગ્રેજ્યુએટ થઈ ગયો છે તેને સારો પગાર મળે છે પોતાના ઓળખાણવાળાઓની મંડળી ભેગી કરી શક્યો છે અને અમદાવાદમાં સારી પ્રતિષ્ઠા મેળવી શક્યો છે જ્યારે ભાગ્યદેવીની કૃપા થાય છે ત્યારે રાજા ભિક્ષાન્ન લેતા ફરે છે અને ભિખારી રાજ્ય ભોગવે છે ! ઉદ્યોગી અને નિર્વ્યસનીપણું આ જગતના તુચ્છ મનુષ્યોને પણ રાજા બનાવી દે છે એવી ઉચ્ચ અભિલાષા રાખનાર દરેક હિંદુભાગીઓએ ભિખારી છોકરાનું અનુકરણ કરવું જોઇયે.

**ઉદ્યોગી અને સત્યપણે વર્તનાર મનુષ્યો ઉચ્ચપદ મેળવે છે.**

ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.



પુસ્તક ૩. - મુંબઈ એપ્રિલ ૧૯૦૫. અંક ૭.

# ભારત જીવનનાં ગ્રાહકોનેજ ખાસ ભેટ !

**** ચાલુ વર્ષનાં ગ્રાહકોનેજ ભેટ આવતા વરસમાં મળશે.**

# श्री योग वाशिष्ठ.

## ( વૈરાગ્ય અને મુમુક્ષુ પ્રકરણો.)

આ તત્વજ્ઞાનનો અને વેદાંતજ્ઞાનનો મુખ્ય અમૂલ્ય ગ્રંથ, 'ભારત જીવન" માસિકપત્રનાં ચાલુ વર્ષનાં ગ્રાહકોનેજ આપવા માટે કર્યું છે. ચાલુ વર્ષનાં ગ્રાહકોને સોળ ટીકીટો પુરી થયે એટલે આવતા વર્ષના જાનેવારી માસમાં **આ ગ્રંથ ભેટ મળશે.**

પરમપૂજ્યપાદ મહાત્માશ્રી વશિષ્ટ મુનિએ શ્રી રામચંદ્રજીને તત્વજ્ઞાનનો જે બોધ આપેલો અને જે બોધને પ્રભાવે શ્રી રામચંદ્રજીને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થએલુ તથા જેના યોગે ઇન્દ્રિય જિત થઇ, માતાપિતાની આજ્ઞા પાળેલી, પતિવ્રત પાળેનું અને કૈકેયી જેવી ઇર્ષાખોર માતાની આજ્ઞાનું પાલન કરી સંસારના અનેક દુઃખો ધૈર્યથી સહન કરી, રાજપાટ ત્યાગ કરી વનમાં ગયેલા, વળી જે જ્ઞાનના અપૂર્વ ધૈર્ય બળવડે રાક્ષસરાજ રાવણ, જેવા મહાબળવાન્ મહાધ રાજાનું પણ નિકંદન કાઢેલું તથા જે જ્ઞાનના બળવડે અખિલ વિશ્વમા વિજય મેળવી જીવન મુક્ત—કૈવલ્યવત્—થયેલા તેજ **આત્મજ્ઞાન 'તત્વજ્ઞાન-નો** ગ્રંથ વિદ્વાન શાસ્ત્રીઓદ્વારા, સરળભાષામાં રચાવી તૈયાર કરવામા આવેછે અને તેજ **" ભારત જીવન" માસિક પત્રનાં ગ્રાહકોને આવતા વર્ષમાં** ભેટ આપવામાં આવનાર છે.

હમણા હમણા ગુજરાતી પ્રજામા નાટકો, નૉવેલો અને એવાજ બીજા પુસ્તકોનો વિશેષ ફેલાવો થાય છે પરંતુ જે પુસ્તકવડે મનુષ્યને પોતાના જીવનનું રહસ્ય સમજાય તથા સહેલાઇથી અધ્યાત્મ વિદ્યાનું જ્ઞાન થાય એવા ગ્રંથો બહાર પડતા નથી. અને તેમ થયાથીજ મનુષ્યો દૃશ્ય પદાર્થોની માયામા લપટાઇ રહી કલેશ. દ્વેશમા પડી રહે છે પરંતુ આ ગ્રંથ મનુષ્ય માત્રને પોતાના જીવનનો યોગ્ય ધર્મ સમજાવી, અધ્યાત્મ વિદ્યાનું સંગીન જ્ઞાન આપે છે. તેથીજ અમે હવેથી પ્રતિવર્ષે પ્રત્યેક ધર્મના મનુષ્યોને ઉપયોગી થઇ પડે એવા આ મહાન્ રત્નરૂપ ગ્રંથોને ભેટ આપવા નક્કી કર્યું છે. સરલતાથી પ્રત્યેક મનુષ્યને સમજાય તેવીજ રસાળ ભાષા રાખવામાં આવે છે

તત્વજ્ઞાનના જીજ્ઞાસુઓએ પોતાના મિત્રોને પણ ખાસ ભલામણ કરી " ભારત જીવન " માસિક પત્રના ગ્રાહકો કરવાં જેમ જેમ આવા ગ્રંથો વિશેષ છપાઇ પ્રગટ થશે તેમ તેમ વિશેષ મનુષ્યો તેમાંથી જ્ઞાન લઇ સુખી થશે તો તેનું શ્રેય ગ્રાહકોનેજછે. પ્રત્યેક ગ્રાહકોને અમારી વિનતિ છે કે તેઓએ એક બીજાને ખબર આપી અમૂલ્ય ગ્રંથનો લાભ અપાવવા ચુકવું નહીં. આ દળદાર ગ્રંથ, ઉત્તમ, કાગળો ઉપર છપાશે તેમજ ટાઇપ પણ મ્હોટા, સ્વચ્છ, મરોડદાર લેવામા આવશે.

**મેનેજર-ભારત જીવન-મુંબઇ.**

જોઇ ઉત્તર આપ્યો

"સાહેબ, હું ગરિબ ભીખારી છું મ્હને બધા માધવ કહે છે, મ્હારી સંભાળ લેનાર, નિશાળે મોકલનાર માતા, પિતા, ભાઇ કે બ્હેન કોઇ નથી"

"તું ક્યાં રહે છે વારૂ ?" ગુરૂજીએ પ્રશ્ન કર્યો

"હું અહીં તહીં ગમે ત્યાં ભટકું છું મ્હારે રહેવાનું ઘર નથી મ્હારો આખો દહાડો શેરીઓમાં ભટકીને જાયછે ન્યાં રાત પડેલી જણાયછે ત્યારે ત્યાંજ આગળ પડી રહું છું"

"ત્હારૂં ગુજરાન શી રીતે ચાલે છે ?"

"ઘણું ખરૂં તો મ્હારી શક્તિ પ્રમાણે મહેનત કરીને અને કેટલીક વેખતે શ્રીમંતોપાસે માગીને રોટલાના ટુકડાથી ચલાવી લઉં છું"

"કઇ ન્યાત છે ?"

"હું તે કાંઇ જાણતો નથી મ્હારી ન્યાતજ નથી એમ હું માનું છું એક વૃદ્ધ સ્ત્રી મ્હને વાર વાર કાંઇક અનાજ આપે છે અને પોતાની ઝુંપડીમાં વિશ્રામ લેવા દે છે તે કહેતી હતી કે હું કાયસ્થ ન્યાત છું, પરંતુ તે ખાત્રિપૂર્વક છે એમ હું કેમ કહું. કારણકે, આટલા બધા દિવસ થયા મ્હે, મ્હારા કોઇ સગાંને જોયાં નથી"

હમણાં તે વૃદ્ધા સ્ત્રી ક્યાં છે ?"

"તે મરણ પામી છે, હમણાં હું નિરાધાર છું"

"દરરોજ ત્હમેં અહીં શા માટે આવે છે ? અને જ્યારે છોકરાઓ પોતાનું લેસન ગોખતા હોય છે ત્યારે ઓટલા ઉપર શામાટે બેશી રહે છે ?"

'શા માટે ? પુછો છો કારણ એજ છે કે મ્હારૂં અંતઃકરણ તેમના જેવા થવાની આશા રાખે છે જો તમારા જેવો કોઇ દયાળુ અંતઃકરણનો તિવ્ર પુરૂષ મહેરબાની કરી શિખવે તો ?'

"શું તું ફી આપી શકશે ?"

મ્હારા જેવો ટુકડા માગી ખાનાર ભિખારી સ્કુલની ફી શી રીતે આપી શકશે ? પરંતુ હું તમારી અને આ ન્હાના નિશાળીઆઓની બનતી ચાકરી કરીશ આટલું કેહેતાં તો ત્હેની આંખોમાથી મ્હોટાં મ્હોટાં આંસુ નિકળી પડયાં અને જમીન પણ પલાળી નાખી"

આ કરૂણ દ્રશ્યથી ઉદાર દીલના ગુરૂનું હૃદય પીગળ્યું માધવને શોક કરતો અટકાવી, તેને વગર ફીએ ભણાવવાનું વચન આપ્યું

ગરિબ ભિખારીનું જીવન ચક્ર આ સમયે ફરવાની સ્થીતિ પર હતું. તેણે નિયમિત્ત રીતે નીશાળમાં જવા માંડયું અને ભીખ માગવાનું તેમજ મજુરી કરવાનું કામ બપોરના તથા રાતની વખતે કરવા લાગ્યો થોડાક વખતમાંજ તેની ચપળતા, નમ્રતા અને ભણવાની કુશળતાથી પોતાના ગુરૂ અને બીજા વિદ્યાર્થીઓનો પ્રેમ મમતા જીતી શક્યો, તેમજ તેના સહાધ્યાયીઓ તેને પૈસા, ખાવાનું તથા પુસ્તકો, કપડાં વગેરે પણ આપવા લાગ્યા લગભગ એક વરસમાં તો તેના ગુરૂ પોતાને ઘેર લઇ ગયા અને તેનું રહેવાનું, ખાવાનું મફત આપવા લાગ્યા

બે વર્ષ થઇ ગયાં માધવને ચૌદ વર્ષ થયાં તેટલામાં ઘણી વિદ્યાનો ભંડાર મેળવી શક્યો ગુરૂએ જેટલું શિખવ્યું તેટલું તે શીખી ગયો હતો હમણાં તે હિસાબ ઘણી સારી રીતે ગણી

શકે છે, 'મરાઠી અક્ષરો લખી શકે છે, અને રામાયણ, મહાભારત તથા બીજાં ગુજરાતી પુસ્તકો ઘણી સેહેલાઇથી વાંચી શકે છે હવે તેણે ગુરૂ પાસે રજા લઈ પાઠશાળા છોડી દીધી હતી અંગ્રેજી ભણવાની તેની ઘણી ખુશી હતી પણ સાધન રહિત તે ગરિબ છોકરો શું કરી શકે ? હવે પોતાના વૃદ્ધ ગુરૂને ત્યા રહી તેમને બોજારૂપ થઇ પડવુ તેને અપ્રિય લાગ્યું. તે પાઠશાળા છોડી કોઇ વ્યાપારીને ત્યાં નોકરી મેળવવાની તપાસ કરવા લાગ્યો પરન્તુ એક દિવસ ભાગ્ય દેવીએ તેના તરફ પ્રસન્નતા બતાવી અને જે ચચળ વૃત્તિની દેવીને પ્રત્યેક મનુષ્યો પગે લાગે છે તે દેવી પણ તેને જોવા લાગી

( ૩ )

એક દિવસ મધ્યાન્હે, માત્ર એક ધોતિયું પહેરી, માર્ગમાથી ચાલ્યો જતો હતો તેવામા કોઇક સ્ત્રી બુમો પાડતી હોય તેવું તેને સાભળાયું. તેણે પાછળ જોયું તો જણાયુ કે કમ્મર માથી વળી ગયલી, ઘરડી સ્ત્રી, વીચ વસ્તીવાળા રસ્તામાથી આવતી હતી અને તેની પાછળ દસ ફીટ વેગળે, એક ખુલ્લી ગાડીને જોસબધ ખેચી લાવતા બે ઘોડા દોડતા આવતા હતા ઘોડો હાકનાર કોચમેને ઘોડાની લગામ ખેચી ઘોડા થોભાવવા ઘણો યત્ન કર્યો પરંતુ નિષ્ફળ ! માધવે જોયુ કે એકજ મીનીટમા તે વૃધ્ધા સ્ત્રી ગાડી તળે અને ઘોડાના પગ નીચ કચરા જશે માધવે પોતાના પ્રાણની દરકાર કરી નહીં અને તરતજ દોડીને બરાડા પાડતા ઘોડા આગળથી તે સ્ત્રીને ખેચી લઈ વેગળી કરી પરતુ એક પથ્થરની ઠેસ વાગવાથી તેમજ ઘોડાના પગ લાગવાથી તે જમીન ઉપર મુર્છિત થઇ પડયો. તેની પીઠ ઉપર ઘોડાની ખરીઓ લાગવાથી લોહી નીકળ્યુ અને તેથીજ બેભાન થઇ પડયો

કેટલીક વારે જ્યારે તેને ચૈતન્ય આવ્યુ અને આખો ઉઘાડી જોયું ત્યારે જણાયુ કે તે ભીખારી છોકરો એક મ્હોટા શણગારેલા ઓરડામા, નરમ બીછાના ઉપર સુતો છે અને કોઇક ગ્રહસ્થ તેના તરફ જોયા કરે છે માધવ તે ગ્રહસ્થને તેમજ ઓરડાને ઓળખી શક્યો નહીં. તેણે નેત્રો ઉઘાડી બેઠા થવાનો યત્ન કર્યો પરતુ તેના બરડામા એટલુ દરદ થતું હતુ કે જેથી તે બેઠો થઇ શકયો નહીં

"છોકરા, બેઠો થઇશ નહીં ત્હને ઘણુ દુઃખ થશે ' તેની પાસે બેઠેલા ગ્રહસ્થે માયાળુ શબ્દે કહ્યુ. "સુઇ જા અને નિદ્રા લેવાનો યત્ન કર દરદ ઘણુ નથી અને હવે એક, બે દીવસમા મટી જશે થોડાજ વખતના આરામ થશે ત્યાર પછી ત્હારા માતપિતાનો પત્તો બતાવજે એટલે તેમને અહીં બોલાવીશુ ' ગ્રહસ્થે તેના માથાઉપર માયાળુપણાથી હાથ ફેરવતા ધૈર્ય આપ્યુ

"સાહેબ, મ્હારે ઘર નથી, માતાપિતા નથી હુ એક ભટકતો ભિખારી છુ મ્હને મ્હારી ન્યાત જાતની પણ ખબર નથી. આ રમણીય સ્થળે હુ શી રીતે આવ્યો તેની મને ખબર નથી મ્હારા જેવા એક ભટકતા છોકરાને માટે આ સ્થાન ઉચિત નથી"

"ભાઇ, એવુ બોલ નહીં ઉઠવાને માટે યત્ન કર જ્યારે તુ સારો થશે ત્યારે આપણે બધી વાતો કરીશુ. 'આટલું કહી તે ગ્રહસ્થે એક નોકરને ત્યા સારવાર માટે મુકયો અને ઓરડા બહાર ચાલ્યો ગયો

# ઑ. મી. ગોખલે અને બજેટ.

" अधः पश्यसि किं वृद्ध तव किं पतितं भुवि ? ।
रे रे मूर्ख न जानासि ? गतं स्वातन्त्र्य-मौक्तिकम्! " ॥
सुभाषितम्.

ઑનરેબલ મી ગોખલે, વાઇસરાયની ધારાસભાના એક મેમ્બર છે અને આ દેશની પ્રજાના એક હિતચિંતક છે એ સર્વ કોઇના જાણવામા છે. એ પ્રજાભકત અને સ્વદેશભકત નરરત્ને, પોતાના દેશની પ્રજાની સ્થિતિનું બારિક નીતિરીતિએ અવલોકન કરી, પ્રજાને રાજ્યનીતિથી કેટલા વરસો થયા ક્યા ક્યા પ્રકારનુ દુ ખ વેઠવુ પડે છે, કયા કયા કરોનો બોજો પ્રજાને ભારરૂપ છે, કયા કયા કરો (Taxes) ઓછા થવાથી પ્રજા અને મુખ્ય કરી ખેડુત વર્ગ સુખી થાય અને તેમ થવાથી પ્રજા વર્ગની ઉન્નતિ થાય, કયા કયા વ્યાપારો પ્રજાના હાથમાં છે, કયા કયા વ્યાપારો તેના હાથમાં છતા મૃત પ્રાય છે, કયા કયા વ્યાપારોને બ્રીટિશ ગવર્નમેંટે ઉત્તેજન આપવાથીજ હિંદુસ્તાનની નિર્ધન પ્રજાની ઉન્નતિ થાય અને બ્રીટીશ ગવર્નમેંટના રાજ્યવહિવટમા, હાલ જે ધોરણે લખલુટ ખરચ થાય છે તથા ઇગ્લંડના ફાયદાના કામોમા આ દેશની ત્રીઝેરીના જે જે પ્રકારે નાણાં વાપરવામા આવે છે તે તે બંધ કરી જે દેશના ફાયદા માટે જે કામ કરવામા આવે તેજ દેશની-કાં તો ઇગ્લંડની કે કાં તો હિદુસ્તાનની-ત્રીઝેરીનાં નાણાં ખરચવામા આવે અને હાલ જે હિંદુસ્તાન દેશની પ્રજાઉપર હાકમી ચલાવનારા અમલદારો, પ્રજાની માગણી તરફ દુર્લક્ષ્ય કરી તેમને ઇગ્લંડ દેશના જેવી ઉચ્ચ સ્થિતિ ઉપર લાવવા મતિકિંચિત્ પણ કાળજી રાખતા નથી તેને બદલે " **પોતાની પ્રજા** " અને તે પણ "**ભાડુતી** " નહીં પણ **હિદુસ્તાન દેશની હયાતી સુધીની પ્રજા** " એ પ્રમાણે ખરા અંતઃકરણથી માની લઇ, તેનો ઉદય કરવા અર્થાત્ ધન, ધાન્યવાન, સમૃદ્ધિવાન, વૈભવશાળી કરવા-સર્વ અંગ્રેજ અમલદારો-શ્રમ કરે તોજ આ દેશના રહેવાસીઓનો ઉદય થાય, આ સઘળુ આપણી ગવર્નમેંટને સારીપેઠે બતાવી આપનાર મી ગોખલેએ ગયા બજેટ વખતે જે સુદર અને છટાદાર, અસરકારક અને-કરુણોત્પાદક ભાષણ કર્યું હતુ તેમાના કેટલા ભાગનુ અવલોકન કરવું અતિ અગત્યનુ છે કારણકે એ વિભાગ આપણા દેશનો "વિપત્તિખંડ" છે અને તેમાંનો "આક્રંદાધ્યાય" છે. એટલે તેનું પુનઃ સ્મરણ કરવુ અને આપણા અંતઃકરણરૂપ યજ્ઞકુંડમા, વારવાર અશ્રુનું વિસર્જન કરી અંજલીઓ આપવી એજ આપણા હાથમા કર્તવ્યરૂપે રહેલુ છે બાકી બીજી સઘળી સત્તા આપણુ દેશના મ્હોટા અધિકારીઓના હાથમા છે અને તેથી તેઓ આપણા દુ ખનો વિનાશ કરવા આપણી પ્રાર્થના સ્વીકારી આપણી દુર્ભક્ષ સ્થિતિ કિંવા આપણી નિર્ધન સ્થિતિ સુધારવા-જાણે-તેઓ અસમર્થ હોય તેમ જણાય છે।

ગત બજેટ સમયે ઑન મી ગોખલેએ જે કઇ કહ્યુ તેનો સાર જાણવાને પ્રત્યેક હિંદીવાનો અત્યાતુર હોય એમા આશ્ચર્ય નથી ગવર્નમેંટે મીઠાપર કર ઓછો કર્યો, પોષ્ટમા જતા પત્રોનુ વજન વધાર્યું, શિક્ષા ફેલાવવાને, ડીસ્ટ્રીક્ટ બોર્ડોને મદદ કરવાને, પોલિસ

સુધારણા આદિને વધારવા માટે રૂપિયા આપી મદદ કરી તે માટે તો મી. ગોખલેએ આનંદ બતાવ્યો છે. મીઠાના કરમાં હજુપણ ઘટાડો થવો જોઇએ. એમ બતાવતાં કહ્યું છે કે બ્રહ્મદેશમાં મીઠાઉપર એક રૂપિયાથી વિશેષ ટેકસ લેવામાં આવતો નથી તેમ આ દેશમાં પણ થવું જોઇએ. એમ કરવાથી સરકારને આવકમાં કાંઇપણ ઘટાડો થશે નહિ. બ્રહ્મદેશમાં ટેકસ ઓછો લેવાથી દરેક માણસ દીઠ ૧૭ પૌંડ યાને સાડા આઠ શેર મીઠું વપરાય છે, આપણા દેશમાં બબ્બે અઢી રૂપિયા ટેકસ હોવાથી માણસ દીઠ ૧૦ પૌંડ યાને પાંચ શેરથી વધારે મીઠું વપરાતું નથી ! મી. ગોખલેએ બતાવી આપ્યું છે કે મીઠાઉપર કર ઓછો કરવાથી મીઠું વિશેષ વપરાશે અને તેથી ગવર્નમેંટની આવકમાં ઉલટો વધારો થશે.

મી. ગોખલેએ આગળ બોલતાં જણાવ્યું છે કે, પાછલાં સાત વર્ષથી ધારવા પ્રમાણે જે સીલીક પુરાંતમાં રહેવી જોઇએ તે કરતાં વિશેષ રહી છે, આ વખતેજ ગવર્નમેંટે પંજાબ અને મુંબઇને એક કરોડ રૂપિયા આપ્યા છે. તેમ છતાં પણ હમણાં ત્રિઝોરીમાં પંદર કરોડ રૂપિયા પડી રહ્યા છે. ગયાં સાત વર્ષોથી બીજી ગવર્નમેંટોને આશ્રય આપીને તથા બીજી દેવું પતાવતાં પણ પ્રતિદિન ખર્ચે વધતોજ જાય છે, બિચારી પ્રજાઓ પાસેથી સાડાછત્રીસ કરોડ રૂપિયા વધારે આવવા છતાં પણ ગવર્નમેંટને ટંકશાળ વ્યાપારમાં સાડાબાર કરોડ રૂપિયા નફો થયો છે અને તે રૂપિયાનું સોનું ખરીદી અનામત રાખ્યું છે. અને બાકીના રૂપિયા અનામત રાખ્યા છે. અમને તેમજ મી. ગોખલેને સમજણ નથી પડતી કે આ સોનામાંથી ગવર્નમેંટ સુંદર અલંકારો ઘડાવી કોને પહેરાવશે ? પરંતુ તત્વવેત્તાઓના કહેવા પ્રમાણે "ઉગનાને સૌ માન આપે અથવા બીજા શબ્દોમાં "ભરતામાંજ ભરાય" એ સિદ્ધાંતાનુસાર ઇંગ્લંડનીજ ત્રિઝોરી બાઇ, એ સઘળું પોતાના શરીરપર ધારણ કરી સેત્રાને ભાગ્યશાળી નિવડે તો તે આશ્ચર્યજનક નથી !

ગયા સાત વર્ષમાં ગવર્નમેંટે પ્રજાપાસેથી લગભગ પીસ્તાળીસ કરોડ રૂપિયા વધારે મેળવ્યા છે, પણ તે સાથે એટલુ પણ યાદ રાખવું જોઇએ કે, દુષ્કાળને બધ કરવા તથા સૈનિક બળ વધારવા છતા ૧૬ કરોડ રૂપીઆ, રેલ્વેઓ અને પાણીના નળો તથા નેહેરો વિગેરે વધારવા માટે બે કરોડ રૂપિયા, દુષ્કાળ સમયનુ કરજ ૩કરોડ,છસો ૫૦લાખ રૂપીયા ખજાનામાથી ખર્ચ કરવા છતાં ૪૫ કરોડ રૂપિયા બચવા પામ્યા છે. અગર જો એ ખર્ચમાંથી ૩ કરોડ ૭૫૦ લાખ રૂપિયા કાઢી નાખવામાં આવે તો ૪૯ કરોડ રૂપિયા મેહેસુલના વધારે વસુલ કરવામાં આવ્યાછે. આ ૪૯કરોડ રૂપિયામાંથી સાડા બાર કરોડ રૂપિયાનું સોનું ખરિદી રાજ્યકોષમાં ભરવામાં આવ્યુ છે. બાકીના ૩૬॥ કરોડ રૂપિયા આપણી ગવર્નમેંટ પોતાનુ કર્જ અદા કરવામા વાપર્યા છે. મી. ગોખલે કહે છે કે, ગવર્નમેંટે આ સાડા છત્રીશ કરોડ રૂપીયા આ પ્રમાણે ખર્ચ કરવા નહોતા. હિંદી પ્રજાના હૃદયના લોહી બરોબરના રૂપિયાને પોતાના ખર્ચમાં વાપરી નાખવા એ વિલાયતી અર્થ નીતિથી તદન વિરૂદ્ધ છે! યુરોપ, ઇંગ્લંડ અથવા બીજા કોઇ પણ સભ્ય રાજ્યમાં, સરકારી ખજાનામાં જમેલાં નાણાં, આ પ્રમાણે પોતાના કરજમાં વાપરી નાંખવામાં આવે એવું કદી પણ બનતું નથી ! જેઓ પાસેથી મેહેસુલ વધારે લેઇ સરકારી ત્રીઝોરીમાં નાણાં જમા કરવામાં આવે છે તેમની ઉન્નતિ માટે અથવા તો મેહેસુલ ઓછું કરી તેમના ઉપરનો બોજો ઓછો કરી ફરજ બજાવવામાં આવે છે. પરંતુ આ વિષયમાં આપણી ગવર્નમેંટે જે પગલું ભર્યું છે તેતો એવું થઇ પડયું છે કે, મેહેસુલ ભરનારાઓને તેમનો ઉપકાર ભુલાઇ જતાં ઉલટું મેહેસલ વિશેષ આપવું પડે છે અને તે વસલ કરવામાં પણ જબરદસ્તી

થાય છે ! વળી મી. ગોખલે કહે છે કે, હિંદની રાંક પ્રજાના આપેલા તે અર્થના સુફલથી, તેમને-ખેડુતોને-દિલગીર કરવા ગવર્નમેંટની ફરજ નથી. યુરોપ જેવા ઉદારચિત્ત દેશોમાં પણ ગવર્નમેંટ પ્રજા પાસેથી જે મેહેસુલ વસુલ કરે છે છતાં પણ તેનો વ્યય આવી રીતે કરી શકતી નથી ! હવે ભારત વર્ષની ગરીબ પ્રજા ઉપર ગવર્નમેંટના આવા વર્તનથી વાચક વર્ગ શું કહી શકશે ? વળી પ્લેગ અને દુષ્કાળના પ્રકોપથી પ્રજાની દુર્દશા થઇ રહી છે ! ચારે તરફથી પ્રજાનું દુઃખ સરકારને કાને જાય છે. એ દુઃખના પડધા સઘળા દેશાન્તરોમાં સંભળાઇ રહ્યા છે અને તેવા સમયમાં એ સાડા છત્રીસ કરોડ રૂપિયા ગવર્નમેંટ પોતાના કરજમાં નહીં આપતાં ખેડુતોને મદદ કરવામાં, શિક્ષાનો પ્રચાર કરવામાં અને ખેતીવાડીની ઉન્નતિ કરવામાટે ખર્ચવામાં આવે તો તેથી કેટલો બધો ન્યાય મળે ? અને ખેડુતોને ભવિષ્યમાં કેટલું સુખ થાય તે સમજવું પ્રત્યેકને માટે સેહેલું થઇ પડશે.

પ્રજાઓ ખાસેથી લેવાતું મેહેસુલ ઓછું કરવા કરતાં સરકાર પોતાનું કરજ ફિટાડવા અને વસુલ કરવાનો આગ્રહ પ્રકાશ કરે છે. ગવર્નમેંટના એ કાર્યોનો પ્રતિવાદ કરતાં મી. ગોખલેએ સૈનિક સામગ્રીને વધારવાનો નિષેધ કર્યો છે. સેના સંસ્કારને માટે ત્રણ કરોડ, છાસઠ લાખ રૂપિયા વિશેષ ખર્ચ થયું છે. જ્ઞાનની અને પ્રમાણિકપણાની દૃષ્ટિથી જોનાર મનુષ્યો તેની ગમે તે તુલના કરતા હોય પરંતુ જેઓને તેની દરકાર નથી. તેમને સત્ય અભિપ્રાય આપવો એ શું ઉપયોગનું ? હમણાં તો લૉર્ડ કર્ઝન સાહેબ "ચાંદેચાંદ" ચાલે છે ! તેમના શબ્દો અને અભિપ્રાયો સોના મોહોર જેવા માનવામાં આવેછે! તેમના દુંદુભિના નાદ ગગન સુધી પહોંચેછે અને ગગન મંડલના મદમસ્ત દેવતાઓ તે નાદ ઉપર આફરીન બની નાચવા મંડી પડે છે ! પછી મૃત્યુ લોકમાં ગમે તેમ કચ્ચરઘાણ વળે કે ગમે તેનું સત્યાનાશ વળે તેનીસાથે ગગન મંડળના દેવતાઓને શું લાગે વળગે છે ? પરંતુ ગગનમંડલના દેવતાઓ હમણાં જે અંધકારમાં ભટકે છે તે અંધકાર સહજે ટળી શકશે નહીં. ! અજ્ઞાનતાનો અંધકાર મદમસ્ત મનુષ્યના હૃદયમાંથી એકદમ નીકળી શકતો નથી. જ્યારે તેને કોઇ મહાત્માની સંગતિ થાય છે, જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે તુમુલ યુદ્ધ થાય છે, અજ્ઞાનતાથી પડતાં દુઃખોનો વિચાર થાય છે; તે દુઃખોનુ નિવારણ કરવા માટે જ્ઞાનામૃતના ઉકળતા રસથી તેમનાં કાળજાં શેકવામાં આવે છે અને તે ઉકળતા રસને પ્રતાપે નસેનસમાં ભરાયલું માદકતત્વ બળી જઇ સાત્વિકતત્વ ઉત્પન્ન થાય છે અને ત્યારેજ તેનો તે અંધકાર જઇ, પશ્ચાત્ બુદ્ધિનો પશ્ચાતાપ થાય છે ત્યારેજ જીવનનું ખરૂં રહસ્ય, સંસાર પરિવર્તનનો ખરો ચમત્કાર અને મૃત્યુ પહેલાંનું ખરૂં કર્તવ્ય સમજાયછે. તેમ હિંદુસ્તાનની દરિદ્રી, ભિક્ષુક પ્રજા હમણાંની સ્થિતિપરથી ધીમે ધીમે અતિ અધમ સ્થિતિએ પહોંચશે અને જ્યારે આ દેશમાંથી મળતાં મેહેસુલ વિગેરે ઓછાં થઇ જશે, ત્રીજોરીમાં નાણાંની ખોટ પડશે અને એ સઘળું કયા કારણથી થયું તે જ્યારે ઇંગ્લંડનો કોઇ ન્યાયશીલ મહાત્મા ગુરૂમંત્રરૂપે ગવર્નમેંટના કાનમાં કહેશે ત્યારેજ તે કડવું ઔષધ ગળે ઉતારી, 'જીવન અવલંબન કરવાના માર્ગો સુઝશે. ત્યાંસુધી-હમણાં હમણાં-સેવા જોઇતા-માર્ગો તરફ કોઇપણ ઇંગ્લડવાસીની દૃષ્ટિ પડશે, એમ જણાતું નથી !

ઑન. મી. ગોખલે કહે છે અને તે.સર્વને વિદિત છે.કે, સેના સંસ્કારને સુધારવાને માટે ૧૫ કરોડ રૂપિયા ખર્ચ થશે. અને હિંદી ગવર્નમેંટે વરસે. ત્રણ કરોડ રૂપિયા પ્રમાણે પાંચ વર્ષમાં આપવાનું કબુલ કર્યું છે. અને તે દુષ્કાળથી પીડાતી અને મેહેસુલના દુઃખથી દબાયલી પ્રજા પાસેથી એ ખર્ચ વસુલ કરવામાં આવશે. એ સાંભલી, આ દેશના કોઇ પણ હિતસ્વીને અંતઃકરણમાં ખિન્નતા થયા વિના રહેશે નહીં! કારણ કે ઇંગલંડમાં જ્યારે કાંઈક આવા ખરચો આવી પડે છે ત્યારે પ્રજા પાસેથી વિશેષ કર TAEXS લઇનેજ કરજ ફીટાડવામાં આવે છે. અને તેથી ઇંગ્લંડના લાભને માટે જેવું ખર્ચ કરવામાં આવે તે ત્યાંની પ્રજા ઉપર ટેકસ નાંખીનેજ કરવો. એજ ખરો ન્યાય છે. થોડા દિવસ ઉપર ઇંગ્લંડમાં સૈનિક બળ અને બાહ્ય બાંધકામો વધારવાનાં હતાં તે વખતે નાણાંની જરૂર હતી તે બાબત મત લેતાં ઇંગ્લંડ રાજ્યના ધનાધ્યક્ષે Chanceller of the Exchequer. ઑર્ડિનરી જનરલ મીટીંગમાં કહ્યું હતું કે એવી રીતે નાણાં લેવાથી મેહેસુલ વસુલ કરવાના બંદોબસ્તમાં ગરબડ થશે. અને તેથી મેહેસુલમાંથી કોઇ પણ પ્રકારે રૂપિયા નહીં મળે એમ સાબિત કરી આપ્યુ છે. વિચારવાનું એજ છે કે ઇંગ્લંડ જેવા સુધરેલા દેશમાં પણ પ્રજાના લીધેલાં નાણાનો ખર્ચ, ઘણો વિચાર કરીને કરે છે. તેઓ જાણે છે કે એવા ખર્ચ કરવામાં પ્રજાઓની સમ્મતિ લેવામાં આવશે. અને અયોગ્યપણે વર્તવાથી ઇંગ્લંડની પ્રજા છટ્ટીનાં ધાવણ ઓકાવી નાખશે. તેથી પ્રથમથીજ ન્યાયથીજ વર્તવું. પરંતુ કંગાલ, ભારતવર્ષની પ્રજા ઉપરના રાજ્યકર્તા તેનાથી બ્હીયે તેવા નથી. તેથીજ તે પોતાની ઇચ્છાનુસાર પૈસા ઉડાવે તો તેને માટે કોઇને ચિંતા નથી! પરંતુ જેમનાં અંતઃકરણોમાં ખરી સભ્યતા, ખરી સાધુતા અને ખરી ન્યાય પરાયણતા છે તેમણે તો, જે પ્રજા કાંઇપણ વિરૂધ્ધ ભાવ બતાવે નહીં તેમના ઉપર ઉપકાર કરવાને ચુકવું જોઇએ નહીં.

ઑ. મી. ગોખલેએ ગવર્નમેંટને હિંદની અવદશાની તુલના એટલે સુધી • કરી બતાવી છે કે ઇંગ્લંડવાસીઓને સેંકડે ૭ ટકા ટેકસ આપવો પડે છે ત્યારે દરિદ્રી ભારતવર્ષમાં માત્ર જમીન ઉપરજ સેકડે ૨૦ ટકા મેહેસુલ આપવું પડે છે! આ ઉપરથીજ માત્ર વિચાર કરનારાઓને સમજાઇ જશે કે ઇંગ્લંડ આટલુ બધુ ધનવાન્, બળવાન, કળાવાન, અને ઐશ્વર્યવાન્ હોવા છતાં તેને ફકત ૭ ટકા જેટલો જુજ કર અને હિંદુસ્તાન જેવો કંગાલ, નિસત્વ, નિર્ધન, કળાહીન દેશ તેના માત્ર ખેડુતોને ૨૦ ટકા આપવાના? આ કયા પ્રકારનો ન્યાય? કોનો ન્યાય? અને આટલા બધા અસત્યવર્તન માટે ઉત્તરદાતા કોણ! દીનભાગ્ય હિંદુસ્તાન? શું હવે અસત્ય એવ જયતે એવુંજ કહેવાશે?

# અધિપતિની નોંધ.

જસ્ટીસ પત્રકારનો વિદ્વાન લેખક લખે છે કેઃ—હિંદુસ્તાનની રૈયતનો જે છલ થાય છે તેની આગળ, દક્ષિણ અમેરિકા અને મેકિસકો પ્રાંતમાં સ્પેનિશ લોકોએ જે ક્રુરપણું કર્યું તે રદ છે! બ્રિટીશ લોકોની નિદ્રાવશ થયેલી ન્યાયબુદ્ધિ જાગૃત કરવાથી આપણને ન્યાય મળશે એવી હિંદી પ્રજાની સમજણ હતી પરતુ તે હવે નાશ પામી! રાજ્યકર્તા પાસેથી ન્યાય મળવાની તેમને આશા નથી. તે (હીંદી પ્રજાજનો) હતાશ અને ઉદ્વિગ્ન થયા છે. તેથી હિંદુસ્તાનમાં બંડ થવાનો સંભવ છે.........પણ પ્રિન્સ ઑફ વેલ્સ હિંદુસ્તાન જાય છે તે સમયે ઇંગ્લીશ લોકો તરફથી, પ્રસ્તુત સમયની જુલમી રાજ્ય પદ્ધતિ બંધ કરવામાં આવશે તથા રૈયતને કચડી નાખનાર કરો (Taxes) બંધ કરવામાં આવશે એ પ્રમાણે પ્રસિદ્ધ કરવામાં આવશે તો તે દિવસથી હિંદુસ્તાનના ઇતિહાસમાં મહત્વનો વિભાગ શરૂ થશે. "જસ્ટિસ" પત્રકારની આ સૂચના અતિ ઉચ્ચ પ્રકારની છે. જે હિંદુસ્તાનની પ્રજાને એવા પ્રકારનો એકાદ રાજકીય હક્ક મળશે તો તે યુવરાજનું ચિરકાલ સ્મરણ રહેશે. તેમાં શંકા નથી! પરંતુ દિલ્હી દરબાર સમયે અનુભવ થયો છે તે પ્રમાણે યુવરાજના આગમન સમયે એકાદ રાજકીય હક્ક મળશે એવું જણાતું નથી! ઉલટું યુવરાજની સ્વાગતાર્થે મ્યુનિસિપાલીટીઓ, રાજા રજવાડાઓ, અને સંસ્થાનિકોને લાખો રૂપિયા ખર્ચ થાય છે. તેમજ યુવરાજીને નજરાણા તરીકે મળતા હજારો રૂપિયા વિલાયત જાય છે! જસ્ટીસ પત્રકારની સુચનાનો કાંઇ ઉપયોગ થશે નહિ. એ અમને સારીપેઠે ખબર છે. તોપણ તેણે બતાવેલી સહાનુભૂતિ માટે આનંદ થાય એ સ્વાભાવિક છે?

* * * *

વિદ્વાન મનુષ્યો જ્યારે કોઇ અનીતિનું કાર્ય કરે છે ત્યારે આપણને જેટલું દુ:ખ થાય છે તેટલું કોઇ અશિક્ષિત મનુષ્ય કરે છે ત્યારે નથી થતું! ઉંચી કેળવણી પામેલા અને વિદ્વાનોમાં ગણાતા મનુષ્યો પણ કેટલીક વખત અફસોસકારક કામ કરી બેસવાથી થોડું ભણેલા મનુષ્યો શું નહીં કરે તે પ્રશ્નજ વિચારવા યોગ્ય છે. વર્તમાન પત્રોથી જણાય છે કે મ્હૈસુરની દેવનહલ્લી એન્ગ્લો વર્નાક્યુલર સ્કુલના હેડ માસ્તર આનંદાચાર્યે પોતાની નવ વર્ષની પુત્રીનો વિવાહ, ત્યાંની કન્યાશાળાના હેડ માસ્તર અનિવાસાચાર્ય સાથે કર્યો છે. પતિનું વય ૫૪ વર્ષ છે! આ કારણને લીધેજ તે બન્નેને મ્હૈસુર ગવર્નમેન્ટે નોકરી ઉપરથી દૂર કર્યા છે! કારણ ત્યાંના રાજ્યમાં બાળલગ્ન નહિ કરવાનો કાયદો છે. અમારા મત પ્રમાણે હજુ પણ એ દંડ ઘણો ઓછો થયોછે. મૃત્યુને સમયે પણ લગ્નની ઇચ્છા? ૫૪ વર્ષના માસ્તર સાહેબનું હવે આયુષ્ય કેટલું? એટલો પણ વિચાર બન્ને કેળવાયલા ગૃહસ્થોમાંથી કોઇને થયો નહી! બન્ને હેડ માસ્તરો જ્યારે પોતેજ આવી સાંસારિક બાબતનું જ્ઞાન ધરાવતા નથી તો પછી બિચારા વિદ્યાર્થીઓને શું શીખવે? અમારા ગુજરાતના કેળવાયલા ગૃહસ્થોએ પણ આવી બાબતોનો ઘણો વિચાર કરવો જોઇયે!

* * * *

દેશી રજવાડામાં પણ માંહોમાંહેનો કલહ કચ્ચરઘાણ વાળી નાંખે છે! તેઓને મમત્વનું, પોતાની સ્થિતિનું કિંચિદ્ પણ ભાન નથી! તેઓની આસપાસ કેવો દાવાનળ સળગે છે, એ

દાવાનળમાં પોતે ક્યારે સપડાઇ જશે તેનું પણ તેમને ભાન નથી એજ વિશેષ અફસોસકારક વાર્તા છે ! હમણાં જાણવામાં આવ્યું છે કે, જોધપુર રાજ્ય અને મહારાજ અર્જુનસિંહ વચ્ચે જબરી ખટપટ ચાલી રહી છે ! તે એટલે સુધી કે રાજ્ય તરફથી અર્જુનસિંહના ઉજવા ગામ તરફ બે તોપો અને કેટલાક સિપાઇઓ મોકલ્યા છે ! પ્રથમ ગામવાળાઓને ગામ ખાલી કરી જવા સુચના આપવામાં આવશે, જો તેઓ ગામબહાર નહિ નીકળે તો ગામ ઉપર તોપોનો મારો ચલાવવામાં આવશે. સાંભળ્યું છે કે રાજા સાહેબ ગામમાં નથી. તેમની ગેરહાજરીમાંજ આવુ ભયંકર કૃત્ય થાય છે ! આ વર્તણુક બન્ને પક્ષમાટે હાનિકારક છે ! ક્રોધના આવેશમાં આવી જઇ સાહસ કરવું એ જેમ એક સાધારણ માણસને ફળદાના નથી તેજ પ્રમાણે શ્રીમંતો માટે પણ લાભકારક નથી ! દેશી રાજાઓએ અંગ્રેજી રાજ્યનો પવન જોઇને વર્તવું જોઇયે, અને બન્ને રાજ્યોએ પરસ્પર સમજી જવું જોઇયે. નહિ તો બે બિલાડીઓની લડાઇમાં ત્રીજો કોઇ વાંદરો ખાઇ ન જાય !

× × × ×

કેટલાક ગોરા અંગ્રેજોના મગજ કેવાં કડક હોય છે તેનુ એકાદ ઉદાહરણ હમણા જાણવામાં આવ્યું છે ! નિર્ભાગી બિચારા હિંદુઓજ તેમના ગુસ્સાનુ પાત્ર, ગુસ્સાનું કારણ ! એજ નિર્ભાગી, દુર્ભાગી જાતિને માટેજ તેમના બુટ અને ચાબુકો ઉત્પન્ન થયાં હોય ! અથવા તેમનાજ કડક મગજ અથવા કડક કલમના ગોદાને માટેજ હિંદીઓ ઉત્પન્ન થયા હોય તો આશ્ચર્યકારક શું ! એતો જ્યારથી અંગ્રેજોનું રાજ્ય થયુ ત્યારથીજ કડક મગજના ગોરાઓ અને નિર્ભાગી ભવિષ્ય લઇ જન્મેલા હિંદીઓનો સંબંધ થયો છે ! કેટલાક દિવસ ઉપર કલકત્તા કષ્ટમહૌસના એક બંગાલી કલાર્કે સીકનેસને લીધે થોડાક દિવસની રજા માંગી ! તેના ઉપરી ઑફીસરે કપાતે પગારે રજા આપવાની ભલામણ લખી અરજી કલેકટર મી. બુરપ પાસે મંજુરી માટે મોકલી. ક મી બુરપે તેના ઉપર મેરો માર્યો કે, એને લાત મારી કાઢી મૂકો. Better kick him out ! કલાર્કે આ હુકમ જોતાંજ પોતાનુ અપમાન થયનું સમજી રાજીનામું આપી દીધું ! સમજવામાં નથી આવતું કે મી. બુરપ જેવા ઉચ્ચ કર્મચારીની કલમમાંથી આવા નીચ શબ્દો કેમ લખાયા ? લેફ્ટેનન્ટ ગવર્નર સાહેબ આ બાબતની બરાબર તપાસ કરી ન્યાય આપશે તો જણાશે કે કલાર્ક અને બુરપ સાહેબ એ બેમાથી લાત મારીને કાઢી મુકવા લાયક કોણ છે ? કોઇ પણ ન્યાય કરનારની સમજ પ્રમાણે બિચારો કલાર્ક તો લાત મારીને કાઢી મુકવા લાયક જણાતો નથી ! આવા કડક મગજના અંગ્રેજોએ શાંત મગજના દયાળુ અંગ્રેજોનું અનુકરણ કરવું જોઇયે.

× × × ×

કાલબાદેવી રોડપર આવેલા ઝવેર બાગમાં રવીવાર તા. ૯મી એપ્રીલ ૧૯૦૫ ને દિવસે ધી બનાતવાળા અને સુખડવાળા લુવાણા ઓરફનેજના તથા સમસ્ત લુવાણા જ્ઞાતિના બીજા અનાથ છોકરાઓને રા રા. શેઠ ભગવાનદાસ વિશ્રામ તરફથી વેદોક્ત વિધિ પ્રમાણે શાસ્ત્રી, પંડિતો તથા પુરાણીઓની દેખરેખ નીચે ધણા ઠાઠમાઠથી યજ્ઞોપવીત ધારણ કરાવવાની ક્રિયા કરાવવામાં આવી હતી. હાલાઇ, કચ્છી, કાઠીયાવાડી લુવાણા ગૃહસ્થો, સ્ત્રીયો તથા બાળકોની તેમજ ઇતર જ્ઞાતિઓનાં હિંદુ સ્ત્રી પુરુષોની સારી સંખ્યા એ મેળાવડામા હાજર હતી, લુવાણા જ્ઞાતિએ જે આ પ્રયાસ આદર્યો છે તે, એ જ્ઞાતિની ઉન્નતિનુ સુચિન્હ દર્શાવે છે પોતાની જ્ઞાનિના અનાથ છોકરાઓને તેમના માબાપ કરતા અધિક પ્રેમથી પાળી તેમને ધર્મ તથા નીતિને માર્ગે દોરવી વિદ્યાનું અમૂલ્ય દાન દેવામાં જે ગૃહસ્થો આગળ પડયા છે તે

પોતાનુ આ જીદગીનુ કર્તવ્ય પૂરેપૂરું બજાવે છે આ લોકોની મહેનત એમના પૈનાનો સદ ઉપયોગ, અને એમની દાન દેવાની રીત ખરેખર કેળવણીમા આગળ વધેલી બીજી જ્ઞાતિઓને દાખલા જેગ છે એથી આર્ય ધર્મમાથી ઇતર ધર્મના લોકોને હાથ જતા કુમળા બાળકોનો ઉદ્ધાર થાય છે. તથા જ્ઞાતિના જે જુદા જુદા પક્ષો છે તે આ કારણથી ઐકય તરફ દોરાય છે આપણા હિંદૂઓની જ્ઞાતિએ ના જુદા જુદા વિભાગોવાળાઓ ખરેખર આવા સ્તુત્ય પગલા ભરી દાન કરવાની ખરી રીત સમજવા માડશે તોજ „આ નિર્ભાગી હિંદુસ્તાનનો દહાડો ફરશે ! મોજશોખમા પસા ઉડાવી દેવાથી જીદગીનુ ખરૂ કર્તવ્ય બજાવી શકાતુ નથી

× × × ×

હિમાલયની તળેટીના પ્રદેશમા ધ તમાતાએ નાચીકૂદીને કેર વરતાવી મુકો છે ! આ ધર્તિકપનો આચંકો છેક ભરૂચ સુધી આછો આછો લ બામે હતો, અને તેની અસર મુમ્બઇની કોલામા ઓબઝરવેટરીના ય ત્રઉપર પણ થઇ હતી. ઘણા જાનોની ખુહારી થઇ છે લોકોના રેહેવાના મકાનો તેમજ જાહેર ઇમારતોને પણ જોખમ લાગ્યુ છે શેહેરનિવાસીઓ મેદાનમા જઇ પડયા હતા આ દુ ખદાયક બમાવનો વિસ્તાર કેટલો લ બાયો છે। તથા શુ શુ નુકશાન થયુ છે તે હજુ બરાબર જણાયુ નથી તારના સદેશાઓમા પણ ખલલ પહોચ્યુ છે “ પાપના પુ જ વધી જવાથી ધરતીને ધ્રુજારો છુટે છે ” આ કહેવત જો ખરી હોય તો એ પાપ કયા થાય છે અને તે દુર કેમ થાય તેનો વિચાર આખો ઉઘાડી કોણ કરશે ? ગરીબ ગાકડી હિદ ! તારે માથે ઘુમતી આવી આવી અનેક વિટબનાઓનો દુષ્કાળે કયારે પડશે ? આપણા માનવતા શેહેનશહા તથા તેમના પુત્ર પ્રીન્સ ઓવ વેલ્સે આ ખબર જાણી આપણા હિદી પ્રધાન મારફતે દુ ખની લાગણીતો સદેશો આટલે દૂર દેશથી મોકલી આપવા કૃપા કીધી છે ! પણ દુ ખીઓના દુ ખ ટાળવાનો કઈ સદેશો મોકલ્યો હોતતો તેમના અહો ભાગ્ય કહેવાત !

* * * *

સુરતનાં સ્વર્ગસ્થ ગોસ્વામીશ્રી મગનલાલ મહારાજના લાલજીના યજ્ઞોપવિત પ્રસગે આખુ વણિક મહાજન એકઠુ થઇ ૬૦ મણની પૂરી તથા ૪૦ મણનો શીરો કરી ઉઠાવી ગયુ છે ! આ પ્રસગે સુરતના મહાજને જે પગનુ ભર્યુ છે તેથી જુના વિચારના માણસોને સખત ફટકો લાગ્યો છે “ વિલાયત વિગેરે દેશોમા પર્યટન કરી આવેલા વૈષ્ણવજનોને તેઓની સ્વજ્ઞાતી જે પ્રાયશ્ચિત આપી અને તેથી તેઓને શુધ્ધ થયલા ગણી તેઓની સાથે જમવાને કશો બાધ નથી ” આ ઠરાવ બતાવે છે કે સુધરેલા દેશોમા પર્યટન કરી અનુભવ મેળવવાની હવે ખાસ જરૂર ઉચ્ચ ગણાતી હિદુઓની જ્ઞાતીઓને જણાવા લાગી છે તેમ સખત જ્ઞાતિબધનોમા છુટ મુકવાની જ ર પણ જણાઇ છે મુબઇથી શેઠ ચતુરભુજ મોરારજી તતા શેઠ મનમોહન દાસ ગમજી વગેરે જુના વિચારના માણસો સુરતી મહાજનના એ ઠરાવ ઉપર પાણી ફેરવવા સ્પેશીયલ ટ્રેન મગાવી સુરત ગયા એ પ્રસગે આવેલા બીજાગોસ્વામી મહારાજેને ઠોલાવી પોતાના પક્ષમાં લીધા પરતુ છેવટે સુધારાવાળાઓની મારફતે ફતેહ થઇ છે મહાજનજમાડી લોકોને એક રાતનુ વાળુ કરાવી હજારો રૂપીઆ બરબાદ કરવા તથા મેહેનતના ઢગલા આવાં કાર્યને માટે માથે ઉતારવાએ કઇ સ્તુતિપાત્રતો ઠરતુજ નથી કારણ કે હવે આપણે પૈસા તથા મેહેનતનો સદ્ઉપયોગ ઘણી સારી રીતે કરવાનો છે ; દાખલો બેસાડવા ન્હાવનુ જમણ ઠીક છે પરતુ હવે પછીના એવા પ્રસગે આવા નમામા ખર્ચને અનુમોદન નહીં આપતા મહાજન બીજો સારો રસ્તો કાઢશે એમ અમે ઇચ્છીશુ

# વસન્ત કોકિલા.

" સરસ્વતી " માંથી

અનુવાદકઃ—ઠક્કુર નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ. મુંબઈ.

ક્ષીણ થયા નક્ષત્રો નભમાં, દેખાતા કો કો વિરલા;
તમોવ્યાપ્ત રજનીના જતાં, ઉષાઆવતી અતિ તરલા;
મૃદુલ મધુર નિદ્રા લેવાને ચહે ચિત્ત મારૂં ભારી;
તે સમયે મૃદુ શબ્દ કોકિલે ! કરતી તું બહુ મનહારી. ૧

અતિ મધુર રસીલા શબ્દ તું તો સુણાવે;
રસિક જન સહુને ઉંઘથી તું જગાવે;
મનહરણ સુણાવે, કર્ણ આનંદ ગાન;
અલમિત્ત મન તેથી, થાય રે સાવધાન. ૨

વિહગ સહુ સુણાવે, ગ્રામરા શબ્દ સારા;
વિવિધ વિધ બતાવે, શબ્દ ચાતુર્ય પ્યારાં;
કલરવ ગતિ તેની, ભાસતી અપ્રિયા રે;
પ્રિય પિક ! જવ તારા, શબ્દને કર્ણ ધારે. ૩

સરસ ઉપવનોમાં, વાટિકામાં સદા તું;
ગિરિ સરિત-તટોના, પ્રાન્તમાં સર્વદા તું;
સુરભિત હરિયાળી, દેશમાં દશ્ય થાય;
મૃદુ મધુ મદમાતી, કૂજતી કૂક ગાય. ૪

પીતી સ્વયં તું, નહિ પીવરાવે;
પ્રમન થૈને ધ્વનિ સંભળાવે;
તથાપિ ઉન્મત્ત, અહો ! બનાવે;
કયહાંથિ એ માદક દ્રવ્ય લાવે? ૫

મળ્યું કહે શું સુરસાળ ડાળથી;
કિંવા કવચિત્ ગુંજિત ભૃંગમાળથી.
ન સર્વથા એ થકિ એ મળ્યું તને,
ન તે મહીં એ નજરે પડે મને. ૬

મળ્યું તને એ ઋતુરાજથી અહા;
ન દે સહુમેં ધન એ કદા મહા;
મળે ન તારી સમતા વસંતને;
મળી પ્રિયા તું અક્ષય્ય તેહને ૭

જતો અહીંથી ઋતુરાજ જ્યારે,
નહી જનોને ધ્વનિ તું સુણાવે;

ઉત્કંઠ શોધે ... સહુ ... કોકિલાને;
નેત્રે ન મૂર્તી તવ ક્યાય આવે ૮
પ્રિય વિરહ દશામાં દેહ શાને છુપાવે,
લલિત મધુર વાણી કેમ ના તું સુણાવે,
સત વદ, ગતની શું યાદ કૈં યે ન થાતી?,
"પરભૃત" નિજના તું નામને ભૂલિ જાતી! ૯
વસન્તના આગમમાં સહર્ષા,
મીઠા સુરીલા રવ બોલતી તું;
અહીં તહીં કૂજનને પ્રસારી,
આપી વધાઇ નિત ઊચરતી તું. ૧૦
અવશ્ય તું માત્રમાહિ તે ધ્વનિ;
અહો! સુણાવે રસથી ભરી મહા,
પ્રફુલ્લ જોતી વન કુંજ તુ અહા;
વસન્તનો ભાસ થનો તને અહા! ૧૧
મહા રસીલુ રસપૂર્ણ કોકિલે!'
જ્યારે કરે કૂજન કાનને તું;
દશા વિયોગી જનની વિચારતી,—
નહી, પ્રસારે તવ તાનને તુ. ૧૨
અવશ્ય છે તુ અતિ મંજુભાષિણી,
અત મહૂની મન મોહકારી,
પરન્તુ શુ તુ નિજ કૃષ્ણ રૂપને
ભના કદા જોતિ કઇ વિચારી? ૧૩
કવિજન ગુણ તારા નિત્ય ગાતા, તથાપિ,
સ્તુતિ અતિ કરવાથી, થાય મદા કદાપિ,
અધિક ગુણ ન ગાશું, માન આ પૂર્ણ કાળી!'
અનુપમ ગુણવાળી, તુ મહા ભાગ્યશાળી ૧૪

---

# પ્રિતની રિત.

(લખનાર—ઠક્કર આગજી ડોશુજી કરાચી)

પ્રિત રિત મિત્ર દેખ પ્રભુએ પ્રત્યક્ષ કરી હોય જો અકત તો જપાસ પય પાણીમાં દૂધમાં મળેલ શુદ્ધ પાણિ પરખાય નહિં, એજ સ્વરૂપ ભાગે ફેર ના એધાણિમાં બાળવાને જળ સુને મુકીને તપાવ્યું ત્યારે, મિત્રને બચાવા પય પડ્યુ આગ ખાણિમાં આપી મળ્યું જળ જાણી ઊભરાતું ઓછું થયુ, જુઓ મિત્રમાટે કેવું કષ્ટ સહે સાણીમાં ×

× સાધુતાઇમા

# વિવિધ નીતિ પ્રબોધ.

રચનાર-પ્રેમજીભાઈ નાર્ણરભાઈ વૈદ્ય લાખાપુરવાલા.

નારાચ છંદ.

વિચારીને જ બોલવું વળી, વિચારી ચાલવું,
ન છિદ્ર ગૌપ્ય બોલવું ન કોઇથી બગાડવું;
પ્રભૂ ભજો સુખી થશો અનીતિને વિદારતાં,
દયા ત્યજો રખે કદી ગરીબ ઘાણ કાઢતાં. ૧

જુગારી સંગમાં અરે કદી નહિં તમે ભળો,
કુપાત્રસંગથી બચી સુસંગમાં જઇ મળો;
ક્ષમા કૃપા ઉરે ધરો સ્વધર્મ નીતિ ના ત્યજો,
કુકર્મથી સદા ડરી સુરીત ભાતને સજો ૨

નિરૂદ્યમી પ્રમાદીને કુબુદ્ધિ ક્રોધી લોભીઓ,
સુધારવા જનો પ્રીતિ અનેક એમ રોગીઓ.
ભણી અને ભણાવવાં સ્વબાલને પ્રજા સુતો,
કરો ભલું ઉદાર ધન્ય માત તાતના પુતો ૩

ઘટિત માન આપવું સુસભ્યતા વધારિને,
કદી ન કોઇને દુભાવવું સ્વભ્રાત્ જાણિને;
ન લોભ રાખશો લગાર ક્રોધ મોહ કામને,
વિદારી રાગ ગર્વને તથાપિ માન દમને. ૪

કરો ન ચાડી કે લુચાઈ વાદ જૂઠ જાણીને,
ગ્રહો નહીં કુટેવને અસાર એ પિછાણિને,
સલાહ સંપથી કુટુંબને ચલાવવું ખરે,
મુબાદમા કરો ન રોજગાર આદરી અરે! ૫.

અફીણ મદ્ય ભંગ આદિ માદકો ન વાપરો,
જરૂર ને વિચાર પીણ ના ધનાદિ વાવરો,
જુગારી ચોરી યારિ છે ખુઆરિ ભારિ વિશ્વમા,
વધે દગાઇથી કમાઇ ના વડાઇ લોકમા ૬

વિરૂદ્ધ ઠઠ્ઠ સહ મૂઠ મંત્ર કાઢવા તળી,
કુસંપ લાચ ને કુમિત્ર શત્રુ માનવા વળી,
કહી અહીં સુનીતિ રીત માણુસો વિચારશો,
સ્વધર્મ નીતિ આચરી જ ઇશ એક ખોજશો. ૭

ગુરૂપદે અપૂર્વ પ્રેમ ધારિ નિત્ય વંદજો,
સ્વધર્મ પાળવે પરંતુ કોઇને ન નિંદજો;
અસાર સારનો વિવેક રાખી સાર શોધશો,
સુખે સુધારી જન્મબાદ પ્રેમજી વિરામશો ૮

ફાતમાને ગમે તેમ બોલવા માંડયું, અને મુસલમાન બાળકો ચીડાઇ ગયા. તેઓ એકદમ હકીકતરાયને માર પીટ કરવા લાગ્યા અને હકીકતરાય પણ તેમની સામો થઇ ગયો, અને જે તેની સામું આવ્યું તેની તેણે સારી પૂજા કરી. મૌલવીસાહેબ જ્યારે બહારથી આવ્યા, ત્યારે મુસલમાન બાળકોએ તેની પાસે ફરિયાદ કરી અને મૌલવીએ હકીકતરાયને ઝગડાનું કારણ પૂછયું. ઉત્તરમાં તેણે જણાવ્યું કે, " પહેલાં એમનેજ પૂછો કે, પ્રથમ છેડ કોણે કરી હતી ?" એના સમાધાનમાં મૌલવીસાહેબ બોલ્યાકે, "ભલે એમણે તને પહેલાં ગાળો આપી હોય અને છેડ કરી હોય પણ તને પયગંબરજાદીને સારી કે નઠારી કહેવાનો શો હક હતો ? શું તમે કાફિર છતાં નેકબખ્તોને આમ કહેવાની હિંમત કરી શકો છો ? ખૈર, તું જો તો ખરો કે આનું ફળ તને કેવું મળે છે તે !" એટલું કહીને મૌલવી હઠ કરીને ઝટપટ કાજીસાહેબ પાસે ગયો અને તેને શાળામાં બનેલો સઘળો બનાવ કહી સંભળાવ્યો એ વૃત્તાંત સાંભળતાંજ કાજી તો લાલ પીળો થઇ ગયો અને તરતજ હકી-કતરાયજીને બંદીખાનામાં મોકલી મૌલવીને સાથે લઇને તે શહેરના હાકેમ પાસે ગયો.

તે વખતમાં સિયાલકોટમાં અમીરબેગ નામક એક ન્યાયશીલ મુસલમાન હાકેમ હતો. તેણે કાજી અને મૌલવીના મુખથી સર્વ વૃત્તાંત સાંભળીને તેમને ઉત્તર આપ્યું કે, "બાળકોનું લડવું ઝગડવું અને ગાળ ગળોચ કરવાનું હમેશ થયાજ કરે છે. માટે એવી બાબતોમાં સારા અને વિચારશીલ માણસોએ ધ્યાન આપવું ઉચિત નથી. આપ એ ઝગડાને વધારેન જમાડો. છોકરાઓને ધમકાવીને છોડી મૂકો હકીકતરાયને પણ સારી રીતે ધમકાવીને જવા દો."

"આપનું કથન સત્ય છે. પરંતુ ધર્મની આજ્ઞામાં બુદ્ધિ અને ન્યાયનો અવરોધ આવી નથી શકતો. એ મારા પોતાના લાભનો તો વિષય નથી ને ? નગરમાં બીજા પણ કાજીઓ ક્યાં નથી ? તેમને આપ પૂછી જુઓ કે, 'એ યાતો મુસલમાન થાય અને નહિ તો એને કત્લ કરવામાં આવે !' એવો મેં જે ફેસલો કરેલો છે, તે બરાબર છે કે નહિ ?" હાકેમની વાત સાંભળીને કાજીએ પોતાની વાતને પકડી રાખી.

કાજીનાં એ વચનો સાંભળી અમીરબેગ થોડીકવાર ગંભીર વિચારમાં પડી ગયો અને ત્યારપછી કહેવા લાગ્યો કે, "ખૈર તો એ મુકદમો નગરના વિદ્વાનોને સોંપવામાં આવે છે. આપ કાલે દરબારમાં પધારજો."

હાકેમનો એ જવાબ સાંભળીને કાજી ઉઠી નગરમાં ફરવા લાગ્યો અને સઘળા મુસલ-માનોને ધર્મનું ઝનૂન ચઢાવવાનો તનમનધનથી પ્રયત્ન કરવા લાગ્યો.

હકીકતરાયના માતા પિતાને જ્યારે એ કંકાશના સમાચાર મળ્યા, તેવાજ વ્યાકુલતાથી ગભરાતા તેઓ કાજી પાસે આવી પહોંચ્યા અને તેના ચરણોમાં માથું મૂકી રોઇ રોઇને પ્રાર્થના કરવા લાગ્યા કે, "અમારા એકના એક પુત્રને જીવથી ન મારો તે બાળક છે તેનો એ અપરાધ એકવાર તો માફ કરો !" પરંતુ કાજીનું વજ્ર બનેલું હૃદય એ કરુણાપૂર્ણ વચનોથી કિંચિદ્માત્ર પણ પીગળ્યું નહિ. વાઘમલ અને ગૌરાંના શોકનો પાર નહોતો. તેમને સકલ વિશ્વ અંધકારમય ભાસતું હતું. ! !

બીજે દિવસે સર્વ સાધારણ સભા (આમ દરબાર) ભરવામાં આવી અને ત્યાં નગરનાં સર્વ સાધારણ અને મુખ્ય મુખ્ય હિન્દુ મુસલમાન મહાશયો એકઠા થયા. હાકેમે હકીકતરાયના ન્યાયનો ભાર નગરના વિદ્વાનોના શિરે નાખી દીધો. નગરના જે વિદ્વાનોને ન્યાયનું કાર્ય સોંપવામાં આવ્યું હતું, તે બધા મુસલમાનોજ હતા અને વિશેષમાં કાજીએ તેમને પાઠ

બનાવી રાખ્યો હતો તેથી તેમણે કાજીની કરેલી ન્યાયવ્યવસ્થાનેજ યોગ્ય ઠેરવી તે એમકે, "હકીકતરાય મારો મુસલ્માન થઇ જાય યા તો તેનો વધ કરવામા આવે ત્રીજો કોઇ પણ માર્ગ નથી "

એ વચનો સાંભળતાંજ હકીકતરાયનાં માતા પિતા મૂર્છિત થઇને ધરણીપર ઢળી પડયા ! ત્યારે તેમને ભાન આવ્યુ, ત્યારે તેઓ કાજીના ચરણમાં પુન મસ્તક ધરીને વિનતિ કરવા લાગ્યા કે, "આ અપરાધના દંડ તરીકે આપ અમારૂં ઘરબાર, ધન દૌલત જે કાંઇ છે, તે લઇ લ્યો; પરંતુ અમારા પુત્રપર દયા કરીને તેના પ્રાણ ન લ્યો ! જીવનદાન દ્યો "

કાજીએ મોઢું ઉતારીને ઉત્તર આપ્યું કે, "શું તમે મને ધનનો લોભ બતાવી મને ધર્મથી ચળાવવા માગો છો કે ? એ કામ મારાથી કદાપિ થશે નહિ "

ખરેખર કોઇએ સત્ય કહ્યું છે કે -જિસ તન લાગે વહ તન જાને, કોઉ ન જાને દુ ખ પરાયા." કાજીને હકીકતરાયની હૃદયવ્યથાની કલ્પના પણ કયાથી થઇ શકે ?

એક તરફ ન્યાયપરાયણ અમીરબેગ હાકેમના મનમા એક તુચ્છ અપરાધ માટે આવો કઠોર દંડ વજ્રસમાન વેદના ઉપજાવતો હતો અને બીજી તરફ એના વિરૂદ્ધ પક્ષી કાજી અને મૌલવીના ભ્રમાવેલા મુસલ્માન વિદ્વાનો મિજાજથી ઉભા ઉભા બોલ રહ્યા હતા કે, "અમીરબેગ હિન્દુઓનો પક્ષ કરે, તો એને પણ કાફિર ઠરાવી, પદભ્રષ્ટ કરી નાખવો " એથી અમીર બેગ પોતે પણ ભયભીત થઇ ગયો હતો પરંતુ એક ન્યાય પરાયણ નરથી તે ગમે તેટલો દબાણમા આવે, તો પણ અન્યાયમા સમ્મતિ આપી શકાયજ નહિ. એ સિદ્ધાન્તને અનુસરી તે નિર્ભયતાથી કહેવા લાગ્યો કે, ' ભાઇઓ ! જેને તમે આવો પ્રચંડ દંડ આપ્યો છે, તે એક નાદાન બાળક છે કે જેને હિન્દુ ધર્મના નિયમોનું પણ જ્ઞાન નથી, તેમજ મુસલ્માન ધર્મના નિયમોથી પણ એ તેટલોજ અજ્ઞાન છે માટે એણે જે સારા માઠાં વચનો ઉચ્ચાર્યાં છે, તે માત્ર અહીં તહીંથી સાભળેલી વાતોને આધારેજ જેમકે છોકરા પરસ્પર લડે વઢે છે અને એક બીજાના માબાપને ગાળો પણ આપે છે, પરન્તુ તે ગાળોનો ભાવાર્થ તેઓ સમજતા નથી, જો તેઓ તે ભાવાર્થ સમજતા હોત, તો પાછો તરત તેમનો મેલાપ થઇ ન જાત તેઓ એક બીજાની ગાળો સાંભળીનેજ ગાળો બકયા કરે છે એમનામાં દ્વેષ બુદ્ધિનો ભાવ નથી, અર્થાત્ હકીકતરાયજીએ પણ બાળકબુદ્ધિથીજ સાંભળીને વાદે વાદે પયગંબરકુમારીને ગાળો આપેલી છે દ્વેષ બુદ્ધિથી નથી આપી '

પરંતુ કાજી, મૌલવી અને ન્યાય આપનારા બીજા ગૃહસ્થોને એ વિચારો માફક ન આવ્યા. તેઓ કોપથી નીચા ઊંચા થવા લાગ્યા તેમની આંખો રાતી ચોળ થઇ ગઇ

કાજીએ મહા કોપ યુક્ત મુદ્રાથી કહ્યુ કે, "જો આને યથાર્થ દંડ નહિ આપવામા આવે, તો આખા દેશમા હોહાં થઇ જશે અને બળવો જાગશે હિન્દુઓ અભિમાનમા તો આવીજ ગયા છે, અને જો આ જીવતો બચશે તો તેમના અભિમાનમાં વધારોજ થશે શુ તમે નથી જાણતા કે, હિન્દુઓમાંના સિખ લોકો મુસલ્માનોથી કેવી બદસુલૂકીથી વર્તે છે તે ? અને તેઓ હિન્દુઓને કાંઇ પણ કહેતા નથી કારણકે તેઓ જાણે છે કે, એ તો અમારા ભાઇઓ છે માટે જો હકીકતરાયને શિક્ષા નહિ થાય, તો સિખો પ્રમાણે સાધારણ હિન્દુઓ પણ મુસલ્માનોના ઘરબાર લૂટવા તૈયાર થશે શુ એક ધર્મી મુસલ્માન એક કાફિરના મુખથી

# શ્રી શમ્ભુસ્તુતિ.

(રચનાર—મોરબી નિવાસી શુક્લ ભાઇશંકર સીઅલર—વેરાવળ)

શિખરણી

અહો ભોળા શંભો ! ગુણરહિત યોગેશ્વર મહા
સમાધી સાધીને અલખ અખિલાનંદ ભજતા
વૈદેહી વિશ્વાત્મા વિરૂપ મળી માયા અગુણમા
વળી માયા કીધી સગુણ મનુજોની રમતમા. ૧

શિરે ધાર્યા સર્પો શશિ રવિ અને અગ્નિ ગુણમા
ત્રિનેત્રે રાખ્યા છે જગત તણી માયા ચલવવા,
શશી નેત્રે વૃદ્ધી રવિ દૃગ થકી પુષ્ટિ કરતા
કરો છો સંહારે અનલ નયને કાળ રૂપમા ૨

મહા ક્રોધી શમ્ભો મદન મદ મોડયો અનલથી
ગણાયા યોગીન્દ્રે વશ થઇ ખરે કામ તમથી
ઉતારી ગંગાને ભગીરથ નૃપે સ્વર્ગ પરથી
જટામા ઝીલી તે અનુપમ ધર્યો પ્રેમ મનથી. ૩

અહો ભોળા શમ્ભો અસુર વળિ ભક્તો તમ તણા
જરા ભક્તી દેખી પ્રસન્ન ઝટ થાતા હૃદયમા
અતી ભોળા ભોળા નહિ કપટ બુદ્ધી હૃદયમાં
નમું છુ હે શમ્ભો મુજ દુખ કરો દૂર પળમા ૪

નમુ છુ હું ભોળા હર હર ઉમાકાન્ત તમને
અવિદ્યા સંયુક્ત મુજ હૃદયમા દુઃખ અતિશે
સમીપે આવીને નજર કરિ ચીરી કર અહો
ઉગારી દુષ્ટોથી સુખમય મને શાશ્વત કરો ૫

ન જાણુ ભક્તી હું નિશ દીન રહ્યો પાપ કરતો
ન પામુ ઉદ્ધાર કદિ નથિ કર્યાં કાંઇ સુકૃતો
રટું છું હું નામ હરિ હરિ જરા આવિ કવિતા,
શુણીને આ શબ્દો ઝટ ઝટ ઉઠો સ્હાય કરવા ૬

પિતા પાસે ઉભો નગન કરિ નીચાં તનયે જે
રહ્યો જોડી હસ્તો મુખ થકિ નહીં શબ્દ નિસરે
નિરોખે સજાળા જનક સુતને તો હરખિને
ગણી તેવો હું ને ગ્રહણ કરિ લ્યો પ્રેમ કરીને ૭

# ધર્મવીર હકીકતરાયજી.

અથવા

# ખુર્શીદે પંજાબ.

"ભારત જીવન" માટે ખાસ લખનાર ઠક્કુર નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ.

"મુસાફરનો" અધિપતિ.

પંજાબ અને મધ્ય હિંદુસ્તાન કે જ્યાં મુસલમાન બાદશાહોની સત્તા ઘણાં લાંબા વખતસુધી ચાલી હતી, ત્યાંપણ આપણા આર્યધર્મના પરમપૂજ્ય શ્રદ્ધાશીલો ધર્મ માટે પોતાના પ્રિયતમ પ્રાણનું બલિદાન આપી, વિશ્વમાં પોતાની અચલ કીર્તિ પ્રસારી ગયા છે; અને તેમની સંખ્યા પણ એક બેની નહિ, કિંતુ અનેકની છે. ધીમે ધીમે તેમના ચરિત-અમૃતનું 'ભારતજીવન'ના સુજ્ઞ વાચકોને પાન કરાવવાનો વિચાર છે અને તેના પ્રારંભ તરીકે આજે ધર્મવીર હકીકત રાયજી અથવા ખુર્શીદે પંજાબ (પંજાબનો સૂર્ય) નું કરુણાપૂર્ણ ચરિત્ર આપવામાં આવે છે. અસ્તુ.

એ ધર્મવીર બાળકનો જન્મ વિક્રમ સંવત્ ૧૮૦૨ માં પંજાબ દેશના પ્રસિદ્ધ નગર સિયાલકોટમાં થયો હતો. એના પિતાનું નામ વાઘમલ અને માતાનું નામ ગૌરાં હતું. એ પૂરીખત્રી જ્ઞાતિનો પુરુષ હતો. વાઘમલજી સિયાલકોટના હાકેમની દરબારમાં એક ઉચ્ચપદપર નોકરી હતા. ઉચ્ચપદ અને ઉત્તમ જ્ઞાતિના હોવાથી એનાકુલદીપક પુત્ર હકીકતરાયજીનો વિવાહ સંબંધ સિંહસ પ્રદાયના એક ઉચ્ચવંશ ક્ષત્રિયની પુત્રી સાથે થયો હતો. જ્યારે હકીકત રાય વિવાહ પ્રસંગે પોતાના શ્વસુરાલયમાં ગયા, તે સમયે શ્વસુર એ બાળકની મોહિની મૂર્તિ અને ભાવિ પ્રારબ્ધસત્તાને નિહાળી મોહિત થઇ ગયો, તેથી કેટલાક દિવસસુધી તેણે પોતાના જમાઇને પોતાને ઘેર જ રાખ્યો, અને તેને પોતાના ધર્મની મહત્તાનું જ્ઞાન આપતો રહ્યો. શ્વસુરના ઉપદેશનો હકીકતરાયજીના પવિત્ર અને નિર્મળ અંતકરણમાં ઘણોજ સારો પ્રતિબિંબ પડયો. તે ધર્મનો સત્ય પ્રેમી સત્ય વીર બની ગયો. ત્યાંથી હકીકતરાય જ્યારે પાછો પોતાના પિતાને ત્યા આવ્યો, ત્યારે તે સાત વર્ષના વયમાં જે શાળામાં શીખતો હતો, તેજ શાળામાં તેને પાછો રાજકીય યવન-ભાષા શીખવા માટે મોકલવામાં આવ્યો. હકીકતરાય નિયમથી નિ... ...ામાં ભણવાને જતો હતો અને સુશીલ બાળકને યોગ્ય લાગે તેવી રીતે વિદ્યાભ્યાસ કરતો હતો. એક દિવસે શાળાનો શિક્ષક (મૌલવી) બાળકોને એકલાં મુકી કોઈ કાર્યના કારણથી ક્યાંક ગયો હતો તે પ્રસંગનો લાભ લઇ કેટલાક મુસલમાન બાળકોએ પોતાની સ્વાભાવિક રીતિને અનુસરીને વિનાકારણ હકીકતરાયને છેડવા માંડયો. પરતુ ઘણીકવાર સુધી હકીકતરાય શાંતિધારી ચુપચાપ બેસી રહ્યો. મુસલમાન બાળકોએ એને શાંત બેઠેલો જોયો એટલે તેઓ વળી વધારે બહેકયા અને તેને "કાફિર, બેઇમાન, બુતપરસ્ત (મૂર્તિપૂજક)" ઇત્યાદિ શબ્દો કહીને દેવી દેવતાઓને પણ યથેચ્છ ગાલિપ્રદાન કરવા લાગ્યા. સીમાને ઉલ્લંઘીને વિષય આગળ વધી ગયો એટલે હકીકતરાયના હૃદયમાં પણ ક્રોધનો અગ્નિ પ્રકટ થયો અને તેથી તેણે મુસલમાની ધર્મના આ... ... ... પયગંબર સાહેબની બેટી બીબી

દુર્વચનો અને તેમનાથી થતા કષ્ટને મૂગે મોંદે સહન કરી જાય? એમ થશે, તો પછી મુસલ્માનોને ઊભા રહેવાની હિંદુસ્તાનમાં જગ્યા પણ રહેશે નહિ !!"

અમીરબેગે કાજી, મૌલવી અને બીજા કેટલાક મુસલમાનોને ખાનગીમાં લઈ જઈને કહ્યું કે, "આપ જાણો તો છોજ કે, એ ગુનાહ એક નાદાન છોકરાને હાથે થએલો છે કોઈ સમજદાર જવાન અને ધાર્મિક હિંદુથી નથી થયો. એટલા માટે મારૂં કહેવું એમ છે કે એને સાધારણ દંડ આપીને છોડી દેવામા આવે, તો કાંઈ ચિન્તા જેવું નથી. એને કઠિન શિક્ષા કરવાથી હિંદુ પ્રજાના મનમાં ભયંકર પરિણામ થશે, અને તેથી તેઓ જો બીજું કાંઈ પણ નહિ કરી શકે, તોપણ આપણા નગરને તો અવશ્ય ત્યાગી જશે. એથી એક તો નગરની શોભા જતી રહેશે અને બીજું રાજ્યની આવક ઘટી જશે, ત્રીજું દેશમાં દંગો ફસાદ થશે અને ચોથું સિખ લોકો વધારે ત્રાસ વર્તાવશે. એથી રાજ્યને ઘણીજ હાનિ થશે. વળી તેઓ જો કોઈ આપણા શત્રુના નગરમાં જઈ વસ્યા, તો એક નવા દુશ્મનથી બીવાનું થશે."

"મને ઘણાજ ખેદથી કહેવું પડે છે કે, સાંસારિક લાભોની હાનિનો વિચાર કરી, પરલોકના લાભને ધિક્કારી આવી રીતે કાફિરોનો પક્ષ કરવાને આપ બહાર નીકળ્યા છો. શું આપનાથી એ સિદ્ધાન્ત અજ્ઞાત છે કે, ધાર્મિક નિયમોનું ઉલ્લંઘન કરવાવાળો મનુષ્ય નરકનો નિવાસી થાય છે, તે ? બીજું આપનામાં એ સામર્થ્યજ ક્યાં છે કે, આપ પોતાની ઇચ્છાથી ધાર્મિક નિયમો વિરુદ્ધ કાંઈપણ કાર્ય કરી શકો ? જેની આગળ મોટા મોટા શહેનશાહોને પણ માથું નમાવવાનો વખત આવેલો છે, આવે છે અને આવશે, ત્યાં તમે તે શી ગણત્રીમાં !" કાજીએ કોપથી લાલચોળ થઈને કહ્યું.

કાજીના એ વચનો સાંભળી મૌન્ય ધારી અમીરબેગ પાછો દરબારમાં આવી બેઠો તે સમયે ચારે તરફ તેને કોઈ આશ્ચર્યકારક રંગ દૃષ્ટિગોચર થવા લાગ્યો એની જમણી બાજૂએ મોટા મોટા મુસલમાનો ધર્મશાસ્ત્રનાં પુસ્તકોને આગળ રાખી બેઠા હતા અને હજારો મુસલમાનો જોશમાને જોશમાં અહીં તહીં ફેરા મારતા હતા. તેઓ પરસ્પર ગુપ્તવાર્તાલાપ કરતા પણ સંભળાતા હતા અને ડાબી બાજૂએ ગૌરાં અને વાઘમલ કેટલાક હિંદુઓ સાથે ઉભાં રહી વારંવાર જમીનને ચૂમી હાથ જોડીને દીનમુખે આર્જવતાથી એજ વિનતિ કરતા હતા કે "મીર સાહેબ ! પરમેશ્વરે આપને પોતાની સૃષ્ટિના હાકેમ બનાવી આ ન્યાયઆસનપર બેસાડ્યાછે, તો તેને કલંકિત કરશો નહિ ! પક્ષપાતને ત્યાગી ન્યાયના ભાગી થશો, તો પરમાત્મા આ લોકમાં અને પરલોકમાં તમારૂ ભલુંજ કરશે !" જેને સસાર સંકટની કલ્પના પણ નહોતી એવો એક પન્દર વર્ષનો વયનો અને સ્વરૂપસુંદર તરુણ બાળક એ સમસ્ત ઘટનાને શાંતિથી અવલોકતો એ- ધ્યાનથી ઉભો હતો. એ કોણ હતો ? એજ આપણા પ્રસ્તુત વિષયનો નાયક હકીકત રાય હતો. અમીર બન્ને તરફથી ફસાયલો હતો. કારણ કે, એક તરફ શરા (ધર્મવ્યવસ્થા) મુખ વિકાસીને ઉભી હતી અને બીજી તરફ ન્યાય અન્યાયી ન થવાનો પોકાર કરતો ઉભો હતો જો અમીરબેગ શરાનો અનાદર કરે, તો પોતેજ કાફિર ઠરવાથી માર્યો જાય, અને અન્યાયથી હકીકતરાયનો વધ કરે, તો ઇશ્વરના ન્યાયનો અનાદર કરી પાપી બને. હવે તે કરે શું ? ગમે તે રીતે પોતાના શિરપરથી એ ભાર ટાળવાના હેતુથી તેણે એ મુકદ્દમાને લાહોરના નાજિમની કચેરીમાં ફેરબદલી કર્યો અને પોતે જવાબદારીમાંથી છૂટો થયો.

# સ્વદેશ પ્રેમી મહાત્મા ગ્વિસેપ મેઝોની.

(સાધન પાને ૧૧૦થી ચાલુ.)

(૧૦)

એવુ થવા છતા મેઝોની કિંચિત્ પણ ગભરાયો નહી ! જોકે તેની શોધ માટે ચારે તરફ ગુપ્ત માણુસો અને સરકારી ડીટેકટીવો ફરતા હતા તેટલું છતા પણ તે સ્વીટ્ઝર્લેંડમાજ રહ્યો. તેમ થવાથી તેના બે પરમ મિત્રાએ ઘણો આગ્રહ કરી શેહેર બહાર જવા સમજાવ્યો જો તેમજ થયુ હોત તો તે કદી પણ દેશ બહાર જાત નહી ઈસ ૧૮૩૬ મા તેણે ઇગ્લાંડ જવાનો વિચાર કર્યો. હવે તેનુ ચિત્ત અત્યત વ્યાકુળ રહેવા માડયુ તેને નિત્ય એજ ચિંતા થતી હતી, કે જે માર્ગ ઉપર પોતાનુ ધારેલુ કામ તે કરેછે તે માર્ગ સત્ય નથી પોતાનો ઉદ્દેશ પાર પાડવાનો પરિશ્રમ સફળ થશે કે નહીં તેની હવેજ તેને શકા થવા લાગી

એ માનસિક વ્યાકુળતા માટે મેઝેની કહેછેકે જો હુ બીજાં સોવર્ષ જીવિત રહીશ તોપણ આ કૃતાંત કામને કદી પણ ભુલીશ નહી તેમજ એ વ્યાવહારિક વ્યગ્રતાને વિસારી શકીશ નહી-મ્હને એટલુ બધુ સંકષ્ટ ભોગવનુ પડ્યુ છે તથા મારો અધપતિત થતો આત્મા બચ્યોછે તે વિકાળ સમયની ભ્રમણાને પણ ભુલી શકીશ નહી આ વિષયને કદીપણ જીબ્હાપર લાવવો નહી એવો મે નિશ્ચય કર્યો હતો પરતુ જે મનુષ્યો મારી પાછળ follow થશે, એને જેને મારા જેવોજ દેશોન્નતિનો ઉન્માદ રહેશે તેને મારો આ લેખ અવશ્ય ધૈર્ય આપશે અને મારૂં ઉદાહરણ તેમના ઉત્સાહની વૃધ્ધિ કરી લાભદાયક તથા રૂચિકર થશેજ તેજ કારણને લીધે એવા વિષયોનું હુ વિસ્તાર પુર્વક વર્ણન કરીશ મારી તે વખતની માનસિક વ્યગ્રતા કેવળ સમ્ભાવના તથા ભ્રમણ પર નિર્ભર હતી મારી અનુમતિ પ્રમાણે, જે મનુષ્યો પોતાના જીવન ને કોઇ મહાન કાર્ય નિમિતે સમર્પણ કરેછે તેને એવી માનસિક વ્યગ્રતા અવશ્ય ભોગવવીજ પડેછે મ્હારૂ હૃદય પ્રેમથી હમેશા પરિપૂર્ણ રહેછે અને સદા સુખની આશા કરતો રહુ છુ તે સુખ કદાચ મારે માટે નહી તોબીજી કોઇ પણ વ્યક્તિને માટે, કોઇપણ પ્રકારની આશા કરતો રહુ છુ પરતુ થોડા દિવસો થયા સસારિક દુ ખ અથવા કાળની ગતિથી હુ એવો દુ ખી થયો છુ કે જેથી વૃધ્ધાવસ્થા સમાન શિથિલતા મ્હારા શરીરમા આવીછે જેમ કોઇ વૃધ્ધ મનુષ્યને એક વિશાલ નિબિડ જગલમાં એકલો છોડી દેવાથી તેને ત્યાથી નિકળવુ એક ભયંકર રૂપેજ ગણાયછે તેજ પ્રમાણે મ્હારાં નેત્રો સમક્ષ પણ તેવોજ સમય આવી ઉભો રહ્યોછે મારી જાતીય મન કામનાની સફલતા થોડા કાળમાજ અસમ્ભવિત જણાવાથી અથવા મારી પાર્ટી પક્ષ વાળાઓ છિન્ન ભિન્ન થઇ ગયાથી અથવા અન્યાયથી બચવા માટે સ્વીટ્ઝર્લેંડથી ન્હાસવુ પડ્યુ તેથી એવુ ભયકર રૂપ જણાયુ નહોતુ પરતુ કારણ માત્ર એજ હતુ કે સ્વીટ્ઝર્લેંડમા મે જે કાર્યનો આરભ કર્યો હતો તે સઘળુ વ્યર્થ ગયુ તેમજ જે કંઇ દ્રવ્ય મ્હારી પાસે હતુ તે સઘળુ ખરચાઇ ગયુ વળી મુખ્ય કારણ એ પણ હતુ કે જેને આધારે હુ મારુ કામ કર્યો જતો હતો તે પ્રેમ અથવા પરસ્પર વિશ્વાસ હતો તે પણ જતુ રહ્યુ. મ્હને ચારે તરફ ભ્રમ ભ્રમ દેખાવા લાગ્યો જે મિત્રાએ શુભ ચિન્તનાની શુધ્ધ અત કરણે પ્રતિજ્ઞા કરી હતી અને કઠિનમા કઠિન કામમા પણ મ્હારી સહાયતા કરવાનુ જે મિત્રાએ પણ કર્યુ હતુ તે મિત્રા પર, પણ હવે મ્હને વિશ્વાસ ન રહ્યો મ્હારા બાહ્ય ભાવોથીજ મ્હારા પરમ મિત્રાના હૃદયમા પણ શકા ઉત્પન્ન થઇ તેમ થવા છતા

પણ મ્હારા વિષે તેઓ શું અનુમાન કરેછે તે મેં જાણવાની પણ ઇચ્છા કરીનહી. પરંતુ જે જે મિત્રો ઉપર હું ઘણી પ્રીતિ રાખતો હતો તેમણે પણ મ્હારી પવિત્રતા ઉપર શંકા કરી. તે જોઇ મ્હને અત્યંત દુઃખ થયુ. તે મિત્રોએ જ્યારે ચારે તરફથી મ્હારા ઉપર આક્રમણ કર્યું ત્યારેજ તે બાબતનું મ્હને જ્ઞાન થયુ. તેથી હું તે સમયે અભિજ્ઞ થયો તે સમયે મ્હારે મિત્રો તરફથી ધીરજ મેળવવાની આવશ્યકતા હતી કારણકે તેઓજ મ્હારા સઘળાં અકારણિક વિચારોને જાણતા હતા અને તેઓજ મ્હરા સુખ દુઃખમાં સહકારી થઇ રહ્યા હતા. ખરેખરા અણીના સમયે મ્હને મ્હારા પરમસ્નેહી મિત્રોએ વિશ્વાશઘાત કર્યો અને મ્હારો ત્યાગ કર્યો. આ સંસારમાં મ્હને મ્હારી માતા સિવાય બીજું કોઇ મ્હારૂ લાગ્યું નહિ તેજ સમયે મ્હારા ચિત્તમાં એક શંકા ઉત્પન્ન થઇ કે કદાચ આખો સંસાર સત્ય માર્ગે વર્તતો હોય અને માત્ર હુંજ મિથ્યા ભ્રમમાં હોઉતો? મ્હને મ્હારા માનસિક વિચારો ભ્રમ જેવા જણાયા, મ્હને જણાયું કે તેમાં સત્ય લેશ માત્ર નથી અને મ્હને પોતાનાં સઘળા કાર્યો સ્વાર્થ-લાભ- વશ પ્રતીત થવા લાગ્યાં, અને હું માત્ર સંસારમાં જયને માટેજ આમ ભટકુંછું એમ પણ જણાયુ. કદાચિત્ મેં સ્વાર્થ સાધનના હેતુથી, પોતાના મનોવચને, એક ઉચ્ચતમ ભાવ આપીને, પોતાના ચિન્તને, જે સહજમા સિધ્ધ થઇ શકે એવી મન કામનાઓથી પાછું ફેરવી લીધુ. જે દિવસે મ્હારા હૃદયમા આવી શંકાઓ ઉત્પન્ન થઇ તે દિવસે હુ ઘણો ઉદાસ હતો અને મ્હને જણાયું કે જે દોષનું કાંઇ માર્જન નથી એવા દોષનો હું ભાગી છું. જે મનુષ્યો રણભૂમિમાં ગોળીયોથી માર્યા ગયાં તેમનું ભયંકર દૃષ્ય, મ્હારા નેત્રો આગળ તરવા લાગ્યુ અને એ સઘળા પ્રાણ-વધની હત્યા મારે માથે ચોંટીછે એવુ મ્હને જણાયું. મ્હારે લીધેજ આટલા બધાના પ્રાણ વધ થયા, જો આ પ્રમાણેજ હું ઇટલીના યુવકોના હૃદયમા સ્વતંત્ર સમિતિના અંકુરો ઉત્પન્ન કરતો રહીશ તો એવા કેટલા પ્રાણ નષ્ટ થશે? કદાચ આ પણ મ્હારો ભ્રમજ ભ્રમ હોય, અને પરમેશ્વરની એવીજ ઇચ્છા હોય કે ઇટલી હવેથી પોતાના કરતા અધોગત જાતિઓના સ્વાધીનમા રહે,

સંસારમા પ્રશંસા પ્રાપ્ત ન કરે, અને પૃથ્વી તલ ઉપર કોઇ કાર્યને યોગ્ય ન થાય, ભવિષ્યતૂના વિષયમાં, પ્રથમથીજ હું એક અનુમતિ ઠરાવી શકુ, તેવી અગમ વાણીને અનુકૂળ થઇને લાખો જીવને મરવા મારવા તત્પર કરૂં એવી શક્તિ મ્હારામાં કદીપણ આવી શકતી નહોતી આ મિથ્યાભ્રમનો જે નઠારો પ્રભાવ, મ્હારી વૃતિ પર થયો તેનું વર્ણન કરવું એ મ્હારા સામર્થ્યની બહાર છે માત્ર એટલુંજ કહેલું અભિષ્ટછે કે કલેશથી હું ઉન્મત્ત જેવો થઇ ગયો કદાચિત્ રાત્રે ઉઘમાથીજ ચમકી ઉઠતો હતો, અને ચિત્તવિભ્રમ થવાથી યવનિકા તરફ દોડતો જતો હતો, કદાચિત્ જેકબ-રિફ મ્હને બોલાવેછે એવીજ ભાવના મ્હારા ચિત્તમાં થઇ આવતી હતી. કદાચિત્ સ્વત વિના પ્રયોજને ઉઠી ઉભો થતો અને કમ્પતો કમ્પતો બીજા ઓરડામા ચાલ્યો જતો, કદાચિત્ એવી ભાવના થતી કે અમુક મિત્ર મ્હારે માટે જોવેછે, તેને જઇને મળું, જો કે હુ જાણતો હતો કે તે કારાગારમા છે, અથવા તે સેંકડો માઇલ વેગળે છે. કદાચિત્ જરા જરા વાતમાં મ્હારા નેત્રોમાથી આંસુનાં ટીપા પડી જતાં અને હું રડતો હતો સાંસારિક પ્રત્યેક વસ્તુ ઊપર મ્હને એક પ્રકારનો વિરાગ ઉત્પન્ન થયો હતો સુંદર સુંદર વસ્તુઓ પણ મ્હને ભયંકર જણાતી હતી મ્હારી દ્રષ્ટિ તથા મ્હારા ચિત્તને અત્યન્ત પ્રિય એવું પ્રાકૃતિક સૌંદર્ય, તે પણ મ્હને ભય બનાવતું હોય એવું જણાતું હતું. મ્હારા ચિત્તમાં હવે એવી ભાવનાઓ ઉઠવા લાગી કે જે મનુષ્યો મ્હારા સ્હામું જુએ છે તે જાણે મ્હને લજ્જીત કરે છે, મ્હને કરૂણા અને દયા દ્રષ્ટિથી જુવે છે, નિસ્સંદેહ જે થોડા

દિવસ આવી દશા રહી હોત તો અવશ્ય હું ઉન્મત્ત થઇ જાત. અથવા આત્મઘાત કરી નાખત. એક સમયે મ્હારા ઘર સમીપે રહેનાર મ્હારો એક મિત્ર, પોતાના પુત્ર સાથે કાંઇક વાર્તાલાપ કરતો હતો. તે મનુષ્યની વાતોથી મ્હને એક પ્રકારની ઘૃણા ઉત્પન્ન થતી હતી. પુત્ર મ્હારી આપત્તિઓ તરફ દયા બતાવી પિતાને કહેતો હતો કે તે આવીને અને મળે, અને વિપદ કાલમાં મ્હારી સાથે રહે તો હું ઘણો ખુશીછું "એ ઉપરથી પિતાએ ઉત્તર આપ્યો કે: તેને એકલોજ રહેવાદો. તે એકલોજ પ્રસન્ન ચિત્તછે, તે તો સદા રાજવિદ્રોહનીજ ફિકરમાં રહેછે" સત્ય છે કોઇની ચિત્તવૃત્તિનું વર્ણન જાણવું એ અત્યંત કઠિન છે. અને જેઓને બીજા સાથે અધિક પરિચય નથી હોતો તેવા સમયમાં તો કેવળ અસંભવનીયછે. એક દિવસ હું પ્રાતઃ કાળમાં ઉઠયો તો મ્હારૂં ચિત્ત ઘણું શાન્ત માલમ પડયું. તે દિવસે તે સમયે મ્હને એવું જણાયુ કે જાણે હું મ્હોટા દુઃખ અથવા કલેશની અવસ્થા ભોગવી ઉઠયોછું. આ સમય મ્હારે સદાને માટે વ્યાકુળતાનો હતો, રાત્રિની નિદ્રા ઉપરાંત પ્રાતઃકાળે ઉઠતાંજ હું અવશ્ય ચિંતાગ્રસિત થઇ જતો હતો. જાણે દુઃખ કલેશ એકત્રિત થઇ મ્હને ઘેરી લેતાં હતાં પરંતુ તે દિવસે મ્હારા ચિત્તની સ્થિતિ એવી નહોતી. ઉલટું મ્હને એમજ જણાતું હતું કે સૃષ્ટિ પોતેજ મ્હને ધૈર્ય આપી રહી છે અને પ્રેમ વશ થઇ મ્હને જોઇ હાસ્ય કરી રહીછે સૂર્યના સમાન પ્રકાશથી મ્હારા શરીરમાં પુનઃ સંજીવની શકિતનો સંચાર થવા લાગ્યો. મ્હારા ચિત્તમાં પ્રથમજ એવો વિચાર થયો કે: મ્હારી સર્વ આપત્તિઓનું મૂળ મ્હારી સ્વાર્થ- સાધના છે. અને હું જીવનનો અર્થ- ઉદ્દેશજ અશુદ્ધ સમજી બેઠો છું. હવે મ્હારી અવસ્થા એવી થઇ ગઇ હતી કે જેથી હું એકાગ્રચિત થઇ મ્હારી તથા મ્હારી ચારેતરફની વ્યવસ્થાની પરીક્ષા કરૂં. યથાર્થ રીતે તો સર્વ ફીલોસોફીનુ મૂળ એજ પ્રશ્ન ઉપર છે કે જીવનનો વાસ્તવિક ઉદ્દેશ શું? કોઇ માને યા ન માને તોપણ સૂક્ષ્મ દ્રષ્ટિથી જોતાં તમામ ફીલોસોફીનું એજ મૂળ જણાયછે. ભારતવર્ષના પ્રાચીન ધાર્મિક પુરૂષોએ જીવનનું મૂળ, ચિત્ત નિવૃત્તિ કહ્યુછે તેથીજ અહીંના મનુષ્યોમા આલસ્ય તથા પરમેશ્વરમાં લીન કરી દેનાર પ્રકૃતિ આવી ગઇછે ક્રિશ્ચિયન મતાવલંબીઓએ જીવનને એક ફુવારો ઠરાવ્યોછે અને તેથીજ સાંસારિક દુઃખ કલેશોને ધીરજ તથા પ્રસન્નતા પૂર્વક સહન કરવાનો ધર્માનુસાર નિયમ ઠરાવ્યોછે. અને તેનાથી બચવાનો યત્ન કરવો એનેજ પાપ કહ્યુ છે એ મતવાળાએ સંસારને દુઃખનું ઘર કહ્યુછે એમનાં મતાનુસાર સંસારની સર્વ વસ્તુઓને ઘૃણાની તુચ્છ-દ્દષ્ટીએ જોવું એજ મુક્તિ અપાવી શકે છે તે અરાડમી શતાબ્ધિનાં મેટિરિયલીઝમે મનુષ્યની ધાર્મિક અવસ્થા બેહજાર વર્ષ પહેલાંની અવસ્થા કરતાં પાછળ હઠાવી દીધીછે, તેથી મનુષ્ય જાતિ જીવનનાં સુખ ભોગવવાનો સમય વિચારવાં લાગીછે. જેવી રીતે કોઇ કાળમા મૂર્તિપૂજક મનુષ્યો સમજતાં હતા અને વર્તમાન સમયે મનુષ્ય જાતિને સ્વાર્થી થવાનું પણ એજ કારણછે, તેનાથી એવો ઘૃણિત સમય બંધાઇ ગયો છે કે ધનની પ્રાપ્તિની ઓટમાં મનુષ્ય જાતિઓ મરવા, મારવા તૈયાર થઇ રહીછે, તેથી તેનું અન્તફળ એ થયુ કે જેમ જેમ જેની ઇચ્છા પુરી થતી ગઇ તેમ તેમ તે પોતાના સાથીઓને તજી વેગળા થઇ જાય છે. તેમના ચિત્તમાં કદી કદી ઉદારતા તથા સ્વતંત્રતા ના ભાવો ઉત્પન્ન થતા રહેછે, પરંતુ તે ભાવો એવા મંદ થાયછે કે લગાર દુઃખ પડતાં તે ભાવો ચિત્ત માંથી ઉડી જાયછે, અને જેમ ધુમાડો વાયુમા મળી લુપ્તથઇ જાયછે તે પ્રમાણે તેનો પત્તુ પછી પત્તો લાગતો નથી. એજ કારણોને લીધે મનુષ્ય જાતિ સાંસારિક લોભ આગળ સિધ્ધાંતનું કાંઇ ધ્યાન રાખતી નથી. તેનાં ફળ ઘણા નઠારાં આવ્યાંછે, અને તે મનુષ્ય સમાજમાં હજુ સુધી ફેલાઇ રહ્યાંછે. અને તેની દિન- પ્રતિ દિન વૃદ્ધિ થતી જાયછે. મ્હને

એવી ભાવના ઉત્પન્ન થઇછેકે જો કે મ્હને એવા અભિમાન ઉપર ઘૃણાછે પરંતુ વર્તમાન કાળ ઉપર તેનો જે પ્રભાવ પડ્યોછે તેનાથી હું વર્જિત નથી. કારણકે મ્હને પ્રથમાવસ્થામાં એવી બાબતોની શિક્ષા મળી હતી અને તેને મેં અદ્યપિ પર્યંત હૃદયે-પટલિકા ઉપર સંચિત કરી રાખીછે. સર્વ સાધારણ ને દાસભાવમાં રાખવાની ઇચ્છાથી, તેમને સુખભોગવવાનો અધિકાર નથી એવો જે પ્રચાર કરે તે ગવર્નમેંટ અથવા તે મનુષ્યજાતિનો હું અંત કરણથી શત્રુ થઇ રહ્યોછું. જોકે બીજાઓના ચિન્તમાંથી આ કનિષ્ટ સિધ્ધાંતને દૂર કરવાનો મેં પૂરોયત્નકર્યોછે તોપણ હું મ્હારા પોતાના હૃદયમાથી હજુ સુધી તેનું નિર્દલન કરી શકયો નથી. જીવનનો આવો વિરૂદ્ધ ઉપક્રમ સમજવાથી મ્હારી આશાના સર્વ દીપકો ઓલવાઇ ગયા હતા. તોપણ એ મનોવિચારે મ્હને મોહ જાળમા એવો ફસાવ્યો હતો કે તેમાથી બહાર પગલું કાઢવું મ્હારા સામર્થ્યની બહાર હતુ. નિ સદેહ, મોહ એક પરમેશ્વરી પદાર્થ છે અને જીવનને સુખમય બનાવે છે તેવા સ્વર્ગીય પદાર્થને મ્હોટા ધન્યવાદ પૂર્વક ગ્રહણ કરવો ઉચિત છે. જે મનુષ્યની આપણે સેવા કરીયે તેણે તેના પ્રતિકારમા અમારા ઉપર સ્નેહ તથા સહાયતા કરવી જોઇયે એ અમારો વિચાર કેવળ ભૂલ ભરેલો છે પ્રેમનો આશય તો એજ છે કે તેના બદલામા કોઇ સાસારિક વસ્તુની લાલસા કરવી નહીં મેં પોતાનીજ મેળે એવો મિથ્યા અર્થ સમજી, તેનાં સુખોને આવો નીચ દરજ્જો આપી દીધો હતો તેથીજ જ્યારે જ્યારે તે સુખ પ્રાપ્ત નથયુ ત્યારે ત્યારે હું નિરાશ થઇ ગયો. જાણે મે જાતેજ એવુ સ્વીકારી લીધુ કે સુખ અથવા દુ ખ પડવાથી જીવન ઉપાસ્યતું પરિવર્તન થાય છે આપત્તિઓનો વિચાર કરી મેં મ્હારો જીવન માર્ગ બદલી દીધો, તેનુ પરિણામ એવુ આવ્યું કે આત્માના મૃત્યુ રહિત થવામાં મ્હને વિશ્વાસજ ન રહ્યો મનુષ્ય જીવનમા એક આવાગમન છે અને એક જન્મની કઠિણાઇમાથી બહાર નીકળી બીજા જન્મમા બીજી આપત્તિઓમાં પ્રવિષ્ઠ થવાય છે અર્થાત પુનર્જન્મ થાય છે એ વિશ્વાસ ઉડી ગયો મનુષ્યનો આત્મા, જીવનના આવાગમનમા બંધાયલો છે. આ સંસારમા એક બીજ સમાન છે તે પ્રત્યેક જીવનમાં અને માનસિક ભાવોમાં ઉન્નતિ કરે છે. પોતાના ઘરમાની બત્તિને સૂર્ય પોતાના કિરણોથી પ્રકાશિત ન કરી શકે અને તેથી સૂર્યના અસ્તિત્વમા શંકા કરતો હોય તેવા મનુષ્યની પેઠે મ્હને મારા કાર્ય માટે જ્ઞાન થયું એ સઘળાનું પરિણામ એ આવ્યું કે મ્હારા દિવસો કાયરતામા પસાર થવા લાગ્યા. અને વિશેષ એ પણ થયુ કે જેને મે મ્હારા પોતાનાથી વરજીત રાખ્યો હતો તેવા સ્વાર્થસાધનનો હુ દાસ થઇ રહ્યો તેનુ કારણ એજ હતું કે મ્હારા જાણવાજતાં એ સ્વાર્થ સાધનને મેં ઉચ્ચત્તમ તથા શુદ્ધ શ્રેણીના સમજી લીધા હતા મનુષ્ય જીવન એક મીશન છે, અથવા બીજા શબ્દોમા કહીયે તો એક વ્રત છે એ શિવાય બીજો કોઇ અર્થ કરવો એ સર્વથા ભૂલ છે. ધર્મ, સાયન્સ અને ફીલો-સોફી એ બધા બીજા વિષયોમાં ગમે તેટલા પરસ્પર પ્રતિકૂલ હોય પરંતુ મનુષ્ય જીવનનો કંઇક પણ ઉદેશ અવશ્ય છે એ બાબતમાં સઘળા એકમત છે. એવું નહીં જાણવાથી મનુષ્ય જીવનમા ઉન્નતિ વા અવનતિ એ એક જેવું થઇ જાય છે કારણકે જ્યારે મનુષ્ય જીવનનો કાઇ ઉદેશજ નથી ત્યારે ઉન્નતિ અથવા અવનતિ કરવી એ કોને માટે કહેવામા આવે છે? મ્હારી અનુમતિ પ્રમાણે મનુષ્ય જીવનનો માત્ર એક એજ ઉદ્દેશ થઇ શકે છે કે મનુષ્યમાત્ર પોતાની સર્વ ઇન્દ્રિયોને એવા પ્રકારે શિક્ષિત કરે કે તેઓ પોતાના ભાઇ-જગત માત્રના પ્રાણીઓની સર્વદા સહાયતા કરે, અને સર્વ ઇન્દ્રિયો એકમત થઇ જીવનનો નિયમ ધારણ ?



# સચ્ચિદાનંદ પ્રણય સ્વરૂપ.

( લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા. મુંબઇ. )

પ્રેમ એજ નિર્ગુણ નિરાકાર સચ્ચિદાનંદ સ્વરૂપ છે. આ સંસારની માયામાં સ્ત્રીનો પતિ પ્રત્યેનો તથા પતિનો સ્ત્રી પ્રત્યેનો પ્રેમ, માબાપનો પોતાના બાળક પ્રત્યેનો પ્રેમ તથા જનસમૂહનો પોતાના ઇષ્ટદેવ પ્રત્યેનો પ્રેમ, એ સર્વ પ્રેમના પાઠ ભણતો ભણતો મનુષ્ય છેવટે એ નિર્ગુણ નિરાકાર પ્રેમને પહોંચે છે. એ વિશુદ્ધ પ્રેમ તથા આપણ પોતે એકજ છિએ એવું જ્યારે આપણા વિચારમાં થાય છે ત્યારે આપણે પ્રેમમાં એટલા લીન થઇએ છીએ કે તે સમયે સત્ય વસ્તુજ માત્રમાં દેખાવા માંડે છે તથા આ સર્વ પ્રાણી માત્ર તથા આપણે એકજ છીએ એવો આભાસ થાય છે. આટલું જ્ઞાન અંતઃકરણમાં પ્રકાશિત થયા પછી કોઇ પણ પ્રાણી અથવા વસ્તુને દુઃખ યા નુકસાન થાય એવી કલ્પના આપણા સ્વપ્નામાં પણ આવતી નથી; કારણકે આપણે સર્વ પ્રાણીમાત્ર તે એક વિરાટ શરીરના અવયવ છીએ તેથી એક અવયવને દુઃખ આપવાથી આખા શરીરને દુખ થશે એમ આપણને લાગેછે. આ ઐક્યની ભાવના અંતઃકરણમા પૂર્ણપણે ખીલી કે આ અખિલ વિશ્વની ઉત્પત્તિ તે સચ્ચિદાનંદ પરમેશ્વરથીજ થયલી છે. આ ભિન્ન ભિન્ન જીવો બહારથી નિરાળા દેખાવા છતાં એકજ છે એમ દેખાવા માંડે છે અને અજ્ઞાનનો નાશ થઇ દ્વૈત ભાવના સમૂળગી નાશ થાય છે. પ્રીતિનો વધારો થતાં થતાં વિશ્વાસ દૃઢ થાય છે. અને જ્યાં જ્યાં આપણે જઇએ અથવા જે જે માણસોને આપણે જોઇએ ત્યા ત્યા સચ્ચિદાનંદ સ્વરૂપ પરમેશ્વર નજરે પડે છે: આપણી વૃત્તિ સતત સત્ય શોધવા પાછળ લાગે છે. અને તેમા આપણને જય મળે છે. એક કહેવત છે કે તલવાર બાંધનારનું કોઇનાર તલવારથીજ મોત થવાનું. દાખલા તરીકે વિચારશક્તિ લો, જ્યારે આપણે ગુસ્સે થઇએ છીએ ત્યારે આપણી વિચારશક્તિમાથી ઉત્પન્ન થયલા ક્રોધનું પરિણામ સામા માણસ ઉપર પડે છે અને તેજ ક્રોધનો વિચાર તેનામાં ઉત્પન્ન થઇ તેનું પરિણામ પાછું આપણા ઉપર આવે છે એજ પ્રમાણે ક્રોધ, દ્વેષ, તિરસ્કાર વિગેરે વિકારનાં પરિણામો પાછાં ઉલટાં આપણા ઉપરજ આવે છે. આ દુષ્ટ વિકારો પૈકી એક પણ દુષ્ટ વિકાર બીજાની તરફ ઉત્પન્ન થયલો હોય તો પણ તેનો પ્રત્યાઘાત આપણા ઉપરજ આવે છે અને અધિક દુઃખ આપે છે.

જે સમયે આ સર્વેનું મૂળ સ્વાર્થ છે અને અજ્ઞાન એ સ્વાર્થનું કારણ છે એમ આપણને દેખાવા માંડે છે તે સમયે બીજાનાં કૃત્યો પ્રતિ આપણે કેટલીક ઉદાર વૃત્તિથી જોઇએ છીએ જ્ઞાની મનુષ્યની દૃષ્ટિ કદી સ્વાર્થ હોતી નથી તેને માલમ પડે છે કે આપણે તે વિરાટ શરીરના એક ભાગ હોવાથી જે આખા શરીરને હિતકર હશે તે આપણને પણ હિતકર થશે. "સંતોની વિભૂતિ જગતના કલ્યાણ સારૂ છે" આપણા અંત કરણમાં જ્ઞાનનો પ્રકાશ થાય અને પછી સ્વાર્થી કે અજ્ઞાની માણસસાથે આપણને કામ પડયું તો તેમાંથી આપણે સહજ શોધી લેવું. જ્યારે પરમેશ્વર પરમેશ્વરસાથે બોલશે ત્યારે તેને પરમેશ્વરજ ઉત્તર આપશે, અને પશાચ પિશાચસાથે બોલશે ત્યારે તેને પિશાચજ ઉત્તર આપશે. એ ખાસ ધ્યાનમાં રાખવુ

કે, પરમેશ્વરને ઓળખવાસારૂ આપણે પોતે પરમેશ્વર રૂપજ બનવું જોઇશે "એમા કઇ ઠીક નથી" આમ ઘણાને વારવાર બોલતા સાંભળીએ છીએ આમ બોલવુ એજ અજ્ઞાનતા છે, જરા ઉંડા ઉતરી અતર્દૃષ્ટિથી વિચાર કરીશુ તો પ્રત્યેક પ્રાણીમાત્રમા પરમેશ્વર–સચ્ચિદાનદ સ્વરૂપ છે એમ આપણને તેજ ક્ષણે ભાસશે

જ્યારે આપણે કોઇના ઉપર અત કરણમા તિરસ્કાર ઉત્પન્ન કરીએ છે ત્યારે આપણેજ એ વિકાર સામા મનુષ્યમા જાગૃત કરીએ છીએ જે માણસને પોતાના મન ઉપર મુદ્દલ કાબુ રાખતા આવડતો નથી અને જે પારકા ઉપર આધાર રાખનારો છે તે મનુષ્યના ઉપર સામા માણસના વિચારો ઠસતા વાર લાગતી નથી અને તે વિચારોનો તે દાસ બની જાય છે જ્યારે બીજા વિષે આપણે પ્રીતિ, દયા કરુણા વિગેરે સારા વિચાર લાવીએ અને તેને સત્ય માર્ગ બતાવીએ ત્યારે આપણે તેના ઉપર જીદગી સુધીની અલૌકિક સત્તા બેસાડીએ છીએ જો આપણે હમેશા અત કરણમા પ્રેમથી વર્તિએ તો તેવોજ નિર્મળ અને સુખદાયક પ્રેમ બીજા પાસેથી આપણને મળશે જો આખુ જગત્ આપણને ચાહ્ય એવી ઇચ્છા કરતા હો તો પ્રથમ સર્વ જગત્‌ને તમે ચાહવા માંડો

જે પ્રમાણમા આપણે બીજા ઉપર પ્રીતિ કરીએ તે પ્રમાણમા સામો ધણી આપણા ઉપર પ્રીતિ કરશે વિચાર એ એક શક્તિ છે તે જેવા વિકારવાળો હશે તેવાજ વિકારવાળુ ફળ તેને પ્રાપ્ત થશે તેમજ સામા ધણી પાસેથી પણ તેવા વિકારવાળુ પરિણામ મળશે

આપણે બધી ચીજો ઉપર પ્રેમ રાખીને ચાલવા માડ્યુ કે શ્વાસોચ્છવાસમાથી પ્રેમ તથા સાત્વનાના તત્ત્વો એક સરખી રીતે ચારે બાજુએ પ્રસરી જશે તેથી જેના ઉપર આપણે પ્રેમ કરીએ છીએ તેનેજ નહીં પણ આપણી પ્રીતિ આખા જગત્‌ને ઢાંકી નાખે છે જુદી જુદી રીતથી વિચરતા આ પ્રીતિના વિચારો ચારે બાજુએથી પાછા આપણને આવી મળે છે.

મનુષ્ય શીવાયના બીજા પ્રાણી ઉપર પણ આ શક્તિનુ પરિણામ સારૂ થાય છે કેટલાક પ્રાણીઓની મનોવૃત્તિ માણસો કરતા એટલી દુર્બળ હોય છે કે જે વિચારની અસર મનુષ્ય ઉપર થતી નથી તે વિચારની અસર તથા તેના બીજો તેમનમા ઘણી જલદીથી દાખલ થાય છે તેથી જ્યારે જ્યારે આપણને કોઇ પણ પ્રાણી મળે ત્યારે ત્યારે તેના અત કરણમા આ પ્રીતિનાજ બીજો નાખતા રહો એટલે તેના ઉપર પણ પ્રીતિ કરવી પ્રીતિનો શબ્દ બોલવાથી અથવા તેનો વિચાર દર્શાવવાથી તેનુ પરિણામ ઝટ થાય છે અને એ બધાની બક્ષીસમા આપણે હરહમેશ સ્વાનદના સામ્રાજ્યમા મગ્ન થઇએ છીએ

ચારે બાજુએ સચ્ચિદાનદ સ્વરૂપ દેખાય છે એવા જગત્‌મા રહેવુ કેટલુ સુખકારક થાય પણ એવા જગત્‌મા બધાને રહેવાનુ મળતુ નથી આ તત્ત્વો જેટલા પ્રમાણમા અત કરણમા પેદા હશે તેટલાજ પ્રમાણમા માણસોમા તે સચ્ચિદાનદ સ્વરૂપ દેખવા માડશે અને એ વાર આપણને આ જગત્ ઇશ્વર વ્યાપી દેખાવા માડ્યુ કે જગત્‌ના દાલિકત્વ તરફ સમળગી દૃષ્ટિ જતી નથી અને જ્યા ત્યા તે અનાદ્યત નિષ્કલક, નિર્વિકાર સ્વરૂપ દેખાવા માડશે, અને બીજાનુ નુકસાન કરવુ તે પોતાનુજ નુકસાન કરવા બરાબર છે એમ સ્પષ્ટ જણાશે

-પ્રીતિ તત્વમાં-આપણે-એટલા ગરક થઇએ છીએ કે પ્રીતિરૂપી સુધાનો પ્રવાહ અટકાવ વગર એક સરખો વહેવા માંડે છે અને જેની સાથે સંબંધમાં આવ્યા તેને એ પ્રવાહથી ભરી નાખીએ છીએ; અને એવીજ પ્રીતિ આપણને તેના તરફથી મળે છે. આ પ્રમાણે આપણે સર્વત્ર પ્રીતિના આકર્ષણ બિંદુ બનીએ છીએ. જે અંશે માણસમાં આ પ્રીતિ વધે છે તે અંશે તે સચ્ચિદાનંદ સ્વરૂપ સાન્નિધ્ય ઉભુ થશે, અને એટલે અંશે તે સ્વર્ગપાસે પહોંચશે; કારણકે બ્રહ્મની સ્થિતિએ પહોંચવાને એ પ્રીતિજ મૂળરૂપ છે.

સારાંશમાં પ્રીતિજ સર્વ કંઇ છે. આ જીવનની તે કુચી છે અને તેની શક્તિ અખિલ જગતને હલાવી નાખે તેવી છે. પ્રીતિનોજ વિચાર કરી તમે સંસારમાં રહો એટલે સર્વત્ર બાજુથી પ્રીતિનાંજ મોજાં તમારા ઉપર આવી ઢળશે. પણ જો હમેશાં તમારા અંતઃકરણમાં દ્વેષ અથવા તિરસ્કારના વિચાર હશે તો સર્વ જણ તમારો દ્વેષ અથવા તિરસ્કાર કરશે.

પ્રીતીનો વિચાર આયુષ્ય વધારી આરોગ્ય બક્ષે છે; ચેહેરા ઊપર અલૌકિક તેજ લાવે છે, તમારૂં બોલવું સર્વને રૂચિકર થઈ તેમનાં અંતઃકરણો તમારી તરફ ખેંચાય છે. જેટલે અંશે તમે મનમાં બીજાને માટે પ્રીતિનો વિચાર કરશો તેટલેજ અંશે તમારા મન ઉપર મનથી કરીને તમારા શરીર ઉપર તેનું પરિણામ જણાશે અને સત્વરજ તમે શરીરને મજબુત તથા દીર્ઘાયુષી બનાવશો. વિચારોનાં પરિણામ માનસિક તથા ભૌતિક શરીર ઉપર સરખા થાય છે તેથી તમારા શરીરમા અલૌકિક સામર્થ્ય પેદા થાય છે એ સામર્થ્ય તે સત્ વસ્તુ પરમાત્મા ઉપરના પ્રેમની પ્રસાદિ છે. જગતમા દેખાતી વસ્તુઓ ક્ષણિક છે, તેના ઉપરનો પ્રેમ પણ ક્ષણિક છે. પરંતુ સર્વથીપર, અદૃશ્ય વસ્તુ જે અખંડાનંદ તે પરમાત્મા, તેના ઉપરનો પ્રેમ, તેના ઉપરની આસક્તિ એ પણ અખંડાનંદ પ્રાપ્ત કરાવનાર છે અને તેના ઉપરના પ્રેમથી, જેમ પરમાત્મામાં સર્વ શક્તિઓ રહેલી છે તેમ તમારામા પણ સર્વ શક્તિઓ આવી જશે. પરમાત્માઉપર પ્રેમ રાખવાથી જ ક્ષુદ્ર કુળોત્પન્ન મનુષ્યો પણ મ્હોટા મ્હોટા રાજાઓ થયા છે. વાક્ય સિદ્ધિ પુરૂષો કહેવાયા છે અને તેમણે જીવનપર્યંત તે સચ્ચિદાનંદ સ્વરૂપને જોઇ, જાણી, અખંડ આનંદ મેળવ્યો છે. હે મનુષ્યો ! શું તમે જીવન ધારણ કરી ક્ષણિક આનંદ મેળવવા ચાહો છો કે ચિરકાલને માટે આનંદ મેળવવા ચાહો છો ! જો ચિરકાલને માટે આનંદ મેળવવો હોય તો જગતના ઉત્પાદક, અખંડાનંદ શ્રી પરમાત્મા ઉપર પ્રેમ કરો. જેમ દૂધમાં માખણ રહેલુ છે તેમ તેજ પરમાત્મા તમારા શરીરમા છે દૂધનુ મંથન કરતાં માખણ નિકળે છે તેમ માનસિક વિચારોનુ મંથન કરતાં તે પરમાત્માનો તમને સાક્ષાત્કાર થશે. અને જ્યા તે તમને મળ્યા એટલે પછી તમારે બીજા આનંદની શુ જરૂર છે? તે આનંદથી તમને સર્વ જગતની સમૃદ્ધિ મળવા કરતાં પણ વિશેષ સુખ અને આનંદ થશે.

કે, પરમેશ્વરને ઓળખવાસારૂ આપણે પોતે પરમેશ્વર રૂપજ બનવું જોઇશે "એમા કઇ ઠીક નથી' આમ ઘણાને વારવાર બોલતા સાભળિએ છીએ આમ બોલવુ એજ અજ્ઞાનતા છે, જરા ઉડા ઉતરી અતર્દૃષ્ટિથી વિચાર કરીશુ તો પ્રત્યેક પ્રાણીમાત્રમા પરમેશ્વર-સચ્ચિદાનદ સ્વરૂપ છે એમ આપણને તેજ ક્ષણે ભાસશે

જ્યારે આપણે કોઇના ઉપર અત કરણમા તિરસ્કાર ઉત્પન્ન કરીએ છે ત્યારે આપણેજ એ વિકાર સામા મનુષ્યમા જાગૃત કરીએ છીએ જે માણસને પોતાના મન ઉપર મુદ્દલ કાબુ રાખતા આવડતો નથી અને જે બીજાના ઉપર આધાર રાખનારો છે તે મનુષ્યના ઉપર સામા માણસના વિચારો ઠસતા વાર લાગતી નથી અને તે વિચારોનો તે દાસ બની જાય છે જ્યારે બીજા વિષે આપણે પ્રીતિ, દયા કરુણા વિગેરે સારા વિચાર લાવીએ અને તેને સત્ય માર્ગ બતાવીએ ત્યારે આપણે તેના ઉપર જીદગી સુધીની અલૌકિક સત્તા બેસાડીએ છીએ જો આપણે હમેશા અત કરણમા પ્રેમથી વર્તિએ તો તેવોજ નિર્મળ અને સુખદાયક પ્રેમ બીજા પાસેથી આપણને મળશે જો આખુ જગત્ આપણને ચાહે એવી ઇચ્છા કરતા હો તો પ્રથમ સર્વ જગત્‌ને તમે ચાહવા માંડો

જે પ્રમાણમા આપણે બીજા ઉપર પ્રીતિ કરીએ તે પ્રમાણમા સામો ધણી આપણા ઉપર પ્રીતિ કરશે વિચાર એ એક શક્તિ છે તે જેવા વિકારવાળો હશે તેવાજ વિકારવાળુ ફળ તેને પ્રાપ્ત થશે તેમજ સામા ધણી પાસેથી પણ તેવા વિકારવાળુ પરિણામ મળશે

આપણે બધી ચીજો ઉપર પ્રેમ રાખીને ચાલવા માડયુ કે શ્વાસોચ્છ્વાસમાથી પ્રેમ તથા સાતત્વનાના તત્ત્વો એમ સરખી રીતે ચારે બાજુએ પ્રસરી જશે તેથી જેના ઉપર આપણે પ્રેમ કરીએ છીએ તેનેજ નહીં પણ આપણી પ્રીતિ આખા જગત્‌ને ઢાકી નાખે, છે જુદી જુદી રીતથી વિચરતા આ પ્રીતિના વિચારો ચારે બાજુએથી પાછા આપણને આવી મળે છે

મનુષ્ય શીવાયના બીજા પ્રાણી ઉપર પણ આ શક્તિનુ પરિણામ સારૂ થાય છે કેટલાક પ્રાણીઓની મનોવૃત્તિ માણસો કરતા એટની દુર્બળ હોય છે કે જે વિચારની અસર મનુષ્ય ઉપર થતી નથી તે વિચારની અસર તથા તેના બીજો તેમનમા ઘણી જલદીથી દાખલ થાય છે તેથી જ્યારે જ્યારે આપણને કોઇ પણ પ્રાણી મળે ત્યારે ત્યારે તેના અત કરણમા આ પ્રીતિનાંજ બીજો નાખતા રહો એટલે તેના ઉપર પણ પ્રીતિ કરવી પ્રીતિનો શબ્દ બોલવાથી અથવા તેનો વિચાર દર્શાવવાથી તેનુ પરિણામ ઝટ થાય છે અને એ બધાની બક્ષીસમા આપણે હરહમેશ સ્વાનદના સામ્રાજ્યમા મગ્ન થઇએ છીએ

ચારે બાજુએ સચ્ચિદાનદ સ્વરૂપ દેખાય છે એવા જગતમાં રહેવુ કેટલુ સુખકારક થાય પણ એવા જગતમા બધાને રહેવાનુ મળતુ નથી આ તત્ત્વો જેટલા પ્રમાણમા અત કરણમા પઠા હશે તેટલાજ પ્રમાણમા માણસોમા તે સચ્ચિદાનદ સ્વરૂપ દેખવા માડશે અને એકવાર આપણને આ જગત્ ઇશ્વર વ્યાપી દેખાવા માડયુ કે જગતના દાભિકત્વ તરફ નજર મુળગી દૃષ્ટિ જતી નથી અને જ્યા ત્યા તે અનાહત નિષ્કલક, નિર્વિકાર સ્વરૂપ દેખાવા લાગશે, અને બીજાનુ નુકસાન કરવુ તે પોતાનુજ નુકસાન કરવા બરાબર છે એમ સ્પષ્ટ જણાશે

પ્રીતિ તત્વમાં-આપણે-એટલા ગરક થઇએ છીએ કે પ્રીતિરૂપી સુધાનો પ્રવાહ અટકાવ વગર એક સરખો વહેવા માંડે છે અને જેની સાથે સંબંધમાં આવ્યા તેને એ પ્રવાહથી ભરી નાખીએ છીએ; અને એવીજ પ્રીતિ આપણને તેના તરફથી મળે છે. આ પ્રમાણે આપણે સર્વત્ર પ્રીતિના આકર્ષણ બિંદુ બનીએ છીએ. જે અંશે માણસમાં આ પ્રીતિ વધે છે તે અંશે તે સચ્ચિદાનંદ સ્વરૂપ સાંનિધ્ય ઉભું થશે, અને એટલે અંશે તે સ્વર્ગપાસે પહોંચશે, કારણકે બ્રહ્મની સ્થિતિએ પહોંચવાને એ પ્રીતિજ મૂળરૂપ છે.

સારાંશમાં પ્રીતિજ સર્વ કંઇ છે. આ જીવનની તે કુંચી છે અને તેની શક્તિ અખિલ જગતને હલાવી નાખે તેવી છે પ્રીતિનોજ વિચાર કરી તમે સંસારમાં રહો એટલે સર્વત્ર બાજુથી પ્રીતિનાંજ મોજાં તમારા ઉપર આવી ઢળશે. પણ જો હમેશા તમારા અંતઃકરણમાં દ્વેષ અથવા તિરસ્કારના વિચાર હશે તો સર્વ જણ તમારો દ્વેષ અથવા તિરસ્કાર કરશે.

પ્રીતીનો વિચાર આયુષ્ય વધારી આરોગ્ય બક્ષે છે, ચેહેરા ઊપર અલૌકિક તેજ લાવે છે, તમારૂં બોલવું સર્વને રૂચિકર થઈ તેમના અંતઃકરણો તમારી તરફ ખેંચાય છે. જેટલે અંશે તમે મનમાં બીજાને માટે પ્રીતિનો વિચાર કરશો તેટલેજ અંશે તમારા મન ઉપર મનથી કરીને તમારા શરીર ઉપર તેનું પરિણામ જણાશે અને સત્વરજ તમે શરીરને મજબુત તથા દીર્ઘાયુષી બનાવશો. વિચારોનાં પરિણામ માનસિક તથા ભૌતિક શરીર ઉપર સરખા થાય છે તેથી તમારા શરીરમાં અલૌકિક સામર્થ્ય પેદા થાય છે એ સામર્થ્ય તે સત્, વસ્તુ પરમાત્મા ઉપરના પ્રેમની પ્રસાદિ છે. જગતમા દેખાતી વસ્તુઓ ક્ષણિક છે, તેના ઉપરનો પ્રેમ પણ ક્ષણિક છે. પરતુ સર્વથીપર, અદૃષ્ય વસ્તુ જે અખંડાનદ તે પરમાત્મા, તેના ઉપરનો પ્રેમ, તેના ઉપરની આસક્તિ એ પણ અખડાનદ પ્રાપ્ત કરાવનાર છે અને તેના ઉપરના પ્રેમથી, જેમ પરમાત્મામાં સર્વ શક્તિઓ રહેલી છે તેમ તમારામા પણ સર્વ શક્તિઓ આવી જશે. પરમાત્માઉપર પ્રેમ રાખવાથી જ ક્ષુદ્ર કુળોત્પન્ન મનુષ્યો પણ મ્હોટા મ્હોટા રાજાઓ થયા છે વાક્ય સિદ્ધિ પુરૂષો કહેવાયા છે અને તેમણે જીવનપર્યંત તે સચ્ચિદાનંદ સ્વરૂપને જોઇ, જાણી, અખંડ આનંદ મેળવ્યો છે. હે મનુષ્યો ! શું તમે જીવન ધારણ કરી ક્ષણિક આનંદ મેળવવા ચાહો છો કે ચિરકાલને માટે આનંદ મેળવવા ચાહો છો ! જો ચિરકાલને માટે આનંદ મેળવવો હોય તો જગતના ઉત્પાદક, અખડાનદ શ્રી પરમાત્મા ઉપર પ્રેમ કરો. જેમ દૂધમાં માખણ રહેલુ છે તેમ તેજ પરમાત્મા તમારા શરીરમાં છે. દૂધનુ મંથન કરતાં માખણ નિકળે છે તેમ માનસિક વિચારોનુ મંથન કરતા તે પરમાત્માનો તમને સાક્ષાત્કાર થશે. અને જ્યા તે તમને મળ્યા-એટલે પછી તમારે બીજા આનંદની શું જરૂર છે? તે આનંદથી તમને સર્વ જગતની સમૃદ્ધિ મળવા કરતા પણ વિશેષ સુખ અને આનદ થશે.

# હિંદુસ્તાનનાં દેવાલયો.

(લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા મુંબઈ.)

(૯)

એ ગુફાની પાસે આ જાતના સાધુઓના મઠ છે અહીથી જરા નીચે ઉતર્યા કે ગુહ્યકાલીનુ સ્થળ આવેછે. મદીરમા જવાનો દરવાજો ન્હાનો છે. અને અદર ગયા પછી આજુબાજુ પડાળીઓ નાખીછે જેમા નવરાત્રીના દીવસમા બ્રાહમણો ચંડી પાઠ કરવા બેસેછે યાત્રાના દિવસમા કામ આવે માટે એક ન્હાનું બારણુ પણ છે. આ બારણાને રૂપાના પત્રા મઢેલા છે અને મદીરની ફરસબધી ઉપર ત્રાબાના પત્રા જડેલાછે. મંદિરના ઉપર શિખર કે કળશ કઈ નથી ફકત ચાર બાજુએ ભીત ઉપર સોનાનાં પત્રાના મઢેલા ચાર નાગો છે જેની ફેણુમા એક છત્ર એવીરીતે મુકેલુંછે કે તેથી ભગવતીના ઉપર છાયડો પડે, મદીરમા ભગવતીની મૂર્તિનથી પણ એક નાળીએર જાય તેવડુ બાકુ છે તેમા પાણી ભરેલુ હોયછે જે કમી જાસ્તી થયા કરેછે તે કેટલું ઉંડું છે તેનો પતો લાગતો નથી એ છિદ્ર તેજ ગુહ્યકાલીનું સ્થાન છે જેના ઉપર સુવર્ણનો કળશ મુકી પૂજા થાયછે આના પૂજારી નેપાળી લોક છે જે ડાબે હાથે પૂજા કરેછે આ મંદીરના પ્રસાદમા છિદ્રમાનુ પાણી મળેછે જેમા કઇ અમુક જાતની સુગંધ આવેછે. ભગવતીના ગણોની તથા ભૈરવની મુર્તિઓ છે અહી બળીદાન આપવામા આવેછે ભગવતીના મંદીર આગળ એક સ્થંભના ઉપર સુવર્ણ પત્રાના મઢેલા બે સિંહો છે તે બેના પંજા મેળવી તેમાં એક ખડગ આપેલુછે તેના માથા ઊપર " નમો દેવ્યૈ મહદેવ્યૈ શિવાયૈ નતતં નમ " એ શ્લોક તથા સપ્તશતિના બીજા શ્લોકો લખેલાછે

ગુહ્યકાલી માના વિષે પૌરાણીક કથા એમ ચાલેછે કે દક્ષ પ્રજાપતીના યજ્ઞમા જગત્ જનનીએ પોતાનું શરીર નાખ્યુ અને વીરભદ્રે તે યજ્ઞનો નાશ કીધો પછી તેનુ અર્ધું બળેલુ શરીર પોતાની ખાધ ઉપર નાંખી મહાદેવજી ભટકવા લાગ્યા. તેમાથી જે જે અંગો જે ઠેકાણે પડયા તે તે ઠેકાણે દેવીના મદીર થયા અહી પણ એક અમુક અંગ પડવાથી આ સ્થાન થયુ છે.

શ્રી પશુપતિનાથને વાસ્તે એવી પૌરાણીક કથા છે કે પેહેલા એ સ્થાનકે જ્યોતી પ્રગટતી હતી મોક્ષના આકાક્ષીજનોએ જ્યોતી ઉપર પોતાનુ શરીર બાળી મુક્તિ મેળવતા હતા યમ રાજાને આથી ક્રોધ ઉત્પન્ન થયો અને ઈદ્ર રાજાને વિનંતી કીધી કે જો આ પ્રમાણે ચાલશે તો મા મારા અધિકારનુ રાજીનામુ આપવુ પડશે કારણકે દરેક જણ જ્યોતીમા પડી મુક્તિ મેળવવા લાગ્યા ત્યારે પાપી તો કોઇ રહ્યો નહીં અને મારે હવે ઇન્સાફ કોનો કરવો? ત્યારપછી ઇદ્રરાજાએ તે જ્યોતીની જગ્યાએ શ્રી પશુપતિની સ્થાપના કરાવી પછી કલિયુગમા જ્યારે બૌધ ધર્મનુ જોર વધ્યુ ત્યારે તેની તે લોકો પોતાના એક દેવ તરીકે પૂજા કરવા લાગ્યા. પછી શ્રી શકરાચાર્યજીએ વાદ વિવાદથી બૌધ મતવાળાઓને પરાજય કીધા ત્યારે આ જ્યોતિર્લિંગ આ લોકોએ ભ્રષ્ટ કીધેલુંછે એમ જાણી તે વખતના ત્યાંના રાજા પાસે તેની શુદ્ધિ કરાવી પૂજન વિગેરેની વ્યવસ્થા કરાવી જે હજીપણ તેજ પ્રમાણે ચાલી જાયછે.

શ્રી શકરાચાર્યએ પશુપતિસ્તોત્ર તે વખતે બનાવ્યાછે પરન્તુ સ્થળ સકોચને લીધે અત્ર લખ્યા નથી.

(એક ઐતિહાસિક મનોવેધક નવલકથા.)

# મધુર બાલિકા.

## પ્રકરણ ૧ લું.

### રાજ્ય માર્ગમાં રમખાણ.

"स रक्षको रक्षति यो हि गर्भे"

**આ**જે આ વાર્તાને સો દોઢસો વરસથી પણ વધારે થયાં હશે, જે વખતે મુર્શિદાબાદ પૂરી ઉન્નતિપર હતું અને ત્યાંના વતનીઓ એક પ્રકારથી અચ્છી અવસ્થામાં હતા; પરંતુ હમેશાં કોઇની પણ એક સ્થિતિ રહેતી નથી; રંકના રાય અને રાયના રંક થયાજ કરે છે, આજે દુરાચારી સિરાજુદ્દૌલાનો પ્રતાપ સૂર્ય અસ્ત થતો હતો, અને અંગ્રેજોની સહાયતાથી મીરજાફરનો ઉદય થઇ રહ્યો હતો, તેથી રાજ્યની ઉથલપાથલ થતાં દેશની જેવી સ્થિતિ થવી જોઇએ તે મુજબ મુર્શિદાબાદની હાલત હતી, આવું સુંદર નગર પિશાચની છાયા પડતાં ભયાનક થઇ રહ્યું હતું, જે મુર્શિદાબાદ આબાદ અને ત્યાંના વતનીઓ સુખી હતા. તેની આજે નવાબ સિરાજુદ્દૌલાના રાજ્યશાસનમાં દુર્દશા થઇ રહી હતી!!

એક દિવસે ત્રીજા પહોરના સમયે મુર્શિદાબાદના વિશાળ રાજ્યમાર્ગમાં મોટી ભીડ એકઠી મળી હતી, કારણ તપાસતાં જણાયું કે—"નવાબ સિરાજુદ્દૌલાએ એક 'અજબ તમાશો, થવાની મનાદી ફેરવેલી છે, તેથી નવાબી મહેલના સામેના મેદાનમાં ઘણાં માણસો એકઠાં થયાં હતાં."

રાજ્યમાર્ગની એક બાજુ જલદીથી પગ ઉપાડતી એક પરમસુંદરી બાલિકા પોતાની ઓઢણીના છેડામાં બાંધેલી પોટલી લઇ તથા હાથમાં કોઇ વસ્તુ વસ્ત્રમાં લપેટેલી લઇ જતી હતી; બાલિકાના મૂખઉપર જણાતું હતું કે તે કોઇ કુળવાનનું ફરજંદ છે. પરંતુ તેના પહેરવેશથી તો સાવ દરિદ્ર દેખાતી હતી! સ્વરૂપવાન સુંદરીએ લીલા રંગનું ઓઢણું ઓઢેલું હતું, પરંતુ દુર્ભાગ્યવશ તે ઓઢણું મલિન હતું તોપણ તે સ્વરૂપવાન બાળાની ખુબસુરતી ઢાંકી રહેતી નહોતી, વાદળમાં છુપાએલો ચંદ્ર તેનો પ્રકાશ પ્રકટાવ્યા વિના રહે નહિ તેવીજ રીતે આ સ્વરૂપવાન સુંદરીનું રૂપ ઢાંક્યું રહેતું નહોતું.

તમાશો જોવા ભેગી મળેલી ભીડમાં થઇને આ મધુરબાળા એક તરફ જતી હતી, કે એટલામાં ભીડમાં ખળભળ પડી, લોકો એક બીજા ઉપર પડતાં આખડતાં–ધક્કમધક્કા કરતાં અરસપરસ ગાળ ગળોચ દેવા લાગ્યાં; આ ભંગાણમાં પેલી મધુર બાળા પણ સપડાઇ ગઇ, અને પડતી આખડતી એકદમ ઉઠી ઉભી થઇ, પરંતુ તેણીના પાસેની પોટલીમાંનું અનાજ વેરાઇ ગયું!! આટલું થવા છતાં પણ આ ચતુર બાલિકાએ પોતાના હાથમાંના કાગળને જવા દીધો નહિ, જોતજોતામાં આખું મેદાન તમાશગીરોથી ખાલી થઇ ગયું. સૌ સૌને સ્થાને ચાલી

ગયા, કેવળ તે એકલીજ રહી, અને તે વિખરાએલા અનાજસામે જોઇ, છાતી ભરાઈ આવવાથી રડી પડી, આ વખતે બાલિકાનો આશ્ચર્યકારક પાર નહોતો, એક જુથમાંથી ભોળી, હરિણી વિખુટી પડતા તેની કેવી સ્થિતિ હોય છે તેજ મુજબ આ મધુર બાલિકાની હાલત હતી ! એવામા એક જોરાવર હાથી ઘૂમતો,ધૂમ મચાડ પાડતો, સુંઢ પછાડતો એ બાજુ આવતો દીઠો, તોપણ તે બાલિકા જ્યાની ત્યા પાષાણની મૂર્તિ માફક ઉભીજ રહી, તે જોઇ ચારે બાજુથી લોકોના બૂમ બરાડા સંભળાયા કોઈ કહેતુ કે-"હા ! પરમેશ્વર હવે આ છોકરી બચવાની નથી." કોઇ કહેતુ કે-"હા ! પરમેશ્વર તુ તેની રક્ષા કરજે !" વળી કોઇ ચીડાઇને કહેતું કે-"અરે રાંડ ! અભાગણી ! નાસી જા, રાંડ આંધળી છે કે શુ ? જો નવાબનો જોરાવર હાથી તારી ઉપરજ દોડતો આવે છે નાસી જા, જો હાથી આવ્યો "

એવીજ રીતે ચારે બાજુથી લોકોની બૂમો સંભળાઇ, પરતુ કોઇ માનો પૂત આ બીચારી અનાથ બાલાને બચાવવાને આગળ વધ્યો નહિ

બારી બારણાથી જોતી સ્ત્રીઓ કરૂણા સ્વરે બોલી ઉઠી, એક બોલી-"હાય ! આજ પેલો તોફાની હાથી છોકરીને ચગદી નાખશે "

"હાય હાય ! સુંઢ ફેરવતો કેવા જોરથી આવે છે !!"

"અરે રાંડ ! નાસ નહીં તો હમણાંજ ચુંદા કરી નાખશે, હા પરમેશ્વર ! હવે બને તેમ નથી ?

સ્ત્રીઓના કરૂણામય સ્વરોથી વજ્રની છાતીવાળાની આંખમા પણ અશ્રુ વહેવા લાગ્યા, જોત જોતામા તોફાની હાથી મધુર બાલિકાની લગભગ આવી પ્હોંચ્યો અને તે બાલાને કચરી નાખવાની તૈયારીમા હતો તેવામા સામેથી એક રામબાણ-તીર આવ્યું જે હાથીના કપાલમા વાગતાજ તે ચકરી ખાઇ જમીનપર પડયો !' અને તરફડીયાં મારી મરણ પામ્યો

દુરાચારી નવાબ સિરાજુદ્દૌલાને વિચાર થયો અને એકાએક આખા શહેરમા ઢંઢેરો પીટ વી તમામ પ્રજાને રાજમહેલની સામેના મેદાનમા એકઠા કરવા હુકમ કર્યો, અને માવતોને હુકમ કર્યો કે—જ્યારે ઘણીજ ભીડ એકઠી થાય કે એક તોફાની હાથી છુટો મુકવો, તે કેવી રીતે માણસોની ભીડમાથી જાય છે !!" આ તમાશો જોવાને નવાબ પોતાના રંગમહેલમા મેડા ઓરા ઉપર જણાવેલો તમાશો નિરખીને ખુશી થતો હતો !!

હાથી મરણ પામતા જોત જોતામા માણસો એકઠા થઇ ગયા, મધુર બાલિકા મનમાંજ જગદીશ્વરને ધન્યવાદ દેવા લાગી અને ત્યાથી ચાલતી થઇ, પરતુ બિચારીનું અનાજ ધૂળમા મળી ગયુ તે પાછુ મલ્યુ નહિ !

એકઠા મળેલા માણસોમાથી એક જણ બોલ્યો,—"વાહ વાહ ! આ તે કેવી વિચિત્ર બાણુ વિદ્યા !! જાણે સાક્ષાત અર્જુને પોતાના ગાંડિવ ધનુષ્ય ઉપર અગ્નિ બાણ ખેંચી આ ગજેન્દ્રને માર્યો હોયની !"

બીજો બોલ્યો—' જે હોય તે ખરૂં પરતુ મને તો પૂર્ણ વિશ્વાસ છે કે-બાણ મારનાર બહાદુર નર ખરો ક્ષત્રીજ હોવો જોઇએ કેમકે યુગ ક્ષત્રી વિના બીજામા આવી બાણવિદ્યા હોઇ શકે નહિ જો કે હિંદુઓમા 'ઐક્ય' નથી જો તેઓમાં ઐક્ય ન હોત તો આ પવિત્ર ભારત ભૂમિ ઉપર દુરાચારી યવનોનો પગ પેસારો થાત નહિ ! ઇતિહાસના શોધખોળથી આ

વાત અજાણી નહિજ હશે. કે ભરતખંડને મુસલમાનોએ તલવારના બળથી નહીં પરંતુ છળ-કપટ અને ધૂર્તતાથી પોતાને વશ કરેલો છે."

"ભાઇ તમારૂં કહેવુ ખરૂં છે, જો જયચંદને દુર્બુદ્ધિએ ઘેર્યો નહોત તો આજ આ પવિત્ર ભરતખંડ પરાધીનતાની બેડીથી જકડાએલો ન રહેત! જે હો તે ખરૂં પરતુ આ તીર દક્ષિણ દિશા તરફથી આવેલું છે, મારો જીવ તો કહે છે કે, એ તીર મારનાર બહાદુર નરનાં દર્શન કીધાં હોય તો સારૂં." ત્રીજો માણસ બોલ્યો.

તે જોઇ પાસે ઉભેલો એક વૃદ્ધ બોલ્યો—"અરે ભાઇ! નવાબ સાહેબના હાથીને મારનાર જાહેર ન થાય તો સારૂં છે, કારણકે આપ કયાં નથી જાણતા કે નવાબના હાથીને મારનાર જો જાહેર થાય તો તેની ગતિ પણ હાથી જેવી થશે."

"આપનું બોલવું ખરૂં છે. પરંતુ એવા બહાદુર નર દુરાચારી સિરાજુદૌલા તો શું પરંતુ યમરાજથી પણ ડરતા નથી એ ખાત્રીથી માનવુ." વૃદ્ધ બોલ્યો.

મરણ પામેલા હાથીને ઘેરો ઘાલી ઉભેલા મનુષ્યો અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યા, એટલામા એક સુંદર યુવક ત્યાં આવી લાગ્યો, અને બોલ્યો—"કેમ મહાશય! પેલી મુગ્ધ બાલિકા કયાં ગઇ? આપ મહેરબાની કરીને બતાવશો?"

યુવકની એવી મીઠી વાતો સાંભળી સઘળા લોકો તેની તરફ એકી ટસે જોવા લાગ્યાં અને અરસપરસ વાત કરવા લાગ્યા—"અરે આતો સાક્ષાત વીરતાનો અવતાર દેખાય છે, આટલી નાની ઊમરમાં આવી બહાદુરી! ખરૂ પુછો તો આજ બહાદુર નરે પેલી અનાથ બાળાના પ્રાણ બચાવ્યા છે."

યુવકના હાથમાં ધનુષ્ય અને તીરોનો નાનો ગુચ્છો જોઇ બીજો બોલ્યો—"બહાદુર નર! આપેજ એ નિરાધાર બાળાના અને નગર નિવાસીઓના પ્રાણ બચાવ્યા!"

"મહાશય! ભલા આટલા નાના ધનુષ્યથી આવડો હાથી કેમ મરી શકે?"

"કેમ ન મરે! ક્ષત્રી વીર શુ ન કરી શકે?"

"આપનું કહેવું ઠીક છે, પરતુ હવે ભારતનો એ દિવસ હવે રહ્યો નથી, હવે તો વીરતાનુ ફકત નામ રહ્યુ છે, હા જ્યારે ભારતમા એકતા હતી ત્યારે વીરતા પૂર્ણપણે પ્રકટી નીકળી હતી, પરંતુ જ્યારથી કુસપે પ્રવેશ કર્યોછે, ત્યારથી વીરતા પણ પાછી હઠી છે, તેથી એટલુ કહેવુ ઉચિત છે કે—"નિર્વીર સુર્વીતયમ્" કેમકે ઐકય શિવાય એકપણ વીરતા નથી" યુવકે ઉત્તર આપ્યો.

"આપનું કહેવુ ઠીક છે, પરંતુ મારા પ્રશ્નનો ઉત્તર તો આપ્યોજ નહિ."

"હું તેનો શું ઉત્તર આપું? મારામા તો એક માખ મારવાનું પણ બળ નથી પરંતુ આપ મહેરબાની કરીને બતાવો કે એ બાલિકા કયા ગઇ?" યુવક બોલ્યો.

તુરતજ લોકોએ બાલિકા જે બાજુ ગઇ હતી તે બતાવ્યું. કે તુરતજ તે તરફ ચાલતો થયો.

યુવકની વાતોનો કેટલાક તો મર્મ પણ ન સમજ્યા, પરંતુ હાથીને મારનાર કોણ છે તેની ખબર ન પડી, વળી જે સાથે યુવક વાત કરી ગયો તેઓને ખાત્રી થઇ કે—"આ યુવક સિવાય હાથીને મારનાર બીજું કોઇ નથી."

ધીમે ધીમે માણુસોની ભીડ ઓછી થઇ, રાજ્યમાર્ગમાં માણસો આવતા જતા દેખાયાં, જોતજોતામાં સંધ્યા થઇ. અને નવાબ સાહેબ તરફ બીજો ઢંઢેરો ફેલાયો કે—"જેણે તોફાની

હાથી માર્યો હોય તે દરબારમા હાજર થઇ ઇનામ લઈ જાય" પરંતુ નવાબ પાસે કોઇ પણ ઇનામ લેવાને ગયું નહિ જો કોઇ પણ ઇનામ લેવાને જવાની હિમત કરત તો તેને નવાબ સિરાજુદ્દૌલા શુ ઇનામ આપત? એજકે જે ગતિ હાથીની થઇ એજ ગતિ ઇનામ લેનારની થાત

## પ્રકરણ ૨જું.

### સસાર સુખ.

' चक्रवत्परिवर्त्तन्ते दुःखानि च सुखानि च "

સસાર બહુ વિલક્ષણ છે કેમકે તેના ફરતા ચક્રની ગતિને કોઇપણ જાણી શકયુ નથી, તેથી જે એક કાળે દુ ખી દેખાતા હતા તે આજે સુખની શૈયાપર સુતા દેખાય છે, અને જે આજે સુખી છે તેની કાલે શુ સ્થિતિ થશે તે કોઇપણ જાણી શકતુ નથી પરતુ કુદરતી બનાવને આધારે ભિરતાર જે સ્થિતિએ પહોચાડે તે ખરૂ

જ્યારે બગદેશ [બગાળા] ના કૃષ્ણનગરમા મહારાજ ધનેશ્વરસિંહ રાજ્યાસન ઉપર હતા, કુલ રાજ્યની આખી પ્રજાનુ રાજા પોતાના પુત્ર સમાન પાલન પોષણ કરતા હતા, અને પ્રજા પણ રાજાને પિતા સમાન પૂજતી હતી, રાજા માટે પોતાના પ્રાણપર્યંત આપવાને પ્રજા રાજી હતી, મહારાજ ધનેશ્વરનુ રાજ્ય રામરાજ્ય કહીએ તો તે ખોટુ કહેવાય નહિ! આખા રાજ્યની પ્રજા રાજાના સુખે સુખી અને દુ ખે દુ ખી રહેતી અને રાત્રિ દિવસ એજ કહેતી કે- કયારે આ શરીર મહારાજના કામ આવે'

મહારાજાશ્રીના રાણી કમળાદેવી પણ સાક્ષાત મનાદેવીજ હતા, મહારાજ ધનેશ્વરસિહમા જેટના ગુણોની આવશ્યક્તા હતી તે તમામ ગુણ મહારાણી કમળાદેવીમા ભરેના હતા વિધાતાએ પતિ-પ ની બનેમાં અપૂર્વ ગુણો ભર્યા હતા

મહારાજ લક્ષ્મણસિહના પેટે કમલાદેવી ફક્ત એકજ રાજ્યકન્યા હતી અને મહારાજ ધનેશ્વરસિહની પટરાણી થઇ અપૂર્વ ગુણોનો ભડાર-ગૃહિણી થઇ હતી, સસારમા કદીપણ વિધાતા સમાન-જોડી મેળવતી નથી પરતુ કુટિલકાળની વિચિત્ર ગતિ આગળ કોઇનુ પણ ચાલતુ નથી તેથી સર્વેનો એક સરખો દિવસ નથી ચાલતો કાળની ગતિ એવી છે યદિ કાળની ગતિ નૃપાધિપતિઓ પર ન ચાલતી હોત તો સસારમા તમામ કગાલો એજ દિવસમાં હાય મારી મરણ પામત? અને નક્ષાધિપતિઓના અભિમાનનો પાર રહેત નહ એજ કાળની ગતિથી શ્રી મહારાણી કમળાદેવીની દુખદ સ્થિતિ ઉપસ્થિત થઇ હતી

મુસલમાનોના ઉપરા ઉપરી હમલાથી રાજ્યગૃહનુ રાજ્ય ઇ૰ સન ૧૫૪૦માં નષ્ટ ભ્રષ્ટ થઇ ગયુ અને રાજા લક્ષ્મણસિહ બહુ વીરતાથી લડાઇમા લડી વીરતાને પહોચ્યા યદિ મુસલમાની સેના છલ કપટ મુકી ધર્મ યુદ્ધ કરત તો કદીપણ રાજ્યગૃહનુ સત્યાનાશ ન થાત તેમ બહાદુર રાજા લક્ષ્મણસિહ કાળને આધીન થયા ન થાત નહિ, પરતુ તેમાં ઉપાય કોઇનો પણ ચાલે તેમ નથી સમય જે કરે તે ખરૂ

રાજા લક્ષ્મણસિહના વશમા કમળાદેવી સિવાય કોઇપણ રહ્યુ નહિ આ કારી જખમથી હવુ તેમની શાન્તિ નગરની વગી નેટનામાં અમાએ વાત વિનામી વીજળી તુટી પડી!' સુખી ર ના પર દુ ખના પહાડ ગબડી પડ્યા!! નૈભા ર સદન ભસ્મ થઇ ગયુ ' હૃદયદીપક

બુઝાઇ ગયો અને સંસાર ભરમાં તેમનું કોઇપણ રહ્યું નહિ; એટલું કહેવું બસ છે કે. આજે કમળાદેવીના પ્રાણ ઉડી ગયા અને સંસારમાં,કેવળ દેહપીંજર પડી રહ્યું ! ! આજે દેવી કમળાદેવી સધવા મટી વિધવા થઇ ગઇ, અને તેમના પ્રાણપતિ તેને હમેશને માટે એકલી મૂકી વૈકુંઠ સીધાર્યા ! !

પિતાના શોકથી હજુ તેમને છુટકારો પણ નહોતો મળ્યો કે વળી તેમને પતિના વિયોગ રૂપી અગ્નિમાં બળવું પડયું. પતિ સાથે સતી થવાને તેમણે ઘણી હઠ કરી પરંતુ કમળા દેવી ગર્ભવતી હોવાથી લોકોએ તેમને સતી થવા દીધાં નહિ, એ વખતે દેવીના વિલાપ અને રૈયતના હાહાકારથી આખું કૃષ્ણનગર સ્મશાન જેવું થઇ ગયું. ! ! !

રાજ્યનો કુલ અખ્તીઆર સુયોગ્ય મંત્રી મહીધર શર્મ્માના સ્વાધીન સોંપવામાં આવ્યો. મંત્રી મહીધર શર્મ્મા મંત્રી થવાને યોગ્ય હતો તેમજ તેમનામાં રાજભક્તિના તમામ ગુણો ભરેલા હતા અને એવાજ પ્રધાનને હાથ રાજ્ય સોંપાવાથી રાજ્યનો કારોબાર સારીરીતે ચાલી શકે તેમ હતુ.

મહારાજના સ્વર્ગવાસ પછી ત્રણ મહીને દેવીને પેટે ચંદ્રકળા સમાન એક પરમ સુંદર કન્યા રત્નનો પ્રસવ થયો પુત્ર કરતાં અત્યંત પ્યાર અને લાડકોડમાં બાળકીને ઉછેરી મોટી કરવામાં દેવીએ સુખ માની લીધું અને ધીમે ધીમે પુત્રીનું મુખ જોઇ દેવીએ પિતા તથા પતિના વિયોગરૂપી અગ્નિને ઠંડી પાડવાની શરૂઆત કરી; એટલું છતાં પણ બિચારી કમળાદેવીના જીવને શાંતિ વળી નહિ, કેમકે જ્યારે દૈવ પ્રતિકૂળ હોય છે, ત્યારે તે કોઇને પણ શાંતિથી બેસવા દેતો નથી.

આફતપર આફત આવતાં દેવીની દીનદશા ઉપર કાળને દયા આવી નહિ, અને ઢાકાના નવાબ નિવાઇસમુહમદ, જે અલીવર્દીખાનો જમાઇ હતો, તેની શનીની પેઠે કૃષ્ણનગર ઉપર આંખ પડી ! !

કૃષ્ણનગરના રાજ્યની હીનદશા જોઇ—એવા આબાદ શહેર ઉપર કોની આંખ ન ફરે ? મહારાજાઘો મરણ પામ્યા હતા, અને દેવીના મનની વિચિત્રગતિ હતી, પ્રજા રાત્રિ દિવસ શોકાતુર રહેતી હતી, આવો સુઅવસર કવચિતજ હાથ લાગેછે,તેથી જોતજોતામાં નવાબ નિવાઇસ મહમદે કૃષ્ણનગરને ચારેતરફથી ઘેરી લીધું. રાજ્યની વફાદાર સેના મુસલમીનો સામે બહુ બહાદુરીથી લડી પરંતુ મુસલમાનોનો અચાનક હમલાને તે પહોચી શકી નહિ, રાજ્યના રાજ્ય ભક્ત બહાદુરો માર્યા ગયા, અને આખરે કૃષ્ણનગર મુસલમાનોના હાથમા ગયુ.

દેવી કમળાદેવીને આ ખબર થતા પોતાનો ધર્મ બચાવવાને પોતાની ત્રણ વરસની રાજ્ય કન્યાને લઇ વેશ બદલી તે ચંપા નામની દાસી સાથે કૃષ્ણનગરને ત્યજી સદાને માટે વિદેશમાં ચાલતી થઇ. કૃષ્ણનગરથી ત્રણે જણ પોતાના મોશાળ મુર્શિદાબાદ આવ્યા.

કમળાદેવીનામામા રાજસિંહની સ્થિતિ ઘણીજ સારી હતી. અને આખા નગરમાં તે એક મોટા જમીનદાર ગણાતા હતા, પરંતુ મુસલમીનોએ તેમની ઘણીજ માઠી સ્થિતિ કરી નાખી હતી. પડતાપર પાટુ—રાજસિંહનું થોડે દિવસે ખુન થતાં કમળાદેવીનાં મામી વિમળાના શોકનો પાર રહ્યો નહિ, તેમજ દેવીના પણ આવા સમાચાર મળતાં-સર્વે સાથે મળતાં સૌ સાથે મળી સુખ દુઃખમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યાં ! !

કૃષ્ણનગર મુસલમીનોના હાથમાં જતાં આખા શહેરમાં હાહાકાર,થઇગયો, નવાબ નિવાઇસ મહમદે મંત્રી મહીધર શર્મ્માને બુરી હાલતે કતલ કર્યો. અને તેના પુત્રનાં નાક કાન કાપી

નાંખતાં તેણીએ કહ્યું–" ઇશ્વર કુશળ કરે ! માતુશ્રીનો હવે અંત સમય પાસે આવેલો છે, કેટલાક મહિનાઓથી તે તાવની બીમારી ભોગવે છે, અને હવે એટલી આખર થઇ ગઇ છે કે, હવે તેની બચવાની આશા નથી, ખાવું-પીવું સર્વ મૂકી દીધાં છે, ફકત " રામનાથ" નું રટણ લાગી રહ્યું છે, અને આપને માટે હમેશાં યાદ કરે છે."

એ સાંભળી યુવકનું કલેજું ફાટવા લાગ્યું, અને અત્યંત ચિંતાતુર મુખે કહ્યું—"હા! પરમેશ્વર ! આજે હું શું સાંભળું છું! માતુશ્રીની આવી દશા છે ! ચાલો, ચાલો, ઘેર જલ્દીથી પહોંચીએ."

"આપ પણ પધારશોને ?"

"અવસ્ય આવીશ, પરંતુ મધુર બાલિકા! મેં તમોને હજાર વખતે કહ્યું છે કે, તમો મને 'આપ' કહીને બોલાવશો નહિ, પરંતુ તું એવી હઠીલી છે કે, "આપ, આપ" કહેવું મૂકતી નથી, ખેર! આજે હું તમોને ફરી ચેતાવું છું કે, યદિ તમો મને "આપ, આપ" કહીને બોલાવશો તો પછી મારે પણ લાચારીથી તમોને 'આપ' કહીને બોલાવવું પડશે, જરા તો વિચાર કરી જુઓ કે "આપ" કરતાં "તમે" શબ્દ કેવો મધુર લાગે છે! 'તમે' કહેવાથી એ બોલ કાને પડતાં અમૃતરસ ઢળે છે ને 'આપ' શબ્દથી મીઠાશ પડતી નથી."

પરંતુ યુવકના સંભાષણનો બાલિકાએ જવાબ આપ્યો નહિ, અને લજ્જાતી, સંકોચાતી તથા સ્નેહ સાગરમાં તરતી, ઉતરતી, જલ્દીથી પગ ઉપાડતી ઘર તરફ ચાલી, તે સાથે યુવકે પણ ઘર તરફ પ્રયાણ કર્યું!

વાંચકો જાણીતો ચુકયા હશે કે આપણી વાર્તાની નાયિકાનું નામ "મધુર-બાલિકા" છે, અને તેના નામ પ્રમાણે તે દરેક રીતે સ્વરૂપવાન સુંદરી હતી, મધુરનું મકાન થોડેજ દૂર રહ્યા પછી તેણે યુવકની તરફ જોઇ લજ્જાથી બોલી–"વારૂ ! જો આપને 'આપ' કરતાં 'તમે' શબ્દ વધારે પસંદ છે તો મને 'તમે' કહેવામાં કશી હરકત નથી, વારૂ ત્યારે તમે સાંભળો કે હવે મારો સંગાથ આપ છોડશો નહિ, મને આજે અનેક તર્ક વિતર્ક થાય છે. ચાલો ચાલો જલ્દીથી ઘેર પહોંચી જઇએ, મને ઘણીજ બ્હીક લાગે છે,"

"મારા હોવા છતાં પણ તમોને બ્હીક લાગે છે એ આશ્ચર્યની વાત, છે, બાલિકા! મેં તમોને ઘણીવાર કહ્યું નથી કે આ એક અત્યાચારી નવાબની રાજ્યધાનીનું શહેર છે તો તમો આ ભયંકર નગરમાં વખત-કવખતે એકલાં ફરશો નહિ, મનાઇ કરવા છતાં પણ તમે માનતાં નથી, વારૂ, એતો કહો તમે આ વખતે કયાં ગયાં હતાં?"

"માતુશ્રીમાટે ઔષધ તથા થોડું અનાજ લેવા ગઇ હતી, પરંતુ કમનસીબે અનાજ તો ભીડમાં વેરાઇ ગયું પણ દવાની પડીકીઓ તો સાચવી રાખી છે, તેને કોઇ વાતે પણ પડવા દીધી નથી, વળી ત્રણ ચાર દિવસથી ચંપા પણ માંદી પડી ગઇ છે, તેથીજ હુ આજે બાહાર નીકળી છું, નહિ તો હું શામાટે બ્હાર નીકળત! પરંતુ હાય માતુશ્રીનામાટે કાંજી કરવાને જે સાબુદાણા લીધા હતા તેતો હાથીના પગ નીચે કચડાઇ ગયા! હવે હું શું કરીશ! પાસે એક પાઇ પણ નથી કે ફરીથી લઇ આવું!"

કાંઇ ચિંતા કરશો નહિ, પડી ગયા તો ભલે ગયા, આગળની દુકાનથી ખરીદી લઇશું."

"પણ તમોને હમણાં હું કહી ચુકી છું કે મારા પાસે તો હવે એક પાઇ નથી."

"નથી તો શું થયું ! હુ તો છું ને! આવો હું બધી વસ્તુઓ લઈઆવુ છું."

એ સાંભળી બાલિકા વિચારમાં પડી અને થોડીવારે બોલી–"નહિં, વીરેન્દ્રસિંહ એમ

કરવાથી માતુશ્રી લ.રી, વળી જુઓ અત્યારસુધી તમારા તરફથી અમારી ઉપર એટલા ઉપકાર થયા છે કે જે વાળવાને પણ કોણ જાણે ઈશ્વર વખત આપશે કે નાહિ ? એટલુ છતા પણ વળી તમો બીજુ ખરચ કરવા માગો છો '

વાચકોને જણાવવુ જરૂરનુ છે કે યુવકનુ નામ વીરેન્દ્રસિંહ હતુ તેણે બાલિકાની વાતો સાભળીને કહ્યુ—' ચાનો, ચાનો હવે એ વાત પડતી મૂકો મારા મનથીજ હુ તમોને ઉધાર આપુ છુ. તો પછી તમારે સંકોચાવાનુ શું કારણ ? જ્યારે તમારા હાથમા આવે ત્યારે મારૂ લહેણુ ચુકવજો "

વીરેન્દ્રસિંહે આવુ અવળુ સમજાવી પાસેની એક દુકાનમાથી ખપજોગી વસ્તુઓ લ બને જણ ઘર તરફ ચાલ્યા

અત્રે ખુલાસો કરવો જરૂરનો છે કે—મધુર માલિકા સાથે વીરેન્દ્રસિંહની પ્રથમથીજ ઓળખાણ હતી કેમકે એ બન્નેનો પહેલાનો પરિચય ન હોત તો બંને જણ પરસ્પર આવી આવી વાતો કેમ કરત? ત્યારે આ વીરેન્દ્ર કોણ છે ? તેવો પ્રશ્ન વાંચકોને થશે, પરતુ તે હાલ આપણે પ્રકટ નથી કરતા તે આગળ જતા સમજાશે છતા પણ એટલુ કહેવુ જરૂરીનુ છે આગના પ્રકરણોમા આપણે વાચી ગયા તેજ દેવી કમળાદેવીની પુત્રી આ "મધુર માલિકા છે પરતુ વીરેન્દ્રે કમળાદેવીને ' માતુશ્રી ' કહી તેનુ પ્રયોજન ? તે પણ આગળ જતા સમજાશે.

## પ્રકરણ ૪ થું.

### વીરેન્દ્રસિંહની સહાયતા !!

"दरिद्रान् भर कौन्तेय मा प्रयच्छेश्वरे धनम् "

જે દિવસે હ્યાને મારી વીરેન્દ્રસિંહ મધુર માલિકાના પ્રાણ બચાવ્યા હતા, તેની પહેલા એ ત્રમ ઉપર એક દિવસે સાંઝના સમયે મધુર બાલિકા મેળામા પુષ્પની માળાઓ વેચતી વીરેન્દ્રસિંહની દ્રષ્ટિએ પડી હતી વાદળામા પણ શુ ચન્દ્રમાનુ સ્વાભાવિક સૌંદર્ય છુપાઈ શકે છે ? તેવીજ રીતે દરિદ્રતાની પૂર્ણ છાયાએ પહોંચેલી બાલિકા એક સાડી ઓઢી ત્યા આવેલી હતી બાલિકાનુ સ્વરૂપવાન મુખડુ તુરતજ દ્રષ્ટિએ પડયુ હતુ ! તેને જોતાજ વીરેન્દ્રસિંહે મનમા નિશ્ચય કર્યો હતો કે– અવશ્ય આ બાલિકા કોઈ સારા કુળની હશે પરતુ વખતના વહેવા સાથે તેની આવી દશા થયેલી હોવી જોઈએ

વીરેન્દ્રસિંહે બાલિકાની સઘળી પુષ્પમાળાઓ ખરીદી લીધી અને તે તેની સઘળી બીનાથી વાકેફ થયો જે વખતનુ આપણે વૃતાંત લખીએ છીએ તે વખતે કમળાદેવીની માસી વિમળા મરણ પામી હતી વિમળાની સ્થિતિ સારી નહોતી અને દુર્ગુણગઢથી નાસતી વખતે કમળાદેવીએ મધુર બાલિકા અને દાસી ચપા સિવાય કોઈને પણ સાથે રાખ્યુ નહોતુ તો એવી સ્થિતિમા તે બીચારીઓના દિવસો કેવી રીતે વીતતા હશે ? તે તો તેજ જાણતા હશે કે જેમને માથે દુ:ખનો અસહ્ય બોજો પડયો હશે અને જેઓ પોતાની આબરૂ ઈજ્જત ખોઈ દીન દશાને પામ્યા હશે પરતુ વિમળાના જીવતા સુધી તો કમળાદેવી એટલી ઘભરાઈ નહોતી પરતુ વિમળાનો પરલોકવાસ થયો તેથી તેના ગભરાટનો પાર રહ્યો નહિ, તે વખતે ચંપાદાસીએ તેને બહુ ધીરજ આપી હતી તે બજારમાથી પુષ્પો ખરીદી લાવતી હતી

# ભારત જીવન.

ફુરવરી ૩ ઇ. ૧૯૦૫ અંક ૮

## સુવર્ણ ભૂમિ ભારત ! !

" In pride, in reasoning pride, our error lies;
" All quit there sphere, and rush into the skies.
" Pride still is aiming at the blessed abodes,
" Men would be angels, angels would be gods



ભારત વર્ષ, જ્યાંસુધી પાશ્ચાત્ય જગત્‌ના પ્રાણીઓના મુખનો ગ્રાસ થયું નહોતું ત્યાંસુધી તેઓ એ ભૂમિને સુવર્ણની ભૂમિજ માનતા હતા. યુરોપના સર્વ સાધારણ મનુષ્યોને પણ ખાત્રિ હતી કે આપણો ભારત પ્રદેશ એક રત્નની ખાણ છે, આપણા દેશના રસ્તાઓમાં રત્નો વિખરાયલાં પડ્યાં છે ! નદી અને સરોવરના કિનારાઓ ઉપર હીરા, માણેક, મોતી જડાયલાં છે, નદી, સરોવરના કાદવમાથી પણ સોનાના કટકા મળે છે, ભારત દેશની ભુમિ, સર્વ પ્રકારનાં અન્નધનને ગર્ભ રાખે છે, ભારતવાશીઓ સર્વ પ્રકારે સુખી છે, નિરોગી છે, અને પ્રતિદિવસ આનંદ મંગળમાં ગુજારે છે યુરોપાદિ દેશનાં પ્રાણીઓને જ્યારે આવા સમાચાર મળ્યા ત્યારે તેમણે આ દેશના શોધ માટે સાત સમુદ્ર અને તેર નદિઓનાં જળસાથે છળ પ્રપંચ કરી ચારે તરફ દોડવા માંડ્યું ! મ્હોટા મ્હોટા સમુદ્રોનું મંથન કરી આપણી સુવર્ણમય ભૂમિનો શોધ કરવા લાગ્યા ! ભારત દેશના શોધમાં નિકળતાં કોલમ્બસે અમેરિકા શોધી કહાડ્યો. ત્યારપછી અનેક પાશ્ચાત્ય ચતુર વણિકો એ શોધ ખોળ કરી ભરતખંડમાં આવી પહોંચ્યા.

આ દેશના શોધ કર્યા પછી જ્યારે પોર્ટુગીઝ, ફ્રેન્ચ, વલંદા, અંગ્રેજ આદિ પાશ્ચાત્ય જાતિના લોકો તીડનાં ટોળાપેઠે, આ દેશમાં આવી પહોંચ્યા તે સમયે દિલ્લીના સિંહાસનઉપર પ્રબળ પરાક્રાન્ત મોગલ બાદશાહ રાજ્ય ચલાવતા હતા. સ્વદેશમાં રહેવા છતાં વિદેશી લોકોએ ભરતખંડને માટે જે કાંઈ સાંભળ્યું હતુ તે, આ દેશમાં આવી નજરે જોતાં સઘળું સાચું પડ્યું ! ભારત વર્ષ સુવર્ણની જ ભૂમિ હતી. મોગલ બાદશાહોનું ભિન્ન જાતિનું રાજ્ય હોવા છતા હિંદુસ્તાન નિવાસીઓએ સુખ સમૃદ્ધિના ઉચ્ચ શિખર ઊપર આરોહણ કર્યું છે. દેશમાં જ્યાં ત્યાં મનુષ્યો સુખી છે, જ્યાં ત્યાં અન્ન ધનનો ઓજસ પ્રકાશ કરી રહ્યો છે. મનુષ્યો શરીરે સુખી, નીરોગી, હૃષ્ટ પુષ્ટ જણાય છે. દેશમા બે આને કે ત્રણ આને મણ ચોખા મળે છે. મલેરિયા, કોલેરા જેવા ભયંકર રોગોનાં નામ ક્વચિદ્ જ સાંભળવામાં આવે છે મહામારી કોઇક જ સ્થાનમાં દર્શન આપતી હતી, દુષ્કાળનું નામ તો સાંભળવામાં આવતું જ નહોતું. તે સમયે પૃથ્વિ ઉપર જેટલા દેશો શ્રેષ્ઠ કહેવાતા હતા તેમાં ભરત ખંડસઘળા વિષયોમાં શ્રેષ્ઠ કહેવાતો હતો. તે સમયે હિંદુસ્તાન વાસીઓ "લીવર" ના દરદથી પીડાતા નહોતા. કે જેથી

ગોરા લોકોની લતમુક્કીથી તરત મૃત્યુ પામી જાય ! તે વખતે હિંદુસ્થાનવાસીઓ 'મેલેરિયાથી પીડાતા નહોતા કે જેથી તેઓને નિસ્તેજ, બ્હીકણુ, બ્લૅક ઇન્ડીયન કહેવામાં આવે તે સમયે પ્રત્યેક હિંદીવાનોના બાહુમાં જળ હતું, તેમના હૃદયમાં સાહસ હતું, તેમને ધર્મ ઉપર અતિશય અનુરાગ હતો, મોગલોના હાથમાં પરાધીન હોવા છતાં તેમના અંતઃકરણમાંથી "અમારો સ્વદેશ" અને "અમારા સ્વદેશી ભાઇઓ" એ શબ્દો ભૂસાઇ ગયા નહોતા, તેઓ પરતંત્ર હતા છતાં પણ ધન ધાન્યથી પીડાતા નહોતા, તેઓનાં ખેતરોમાં પુષ્કળ અનાજ પાકતું હતું, એક પછી એક દુષ્કાળ પડી ખેતરો ઉજ્જડ થયાં નહોતાં, તેમજ તેમને જે મેહેસુલ આપવું પડતું તે એટલું બધું સેહેલું થઇ પડયું હતું કે જેથી તેમને કોઇ પણ જાતનો ત્રાસ નહોતો તેમજ તેમને પોતાનાં ખેતરો બાદશાહોની નજર આગળ લીલામ કરી દેવા નહોતાં પડતાં અથવા બાદશાહના દરબારમાં મેહેસુલમાટે કેદમાં જઇ બેસવું નહોતું પડતું. અર્થાત્ તે સમયે ભારત વાસીઓની આર્થિક સ્થિતિ ઉચ્ચ હતી અને તેઓ આનંદમાં દિવસો નિર્ગમન કરતા હતા. તેથીજ તે સમયે આ દેશમાં આવેલા પાશ્ચાત્ય લોકો એને સુવર્ણની ભૂમિ કહેતા હતા.

મોગલ બાદશાહોના રાજ્યછત્ર તળે રહેવા છતાં પણ ભારત નિવાસીઓને-હિંદુઓને એક સુખ વિશેષ હતું. બાદશાહના લશ્કરી વિભાગમાં હિંદુ અને મુસલમાનોનો એક સરખો અધિકાર હતો. બાદશાહના દરબારમાં હિંદુ મુસલમાનોને સરખું માન મળતું હતું. બાદશાહની ગુપ્ત સભાઓમાં હિંદુ અને મુસલમાન એ બન્ને પક્ષની સલાહ લેવામાં એક સરખો ન્યાય હતો. મોગલ બાદશાહો હોવા છતાં હિંદુઓને સેનાપતિ તથા રાજ્ય પ્રતિનિધિના અધિકારો આપવામાં આવતા હતા. અને હિંદુ અધિકારીઓની સલાહ લઇ રાજ્ય કાર્ય કરવામાં આવતાં હતાં. દક્ષિણ અને બંગાલા, તથા સિન્ધુ નદીને પાર કાશ્મીરના યુદ્ધ ક્ષેત્રોમાં હિંદુ સેનાપતિઓને નિયુક્ત કરી મુસલમાન બાદશાહો સ્હામા લડવા મોકલતા હતા. મુસલમાન તથા હિંદુ કુબેર ભંડારીઓના દ્રવ્યનો શ્રોત દેશી શિલ્પ શાસ્ત્રીઓના ઘરમાં પ્રવાહ કરતો હતો. ભરતખંડનું દ્રવ્ય ભરતખંડમાંજ રહેતું હતું અને તેથી જ તે સમયે ભરતખંડમાં નિવાસ કરનારાઓ સુખી હતા.

તે સમય ચાલ્યો ગયો ! તેતીજ સાથે ભરતખંડમાં નિવાસ કરનારાઓનું સુખ સ્વપ્ન પણ ચાલ્યું ગયું ! બસો વર્ષ પછી આપણો દેશ-સુવર્ણમય ભૂમિ-સુસભ્ય અંગ્રેજ જાતિને હાથે પડવા પછી ભારત વર્ષની સ્થિતિ જુવો ! મોગલ બાદશાહોના સમયમાં ભારત દેશની કેવી અવસ્થા હતી ? હમણાં તેની કેવી દુર્દશા થઈ રહી છે ! કેવી દયાજનક સ્થિતિ થઇ રહી છે ! હિંદુસ્તાનવાસીઓ કેવી ચિન્તાના રોગમાં સુકાઇ રહ્યા છે ? અમે તે કાંઇ પણ કહીશું નહીં ! ઇશ્વરે તમને નેત્રો આપ્યાં છે તેનાથી જુવો ! ઇશ્વરે તમને મન આપ્યું છે તેનાથી વિચાર કરો ! ઇશ્વરે તમને બુદ્ધિ આપી છે તેનાથી ન્યાય કરો ! અને પછી કહો કે અમે સુખી છીયે કે દુઃખી ? અમારી આર્થિક સ્થિતિ ઉચ્ચ છે કે નીચ ? અને સંતોષના મહાસાગરમાં છીયે કે અસંતોષના ખાબોચિયામાં રગદોળાઇયે છીયે ? તેમ છતાં પણ તમે કહી નહીં શકો તો અમે એક અંગ્રેજે, પ્રાચીન સુવર્ણમય ભારતવર્ષ માટે જે વર્ણન કર્યું છે તે તમને બતાવીશું, જરા સાંભળો ! સર ફ્રેડરીક નામના એક અંગ્રેજે પૃથ્વિ પર્યટન કર્યું છે. તે સમયના સઘળા દેશોની સ્થિતિનું તેણે વર્ણન કર્યું છે. તેમાં ભરતખંડમાટે "લીવરપુલ ઇવનિંગ એક્સપ્રેસ" નામના પત્રમાં એક લેખમાં લખ્યું છે કેઃ-

The first impression which succeeds the realisation of the strangeness of all things is an impression of teeming life-of the unwonted of living beings human and animal, who crowd the land. The country would seem to be overrun by a multitude of men, women and children, all about the same degree a little below the most meagre comfort, and a little above the nearest reach to starvations.

અર્થાત્ જો કોઇ હિંદુસ્તાનમાં જાય તો તેને પ્રથમજ મનુષ્યોની અસાધારણ સંખ્યા અને તેની દુર્દશા જોઇ દુઃખી થવું પડે છે, ભૂખના દુઃખથી કોઇ પણું રીતે આત્મરક્ષા કરી ભારતવાસીઓ કોઇ પણ પ્રકારે દિવસો નિર્ગમન કરે છે ઇત્યાદિ.

ભારતખંડમાં માત્ર મનુષ્યોની સંખ્યાજ વધારે નથી પરંતુ તેઓ તદ્દન સુખ રહિત અને નિરાનંદ છે. આ દેશમાં જે રત્નની ખાણો તથા ધનની વાતો સાંભળવામાં આવતી હતી. તે માત્ર એક બે દેશી રાજાઓના ખજાના શિવાય સ્વપ્ન થઇ પડી છે. એક વખત જે ખેતરોમાં લીલાં તરૂઓ શોભી રહ્યાં હતાં તેજ દેશમાં આજે વારંવાર દુષ્કાળ દમન થઇ પડયું છે ! જે દેશનાં ધનવાનો સુખ સમૃદ્ધિથી કુબેર ભંડારી કહેવાતા હતા તેજ બિચારા આજે દુઃખી દરિદ્રી, કંગાલો કહેવામાં આવે છે ! જે દેશના શિલ્પ શાસ્ત્રીઓ એક વખત પોતાની કળામાં કુશળ હતા તેનાજ પુત્રો આજે કળાના શિક્ષણ વગર ઘેર ઘેર ભીખ માગે છે. અને તેને બદલે પરદેશના ચતુર વણિકો અનેક કળા કૌશલ્યથી પોતાના ધન ભાણ્ડાર ભરી રહ્યાછે. અર્થાત્ આ દેશનાં રત્નોની ખાણો લુંટી, સ્ટીમરોમાં નાણાં ભરી પોતાની મરજી ફાવે ત્યાં લઈ જઇ રહ્યા છે ! કોની મગદૂર છે કે તે પરદેશી શાહુકારોને (!) કોઇ રોકી શકે ? કોઇજ નહીં ! ભરતખંડની જે અવદશા હમણાં થઇ છે તે માટે સભ્ય અંગ્રેજો પણ કબુલ કરે છે. પરંતુ જેઓ અસભ્ય છે અને જેઓ પશુ પ્રાણી સમાન છે તેમનાજ કાન ઉઘાડવા મી. હાર્ડિ નામના અંગ્રેજે મુંસુરિયામાં એક મ્હોટી સભા થઈ તે વખતે ભાષણ કરતાં એક વાકય કહ્યું હતું, તે લખવું પડે છે. તેમણે કહ્યું હતું કેઃ-

"The present Government of India degraded and impoverished the Indian people."

"ભરતખંડની વર્તમાન રાજ્ય શાસન પ્રણાલીએ ભરતખંડની અવનતિ કરી છે. અને દેશને દરિદ્ર બનાવ્યો છે." વળી સરફ્રેડરિક ટ્રેમ્સ કહે છે કેઃ-

"That the country leaves in the mind an impression of poorness and meloncholy, while sadder than the country are the common people; who talk little and laugh less, except on the face of a child is uncommon."

અર્થાત્ ભરતખંડમાં જઇને જોવાથી જણાશે કે જ્યાં ત્યાં નિરાનન્દની છાયા પ્રકટ થઇ રહી છે. દેશના રહેવાસીઓ અતિ નિરાનન્દ છે, અધિક વાત કરતા નથી અને બાળકો શિવાય બીજું કોઇ હસતુંજ નથી."

આ શબ્દો સાભળવાથી કદાચિદ્ કોઇ વ્યક્તિ આશ્ચર્ય પામશે પરતુ ખરૂ પૂછો તો એમા અતિશયોક્તિ જેવુ કશુ છેજ નહીં! જેના ઘરમાં ખાવાને પુરૂ અનાજ પણ નથી એના હિદુસ્તાન દેશના રહેવાસીઓના અત કરણમા આનદ કેવો હોય? તેમના મુખ ઉપર હાસ્યની છટા કેવી હોય? તેમના શરીરમા બળ કેવુ હોય? ચિરકાળ હાસ્યે, આ દેશમાથી સદાને માટે રાજીનામુ આપ્યુ છે! આનદ વિદાયગીરી લીધી છે અને સુખના સાધનોએ પોતાનુ સુરૂપ તજી બીભત્સરૂપ ધારણ કર્યું છે તેથીજ સઘળે નિરાશા અને નિરાનન્દ જણાય છે સ્વતત્રતા પામેલા દેશોના જેવી સજીવ અવસ્થા ભરતખડમા કોઇપણ સ્થળે જણાતી નથી અમે કદાચિદ હસીયે તો છીયે પરતુ શુ તે હાસ્યના મધ્યમા વિષાદની છાયા પ્રત્યક્ષ નથી! અમે બીજી પરાધીન જાતિયો કરતા અધિક મૃત પ્રાય તથા અસતુષ્ટ છીયે તેનું કારણ એજ છે કે અમે અમારી હમણાની સ્થિતિ સારીપેઠે સમજીયે છીયે અસભ્ય જગલી લોકો, શ્વેત જાતિને આધીન રહીને તથા પદદલિત થઇને વિશેષ કષ્ટનો અનુભવ નથી કરી શકતા કારણ તેમના અત કરણમા જ્ઞાનનો પ્રકાશ નથી, સભ્યતાની મર્યાદા તેમના સમજવામાજ નથી, તેમને જે અવસ્થામા રાખવામા આવે તે અવસ્થામા તેઓ રહી શકે છે પરતુ જેમના પિતા અને પિતામહોએ સામ્રાજ્યનુ શાસન કર્યું છે, અથવા શાસનના કાર્યમા સહાયતા કરી છે વિદ્યા તથા જ્ઞાન માર્ગમા પૃથ્વીના લોકો જેમને ગુરૂરૂપે માનતા આવ્યા છે, તેમની સાથે અસભ્યપણાથી વર્તવામા આવે જેઓએ બાર પહોર બત્રીસ ઘડી આનદમા નિર્ગમન કરી છે, તેમને અન્ન ધન વિના ઘેર ઘેર ભટકવુ પડે તે જાતિ કેવી રીતે સતોષ પામે? અને હૃદયમા ચિંતારૂપી અગ્નિના ભડકા બળતા છતા બહારથી હસવુ કેમ બતાવે? જે દેશમા દર અઠવાડિયે ૨૦ હજાર મનુષ્યો પ્લેગથી મરે છે જે દેશમા પ્રતિવર્ષે બે લાખથી વધારે મનુષ્યો કોલેરાનો ભોગ થઇ પડે છે, પ્રત્યેક દુષ્કાળમા ૫૦ ૬૦ લાખ મનુષ્યો ભુખથી મરણ પામે છે, તેજ દેશમા વિષાદની છાયા નહીં જણાય તો બીજા કયા દેશના લોકોમા જણાશે? ચીન દેશમાં મુસાફરી કરતી વખતે એક મુસાફર કહ્યુ છે કે ભરતખડ કરતા ચીન દેશની વસતી વિશેષ છે તો પણ ભરતખડ જેવા દરિદ્રી અને મૃત પ્રાય જણાતા નથી સર ફ્રેડરીક આ દેશના ખેડુતો સબધે કહ્યુ છે કે—' દરિદ્ર ખેડુતોની વસ્તી જોતા જણાય છે કે પૃથ્વીના કોઇ પણ સભ્ય દેશમા આ પ્રમાણે દુર્દશાગ્રસ્ત વસ્તી નથી' ખેડુતો આખો દિવસ મેહેનત મજુરી કરવા છતા પેટ ભરીને અન્ન ખાવા પામતા નથી'

સુવર્ણમય ભારતભૂમિના આ ભીષણ દૃશ્યને જોઈ પત્થર જેવુ હૃદય પણ પીગળી જાય છે પરતુ દુર્ભાગ્ય ભારત વર્ષમા ચારે દિશામા ઘૂમી રહેલા પરદેશી અત કરણોમા દયાનુ એક પણ ઝરણ ફુટતુ નથી!'

# દેશદ્રોહી મીરજાફર !

એક હિંદુ અને એક મુસલમાન બન્ને સ્નેહીઓ હતા. તે બન્નેની વચ્ચે, હિંદુસ્તાનના પ્રથમ અને સામ્પ્રત સમય સંબંધી કેટલીક વાદ વિવાદ, હમેશાં થયાં કરતો હતો. કેટલીક વખતે તો એવા વાદ વિવાદમાં આખી રાતની રાત ચાલી જતી. બન્ને મિત્રો હિંદુસ્તાન સંબંધી પૂર્ણ સ્વદેશભક્ત હતા. તેથી પોતાને હાથે પ્રથમ કેવી ભૂલો થઇ ગઇ અને હવે પછી પોતાના દેશની ઉન્નતિ કરવા માટે શું કરવું જોઇએ તે વિષયમાં ચર્ચા કરતા હતા. હિંદુસ્તાન જેવો વિશાળ દેશ મેળવવા માટે ઇંગ્લીશ લોકોએ પોતાનું જે સૈન્ય રાખ્યું હતુ તેમાં વિશ્વાસઘાતી સૈન્ય ઘણું હતું અને તે સૈન્ય હજુ પણ કાયમ છે, એ ત્હેમના વિશ્વાસઘાતી સૈન્યે હિંદુસ્તાનને ઘણું નુકશાન કર્યું છે. અને હવે પછી જો હિંદુસ્તાનનું કાંઇ પણ હિત થાય એવી કોઇ પણ ઇચ્છા રાખતું હોય તો તે વિશ્વાસઘાતી પલટણો એકદમ બંધ કરવી જોઇયે. તોજ તે ધરણા સફળ થાય. કારણ આપણા લોકોજ પરસ્પર એક બીજાની ચાડી ચુગલી કરે છે, અને પરસ્પર એક બીજાનો વિશ્વાસઘાત કરે છે, એવુ તેમનુ વર્તન નઠારૂં છે "એક દિવસ તે બન્ને મિત્રોમાં આ પ્રમાણે વાદવિવાદનો વિષય નીકળ્યો હતો. તે બન્નેમાંથી મુસલમાન ગૃહસ્થે કહ્યું:-મિત્ર ! વિશ્વાસઘાત કરવાના કામમા તમે હિંદુ લોકોજ ઘણા આગળ વધ્યા છો, અમે મુસલમાનો, જે પ્રમાણે શિક્ષણમા પાછળ છીયે તેજ પ્રમાણે વિશ્વાસઘાત કરવાના કામમાં પણ પાછળજ છીયે. તમારામાં વિશ્વાસઘાતકતાનાં ઉદાહરણોએ ખરેખર કેર વર્તાવી મુકયો છે, એક તરફ તમારાં નેટિવ રાજ્યોએ લક્ષ નહીં આપવાથી સને ૧૮૫૭ માં નેટિવ રાજ્યોના લાડવા ખાવાથી ઇંગ્લીશ સરકારને જે અજીર્ણ થયેલું તે અદ્યાપિ પર્યંત મટેલું નહીં હોવાથી તમાર માંના વિશ્વાસઘાતકી ગ્રહસ્થો ન્હાનાં મોટા પ્રાણીઓનો વિશ્વાસઘત કરી તુરત પોતાનુ ચરિતર્થ ચલાવે છે. પરતુ તમારા લોકોએ પૂર્વે ઘણા મોટા મોટાં અવદાનો માર્યાં છે. કોઇપણ રાજ્ય નષ્ટ થવાની તૈયારી થઇ કે દશ પાંચ હિંદુ સભ્ય ગૃહસ્થો મદદમાં ખરાજ ! બાજીરાવનું રાજ્ય કોણે ડુબવા દીધું ? તેમનુ રાજ્ય ડુબાવવામા તેમનાજ જેવા પ્રાણ આપનારા કેટલા મ્હોટા મ્હોટા સરદારો રાત્રિ દિવસ મહેનત કરતા હતા ? રણજીતસિંહના મૃત્યુ પછી ખાલસા મુલક અને સૈન્યનું સત્વર નિકંદન થયુ તે શિખ લોકો પૈકી કેટલાક આગેવાનોએ કર્યું નથી શુ ? તેજસિંહે ઇંગ્લીશ લોકોની પ્રીતિ સંપાદન કરવા માટે પોતાનું કૃત્રિમ પ્રતિનું શિખ સૈન્ય લડાઇમાં મરાવી નાખ્યું, એ વર્તા શુ શરીરને કમ્પાયમાન કરતું નથી? શિખ લોકો હિંદુ છે કે નહીં તે પ્રશ્ન અહીં ઉભો થાય છે, પરતુ તે ગમે તે હો, તેઓ મુસલમાન નથી એવો નિશ્ચય થવો જોઇયે. કારણ, તે લોકોમાં તેજસિંહ જેવા સ્વરાજ્ય પ્રતિ વિશ્વાસઘાત કરનારા માણસો નિર્માણ થયાં છે, તે લોકોનો અમારા મુસલમાન ધર્મમાં વટાળ ન થાય એજ મ્હારી ઇચ્છા છે.

હિંદુ ગૃહસ્થ શાંતપણે સાંભળતો હતો. તેણે ઉત્તર આપ્યું એવાં માણસો કોઇપણ ધર્મમા વટલી જાય નહીં એની ઘણીજ અગત્ય છે. તોપણુ તમારો ધર્મ એવા માણસોના વટ લ્યા શિવાય અલિપ્ત રહ્યો નથી. મુસલમાનો મધ્યે પણ વિશ્વાસઘાતકતાનાં ઘણાં ઉદાહરણો છે. પરંતુ તે સર્વમાં શ્રેષ્ઠ અને પહેલું ઉદાહરણ અતિશય ભયંકર જેવુ છે, તેની તમને ખબર નહીં હશે તેથી તે કહું છુ સાંભળો ! બંગાળ, બિહાર અને ઓરિસ્સા એ ત્રણે પ્રાંતો,

સિરાજઉદૌલાનાં રાજ્યો હતાં તે રાજ્યો આજે કયાં છે? અને તે કોણે ડુબાવ્યાં? પ્લાસીના યુદ્ધનું શ્રેય ક્લાઇવ સાહેબને આપવામાં આવે છે તે વ્યર્થ છે, પ્લાસીના યુદ્ધમા મીરજાફરે જય મેળવ્યો. ઈંગ્લીશોએ પ્રથમથીજ મિરજાફરને પોતાના પક્ષમાં લઇ લીધો હતો. તેજ તમારા મીરજાફર જેવો વિશ્વાસઘાતી મનુષ્ય બીજો કોઇજ નહોતો. બાજીરાવ કિંવા રણજીત-સિંહનાં રાજ્યો ડુબાવનાર અમારામાંના વિશ્વાસઘાતી યોદ્ધા, તમારા મીરજાફર કરતાં વિશેષ કોઈ નથી મીરજાફર એ નિમકહરામપણાના પથનો આદિ ગુરૂ છે. તેણે માત્ર બંગાલ પ્રાંતજ ક્લાઈવના હાથમા સોપ્યો એટલુંજ નથી તેણે તો આપણો સમસ્ત હિંદુસ્તાન પ્રદેશ પરકીય લોકોના સ્વાધીનમાં આપ્યો છે! કયાથી આવેલા કોણ ઈંગ્લીશ લોકો, અને તેમને માટે એ નરાધમ–મીરજાફરે પોતાના નવાબનું તેમના આગળ બલિદાન દીધું; ક્લાઇવ સાહેબે, પ્લાસી-ની રણભૂમિમા સિરાજઉદૌલાનો પરાજય કર્યો તે પહેલાંજ તેણે–મીરજાફરે નવાબને દરબાર મધ્યેજ પરાજય કરી રાખ્યો હતો નવાબના દરબારમાં મીરજાફર, યાર લુત્ફખાન અને રાજા દુલ્લભરામ એ લોકોને ક્લાઇવ સાહેબે પોતાના એજંટ મારફતે શિખવી, ફિતુર કરી મુકયું હતુ. વળી નવાબની છાવણી કયાં છે? નવાબ પાસે કેટલું સૈન્ય છે? અને ક્લાઇવ સાહેબે તેને કયા આગળ પકડી હલ્લો કરવો, એ બાબતની સઘળી ગુપ્ત બાતમી, મીરજાફર દરરોજ ઈંગ્લીશ લોકોને પુરી પાડતો હતો આટલું બધું કપટ કરવા છતાં પણ શુર ક્લાઇવ સાહેબ, નવાબ સાથે યુદ્ધ કરવાની છાતી ચલાવતો નહીં. તેમ છતા પ્લાસીના રણાંગણમાં જ્યારે બને સૈન્યો સ્હામસ્હામાં થયા તે વેળા પણ ક્લાઇવ સાહેબને, જય મેળવવાની આશા નહોતી. રાત્રી પડતાંજ કોઈપણ સમયે એકાએક ગુપ્ત રીતે હલ્લો કરી લેવો અથવા તો પ્લાસીના મેદાન માથી નીકળી ન્હાસી જવુ આટલે સુધી તેમના શૌર્યની સીમા આવી પહોચી હતી. નવાબનુ સૈન્ય સુમારે ૫૦ હજારનુ હતુ આટલા સૈન્યનો, થોડા સૈન્યવડે, વિશ્વાસઘાત કર્યા શિવાય બીજા શૌર્યથી, પરાભવ કરવો, શકય નહોતું. નવાબના મુખ્ય સેનાપતિ મીરમદીનખાન અને તેનો મિત્ર મોહનલાલ, એ બને અતિશય શૌર્ય અને પ્રમાણિકપણાથી લડતા હતા. વળી મીરમદીનખાને તો જબરદસ્ત હાર પમાડી હતી. પરતુ તેને એક તોપનો ગોળો લાગતાજ તે મત્યુવશ થયો એટલામાજ હિંદુસ્તાનને દુર્દૈવે, એક કલાક સુધી સખ્ત વરસાદ પડયો. અથવા વરસાદ વરશ્યો એમ કહેવા કરતા આપણી આર્ય ભૂમિ કેટલાક વર્ષો સુધી પરકીય લોકોના તાબામા જશે એ આગળનું ભવિષ્ય, અંતર્જ્ઞાનથી જાણી લઇ; આકાશમાંના દેવતાઓએ અશ્રુ-પાત કર્યો એમ કહેવાને હરકત નથી! વરસાદ વરશ્યો તેથી નવાબના દારૂગોળાએ, અગત્યની વખતે મ્હોટો દગો દીધો પરંતુ દારૂગોળાએ, મીરજાફરની પેઠે લાંચ ખાઇને પોતાના સ્વામી સાથે દગો કર્યો નહોતો એ કબુલ કરવુ પડે છે! ચારે તરફથી સંકટ આવેલુ જોઇ નવાબે મીરજાફરને પોતાની પાસે બોલાવી મગાવ્યો, નવાબે પોતાના માથાની પાઘડી ઉતારી, મીર-જાફરના મ્હો આગળ મુકી કહ્યું. જાફર! આ પાઘડી ત્હારે સહી સલામત સંભાળવી. "એક રાજા, પોતાના હાથ નીચેના માણસને, આથી વિશેષ કેવે પ્રકારે વિનતિ કરે? પરંતુ તે નિમકહરામને પોતાના નવાબની પાઘડીની, પોતાના મહમદી ધર્મની અથવા તો પોતાના હિંદુસ્તાન દેશની યત્કિંચિત્ પણ દયા આવી નહીં.

"મ્હારાથી બનતે પ્રયત્ને તમારા રાજ્યનુ રક્ષણ કરીશ" એવા શબ્દો બોલી અભિવચન આપ્યું અને નવાબની પાઘડી તેમના માથા ઉપર મૂકી ત્યાંથી પાછા જઇ એ વિશ્વાસઘાતીએ આજ ક્ષણે હલ્લો કરવા માટે ક્લાઇવ સાહેબને સંદેશો મોકલ્યો! મીરજાફરને પોતાની

તરફેણમાં લીધા. પછી નવાબ સુરાજઉદ્દૌલા, રાજા દુલ્લભરામ પાસે ગયો. અહા! એ પણ દુર્લભ્યરામજ હતો! એના જેવો વિશ્વાસઘાતકી રામજ બીજો કદી પણ મળશે નહીં! પોતાનુ સ્વરાજ્ય જાય છે, એવે દુર્ઘટ પ્રસંગે પોતાના નવાબને-કહો કે રાજાને-ધૈર્યની અથવા ડહાપણની બે વાત કહેવી જોઇયે. પરંતુ-તેમાંનું કાંઇ પણ ન કરતાં તેણે નવાબને એવી સલાહ આપી કે તમે આપણા સૈન્યને થોડુક પાછું ફરવા આજ્ઞા આપો, અને એવો હુકમ આપી તમે તેમાંથી નિકળી જાઓ! એટલે અમે સરદારો તથા સેનાપતિ મંડળી રણમાંથી જય મેળવ્યા શિવાય કદી પણ પાછા ફરીશું નહીં! નવાબ અલ્પ વયના અને અજ્ઞાન હોવાથી તેણે સૈન્યને તે પ્રમાણે આજ્ઞા કરી પોતે ઊંટ ઉપર બેસી, પોતાની સાથે બે હજાર સૈન્ય લઇ મુર્શિદાબાદ તરફ ચાલ્યો ગયો. આ તરફ નવાબનું સૈન્ય નવાબની આજ્ઞા પ્રમાણે પાછું ફર્યું. મીરજાફર પોતાનું સૈન્ય લઇ ક્લાઇવ સાહેબના પક્ષમા જઇ મળ્યો. આ વિષય ચાલતો હતો એટલામાંજ પ્લાસીની યુદ્ધ ભૂમી ઉપર એક બીજો ચમત્કાર ઘડાતો હતો. આ હિંદુસ્તાન દેશને પેટે જન્મ પામેલા હિંદુસ્તાનના પૂત્રો અને નવાબનુ અન્નોદક લઇ ઉછરેલા નવાબના ઇમાની નોકરો તથા ફ્રાન્સ દેશ મધ્યે જન્મ પામેલા સેટફ્રેજ નામનો એક નવાબનો પ્રમાણિક સ્નેહી મિત્ર, એક બુરજ ઉપર બેસી નવાબનું રાજ્ય તથા હિંદુસ્તાન દેશ બચાવવા પ્રયત્ન કરતા હતા! પરંતુ હિંદુસ્તાનના વિશ્વાસઘાતકી માણસોએ તેમને નિરૂપાય કરી દીધા! અને અન્તે પ્લાસીની રણભૂમી ઉપર, અપવિત્ર વિજયશ્રીએ, નિમકહરામપણાના ગળામા જય માળ આરોપણ કરી! મીરજાફરનું કૃતઘ્નપણુ આટલેથીજ અટક્યુ નહીં! સુરાજુદ્દૌલાનું રાજ્ય પોતાને મળે એટલા માટે પોતાના સ્વામી-નવાબનુ-એક દિવસ રાત્રિએ હરામખોર મનુષ્યો દ્વારા ગુપ્ત રીતે ખુન કરાવી નાખ્યુ!! આવા ભયંકર કૃતઘ્નપણાના કૃત્યો કરનાર મનુષ્યો મુસલમાનોમા પણ થઇ ગયા છે પરંતુ આટલુ કૃતઘ્નપણું આકાશના દેવતાઓથી સહન થઇ શક્યું નહીં. કારણ તે સમય પછી તરતજ મીરજાફરના પૂત્ર મિરાનના માથાપર વિધુતપાતનો પ્રહારકરી, મોટા ગડગડાટ સાથે, આકાશના ક્ષુબ્ધ થયેલા દેવતાઓએ સર્વને એવું પ્રસિદ્ધ કરી આપ્યું કે આજ પછી આવો દેશદ્રોહ, સ્વામીદ્રોહ અને નિમકહરામપણું કોઇ પણ કરશે તે સહન થઇ શકશે નહીં! તોપણ, મિત્ર, હમણા આપણા દેશમાના લોકો પાપકર્મમા એટલા બધા ધીટ થયા છે કે, વિદ્દુગર્જનાના શબ્દોમા દેવોએ કરેલી દ્રષ્ટાન્ત, કોઇ પણ લક્ષમા લેતું નથી! લોકો દેશદ્રોહના કામમાં એટલા બધા પ્રવૃત્ત થયા છે કે પાતાળમાંના દેવતાઓ પણ મ્હોટા મ્હોટા પર્વતોના શિખરો હલાવી નાખીને જુવે છે! છતા પણ કોઇના નેત્રો ઉઘડતાં નથી! અને હજુ પણ આપણા દેશના કેટલી કેટલી રીતે અધઃપાત થવાના છે તે કોણ જાણી શકે છે! આપણા લોકો એવા છે! અને તેમાં મુસલમાનો અપવાદ તરીકે છે એમ નથી!

આ સાંભળતાજ મુસલમાન મિત્રના શરિરમા એક જાતનો કમ્પ થયો. તેના શરિરના રૂંવાંટાં ઉભાં થઇ ગયા, તે આડુ મ્હોઢુ કરી બન્ને જણાની વચમા આડો હાથ ધરી બોલ્યો: "બસ, બસ, મિત્ર, હવે બંધ કર, તેંહે મને એ હકીકત કહી નહોતતોજ ઘણુ સારૂં થાત તેં મ્હને આ બધું શું કહ્યુ! અત્યાર સુધી હું ઘણો સુખી હતો હું જાણતો હતો કે હિંદુસ્તાનને પેટે જન્મ પામેલા લોકો પૈકી માત્ર મારા જાતિબાંધવોજ એવા દેશદ્રોહના પાતકથી કલંકિત થયા નથી અત્યાર સુધી મ્હને મ્હારા મુસલમાન ભાઇઓ, દેશકલ્યાના વિષયમા મ્હોટા બહાદ્દુર જણાતા હતા અને એવા દેશભક્ત મનુષ્યો માટે મ્હને મ્હોટું અભિમાન થતું હતુ પણ તે મ્હારા સબળ ને વિચારો ઉપર પાણી ફેરવ્યુ! [અપૂર્ણ]

# PROF. JAMES' ELECTRO-TONIC PEARLS.

## મહાન અમેરીકન ઇલાજ.

### નમુનાની શીશી મફત વાપરી ખાત્રી કરો.

# પ્રો. જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓ.



આ ગોળીઓ ઘણાં વરસો થયા યુરોપ અમેરીકા, જર્મની, વિગેરે દેશોમા વપરાય છે હજારો લોકોએ વાપરી ખાત્રી કરી છે કેટલાક ડાકટરોની ભલામણથીજ એ ગોળીઓ અત્રે મગાવવામા આવી છે એ ગોળીઓ સ્વપ્નામા અને પીસાબમા જતી ધાતુને બધ કરી શરીરને શકતી આપે છે જ્ઞાનતતુની નમળાઇ, ધાતુનું પાતળાપણું, નામરદી, અજીર્ણ, ખોરાક ન પચવો, હાથ પગનુ દુખવુ મગજે ચકરી આવવી, છાતીનો ધબકારો, આંખે અંધારા આવવા ચ્હેરાની ફીકાસ, હીસ્ટીરીયા, સ્ત્રીઓના દરદો, જુવાન વિદ્યાર્થીઓનું અભ્યાસના બોજાને લીધે નબળુ પડી ગયનુ મગજ, તેમજ વકીલો, બારીસ્ટરો, કલાર્કો, સ્કુલ માસ્તરો અને બીજાઓ કે જેમને રાત દીવસ મગજ કસવુ પડે છે, તેમને એ ગોળીઓ વીજળીક ઇલાજથી થોડી મુદતમા અજબ જેવો ગુણ કરે છે

આ ગોળીઓ ખાવાથી પહેલેજ દીવસે શરીરમા વીજળીક ચમત્કાર માલમ પડે છે. શરીરમા સફુરતી આવે છે, ભુખ લાગે છે, અન્ન પાચન થાય છે, આંખોને તેજ આવે છે, ગમે તેટલી મહેનત કરવાથી થાક લાગતો નથી ચ્હેરો ભરેલો લ ગે છે, યાદદાસ્ત શક્તિ ખીલે છે ઉંઘ પણ મીઠી આવે છે ઉપરે થોડા દીવસ એનો ઉપયોગ ચાલુ રાખવાથી શરીરમા લોહી વધી શરીર રૂષ્ટ પુષ્ટ બને છે ઉપરના ગુણો માટે ખાત્રી થવા સારૂ બહારગામના લોકો જેઓ નીચેની કુપન (ટીકીટ) મા નામ તથા ઠેકાણુ ભરી અને સાથે અરધા આનાની ટીકીટ બીડશેથી પ્રો જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓની નમુનાની શીશી જે બે દીવસ ચાલશે તે મફત મોકલવામા આવશે તેનથી થોડાપણ ફાયદો જણાય તો મોટી શીશી ખરીદવી

કીંમત ૨૫ ગોળીની શીશી ૧ ને ૩ ( -૦, ૪૦ ગોળીની શીશીના ૩ ૨

વી પી ના ૫ આના વધુ ફકત એકલા વચનારા –

## ધી એગ્લો ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની,

દરેક જાતની વીલાયતી દવા વેચનારા, ન ૧૬૦ મારકેટ, જુમામસીદ, મુબઇ

નમુનાની શીશી મગા વા રે નીચેની કુપન (ટીકીટ) ફાડી નામ તથા ઠેકાણુ ભરી અરધા આનાની પોસ્ટની ટીકીટ સાથે મોકલવી

---

ધી એગ્લો ઇન્ડીયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની. મુબઇ

મહેરબાની કરી નીચેને સરનામે પ્રો જેમ્સની વિજળીક શકિતની ગોળીઓની નમુનાની શીશી મફત મોકલી આપશો ટપાલ ખર્ચ માટે અરધાની આનાની ટીકીટ સાથે બીડી છે

સહી ________________

ઠેકાણું ________________

મે. ૧૯૦૫

# શ્રી બ્રહ્મબોધ બાવની.

રચનારે—શ્રીયુત પ્રેમજીભાઇ જાફરભાઇ વૈદ્ય, લાખાપુરવાળા.

( પુસ્તક ૨ જાના અંક ૧૧ ૧૨ ને પાને ૩૦૯થી ચાલુ. )

### મોતીદામ છંદ.

જયમ ભ્રમરો કિટને દહિ ડંખ, કરે સ્વસમાન અને વળિ પંખ,
કરે મણિ પારસ લોહ સુવર્ણ, ગુરૂ ત્યમ મોક્ષ કરે નહિ મર્ણ ૬

### વસંતતિલકા છંદ.

તુ શોધ સાર જગમા, જગ જૂઠ થાશે,
સાચું કદી પણ ઘણે, સુખ દુખ ભાસે,
જેથી જ તે અચળ ના, સુખ સત્ય પાશે,
તું બ્રહ્મ સત્ય સુખ છે સમજી નિનાસે. ૭

### ચામર છંદ

મચ્છ પાણિને પતંગ દીપ અંધ આંખને,
મોર મેઘ લોભિ દ્રવ્ય વાઝણી સંતાનને,
ભુખ અન્ન ચોર રાત્રિને ચકોર ચંદ્રને,
એમ કામિ ભોગને ચહે મુમુક્ષુ મોક્ષને ૮

### મંદાક્રાંતા છંદ

મૂકી ચાળા થવું સ્થિર મને, બ્રહ્મ આનંદ ભાળી,
ધ્યેય ધ્યાતા, મિલવિ ઘટમા, ધ્યાનની રીતિ જાણી,
જ્યાં ત્યાં જાએ, ચલમનસદા, સચ્ચિદાનંદ ધારો,
નામો રૂપો, ત્યજિ અવર જે, સર્વ આ, તે વિચારો ૯

### ગીતક.અથવા મુનિશેખર છંદ

દિલમા ધરે બહુ ગર્વ, જ્ઞાન કથા વડે હુશિયાર છુ,
'બગભક્ત' જેમ બની ફરે, નહિ એમ હુ ભુલનાર છુ,
ગુરૂભક્તિથી શુભ યુક્તિ, જે નહિ શીખિયો મનથી ખરે,
નહિ'રામ' જીવનમાં મળે, બકતો જ તેમ જ તે મરે. ૧૦

### શાલિની છંદ.

તુ તારો મારો અવિદ્યા નિષેધી, જોશે જો આકાર તો ભેદ જાશે,
એવુ જાણી તુ ત્યજે દ્વૈતને તો, દુખો નાશે સત્ય આનંદ થાશે ૧૧

# મનોવિલાસ કાવ્ય.

'ભારત જીવન" માટે ખાસ લખનાર ઠક્કુર નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ.
"મુસાફરના" અધિપતિ

अन्तर्गोल — આ દેહમા ચાનક કોણ ભ્રાતા ?,
The inner world — અભ્યતરે કોણ વિચાર દાતા ?,
ક્યા છે અને કોણ ? ન પાર પામે,
તેજસ્વિ તે નિશ્ચિત એક ધામે ૧
સદા ચાનના રગ જ્યા આ અનત,
ઋતૂ ગ્રીષ્મ વર્ષા વિકાસે વસત
રહે જે મહીં વિશ્વ આ નિજરૂપે,
હશે કોણ એવો અને શુ અનૂપે ? ૨
સ્મૃતિ થતી મળતી બહુ સૂચના
મનન કે સ્વનિવર્તન, કલ્પના,
અનુમિતિ, પ્રતિભા, પ્રતિભાવના,
અનુમતિ, પ્રતિષેધન, તુલના ૩
જે દર્શનો આ ભવમાહિ થાતા
નીહાળિ તેને જન જે ચઢાતા,
સિદ્ધાન્ત એનો નિકળે શુ અન્તે,
ડી એ ગતી જે ચલિતા દિગન્તે ? ૪
આ વ્યાપ્ય, આ વ્યાપક એજ નાદ,
ઉત્સર્ગ આવ્યો અથવાડપવાદ,
એવા વિચારે મતિને વિરામે,
તે કોણ ? તે શું ? નહિ શોધ પામે ! ૫
જે સ્વાર્થને ત્યાગિ દયા કરે છે,
થાવા સુખી જે મથના કરે છે,
સસાર જેને અતિ મિષ્ટ ભાસે,
જેના મહીં તે પરમાર્થ-વાસે ૬
ઇચ્છા સદા જ્યા નયનો ચલાવે
ના સિદ્ધિમો લેશ વિચાર લાવે
જે કીર્ત્તિ માટે નહિ થાકિ દોડે,
થાતાં જતા ત્રાસ ઉર કોડે. ૭
શૃંગાર વીરાદિ નવે રસોમાં,
જે લુબ્ધ થાતા ફરતા શ્રમોમાં,
તે ભોમરે દુ ખ નિધી સદાડે
જે ભાજિને ભાર શિરે ઉપાડે ૮

આ મૃત્યુ લોકે ભવચક્ર ચાલે;
છે કેટલી આ ગતિ ? કોણ બોલે ?
તેમાં ચઢી કોણ કરે, સુનૃત્ય ?
તે કોણ ? કે'તું નહિ વાણિ-કૃત્ય. ૯

मन ए नाम
The rame mind
આત્મા તથા બુધ્ધિ અનેક નામો;
ચૈતન્ય કે માનસ એ ન પામો;
વિસ્તાર જેનો અતિ મોટિ વાટે,
જેમાં ગુણોની ગણના વિરાટે. ૧૦

કહું આવો તુંને, તદપિ મન ! આ અંતર મહીં;
સ્મરે છે જે આજે, કવન અતિ આ પાવન અહીં.
સ્ફુરે તું જો તો તો, સ્વર મધુરથી ગાયન કરું;
તને દેખી નાચે, શિવ કૃત મહા તાંડવ ખરું. ૧૧

[ક્રમશઃ]

## ઉ-તરાને આશ્વાસન.

(રચનાર—મોરબી નિવાસી શુકલ ભાઇશંકર સીગ્નલર—વેરાવળ.)

[ ૨ ]

દ્રુતવિલંબિત.

ઉત્તરા-જનનિ ! હા મમ ચિત્ત પિડાય છે
સકળ સ્વપ્નનિ વાત મનાય છે
હ્રદય આ ધડકે ઘડિ એ ઘડી
અચિત હુ થઇ દુ:ખિનિ પાપિની
સખી ૧ લી-જનક રાજ વિદેહિ સુતાહશે
સમજ સ્વપ્ન તણી કરિ તેમણે
અધિક વૈભવના સુખમાં સુતા
દુઃખદ સ્વપ્નથિ ખિન્ન અતી થયાં
નૃપતિએ મુનિ વક્ત્રથી સાંભળ્યુ
જગત-સ્વપ્ન વિષે સદસત્ય શું
જગતિ સત્ય નથી નથિ સત્ય આ
જગત સત્ય યથા સત સ્વપ્ન આ
ઉપવને કુસુમો સખિ વીણતી
કુસુમ માલ તું માટ બનાવતી

વિસર વ્હાલિ ! હવે વદ વેગથી
શયન ત્યાગિ કરી ઉઠને અલિ ! ૪
સખી ૨ જી–સુણ મધુર વિણા સ્વર આવતો
સખિ સુરાગિ * તણો રવ લાગતો
સખિ સુરાગિ તને બહુ પ્રીય છે
બહુ બહુ ગવરાવતિ તેહને ૫
સખી ૩ જી–ભરિ ગુલાબજળી જળ × યન્ત્ર આ
ઉપવને બહુ ગંમત આપતા
સખિ સહુ તુજ માટ બહુ જુવે
ઉઠ સખી કયમ વાર કરે હવે ૬
સખી ૪ થી–સ્વર વિહંગ કરે તરુ ડાળમા
રવિ તણા કર × મંદિરમાં જતા
જળ ભરે યુવતી નદિતીરમા
ઉઠ પ્રભાત થયો કર આગમા ૭
સખી ૫ મી–જલજ + આસરમાં બહુ ઊઘડ્યા
સર મહીં કરિ સ્નાન તુ શુદ્ધ થા
જલજ વેનથી ચૂટ હવે સખિ
પુજન તુ કર દેવી સરસ્વતી ૮
સખી ૬ ઠી–ગિરિ–સુતા–પતિ શંકર દેવનુ
પય વડે કર પૂજન ઉઠ તુ
રિઝવ શંકરને કરિ આરતી
પછિ વીણા સ્વર સંગિત ગાનથી ૯
સખી ૭ મી–ફળ ઘણા તુજ માટ હુ લાવી આ
વિધિ પ્રભાત નિપૂર્ણ ગણી ધર્યા
હજિ નથી શયને થકિ ઊઠતી
ફળ જમીશ હવે કવ ? હે મતિ ! ૧૦

વસન્ત તિલકા.

ઉત્તરા–જાણી અપૂર્વ પ્રિયતા મુજમાટ વ્હાના
કિન્તુ કરૂ કયમ હવે દુઃખ ના ખમાતા
હા ! અંગ આ કરકતા બહુ દુઃખ થાય
ઝાઝે પતો હૃદયમા અતિ તીવ્રઘત ૧૧
જાણુ નહીં દુઃખ પડ્યુ હમણા મને શુ
દીઠું મહા સ્વરુપ શુ સમજુ તને હુ
નિશ્ચ થશે નિકટમાં મુજને અનિષ્ટ
હા ! તેપિ આ હૃદયનો થયુ છે કરિષ્ટ ૧૨

* સુરાગી–સખીનુ નામછે + ફુલયન્ત્ર ફુવારા + કર–કિરણો + જલજ–કમલ.

# ધર્મવીર હકીકતરાયજી.

અથવા

# ખુર્શીદે પંજાબ.

"ભારત જીવન" માટે ખાસ લખનાર ઠક્કુર નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ.
"મુસાફરના" અધિપતિ.

(૨)

ક્ષત્રિયકુલદીપક ધર્મવીર હકીકતરાયજી, જે ભૂમિમાં તે ઉત્પન્ન થયો, જ્યા પોતાના બાળમિત્રો સાથે રમણમાં આનંદથી કાળ વીતાડયો અને જ્યાં તેણે અતિ દુ:ખનો પણ કંઇક અનુભવ કર્યો, તે જન્મભૂમિને સદાને માટે છોડવાતે તૈયાર થયો. જે ચરણો સોના-રૂપાના તોડાથી વિભૂષિત થતા હતા, તેમાં લોઢાની સખ્ત બેડીઓ નાખવામા આવી હતી અને જે હસ્તોમાં સોનાનાં કડાં ઓપતાં હતા, તે હાથોમાં હથકડીઓ પહેરાવવામા આવી હતી. તેની આસપાસ નાગી તલવારો લઇને પહેરેગીરો ચાલતા હતા. જ્યારે એને ચાલવાની આજ્ઞા કરવામાં આવી, ત્યારે નમી નમીને સર્વને હકીકતરાયે પ્રણામ કર્યા અને મહા આનંદ યુકત મુદ્રાથી તે માર્ગ ગમન કરવા લાગ્યો. એ સમયે જેનાં નેત્રોમાથી શોકના બે ચાર અશ્રુ નહિ ટપકયાં હોય, એવો પાષાણ હૃદયી પુરુષ તો નગરમાં કોઇજ હશે! હકીકતરાયની પાછળ પાછળ તેની માતા, તેનો પિતા, તેનો સસરો અને જ્ઞાતિના બીજા કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો રોતા અને છાતી કૂટતા ચાલવા લાગ્યા. ઘરમાં માત્ર એક વિના, બીજું કોઇપણ રહ્યું નહિ.

લાહોર જતાં માર્ગમાં જે જે નગરો આવતા હતા, ત્યાના લોકો હકીકતરાયના સમાચાર સાભળતાંજ તરત તેને જોવાને દોડી આવતા હતા અને તેની ભોળી નિર્દોષ અને મનોમોહક મૂર્તિને નિહાળીને મોહિત થઇ ચોધાર આસુ વર્ષાવતા હતા, તેઓ વારવાર એમ બોલતા સંભળાતા હતા કે, "શાબાશ ધર્મપરાયણ વીર! પરમાત્મા તારી રક્ષા કરો!" કેટલાકો તો તેને છોડવવા માટે પણ તન મન ધનથી યત્ન કરતા હતા. હિંદુઓ તો ઠીક પણ કેટલાક ઉદારચિત્ત મુસલમાનોએ પણ એને બચાવવાના પ્રયત્નો કર્યા. શાહદરા નામક ગામના દરગાહી નામના એક પ્રતિષ્ઠિત મુસલમાને મર્મવેધક વચનોથી કાજીને સમજાવ્યો હતો. પરંતુ કઠોર હૃદય કાજીના મનમાં તેની કાંઇપણ અસર થઇ નહિ. અતે ત્રીજે દિવસે સાયંકાલને સમયે હકીકતરાય પોતાના હિતૈષી અને શત્રુઓ સહિત લાહોરમા આવી પહોંચ્યો. તે સમયે વળી પણ તે દરગાહી સરદાર નગરના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોને લઇને કાજી પાસે ગયો અને પછી ઘણી રીતે તેને સમજાવ્યો પરન્તુ હઠે ચડેલા કાજીએ એક પણ વાત માની નહિ તેણે ચોથે દિવસે સવારમા હકીકતરાયને દરબારમા નાજિમ સન્મુખ ઊભો કર્યો અને મુકદ્દમો ચાલૂ થયો

જે સમયે હકીકતરાયજીને દરબારમા ઊભો કરવામાં આવ્યો, તે સમયે ત્યાં એ દૃશ્ય જોવાને હાજર નહિ થયો હોય, એવો કોઇ પુરુષ નગરમાં ભાગ્યેજ હશે. પ્રતિષ્ઠિત

ગૃહસ્થો દરબારના કારકૂનો પોતપોતાના કામમા લાગેલા હતા અને નાજિમ એક ઉચ્ચ સિંહાસનપર વિરાજમાન થએલો હતો એ મહાન્ સભાને દેખી ક્ષણેક એવો ભાસ થતો હતો કે, જાણે ન્યાય અને સત્ય બન્ને ત્યા હસ્તદ્વય જોડી ઊભા છે તેથી એવી પણ કલ્પના થતી હતી કે હકીકતરાયને અવશ્ય ન્યાય મળશે. પણ અફસોસ કાજી સાહેબના ત્યા આવી પહોચતાજ હઠે સત્યને અને શરાએ ન્યાયને નસાડી દીધો અર્થાત દરબારે સિયાલકોટની દરબારનું રૂપ ધારણ કર્યું તે એમ કે, દરબારમા તેજ કાજી, તેજ વ્યવસ્થાપક, તેજ હાકેમ અને તેજ હુકમ વિરાજિત થઇ રહ્યો પછી ન્યાય કયાથી ઉભો રહી શકે વારુ? કાજીએ મુકર્દમાનો આરંભ કર્યો અને સિયાલકોટમાં થયેલી તપાસના કાગળપત્રો નાજિમના હાથમા આપ્યા નાજિમે કેટલીકવાર સુધી તેને જોઇ ફેરવીને મુકર્દમાની નવેસરથી તપાસ ચલાવવાની શરૂઆત કરી, અને પછી પોતાની સભાના વિદ્વાનોને એ મુકર્દમાનો સાર કહી સભળાવ્યો તેમના અભિપ્રાયની તેણે માગણી કરી

મુખ્ય કાજીએ સમસ્ત વૃત્તાંત સાંભળીને ઉત્તર આપ્યુ કે, " સિયાલકોટના વિદ્વન્મડળે જે વ્યવસ્થા કરી છે, તે મુસલમાની ધર્મને બરાબર અનુકૂળ છે અને તેથી એમા કાંઇપણ ફેરફાર કરવાની આવશ્યકતા બિલકુલ નથી"

જોકે નાજિમ પોતે ઘણોજ ક્રૂર મનુષ્ય હતો, છતાં પણ કોણ જાણે એ મુકર્દમાએ તેના મનમા પણ કેમ અને કેવી રીતે દયા ઉપજાવી? તેણે દુઃખિત હૃદયથી કહ્યું કે, "ગુનાહગાર એક નાદાન બચ્ચુ છે એને પ્રાણદડની શિક્ષા આપવી એ મને તો યોગ્ય નથી જણાતુ'

કાજીએ કહ્યુ કે, 'હુજૂર! આપનુ કહેવુ બરાબર છે, પરતુ ધર્મવ્યવસ્થામા બુદ્ધિ અને ન્યાયની પ્રબળતા ચાલી નથી શકતી' નાજિમે ઘણીક રીતે કાજીને સમજાવ્યો અને મનાવીને પણ મનાવ્યો કિન્તુ તેમણે પોતાના હઠને છોડયો નહિ અને ઉલટા તેની સામા થઇ ગયા તેથી લાચારીએ નાજિમને શરા આગળ શિર ઝુકાવવુ પડયુ તેણે પોકાર કરીને કહ્યું કે, 'હકીકતરાયજી! શરાની આજ્ઞા સાંભળો કે તે શુ કહે છે યા તો તમે મુસલમાની મજહબનો સ્વીકાર કરો અને યાતો તરવારની આગળ મસ્તક ઝુકાવો!' નાજિમના એ વચનો સાભળીને હકીકતરાયે મહાસાહસ અને ઉત્સાહથી નિર્ભય ઉત્તર આપ્યું કે, "મરણના ભયથી હુ કોઇ કાળે પણ મારા પોતાના પવિત્ર ધર્મને ત્યાગીશ નહિ' નાજિમ અને હકીકતરાયના એ પરસ્પર વિરૂદ્ધ વચનો સાભળી માતા ગૌરા કોઇ ગાંડા માણસ પ્રમાણે દોડીને હકીકતરાય પાસે ગઇ અને તેને હૃદયથી લગાડી રોતી રોતી કહેવા લાગી કે, "અરે પુત્ર! તે એ તે શો જવાબ આપ્યો? એવો જવાબ ન આપ હે બેટા! તુ મુસલમાન થઇ જા-મુસલમાન થતા પણ હું તને જીવતો તો જોઇ શકીશ-મારા લાલ! તારા વિના મારી દુર્દશા થઇ જશે!' પુત્ર' મારૂ વચન માની જા જો શ્રી રામચદ્રજીએ પિતામાતાની આજ્ઞા પાળવાનેજ ચૌદ વર્ષ વનવાસ ભોગવ્યો હતો પરન્તુ માતાપિતાની આજ્ઞાને ઉલ્લઘી નહોતી પુત્ર! તુ અમ વૃદ્ધોપર દયા કર જરા અને વિચાર કે અમ અંધોનો તુ એકજ માત્ર નેત્ર છે માટે અમારી આજ્ઞા માનીને તુ મુસલમાન થઇ જા અને અમારી રક્ષા કર!!'

હકીકતરાયજી માતાની ગોદમાંથી ઊઠીને જમીનપર ઊભો થઇ રહ્યો અને હાથ જોડીને ગાંભીર્યપૂર્વક કહેવા લાગ્યો કે, "માતા! તમારૂ કહેવુ યથાર્થ છે. પુત્ર તેજ કહેવાય કે જે માતાપિતાની આજ્ઞા માને પરતુ વિદ્વાનોના મુખથી મે એમ પણ સાભળેલુ છે કે, જે

માતાપિતા અધર્મમા વિચરવાની આજ્ઞા કરે, તો તે પુત્રે ન માનવી, એવી આજ્ઞા ન માનવાથી પુત્ર અપરાધી થતો નથી હે જનની! પ્રહલાદ, ધ્રુવજી ઇત્યાદિ મહાનુભાવો મારા કરતા પણ નાની અવસ્થામા છતા પણ તેમણે પણ માતાપિતાની અધર્મ આજ્ઞાઓને માન્ય કરી નહોતી, ત્યારે હુ તો વયમા તેમના કરતા મોટો છુ તો પછી તમારી અધર્મ આજ્ઞાને માન્ય કેમ કરી શકુ વારૂ? માતેશ્વરી! કૃપા કરીને તમે મને સુશિક્ષાને સ્થાને કુશિક્ષાની આજ્ઞા ન કરો શુ તમે પોતેજ મને નરકનો અધિકારી બનાવવા માગો છો કે? મા! તમેજ મને ધ્રુવજીની કથા નહોતી કહી સભળાવી! ત્યારે તેજ કથાથી વિરૂદ્ધ ઉપદેશ તમે કેમ આપો છો? એનો વિચાર કરો શુ મુસલ્માન થઇને હુ સદૈવ જીવનોજ રહીશ? શુ મને કોઇ દિવસે પણ મરવાનુ નથી? અને તમે મને શુ હમેશ જોતા જ રહેશો? મારા પ્રિય માતુશ્રી!, મારા હસ્તે, અધર્મકૃત્ય કરાવીને તમે અપયશના ભાગિની ન થાઓ મા! તમે શુ તે ક્ષત્રાણી નથી કે, ધર્મને માટે ચિતામા બળીને જે જીવતાજભસ્મ થઇ જતી હતી! બસ-બસ! પવિત્ર ક્ષત્રિય કુળને કલક ન લગાડો-મારા પાસેથી ચાલ્યા જાઓ હુ તમારી આજ્ઞાને કાળત્રયે પણ માનનાર નથી!" તે ક્ષણૈક શાત થઈ ગયો અને પાછો શાન્તિથી કહેવા લાગ્યો કે, 'જન્મદાત્રી જનની! મારા અપરાધોની ક્ષમા આપો હુ તમને હવે અતના પ્રણામ કરૂં છુ!' એમ કહીને તેણે માતાના પવિત્ર ચરણોપર શીર્ષ ધરીને પ્રણામ કર્યા પણ માતા ઓરા ત્યાથી એક ડગલુ પણ દૂર ખસી નહિ

એટલામા પુન નાજિમે કહ્યુ કે, 'અય નાદાન છોકરા! હજી પણ વિચારી લે ધર્મની વ્યવસ્થા અનિવાર્ય છે, માટે મુસલ્માની ધર્મને સ્વીકારી લે એમા જ તારૂ ભલુ છે મુસલ્માની ધર્મના સ્વીકાર વિના બીજુ કોઇ તને બચાવી શકે તેમ નથી માટે પ્રાણનુ બલિદાન વિના કારણ ન આપ સમજ-વિચાર'

સર્વે સાધારણ સત્યવકતા હિદુ મુસલ્માન લેખકોએ હકીકતરાયના વિષયમા જે કઇ પણ લખ્યુ છે, તેમા તેની નાની ઉમ્મર અને નિર્દોષતા તથા ભોળાપણાનુ વર્ણન કરવાની સાથે તેની ધર્મ પરાયણતા અને સાહસનુ પણ ઘણુજ હૃદયદ્રાવક વિવેચન કરેલુ છે એક લેખક મહાશય લખે છે કે, "જ્યા મૃત્યુ પણ હાથ જોડીને ઉભો રહેતો હતો તે પજાબના હાકેમની દરબારમા નાજિમના મુખમાથી શબ્દ નીકળતાજ મોટા મોટા વીરોનુ સાહસ પણ છુ'ત થઇ જતુ હતુ તેજ દરબાર અને તેજ નાજિમની સામે હકીકતરાય નિર્ભયતાથી ઉભો ઉભો સાહસપૂર્ણ ઉત્તરો આપે જતો હતો અર્થાત્ નાજિમે જ્યારે બીજીવાર તેના તેજ વચનો ઉચ્ચાર્યા, ત્યારે હકીકતરાયજીએ કહ્યુ કે, "નાજિમ સાહેબ! આપનુ કથન સત્ય છે કે, મારા મુસલ્માની ધર્મના સ્વીકાર વિના મારા પ્રાણની રક્ષા અશકય છે, પણ હુ એ પ્રશ્ન પૃછુ છુ કે, હુ પરમેશ્વરે વેદમા કહેલી આજ્ઞાને માન્ય રાખુ કે એક મનુષ્યની બનાવેલી શરાને કબુલ કરૂ? હવે આપજ વિચાર કરો કે, જો પરમેશ્વરની ઇચ્છા મને મુસલ્માન બનાવવાનીજ હોત તો તે મને કોઇ મુસલ્માનના ઘરમાજ પેદા કરત પણ તેની ઇચ્છાથી મારો જન્મ તો એક હિદુ અને તે પણ ઉચ્ચ હિદુ કુળના મનુષ્યને ત્યાં થએલો છે, [ હવે જો હુ એ મારા પવિત્ર આર્યધર્મને ત્યાગી? માત્ર પ્રાણ બચાવવાના હેતુથી આપની અથવા આપની ધર્મશરાની આજ્ઞાનો અગીકાર કરૂં, તો જે ઇશ્વરે મને ઉત્પન્ન કરેલો છે, તેની આજ્ઞાવિરૂદ્ધ મે કાર્ય કર્યું એમજ કહેવાય ઇશ્વરની સભામા એ અપરાધ માટે સજાન થાય,

તો હું જવાબ શું આપું ? થોડા જીવન માટે હું તે પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાને કોઇ કાળે અને કોટિ પ્રયત્ને પણ લોપીશ નહિ ! ! !'

આવો દૃઢ નિશ્ચય છતા પણ વાત્સલ્ય પ્રેમના પ્રભાવથી બાધમલે પુત્ર પાસે આવી તેના માથાપર હાથ રાખીને તેને સમજાવતા કહ્યુ કે, "મારા લાડકવાયા પુત્ર ! મારા વૃદ્ધત્વ, તારી માતાના વન્ધ્યત્વ અને તારી વિવાહિતા સ્ત્રીના વૈધવ્યનો તો કાઇ વિચાર કર ! હે પુત્ર ! જો તુ જીવતો રહીશ, તો અમે પણ જીવતા રહીશું. હે બાળક ! તારા વિના વૃદ્ધાવસ્થામા અમારી સેવા કોણ કરશે ? અમે જોકે જાણીએ છિએ, કે તુ મુસલ્માન થતાજ તારો અને અમારો સંબધ તૂટી જશે, તોપણ બીજી રીતે પણ તું અમારી સેવા કરીશ ! અને જો તારાથી અમારી સુશ્રૂષા નહિ, પણ બની શકે, તોપણ માત્ર તને નેત્રથી નિરખીનેજ સતોષથી અમે અમારી વૃદ્ધાવસ્થાના દિવસો પૂરા કરીશુ માટે હે પુત્ર ! માત્ર અમારા સુખ માટે પણ તુ મુસલ્માન થવાનુ કબૂલ કર–એટલુ અમારૂ વચન માન"

પરતુ ધર્મવીર હકીકતરાયનો નિશ્ચયએથી જરા પણ ડગ્યો નહિ નાજિમને અને પોતાની માતાને તેણે જેવા ઉત્તરો આપ્યાં હતા, તેવાજ ઉત્તરોથી પોતાના પિતાને પણ તેણે નિરુત્તર કરી દીધો અને બીજાઓ સમજાવવા નીકળ્યા તેમનું પણ તેણે કાંઇ માન્યુ નહિ ધર્મ માટે મરવાને તે તત્પર થઈ રહ્યો.

નાજિમના મનમા દયા આવવાથી પુનઃ એક વાર તેણે કહ્યુ કે, "હકીકતરાયજી શી ઇચ્છા છે ? મુસલ્માન થવુ છે કે નિશ્ચયથી મરવુ છે ?"

"નાજિમ સાહેબ ! તારાને કબૂલ કરીને હુ પવિત્ર ક્ષત્રિય કુળને અને આર્યધર્મને કલકિત કરવા નથી ઇચ્છતો તેથીજ ગર્દનપર તલ્વારનો વાર ધારવાને તૈયાર છું" હકીકતરાયે દૃઢતાથી ઉત્તર આપ્યુ

કોઇ પણ રીતે નાજિમે તેને પોતાના નિશ્ચયથી ડગતો ન જોયો, ત્યારે નિરુપાયે અતે તેણે જલ્લાદને હકીકતરાયના વધની આજ્ઞા આપી અને આજ્ઞા મળતાંજ જલ્લાદ (વધક) હકીકતરાયને વધસ્થાનપ્રતિ લઇ ચાલ્યો હકીકતરાય ભજન ગાતો ગાતો નિર્ભયતાથી તેની સાથે પ્રાણ અર્પવાને ચાલતો થયો

એ સમયે સર્વ આર્યજનો રોતા કકળતા તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા સમસ્ત આર્યનાગરિકોના ચિત્ત અત્યત ઉદાસીન બની ગયાં એ વેળાએ આકાશ અકસ્માત્ વાદળાથી ઘેરાઇ ગયું અને જળના મન્દ મન્દ બિન્દુઓનુ વર્ષણ થવા લાગ્યું મુસલ્માનોના અન્યાયથી જાણે આકાશવાસી દેવોના નેત્રોમાથી પણ અશ્રુધારા વહી નીકળી હોયની ! એવો ભાસ થવા લાગ્યો જ્યારે જલ્લાદ હકીકતરાયને વધગૃહના અંતર્ભાગમાં લઇ ગયો અને તેનુ માથુ કાપવાને મ્યાનમાથી તીક્ષ્ણ તલવારને બહાર કાઢી, તે ક્ષણે તેના હૃદયમા પણ દયાનો આવિર્ભાવ થઇ આવ્યો અને તેથી નમ્રતાથી તે હકીકતરાયને કહેવા લાગ્યો કે, "હે ભોળા અને નિર્દોષ સુન્દર બાળક ! હજી પણ તું પોતાના હઠને છોડી દે અને મુસલ્માન બનીને પોતાના પ્રાણને બચાવી લે–જો તારા માતા પિતા અને સબધિજનો કેવુ અને કેટલુ હૃદયવેધક રોદન કરેછે, તેમનાપર તો જરા દયા કર"

હકીકતરાયે ગંભીરતા અને શાંતિથી ઉત્તર આપ્યું "ભાઇ ! તું જે કાર્યમાટે અહીં આવેલો છે, તેને પૂર્ણ કર—ઉપદેશ આપવાની કાંઇ પણ આવશ્યકતા નથી" જલ્લાદે જોયું કે કોઇ પણ રીતે એ માને તેમ નથી, ત્યારે તે લાચાર થઇને કહેવા લાગ્યો, "ખૈર તારી જ્યારે એવીજ ઇચ્છા છે, તો હેઠો બેસી જા. અને પોતાના ભગવાનનું ધ્યાન ધરીને ગર્દન ઝુકાવ."

જલ્લાદની એ આજ્ઞા સાંભળતાંજ હકીકતરાય ગોઠવણ મંડીએ બેસી ગયો અને એક ધ્યાનથી માથું નવામીને ઇશ્વરના ધ્યાન અને નામસ્મરણ કાર્યમાં નિમગ્ન થયો. પ્રાર્થના કરી લેતાં તે બોલ્યો કે, "ભાઇ હવે તું તારા કાર્યમાં વિલંબ ન કર." બસ થઇ ચૂક્યું. જલ્લાદે એકજ—માત્ર એકજ વારથી તેનું માથું ધડથી જૂદું કરી નાખ્યું. ધર્મવીર હકીકતરાયનો આત્મા આ નશ્વર વિશ્વમાંથી તે અક્ષય સુખકારિ પરલોક ધામમાં પ્રયાણ કરી ગયો તે આ લોકમા અક્ષય કીર્તિવાન્ અને પરલોકમાં પણ યશોભાગી થયો !!

અહા ! ધન્ય છે એ ધર્મપરાયણ વીર હકીકતરાયને કે જેણે પવિત્ર આર્યધર્મની રક્ષામાટે પોતાના ક્ષત્રિયકુળનું મહત્વ વિશ્વને પ્રત્યક્ષ દેખાડી દીધું ! પ્રાણ જતાં પણ પોતાના ધર્મને ત્યાગ્યો નહિ, એ આર્યધર્મના તત્ત્વની ભાવના સર્વને કરાવીને પોતે ક્ષીણદેહને ત્યાગી અક્ષીણ કીર્તિને વિસ્તારી ગયો ! ગીતામા કૃષ્ણ ભગવાને કહેલું છે કે —

" स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावह । "

પોતાના ધર્મમાં મરણ પણ શ્રેષ્ટ છે અને પરધર્મ ભયકારક છે. એ તત્ત્વને કર્તવ્યદ્વારા તેણે પાળી દેખાડ્યું.

એક તરફ માતાનું હૃદયભેદક રોદન, બીજી તરફ પિતાનો હૃદયદ્રાવક વિલાપ, ત્રીજી તરફ કુટુમ્બિજનોનો અશ્રુપ્રવાહ અને ચોથી તરફ પત્નીનો વિયોગ, એવી રીતે ચારે તરફના અસહ્ય દુઃખોને દૃઢતાથી સહન કરી સંસારનો કોઇ પણ આનંદ ઉપભોગ લીધેલો નહોવા છતાં પણ એક તરુણનું આવી રીતે સર્વ સુખ વૈભવની આશા ત્યાગીને માત્ર સત્ય ધર્મમાટે બલિદાન થવું, એ કાંઇ સામાન્ય કર્તવ્ય નથી. દૃઢ ધાર્મિષ્ટ અને વીરનર વિના બીજામાં શક્તિજ નથી કે, એવું સાહસ કરી શકે.

આર્યજનની ! ભારત ભૂમિ ! તુ હકીકતરાય જેવા સત્ય ધર્મશીલ સંતાનોને ઉત્પન્ન કરી પોતાના નામને એકવાર પુર્ન સંસારમાં વિખ્યાત કર ! ! હે ઇશ્વર ! પરમાત્મન્ ! તું આર્યોના હૃદયમાં હકીકતરાય જેવા સાહસની સ્થાપના કર કે, જેથી અમે તારા પવિત્ર વૈદિક ધર્મના મહત્વને જાણી સત્ય આર્ય બનવાની યોગ્યતા મેળવી શકિએ ! ! ! તથાસ્તુ.

# પદ્મિની કે જોરાવરસિંહ ?

સ્ત્રીએ પુરૂષો મધે સિપાઇનો પોશાક પહેરી, સમરભૂમિ ઉપર જઇ અનેક પ્રકારના સંકટો સ્હામું ઉભું રહેવું અને ત્રણ ચાર વર્ષ પર્યંત પોતે કોણ જાતિ છે, સ્ત્રી વા પુરૂષ-તે કોઇને જાણવાન દેવું એ કાંઇ ન્હાની સુની ધૈર્ય વાર્તા નથી! પરંતુ એવી ધૈર્યવાન સ્ત્રીઓ આપણા આર્યાવર્ત દેશમાં થઇ ગઇ છે. ઇ૦ સ૦ ૧૮૦૮ માં દૌલતરાવ સિંધિયાની ફોજમાં એક એવી વિલક્ષણ વાર્તા બની છે વાંચક વર્ગને આનંદ, ધૈર્ય-અને શૌર્ય મળે, એટલા માટે તે ઉદાહરણ અત્રે આપવામાં આવે છે.

પદ્મિની અને તેનો ભાઇ એ બન્ને માત્ર, પોતાના ગરિબ કુટુંબમાં અવશિષ્ટ રહ્યાં હતા. જ્યારે તેમનાં માતા પિતા મૃત્યુ પામ્યા તે વેળા પદ્મિની ફક્ત બે અઢી વર્ષની હતી. તેનું પાલણ પોષણ તેનો ભાઇ જોરાવરસિંહ કરતો હતો અર્થાત્ પદ્મિની પોતાના ભાઇને પિતા પ્રમાણે પ્રેમ કરતી હતી. તે જેમ જેમ મ્હોટી થતી ગઇ તેમ તેમ પોતાના ભાઇને પોતાના માટે કેટલો ત્રાસ પડતો હતો તથા પોતાના ઉપર તેનો કેટલો પ્રેમ છે તે પણ તે સમજવા લાગી. જ્યારે તે મ્હોટી થઇ ત્યારે જોતી હતી કે પોતાના ભાઇ પાસે શાહુકારો પૈસા માગવા આવતા અને તે પૈસા આપી શકતો નહીં હોવાથી તે નિત્ય સચિંત રહેતો. કેટલીક વખત તો લેણદારો તેના ભાઇની સાથે બોલા ચાલી કરી તકરાર કરતા અને કેટલીક વખત તેઓ નહીં બોલાય તેવી ગાળો પણ દેતા તે પદ્મિની જાતી હતી ભાઇ તરફ લેણદારોનું આવું વર્તન જોઇ તેને હવે ચિંતા લાગી. કારણ તે હવે યુવા થઇ હતી. આપણા ભાઇએ આપણે માટે આટલા વર્ષ દુઃખ વેઠયુ, આટલો ત્રાસ ભોગવ્યો, કોણ જાણે જે કાંઇ દેવું થયુ છે તે પણ કદાચ મ્હારે માટેજ થયું હશે એવું તેના મનમા વારવાર આવવા લાગ્યું. અને એવો પણ વિચાર દૃઢ થયોકે કોઇપણ યત્ને આપણા ભાઇનું દેવુ આપણે આપી દેવું જોઇયે. પરંતુ કરજ આપવાનો રસ્તો કયો? રાજપૂત કુળમા તેનો જન્મ, કોઇને ત્યા નોકરી ચાકરી અથવા મેહેનત મજુરી કરી પૈસા મેળવવા એ શકય નહોતુ કદાચ મેહેનત મજુરી કરવા છતા પણ કેટલા પૈસા મળી શકે? બીલકુલ અશકય! ભાઇનુ દેવુ લગભગ એક હજાર રૂપિયા એક હજાર રૂપિયા, મેહેનત મજુરીમાંથી કેમ મળે? કદી પણ નહીં! તેથીજ કાંઇ બીજી યુક્તિ શોધવી જોઇયે તે યુક્તિ શુ કરવી? પદ્મિની આ વિચારોમા ગુચાઇ હતી એટલામા એક શાહુકારે એક દિવસ ભોપાળના દરબારમા ફરીયાદ કરી તેના ભાઇ જોરાવરસિંહને, પોતાના દેવા બદલ કેદમા બેસાડયો. ભાઇ કેદમા પડવાથી પદ્મિની ઘરમા એકલી પડી આ સમયે શુ કરવું એ પ્રશ્ન તેને મ્હોટો ગૂઢ વિષય થઇ પડયો. જોકે તે એક યુવાન અબળા હોવા છતાં ધૈર્ય ન છોડતાં, પોતાની નજર આગળ આવી પડેલા પ્રશ્નનુ તેણે ઝટ નિરાકરણ લાવી દીધું તેણે નિશ્ચય કર્યો કે પોતાના ભાઇનો સિપાઇ પોષાક પહેરી, કાંઇ સાસ્થાનિક રાજ્યમા નોકરી કરી પૈસા મેળવવા અને ભાઇના દેવામા આપી જોરાવરસિંહને છોડવવો એક વખત આવો નિશ્ચય થયો પછી શું? રાજપુત સ્ત્રીઓનો નિશ્ચય શું કદીપણ ફરી શકે છે?, પોતાના ભાઇનો સિપાઇનો પોષાક પહેરી, તેનાજ હથીઆરો લટકાવી, દૌલતરાવ સિંધિયાના લશ્કરમા તે નોકરી મેળવવા ગઇ તે હજુ તરૂણ હતી, તેના ચ્હેરાની આકૃતિ એક વીર પુરૂષ જેવી તેજસ્વી હતી, તેના શરિરનો બાંધો નાજુક છતા સુદૃઢ હતો, ઘોડા ઉપર બેસવાની ખુબી એક બહાદુર સિપાઇ જેવી હતી અને શસ્ત્ર ઉપર હાથ નાખી મનુષ્યો સ્હામું શૌર્ય પૂર્ણ નજરે જોવાની ખુબી પણ ધીર વીર લડવૈયા જેવી હતી કારણ તે ન્હાનપણથીજ પોતાના ભાઇની નીતિ, રીતિનુ

બારીકાઇથી અવલોકન કરતી હોવાથી તેને તે સઘળું સહજમા આવડયુ હતુ સેનાપતિએ તેને જોતા તરતજ પુછયુ તમે કોણ છો?

"હુ રજપૂત છુ"

"તમારૂ નામ?"

"જોરાવરસિહ?"

"તમે કવાયદ જાણો છો?"

"પરીક્ષા લેવાથી જણાશે"

"અસ્ત્ર શસ્ત્ર કળા અને અશ્વ પરિચાલન જાણો છો?"

"એ વિદ્યા જાણ્યા વગર નોકરી માગવી એ મૂર્ખતા કહેવાય છે"

"તમે ઘોડાને દોડાવી હથિયાર ચલાવો"

સેનાપતિનો હુકમ મળતાજ આપણા બનાવટી જોરાવરસિહે એવી ખુબીથી ઘોડો દોડાવ્યો કે લડાઇમા દુશ્મનનુ લશ્કર ગોળી પ્રહાર કરે તે માથા ઉપરથી ચાલ્યા જાય અને ગોળી પ્રહાર કરનારના પગ કાપી નાખવામા આવે આ નવીન રીતિ જોઇ સેનાપતિ ખુશી થયો અને તરતજ લશ્કરમા એક ટુકડીના ઉપરીની નોકરી આપી

થોડા દિવસમાંજ લડાઇમા જવાના ત્રણ ચાર પ્રસગ આવ્યા તે વેળા આપણા નનર જોરાવરસિહે ઉત્તમ પ્રકારે પરાક્રમ દેખાડી આપ્યુ તથા પોતાના સોબતીઓને પણ સારી મદદ કરી એમ થવાથી સેનાપતિ અને બીજા સઘળા અમલદારો તેના ઉપર ઘણો પ્રેમ રાખવા લાગ્યા કોઇનુ પણ મન દુખવ્યાવગર સર્વ મનુષ્યો સાથે સૌમ્યપણે વર્તવા લાગ્યો જે વેળા અગત્ય જણાતી તે વેળા ધૈર્ય પૂર્વક રણભુમિમા જતો અને બહાદુરી મેળવતો એમ કરતા લગભગ ત્રણ વર્ષ વીતી ગયાં આ ત્રણ વર્ષમા તેણે બે નિયમો દ્રઢપણાથી જાળવ્યા હતા એક એ કે પોતાની રસોઇ પોતે જાતેજ બનાવી લેવી અને બીજુ સ્નાન કરવા માટે દૂર એકાત સ્થાનમા જવુ તેનુ આવુ વર્તન હોવાથી કેટલાક સિપાઇઓને તેને માટે જિજ્ઞાસા ઉત્પન્ન થઇ. બધા કરતા જુદાજ પ્રકારનુ વર્તન કરનાર મનુષ્ય માટે સર્વના મનમા ગમે તેટલો આદર ભાવ હોય તો પણ બધાથી વિરૂદ્ધ વર્તન કેમ કરવામા આવે છે તે જાણવાની ઇચ્છા સર્વને થાયજ તેજ પ્રમાણે સિંધીયા સરકારની ફોજના માણસોને પણ આ વિલક્ષણ સિપાઇની વર્તણુકનુ કારણ જાણવાની ઇચ્છા થઇ ઘણા માણસોને જયારે ઇચ્છા ઉત્પન્ન થાય ત્યારે તે પૂર્ણ કરવાને થોડાજ માણસો અર્થાત્ એકાદ મનુષ્યજ તત્પર થાય છે જોકે એકાદ માણસ તો નિકળેજ અને તે ખટપટ કરીને પણ ગુપ્ત વર્તન જાણ્યા શિવાય રહે પણ નહીં એજ પ્રમાણે પલટણના એક તરૂણ સિપાઇએ એવો નિશ્ચય કર્યો કે જોરાવરસિહ વેગળે જઇ એકલોજ સ્નાન ભોજનાદિક કરે છે તેનુ કારણ શોધવુંજ જોઇયે તેણે તેજ દિવસથી જોરાવરસિહના જાણવામા ન આવે તે પ્રમાણે તેની પાછળ પાછળ ફરવા માડયુ. એક દિવસ એક નદી કિનારે જોરાવરસિહને કપડા ઉતારી નદીમા પ્રવેશ કરતા તે સિપાઇએ જોયો તેને જોતાજ તે ચકિત થયો આ જોરાવરસિહ નથી પણ કોઇ સ્ત્રી છે, અહા! શું આ સ્વપ્ન હશે? ધન્ય છે. વિધાતા! આ અબળાના સાહસને ધન્ય છે! કેવુ શૂરવીરપણુ? કેવુ સાહસ! હજારો લશ્કરી સિપાઇઓમા બાવીસ વર્ષની એક તરૂણ સ્રી સિપાઇની નોકરીમા! ઇશ્વર! અમારા કરતા આ સ્રીને ધન્ય છે એમ બોલતોટ બોલતો તે તેને પુન પુન જોવા લાગ્યો.

જોરાવરસિંહ કહો કે પદ્મિની સ્નાન કરતી હતી નદીના જળ પ્રાન્તમાં બેઠી બેઠી શરીર ચોળતી હતી. તેના શરીરની ગૌરતા અને સુકોમળતા, મુખની નિર્મળ ચદ્રસમાન આકૃતિ શરીરના થોડા થોડા પ્રફુલ્લ થયેલા સઘળા અવયવો, એક સ્રી હોવા છતા કેવા ચાતુર્યથી

સર્વ સ્ત્રીત્વ છપાવી પુરૂષત્વ ધારણ કર્યું. કેવી બહાદુરીથી નોકરી મેળવી, કેવી વીરતાથી રણ ભૂમિમાં ઘૂમતી હતી. આ સઘળું જોઇ આપણો પેલો તરૂણ સિપાઇ આશ્ચર્ય પામ્યો. તોપણ તેને જોવાથી તેની બુદ્ધિ વિકારી થઇ નહીં કે ચલિત થઇ નહીં. તે બનાવટી જોરાવરસિંહ તરફ પૂજ્યભાવ ઉત્પન્ન થયા. તેને સાક્ષાત્ દેવી સ્વરૂપ જોવા લાગ્યો. અને પરમેશ્વરના સહસ્ત્રશઃ ગુણનુવાદ ગાવા લાગ્યો ઇશ્વરને અને તે સ્ત્રીને કોટિશઃ ધન્યવાદ આપવા લાગ્યો તેના પ્રતિ અધિક અધિક પ્રેમ ઉપજ્યો. પદ્મિની જ્યારે સ્નાન કરી વસ્ત્રો પહેરવા લાગી તેજ વખતે પેલો સિપાઇ લશ્કરમાં ચાલ્યો ગયો. તે તરૂણી પણ પુરૂષનો પોષાક પેરી, લશ્કરમાં ગઇ, પેલા સિપાઇએ નજરે જોયલી સઘળી હકીકત પલટણમાં કહી. સઘળાને આશ્ચર્ય થયુ. પેલા સિપાઇએ જોરાવરસિંહને એક દિવસ કહ્યું. તમારી સઘળી ગુપ્ત હકીકત બહાર પડી ગઇ છે, તમારા તરફ સઘળાંને ઘણો પ્રેમ ઉપજ્યો છે પરંતુ આ પ્રમાણે ગુપ્ત રહેવાનું કારણ શું ? " પદ્મિનીએ પોતાની હકીકત યથા સ્થિત કહી સંભળાવી તેમ તેમ વિશેષ સઘળાને પ્રેમ ઉત્પન્ન થયો. કોઇએ કોઇ દિવસ તેને ખોટું લાગે એવો એક પણ શબ્દ કહ્યો નહીં. ઉલટા તેને ઘણું મન આપી બોલાવવા લાગ્યા.

પરંતુ એક વખત જે વાત બહાર પડી તે હવે ગુપ્ત કેમ રહે ? તે ગુપ્ત ન રહેતાં બધે પ્રસરી ગઇ. સિંધિયા સરકારના દરબારમાં જે રેસિડેન્ટ રહેતો હતો તેને પણ ખબર થઇ ગઇ. તેણે એક સિપાઇ મોકલી જોરાવરસિંહને બોલાવી મગાવ્યો. તે આ સમયે બાવીસ વર્ષની હતી, શરીરનો બાંધો સુંદર, મુંહ તેના બાહુ યુગલ સુડોલમય હતા. તે અતિશય ગોર નહોતી તોપણ તેના ચ્હેરા ઉપર તેજસ્વીપણું હતું. તેથી તે ચિત્તાકર્ષક જણાતી હતી. રેસિડેન્ટે તેને જોઇ પુછ્યું. તમે સ્ત્રી થઇ પુરૂષનો વેશ શા માટે લીધો. તેણે ઉત્તર આપ્યો કે: ભાઇને કેદમાંથી છોડાવવા માટે. હું નોકરી કરી કાઇક પૈસા મેળવુ તો મારા ભાઇને કેદમાંથી છોડાવી શકું. રેસીડેન્ટ ઘણો ખુશી થયો અને એક રત્ન મુદ્રા ઇનામ આપી. શાંતચિત્તે જોરાવરસિંહે પોતાની તમામ હકીકત કહી. જોરાવરસિંહની ગુપ્ત વાત ખુદ સિંધિયા સરકાર સુધી પહોંચી મહારાજાએ પણ સઘળી વાત સાંભળી. તેની વીરતા જોવા અને એક તરૂણ સ્ત્રી કેવી રીતે પુરૂષ વેશ ધારણ કરે છે તે જોવા માટે મહારાણીએ પણ તેને પોતાની પાસે બોલાવી મંગાવી ત્યાં પણ તેણે પોતાની સઘળી હકીકત કહી સંભળાવી સિંધિયા સરકારને તેનો અચલ, અટલ બધું પ્રેમ જોઇ આશ્ચર્ય થયું. તેને શાબાશી આપતા પુષ્કળ પૈસા આપ્યા અને ભોપાળના રાજા ઉપર એક પત્ર લખી આપી પદ્મિનીને ત્યાં મોકલાવી આપી. ભોપાળના રાજાએ પણ આશ્ચર્ય પામી તેના ભાઇને તરતજ છોડી દીધો. પદ્મિનીએ સાહુકારના રૂપિયા ચુકાવી આપ્યા.

કેદખાનામાંથી બહાર આવતાજ પોતાના ભાઇને ગળે વળગી પડી તેણે કહ્યું ભાઇ, આ જમાનામાં તમારો ઉપકાર કોણ ભૂલી શકશે ? નિષ્ઠુર હૃદયની, સ્વાર્થિ મ્હેનોજ તમારા જેવા ઉદાર ચિત્ત ભાઇનો ઉપકાર ભલી જાય તમે ઘણું સંકષ્ટ વેઠયુ છે." તેનાં નેત્રમાંથી અશ્રુધારા ચાલવા લાગી

પદ્મિનીને પુરૂષના વેશમા જોઇ જોરાવરસિંહે અશ્રુપાત કરતા કહ્યું બ્હેન, જગતમાં બ્હેનો હોય તો ત્હારા જેવીજ હજો બ્હેનના પવિત્ર નામનું તે આજે સાર્થક કર્યું.

બધુ પ્રીતિનાં અને ભગિની પ્રીતિનાં જે અનેક ઉદાહરણો મળી આવે છે તેમા આ એક સુબોધનીય અને પ્રશંસનીય ઉદાહરણ છે એમાં શંકા નહીં. વાચક બ્હેનો, અને ભાઇઓ, પદ્મિની અને જોરાવરસિંહ પેઠે પરસ્પર પ્રેમ રાખી ચ્હાતાં શીખશો તો જગતના ઇતિહાસમાં તમારું નામ સોનેરી અક્ષરોથી આલેખાશે, અને પ્રશંસા પામશો

# ભયંકર વિદ્વાન્.

લેખક-અન્તર્રોર્મિ,

(ગયા વર્ષના ૧૦ મા અંકને પાને ૨૮૮ થી ચાલુ)

જોયું કે પ્રિય પાઠકો! ઇત્યાદિની સહાયતાથી અમે કેટલું મોટું કામ કરી નાખ્યું તે? જો એ અવસર અમારા હાથમાંથી નીકળી જાત તો, અમારા મનની આશા મનમાં જ રહી ગઇ હોત! એતો થઈ જાણે કનિષ્ટ અવલોકનની વાર્તા પરંતુ જો સારી સમાલોચના કરવાનું કામ માથે આવી પડે છે, તોપણ એ ઇત્યાદિની સહાયતાથી ગમે તે અગડમ્ બગડમ્ ચીત્રો દઇએ છિએ. અલ્લાહ અલ્લાહને ખૈર સ'લ્લાહ-સર્વ સાધારણની આંખોમા તે પુસ્તક ભલું ભાસવા માંડે છે અને ચારે તરફથી તેની માગણીઓ ઑર્ડરો આવવા માંડે છે

અમારા માટે તો જો આ અસાર સંસારમાં કોઇ સાર રૂપ અને પરમ દૈવત જેવી વસ્તુ હોય, તો તે માત્ર ઇત્યાદિ જ છે. તે મૂર્ખને પંડિત બનાવે છે અને જેને યુક્તિ ન સૂજતી હોય તેને યુક્તિ સૂઝાવે છે. લેખકને જો પોતાના ભાવને દર્શાવવા યોગ્ય ભાષા ન મળતી હોય, તો તે તેની પૂર્ણતા કરી આપે છે અને કવિઓને ઉપમાના આઇડિયા (વિચાર) આપનાર પણ એજ સ્વર્ગીય શબ્દ ઇત્યાદિ છે. સારાંશ કે, એનું આગમન થતાજ અધૂરો વિષય આંખના પલકારામાં પૂરો થઇ જાય છે અને એજ તેના મહિમાના મહત્વને દેખાડવા માટે બસ છે! અમારી સર્વ થનારા વિદ્વાનોને એજ નમ્ર પ્રાર્થના છે કે, જો તમારા હૃદયમાં અમારા જેવા ભયંકર વિદ્વાન્ થવાની ભાવના હોય, તો અભ્યાસના આરંભમાજ ગણપતિને સ્થાને ઇત્યાદિની પૂજા કરજો. તે તમારાં સમસ્ત વિઘ્નોને ટાળી દેશે અને નામ તથા કીર્તિને ઉજાળી દેશે!

॥ **इति श्री** "ભયંકર વિદ્વાન્" **नामके पुराणे** ગડબડ **खंडे** "અમારૂં પાંડિત્ય અને ઇત્યાદિ" **नामको द्वितीयोऽध्याय सपूर्ण** ॥

## તૃતીયોધ્યાય.

### અમારૂં કવીશ્વરત્વ.

યથાર્થ રીતે અમારા પાંડિત્યનું અમે ગત અધ્યાયમાં વાચકોને દિગ્દર્શન કરાવ્યું. હવે વળી એક જૂદા જ વિષયનું દર્શન કરાવવાનો મનોભાવ છે અમારા કથા પુરાણ આદિ પાંડિત્યથી આ વર્ગમાં તો જોઇએ તેટલી વાહ વાહ અને કીર્ત્તિ અમે મેળવી શક્યા. પણ હવે પુરૂષ વર્ગમાં પણ તેવીજ પ્રશંસા શી રીતે થાય એનો અમારા હૃદયમાં મહાન્ વિચાર થઇ પડયો ઘણા ઘણા વ્યવસાયોની કલ્પનાને મસ્તિષ્કમાં સ્થાન આપ્યું પણ કોઇ કલ્પના એવી ન જણાઇ કે, જેથી તત્કાળ નામનાનો સંભવ થઇ શકે. અંતે અનાયાસ અને એકાએક કવિ થવાનો વિચાર તડાક દેતો કે સૂઝી આવ્યો અને એ શોધ માટે અમે અમારી પોતાની કલ્પના શક્તિને વારવાર અને ક્ષણે ક્ષણે ઘણો જ ધન્યવાદ આપવા લાગ્યા બસ કવિ થવાનો અમે દૃઢ નિશ્ચય કર્યો અને તેના પ્રયત્નમાં પગ મૂક્યો

કવિ થવાનો નિશ્ચય તો કર્યો ખરો, પણ પિંગળ-શાસ્ત્ર તો અમારા પરદાદાએ જોએલું હોય તો પરમાત્મા જાણે. આપણો તો તેમાં બિલકુલ પ્રવેશ નહોતો, તેથી હવે છંદ કયો લખવો અને તેના ગણો તથા માત્રાનો હિસાબ કેમ મેળવવો, એ વિટંબના નેત્રોસમક્ષ મૂર્તિમંત આવીને ઊભી રહી. એક વિચારમાંથી છૂટયા તો, બીજામાં ગિરફતાર થયા. વળી એપણ વિચાર સુઝી આવ્યો કે, વિષય કયો લેવો ? કદાચિત્ શાંતરસ અને નીતિનો વિષય લઇએ, તો દલપતરામ કરતાં વધારે શું લખી શકીએ ? અને વીરરસ તથા શૃંગારમાં ઉતરીએ તો નર્મદાશંકરની બરાબરી કેમ કરી શકાય? એ પણ મહાન ચિન્તાનો પ્રસંગ! ત્યારે હવે કરવું શું અને કવિમાં કેમ ખપવું? એની તરાવીસમાં અમારા લોહીનું પાણી થવા માંડયું.

કદાચિત્ એમ ધારો કે, તાણી તૂશીને કયાંક માત્રાનું ઠેકાણું તો કરીએ પણ ખરા, પણ પાછો વાંધો આવવાનો જ! તે વાંધો એ છે કે, પ્રાસ, અનુપ્રાસ અને લાટાનુપ્રાસ મેળવવામાટે શબ્દોનો ભંડાર કયાંથી લાવવો. કારણકે, 'શબ્દકોષનું' તો આપણે માત્ર નામજ સાંભળેલું હતું—બાકી નજરે જોયો હોય તો અમારા પોતાના જ કસમ! એક દિવસે સાંઝને વખતે કવિ થવાના એવા માર્ગશોધનના વિચારમાં ચોપાટીને કિનારે હવા ખાતા બેઠા હતા. ત્યાં તત્કાળ અમારા એક પરમ પ્રિય મિત્ર આવી પહોંચ્યા, કે જેઓ આજકાલ કવિઓમાં ગણાતા હતા અને આંગ્લવિદ્યાનું પણ સારૂં જ્ઞાન ધરાવતા હતા. એમનું નામ વિશ્વપાલચન્દ્ર સાક્ષરોત્તમ શીઘ્ર કવિ અથવા કવીશ્વર હતું. એ ઉપાધિ તેમને તેમના મિત્રો અને વખાણનારાઓ તરફથી મળ્યો હતો, એ અહીં ધ્યાનમાં રાખવાનું છે. એ વળી સુધારકમાં પણ ખપતા હતા, પણ જરૂર પડે તો જૂના વિચારના ઑર્થોડૉક્સ (ORTHODOX.) પણ બની જતા હતા. સાહેબજી અથવા બીજા શબ્દોમાં કહિએ તો રામરામ કરીને તેઓ પણ અમારી જોડે પત્થરના બાંકપર બેઠા અને વાતચીતનો આરંભ થયો.

ગ્રીષ્મ કાળનો સમય હતો તેથી સંધ્યા સમયે સમગ્ર દિવસના તાપના સંતાપને શમવા માટે શ્રીમંત સ્ત્રી પુરૂષોની ગાડી ઘોડાઓ સહિત ત્યાં પધરામણી થએલી હોવાથી સારી ઠઠ જામી હતી. તેમના પરસ્પર સંભાષણથી શાંતિનો નાશ તો થએલો જ હતો, એટલામાં પંદર પંદર મીનીટે પસાર થતી રેલ્વે ટ્રેનના અવાજથી વિશેષ અશાન્તિનો ભાસ થતો હતો. શીતલ મંદ પવનની લહરી ધીમે ધીમે વાતી હતી અને અમારી સંભાષણ શૃંખલા પણ તેથી આનંદ સહિત લંબાતી હતી. કેટલાક યુવકોને સમુદ્રના જળમાં તરતા અને સ્નાન વિધિમાં નિમગ્ન થએલા જોઇને અમારા મિત્રને કવિ કાળિદાસના **"ऋतुसंहार"** નામના કાવ્યના એક શ્લોકના ભાષાંતરની સ્મૃતિ થઇ આવી અને તેઓ તેમાં તલ્લીન થઇને સ્વરની ઘણીજ પીનતાથી તે શ્લોકને લલકારવા મંડી ગયા. તે શ્લોકની રચના ઘણીજ મનોહર હતી અને ઘણીજ ગમે તેવી હતી, તે આ પ્રમાણેઃ—

નારાચ છંદ.

"પ્રચંડ સૂર્ય છે અખંડ ધરુણીય ઇંદુ તેઃ
અગાધ મોદ આપનાર આપના પ્રબિંદુ જેઃ
દિનાન્ત રમ્ય શાન્ત કામ ગ્રીષ્મ કાળ એ ગણો:
વિચાર ધારિ ચિત્તમાંહિ ગાન ઉરનાં ભણો."

એ કવિતા સાંભળતાંજ બીજી વાતોમાં પડવાથી કવિત્વનું વિસ્મરણ થઇ ગયું હતું. તેનું અમને પુનઃ સ્મરણ થઇ આવ્યું, અને તે અમારા મિત્રને અમારો મનોભાવ અમે

જણાવ્યો. અને તેમાં આવતી વિટંબનાઓનું પણ કથન કરી બતાવ્યું.

"ભાષા અને વિદ્યામાં એક પ્રકાર છે." અમારા તે પરમકૃપાળુ મિત્ર વિશ્વપાલચન્દ્રે અમારા પ્રશ્નને સાભળતાં જ ઉત્તર આપ્યું." અને ને પ્રકાર ઉપલક્ષણના નામથી ઓળખાય છે. ઉપલક્ષણનો અર્થ એવો થાય છે કે, પોતાના જેવી બીજી વસ્તુઓનું જ્ઞાન કરાવી દેવું. જેમકે " **देवदत्तस्य मुखं** " દેવદત્તનું મુખ છે. એમાં મુખ એ અંગ બીજા અંગોનું ઉપલક્ષણ છે. અર્થાત્ દેવદત્તનું મુખ છે, તો તેને મુખના ઉપલક્ષિત હાથ, પગ, પેટ, અને પીઠ વગેરે બીજા અવયવો પણ હોવા જ જોઇએ. એ વર્ણન કરવાની એક રીતિ છે, અથવા નિયમ છે અને એને જ ઉપલક્ષણ નામની પ્રાપ્તિ થએલી છે. ક્રિયાનું ઉપલક્ષણ પણ થાય છે. યથા "દેવદત્ત સૂતો છે. " એમાં નિદ્રા તે ચાલવા અને બેસવાનું ઉપલક્ષણ છે. કારણકે, જે દેવદત્ત સૂતો છે, તે બેસતો અને ચાલતો પણ હોવો જોઇએ. "

આપણને તો આ ઉપલક્ષણની વિલક્ષણ ગડબડ ભરેલી ઉટપટાંગ વ્યાખ્યાની કાંઇ પણ સમઝ પડી નહિ અને તેથી અમે તો અધીરા બની પટ દેતો કે, વચમાં જ પ્રશ્ન મૂકમો કે, "ખરું પણ ભાઇ! એ ઉપલક્ષણ અને અપલક્ષણને અને કવિત્વને શું લાગે વળગે, અમારે એ ફિલોસોફીને જાણવાની ઇચ્છા નથી."

"સાહેબ! જરા ધૈર્ય ધારી સાભળજો તો ખરા. આપના વિષયનું વિવેચન પણ હવે પોતાની મેળે જ આવશે." એમ કહીને પાછું તેમણે પોતાનું વર્ણન કૌશલ્ય દેખાડવા માંડ્યું.

"અમે પણ એજ ઉપલક્ષણની સહાયતાથી આજે એક નવા આવિષ્કારમાંઆવી પહોંચ્યા છિએ. આપણે ઘણા દિવસથી સાંભળીએ છિએ અથવા સાભળતા આવ્યા છિએ કે, પિંગળના નિયમ પ્રમાણેની કવિતા અને પ્રાસ ઇત્યાદિની ઝમકવાળી કવિતા સારી હોય છે. હવે એજ પિંગળના નિયમ અને પ્રાસના સયમેજ અમને કલ્પના સુઝાડી કે, ત્યારે કોઇ પ્રાસના અને પિંગળના નિયમ વગરની કવિતા પણ હોવી જોઇએ મૃત ભાષાની કવિતા અને જીવતી (ચાલતી) ભાષાની કવિતા એવા વળી બીજા પણ કવિતાના બે ભેદો સાંભળવામાં આવે છે મૃતભાષા તેતે જાણે સસ્કૃત ગિરા, કારણકે અગ્રેજોએ એને ડેડ્ લૅંગ્વેજ ( Dead Language ) તરીખે ઓળખાવેલી છે તે હાલમા બોલાતી નથી. યૂરોપમા લૅટિન પણ મૃતભાષાજ મનાય છે. બીજી હાલમાં હિન્દુસ્તાનમાં ચાલતી તે જીવતી ભાષાઓ ગણાય છે અને એ જીવતી ભાષામાં લખાયલી કવિતા જ લોકપ્રિય થાય છે. માટે એ ભાષામાં જ કવિતા લખવાનો પ્રયત્ન કરવો જોઇએ. આપણી માતૃભાષા ગુજરાતી છે માટે ગુજરાતી કવિતા જ લખવી. ચાલતી ભાષાનો અમે વળી દોડતી ભાષા નામનો એક બીજો ભેદ શોધી કાઢ્યો છે, અને કવિતાની કૃતિ માટે તે પરમ ઉપયોગીછે. એ દોડતી ભાષાની કવિતાને અંગ્રેજીમાં બ્લૅંક્વર્સ (Blank Verse)ના નામથી ઓળખવામાં આવે છે જૂની રીતિની કવિતામા જે છન્દોનો, ચરણોનો અને ગણમાત્રાનો વિચાર કરવાની પરતંત્રતા વેઠવી પડતી હતી, તે બિલ્કુલ નથી. તેમજ ચરણમાં પણ જે શબ્દ અને વિભક્તિઓને ક્રમથી બોલવાનું બંધન હતું, તેને પણ એમાં ટાળી દીધું છે. એ કાંઇ જેવો તેવો સુધારો નથી એ નવા ધર્મ વિચારના અંગીકારથી કવિને પોતાના હૃદયના ભાવોને અને ઉલ્લાસને પ્રકટ કરવાની પૂર્ણ સ્વતંત્રતા મળી ચૂકી છે એથી કવિતાની ઉન્નતિ થવાનો, કવિઓની સંખ્યા વધવાનો અને સર્વ સાધારણને કવિતા કરવાનો આવો પ્રસંગ મળેલો છે, એમ કહ્યા વિના મારાથી રહી નથી શકાતું"

એમ કહીને તે અમાગ મિત્રશ્રીએ પોતાના ખીસામાંથી કાગળોનું એક બંડલ કાઢયુ અને તેમાંથી એક કાગળમા પોતાની તરતની રચેલી કવિતા લખેલી હતી, તે મારા આગળ વાચવા માડી —

"એગ્ઝામીનેશનમા ફેલ થવાથી,
કોરેસ્પોન્ડેન્સીનો ધધો હાથમા લીધો,
કે-જે સમાચાર પત્રોમા બહુ ઉપયોગી છે
જ્યારે છાપતો નથી એડીટર તેને ખરાબ માની,
તરતજ તે પોતે એડીટર બની જાય છે
નોકરી ગવર્નમેન્ટ આપતી નથી ત્યારે,
ભકત દેશના બની પોલીટીકલ શોધવા લાગ્યા મામલા
દેશના ઉદ્ધારના બહાનાથી તેઓ
ફડના પેસા બધા હજમ કરીને બેસે છે તે
ભગવા કપડાં પહેરીને ગુફામા જઇ યોગ સાધે છે,
પણ તે દેખાડવા માટેજ છે બધાને"

"આ કવિતા સાભળીને અમે તો ગભીર વિચારમા આવી પડયા અને મનમાં પ્રશ્ન કરવા લાગ્યા કે, આ તે કવિતા કે ગદ્ય કે કાઇ તૃતીયમ્?" પણ એ અમારી શંકાનુ નિરસન થઇ ગયુ. એ તો સુધારાવાળી કવિતા ખાસ કરીને અગ્રેજી ભણેલાઓમાં એનુ માન સારૂં છે તેથી આપણે પણ એવીજ કવિતા કરવાનો નિશ્ચય કર્યો

સૂર્યદેવ અસ્તાચલમા પ્રયાણ કરી ગયા હતા શુકલપક્ષની ત્રયોદશી હોવાથી ચન્દ્રમાનો અમૃતમય શીતલ પ્રકાશ પ્રસરવા માડયો હતો સમુદ્રમા પણ ભરતી હતી અને ચળિત જળમા નિશાકરનો પ્રકાશ પડવાથી તેમાના શ્વેત ચળકાટથી જાણે પૃથ્વીપર પરમેશ્વરે રૂપાનો ગાલીચો બિછાવેલો હોયની તેવો ભાસ થતો હતો ઉઠવાનુ તો મન થતું નહોતુ પણ વાતોમા ને વાતોમા લગભગ સાડાસાત વાગી ગએલા હોવાથી ઉદરભરણને માટે જવુજ જોઇએ એવા વિચારથી અમે બન્ને મિત્રો ત્યાથી ઉઠયા અને ગૃહપ્રતિ જવા ચાલતા થયા

પ્રિય પાઠકો! એ ઘટનાને લાબો વખત વીતી ગયો છે અને હવે તો શિક્ષિત જન સમાજમા અમે માત્ર કવિજ નહિ કિન્તુ કવીશ્વરનુ પદ મેળવવાને ભાગ્યશાળી થયા છીએ હવે અમે કવિતા કેવા પ્રકારની કરીએ છીએ અને અમારૂ કવીશ્વરત્વ કેવા પ્રકારનુ છે, તેનુ અલ્પ વિવેચન કરી આ અધ્યાયની સમાપ્તિ કરીશુ

દયારામે નગારને રટ્ટરટ્ટ કરી દીધો છે,' નૃસિહ મહેતાએ ભક્તિની સીમા બતાવીને શાન્ત રસને ઘેરી લીધો છે, ઉપાલભ આપવાનો અધિકાર ઓઝા ભક્તે મેળવી રાખ્યો છે અને આખ્યાન વર્ણનમાં પ્રેમાનદે પૂર્ણ રસ દેખાડયો છે નીતિમાં દલપતરામ પહેલે નબરે અને વીર રસમા નર્મદાશંકર મોખરે છે, ત્યારે વર્તમાન વિષયનુ વિવેચન કરવા વિના છુટકોજ નથી એવા વિચારથી વિષય તો ચાલુ જમાનાનોજ અમે પસદ કર્યો. પ્રાસ તથા બીજા અલકારોનું તો પહેલાના કવિઓ ભક્ષણ કરી ગયા હતા એટલે અમારા મિત્રના ઉપદેશ પ્રમાણે બ્લેન્ક વર્સ લખવાનોજ અમે સપાટો ચલાવ્યો અને થોડાજ વખતમા ગુજરાતી ભાષાની ગધ પણ ન જાણનારા એવા અગ્રેજી વિદ્યાના અર્જનથી હીનચક્ષુ બનેલા વિદ્વાનોમા અમારી સારી નામના ખી થવા લાગી જોકે કેટલાક પુરાણી ઢબના કવિઓ અમારી નિંદા તો કરતા હતા,

તેની માળાઓ બનાવી, બજારમાં વેચતી હતી, એથી તેના, તેની સ્વામીનીનો અને મધુર-બાલિકાના દિવસ ગુજરતા હતા, જ્યારે બાલિકા સમજણી થઇ ત્યારે પણ તે માળાઓ ગુંથીને ચંપા દાસીની મદદ કરતી હતી, અને કોઈ કોઇ વખતે બજારમાં પણ જતી હતી, અને જો કદી ચંપા દાસી બજારમા ન જઇ શકતી તો બાલિકા માળા લઇને વેચવા જતી હતી. જે દિવસે વિરેન્દ્રસિંહે પહેલા મધુર બાલિકાને બજારમા પુષ્પમાળાઓ વેચતી જોઇ તે વખતે તેણે તમામ પુષ્પમાળાઓ ખરીદ કરી લીધી હતી, અને વાતવાતમા તેની સઘળી બીનાથી વાકેફ થઇ ગયા હતા

બાલિકાના દુઃખથી ભરેલા સમાચાર સાંભળી પરોપકારી વિરેન્દ્રસિંહના હૃદયમા એટલી દયા આવી કે, તેણે બાલિકાની સર્વે રીતે સહાયતા કરવાની પ્રતિજ્ઞા લીધી પરંતુ એ વાત કમળાદેવીના જાણવામા આવી નહિ કે,—"એક અજાણ્યો પુરૂષ અમારી આટલી સેવા ચાકરી અને મદદ શા માટે આપે છે ?"

બાલિકા અને વિરેન્દ્રસિંહની જ્યારે શરૂઆતમા ઓળખાણ થઈ તે વખતે બાલિકાના હાથમા ફકત પાચ પુષ્પમાળાઓ હતી, તે વિરેન્દ્રસિંહે ખરીદી લઇ તેને પાચ રૂપીઆ આપ્યા, પાંચ ટકાની પુષ્પમાળાને બદલે પાચ રૂપીયા મલેલા જોઇ બાલિકાને અત્યંત નવાઇ લાગી, તે રૂપીયા પાછા આપીને બોલી,—

"નહીં ! નહી, આ પુષ્પમાળાઓની કીંમત આટલી નથી, એક એક માળાઓની કીંમત વધુમા વધુ બે બે પૈસા છે"

"બાલિકા ! તમારૂ કહેવુ ઠીક છે, વિરેન્દ્રસિંહે કહ્યુ, "મે ઠાકોરજીની માનતા માની છે કે, અમુક મારૂં કામ થઇ જશે તો કુમારી કન્યા પાસેથી પાચ રૂપિઆની પુષ્પમાળાઓ વેચાતી લઈ ચઢાવીશ, તો બાલિકા ! શ્રી વૃંદાવન વિહારીની કૃપાથી મારો મનોર્થ પણ પૂર્ણ થયો અને વળી કુમારી કન્યાપાસેથી પુષ્પમાળાઓ પણ મળી, કુમારી કન્યાના દર્શન થયા, તેથી આજે જો તમારા હાથમાં ફકત એકજ માળા હત તો હુ પાચજ રૂપિયા આપીને લઇ લેત ! તેથી આજે આ રૂપિયા લેવામા કોઇ જાતનો વિચાર કરશો નહિ"

વિરેન્દ્રસિંહે જોર જુલમથી મધુર બાલિકાના હાથમા પાચ રૂપીઆ આપ્યા, જો કે માનતાનુ માત્ર બહાનુ જ હતુ તે હડહડતુ ખોટુ જ હતુ. પરંતુ ભોળી બાલિકા સાચુ સમજી અને ગભરાતાં બોલી:—

"માનતાનુ આપનું કહેવુ જો કે ખરૂ છે તો પણ આટલા રૂપીયા જોતા મારી માતુશ્રી મને વઢશે, અને કદી પણ મને બજારમા માળાઓ વેચવા મોકલાવશે નહિ તેથી આપ મહેરબાની કરી આ પૈસાથી મને એક રૂપીઆના પૈસા આપો, તો તેમાથી પાચ માળાઓની કિંમત દશ પૈસા લઇ બાકીના પૈસા અને ચાર રૂપીયા આ બજારમા ઉભેલા કંગાલોને વહેચી આપુ."

બાલિકાની આવી ઉદારતા, આવો શાંત હૃદયનો પરિચય જોઇ વિરેન્દ્રસિંહની આંખોમા અશ્રુ વહેવા લાગ્યાં તેણે બાલિકાનો હાથ પકડતા કહ્યુ,—

"તમે ગભરાઓ નહિ, ચાલો હું તમારી સાથે આવુ છુ, આપના પૂજ્ય માતુશ્રીના પણ દર્શન કરીશ અને રૂપિયાના વિષયમાં હું તેમને સમજાવીશ"

વિરેન્દ્રસિંહની વાત સાંભળી બાલિકા શાંત પડી અને બન્ને જણ ઘરતરફ રવાના થયા, મકાન ઉપર પહોચતાં બાલિકાની માતુશ્રી કમળાદેવીને અથ ઇતિ સઘળો વૃતાંત કહી સમજાવ્યો,

અને કેટલીએક વાતચીત કરી બીજે દિવસે આવવાની પ્રતિજ્ઞા કરી ચાલતો થયો!!

વિરેન્દ્રસિંહ કમળાદેવીને "માતુશ્રી"નાજ ઉપનામથી બોલાવતો હતો અને એ દિવસથી તે માતુશ્રી તરીકે પૂજ્ય ગણતો હતો વીરેન્દ્રસિંહની વર્તણુકથી સરળ સ્વભાવની કમળા દેવીના હૃદયમાં એક નવી જાતનો આનંદ પ્રગટયો, અને તે વીરેન્દ્રસિંહને પુત્ર સમાન ગણવા લાગી, તે દિવસથી વીરેન્દ્રસિંહ દરરોજ કમળાદેવીને ત્યાં આવવા લાગ્યો. કમળાદેવી અને વિરેન્દ્રસિંહે મધુરબાલિકાને ભણાવવાની શરૂઆત કરી તેમજ ભરવા ગુંથવાની પણ દેવીએ કેળવણી આપવા માંડી, તિવ્ર અને ચચળ બાલિકા ફકત બે મહીનાના અરસામાં કાગળ પત્ર લખતાં શીખી હતી

બાલિકાનું ઘરમાથી નીકળવુ, હવે એકદમ બંધ થઈ ગયુ, તેમજ વીરક્ષત્રી વીરેન્દ્રસિંહની સહાયતાથી કમળાદેવીના ઘરમાથી દરિદ્રતાએ પણ એકદમ કુચ કરી હતી. પરંતુ કમળાદેવી વિરેન્દ્રસિંહની સહાયતા લેવામાં રાજી નહોતી, અને વખતો વખત હઠ લઈને અનેક તર્ક વિતર્ક કરતી હતી. જ્યારે વીરેન્દ્રસિંહે જોયુ કે,—"એ મારી સહાયતા આવી રીતે નહીં લેશે." તેથી તેણે વિચાર કરી એક નવીન તર્ક ઘડી એક દિવસે કમળાદેવીને કહ્યું,–

"માતુશ્રી, હુ ક્ષત્રી છુ, અને રંગપુરના મહારાજ રણધીરસિંહની સેનામાં કામ કરૂંછું મારા મહારાજા શ્રીને એક મહાત્માએ કહ્યુ છે કે,–"જો તમારી સેનાના વીર સૈનીક કુવારી કન્યાના હાથની સીવેલી ટોપીઓ પહેરે તો રણસંગ્રામમાં કદી પણ હારશે નહીં, અને યવનોનો સહાર કરી પવિત્ર ભારત ભૂમીનો ઉદ્ધાર કરશે." તેથી મહારાજા શ્રીની આજ્ઞા લઇ એક લાખ ટોપીઓ પાચ વરસમાં તૈયાર કરાવવાનુ મે બીડુ ઝડપેલુ છે, અને સેંકડો કુવાર કન્યાઓને એ કામ સોપવામાં આવ્યું છે, તેથી જો આપની કન્યા આ કામમાં મદદ કરશે તો તેના હાથની સીવેલી ટોપીઓ સૈન્યના મુખ્ય સૈનીકો પહેરશે, ટોપીઓનો નમુનો અને કપડું રાજ્યના ખર્ચે આપવામાં આવે છે, અને દરેક ટોપીની સીલાઇ પાંચ રૂપીયા તે મહાત્માની આજ્ઞાનુસાર આપવામાં આવે છે, હું સમજું છું ત્યાં સુધી તો આપને આ કામમા જરા પણ મેણુ નથી, અને હુ આશા રાખુ છું કે, આ કામમાં મદદ કરવાને આપની બાલિકાને આપ આજ્ઞા કરશો. કારણકે માતુશ્રી, આપ સુરબ્બીની થોડી ઘણી મહેરબાનીથી મહારાજાનુ રાજ્ય નિષ્કંટક થઈ જશે અને તે સાથે ભારતભૂમિનો ઉદ્ધાર થશે, આ શું થોડુ પૂન્ય છે?"

વિરેન્દ્રસિંહની વાતો સાભળી કમળાદેવીની આંખોમાં અશ્રુ વહેવા લાગ્યાં, અને તેમણે નિઃશ્વાસ નાંખતા કહ્યુ,–"પુત્ર! વીરેન્દ્ર! જો ભગવાનની ઇચ્છા છે તો ભલે, આ કન્યા તમારી જ છે, તેથી તમે જે ચાહો તે કામ તેનાથી લઇ શકશો.'

કમળાદેવીની કબુલાત મુજબ વિરેન્દ્રસિંહે ટોપીઓના નમુના, કપડું અને સીવવાનો સઘળો સરસામાન અપાવી દીધો અને શીવવાની શરૂઆત કરી દીધી. તે બાલિકા પણ જીવ જાનથી આ કામ કરવાને તૈયાર થઇ, અને અત્યંત મહેનત લઇ એક મહીનામાં વીસ ટોપીઓ તૈયાર કરી, તેથી દરેક મહીને વીરેન્દ્રસિંહ તે બાલિકાને સો રૂપીયા આપવા લાગ્યો બીજી બાજુ વિરેન્દ્રસિંહની પણ મનોકામના પુરી થઇ, દેવીને તે પૂર્ણ સહાયતા આપવા લાગ્યો, દારિદ્રતાનુ જડમૂળ ઉખેડી નાખ્યું. એક વરસમા કમળાદેવી પાસે બે પૈસાનો સગ્રહ પણ થયો, એટલુ છતાં કમળાદેવીનુ માનસિક દુઃખ દુર થયુ નહોતુ, વળી તે બાલિકાના દિલમાં એક વિચિત્ર પ્રકારની ચિંતાએ ઘર કર્યું હતુ નસીબ દેવીએ આટલે સુધી ચક્રમાં નાંખી

સુખની શૈયામાં કાંટા પથરાયા હતા ! ! વીરેન્દ્રસિંહ ટુંક વખતમાં જ કમળાદેવી અને બાલિકાને કશા સિવાય અલોપ થઇ ગયો હતો, વીરેન્દ્રસિંહની જુદાઇથી બાલિકાને અત્યંત લાગી આવ્યું હતું, તેને જોયાં સિવાય બાલિકા પાણી વિનાના માછલાંની પેઠે તરફડતી હતી, અને અત્યંત ચિંતા-તુર રહેતી હતી, તે વિચાર કરતી કે,- "આજે નહિ તો કાલે તો જરૂર આવશે." એવી રીતે બાલિકાએ પોતાના મનને શાંત પાડયું હતું. પરંતુ તેની આશા ખોટી પડી, બીજે દિવસે પણ વીરેન્દ્રસિંહ આવ્યા નહિ અને દરરોજ નવીન કલ્પનાઓમાં જ તે દિવસ ગુજારવા લાગી, પરંતુ તેના બધા મનોરથ ખોટા જ પડવા લાગ્યા; અનેક ચિંતામાં અને તર્ક વિતર્ક કરતાં એક-વરસ વીતી ગયું પરંતુ બહાદુર વીરેન્દ્રસિંહનો કશો પતો મળ્યો નહિ, અને ગરીબ બાલિકા રાત્રી દિવસ ચિંતામાં જ વિતાડવા લાગી.

વીરેન્દ્રસિંહને જોયા શિવાય જેમ જેમ વધુ દિવસ વીતવા લાગ્યા તેમ તેમ તેના વિરહમાં બાલિકા સુકાતી ચાલતી હતી, મહાદેવી કમળા દેવી પોતાની પુત્રીની સઘળી સ્થીતિ સારી રીતે જાણતાં હતાં, અને તેમના હૃદયને કોરી ઘા સમાન લાગતું, પોતાની એકની એક પુત્રીની દુર્દશા અને પુત્રતુલ્ય વીરેન્દ્રસિંહની જુદાઇમાં દેવીની તબીયત એકાએક બગડી આવી અને ટુંક અરસામાં તેઓ માંદગીને બિછાને પડયાં ! ! વીરેન્દ્રસિંહના ગુમ થવા પછી ટોપીઓની પેદાશ પણ ગઇ, અને દુર્ભાગ્યે જે કંઇ સંગ્રહ કરેલુ હતુ તે ચોરી થતાં નાશ પામ્યું અને કમલાદેવીના ઘરમાં દુષ્ટ દરિદ્રતાનો પગ પેસારો થયો ! ! !

જોકે સુશીલ મધુર બાલિકાએ, વીરેન્દ્રસિંહના ગુમ થવા પછી ઘરની પડતી દશામાં બુદ્ધિના બળે બચેલા કપડાંની ટોપીઓ બનાવી દાસી મ પાસાયે બજારમાં વેચવા મોકલતી હતી પરંતુ જે ટોપીનુ દામ વીરેન્દ્રસિંહ પાચ રૂપીઆ આપતા હતા તે ટોપીનુ દામ એક રૂપીઆથી વધારે મળતું નહોતુ. તેમ હવે તેવું કપડું પણ તેમની પાસે નહોતું. તેથી ટોપી-ઓનું કામ બંધ પડયું ! અને ફરીથી પુષ્પમાળાઓનો વેપાર ચાલુ કર્યો ! તેમાં ત્રણ માણસોનું પેટપુરતું ખાવાનું પણ ભાગ્યેજ મળતું હતું. મહિનામાં કેટલાક દિવસ અપવાસ થતા હતા, પરંતુ ચતુર બાલિકા તે વાત પોતાની માતુશ્રીને જણાવતી નહોતી, અને તેમને ખાવાનું ખવરાવતી હતી. ધન્ય છે ઉદાર બાળા ! તેણે હજારો કષ્ટ સહન કર્યાં, કેટલાક ઉપવાસ કર્યા પરતુ બાલિકા તે વાત કોઇને પણ કહેતી નહોતી, માત્ર ધીરજ અને શાંતીથી બાલિકાએ દિવસો ગુજાર્યા, જો કે શહેરમા અબળાઓની ઉપર અનેક રીતના જૂલમ થતા હતા, દુરાચારી નવાબ સિરાજુદ્દૌલાના નવાબી દોરમાં અનેક કુકર્મો થતા હતાં તો પણ એ વીરક્ષત્રી બાલિકાએ અનેક દુઃખો સહન કરીને દિવસો વીતાડયા

ઉપરની બીનાને એક વરસ વીતવા પછી અચાનક રીતે પેલી બાલિકા અને વિરેન્દ્રસિંહનો મેલાપ થઇ ગયો અને બાલિકાનાં પ્રાણ બચાવી તેના મકાન ઉપર ગયા, જે આપણે ઉપર-વાંચી આવ્યા છીએ.

ઘરની પાસે પહોંચ્યા પછી વીરેન્દ્રસિંહના હાથમા એક નાનું ધનુષ્ય જોઇ બાલિકાએ પુછ્યું,- "બહાદુર ! શુ આપે જ પેલા ખૂની હાથીને ઠાર કરી મારા પ્રાણ બચાવ્યા? વાહ ! આ ગુણ પણ તમારામા છે ? ચાલો એ સમાચાર સાંભળી માતુશ્રી ઘણા જ ખુશી થશે, મારા પ્રાણ આપે બચાવ્યા એ સમાચાર જાણી માતુશ્રીના આનંદનો પાર રહેશે નહિ ! ! !"

વીરેન્દ્રસિંહે મશ્કરીમાં જ કહ્યું—"સાંભળો બાલિકા ! આ સઘળો વૃતાંત માતુશ્રીને જરા પણ કહેવો નહિ, કેમકે તેમની તબીયત સારી નથી અને આ ખબર સાંભળીને તેમાં વધારો

હશે, માટે ભુલમાં પણ આ વાત તેમને કહેશો નહીં "

"જેવી આજ્ઞા, આપના કહેવા મુજબ કરીશ, આજે ઘણા દિવસે તમારાં દર્શન થયાં છે તમારી આજ્ઞાનુ ઉલ્લંઘન કરીશ નહીં, પણ કહો તો ખરા કે આટલા દિનસ તમે કયા હતા"

"ચાલો ઘેર જઇને સર્વ કહુ છુ" કહી બને જણ ઘેર પહોન્યા, ચંપાને બોલાવવાથી તેણે દ્વાર ઉઘાડ્યુ બાલિકા અને વિરેન્દ્રસિંહે મકાનમાં પ્રવેશ કર્યો ! !

---

## પ્રકરણ ૫ મું.

### બંગાલામાં થઇ ગયેલા નવાબ.

" उद्योगिनं पुरुषसिंह मुपैति लक्ष्मी "

કુટિલ કાલની વિચિત્ર ચાલ બરાબર બદલાતી જાય છે, તે એટલે સુધી કે મોટા ત્રિકાળદર્શી વિદ્વાનો પણ કાળની આ વિલક્ષણ ગતીનો પાર પામી શક્યા નથી જ્યાંસુધી સંસારનુ અસ્તિત્વ બનેલુ રહેશે ત્યાંસુધી કાળની અનિવાર્ય ગતિ પણ બરાબર રીતે બદલાતી જશે, એ ગતિનુ રોકાણુ ઘણુંજ કઠીણ છે.

જુઓ, એક દિવસ એ પણ હતુ કે જ્યારે આપણુ ભારતખંડ રસકસથી પૂર્ણ ભરેલુ હતુ અહીંના ચક્રવર્તી રાજાઓ આખા ભુમંડળમા શાસન કરતા હતા આ દેશમાજ લક્ષ્મી અને સરસ્વતીએ જન્મ લીધો હતો, આખી પૃથ્વીમા સર્વ જાતની વિદ્યા અહીંના મહાન વિદ્વાન બ્રાહ્મણોદ્વારા ફેલાઇ ગઇ હતી અને આજ દેશના વિદ્વાનોથી શિક્ષા મેળવી બીજા અસંખ્ય દેશના વતનીઓએ પણ સભ્યતા પ્રાપ્ત કરી હતી ! એનુ પ્રમાણ ઇતિહાસ તથા પુરાણોમાથી મળે છે, ભગવાન મનુજીએ શુ કહ્યુ છે ?

' एतद्देशप्रसूतस्य सकासादग्रजन्मन ।
स्वस्व चरित्रं शिक्षेरन् पृथिव्या सर्व मानवाः
वाल्हीका यवनाश्चीनाः किराता दरदा खशा ॥"

પરંતુ અફસોસ છે કે—એક દિવસ એ પણ છે કે એજ ભારત દેશ વિકાલકાળની કુટીલ ગતિથી પોતાની સ્વાધીનતા ગુમાવી મુસલમાનોનુ ગુલામ થયું ! ! અને ધીમે ધીમે આ દેશ, આ દેશની વિદ્યા ધર્મ કીર્તિ, મર્યાદા જાતિ અને સમાજનો નાશ થયો ! ! તે એટલે સુધી કે આજકાલના કેટલા એક લોકો રામાયણ અને મહાભારત આદિ ઇતિહાસોની જુની વાતોને તદન જુઠી માનવા લાગ્યા છે ! શુ એ કાળની ગતિજ બદલાયની નથી જતાવતુ ? કે જેણે ભારતને ઉન્નતિના ઉંચા શિખરોમેથી નીચે ગબડાવી પાડ્યુ છે !

જે કાળે ભારતની સ્વાધીનતાને ધુળધાણી કરી નાંખ્યુ, તેની વિચીત્ર ગતિના પ્રતાપે મુસલમાનોનો પ્રતાપ સુર્ય પણ કેટલા એક વરસો સુધી તપીને પશ્ચિમના મહાસાગરમા જઇને

સદાને માટે ડુબી ગયો છે, અને અગ્રેજ સોદાગરોએ સોદાગરીના બહાને આ દેશને ઝડપી લીધો છે; જોકે આ દેશ પરાધીનતાની બેડીથી જકડાઇ રહેલો છે, પરંતુ એટલું સારું થયુ છે કે-અગ્રેજોએ મુસલમાનોના અત્યાચારમાંથી આ દેશનો છુટકારો કર્યો છે, જોકે અંગ્રેજોએ પોતાના જાતી ભાઇઓની પેઠે ભારતવાસીઓ સાથે તેમના જેવું વર્તન ચલાવેલું નથી, પરંતુ એટલો સંતોષ છે કે ભારતવાસીઓનુ ગળું અત્યાચારીઓના હાથમાંથી છોડાવેલુ છે, તેથી કહેવું પડે છે કે કાળની વીચીત્ર ગતીનો કોઇપણ પાર પામી શક્યુ નથી

• ઇતિહાસોથી સારી રીતે જાણવામાં આવે છે કે મુસલમાનોએ જ્યારે જે દેશ પોતાના તાબે કર્યો તે છલ-કપટ અને અનેક દુરાચરણોથી દેશ તાબે કરેલા છે, અને જ્યાં તેઓ ગયા છે ત્યા લુટવું, ચોરવું, લોકોને ગુલામ બનાવવા, અને હિંદુ ધર્મ તથા સમાજનું સત્યાનાશ કાઢવામાંજ પોતાની બહાદુરી તેમણે બતાવેલી છે, જોકે તેમાં કેટલાએક ધર્માત્મા બાદશાહો પણ થઇ ગયા છે, તોપણ ઘણુ ભાગે મુસલમાન બાદશાહો અત્યાચારીઓજ થઇ ગયેલા છે !

આ નવલકથાનો બંગદેશની વાર્તાઓ સાથે સંબંધ છે, તેથી અત્રે અમે બંગદેશ [બંગાલા] માં મુસલમાની હકુમતનુ થોડું વૃતાંત આપવુ ઉચિત જાણીએ છીએ.

બંગદેશની સ્વાધીનતાનું નાશ કરનાર પહેલો નવાબ બખ્તીયાર ખીલજી થયો, તે જાતનો અફઘાન હતો અને દીલ્લીના ગુલામ બાદશાહ કુતબુદીનનો મોકલાવેલો ઇ૦ સન૦ ૧૨૦૩ માં બંગાલામાં આવ્યો હતો; તેના પછી બંગાલામા કેટલાએક હાકિમો થઇ ગયા જેમાં ઇ૦ સન૦ ૧૨૨૦ થઇ ગયેલો ગ્યાસુદીન નેક પણ હતો.

તે પછી ઇ સ ૧૨૨૭ મા સુગનખા નવાબ થયો, અને તેની પછી તુગરલખા અને તેની પછી ઇ૦ સન ૧૨૮૨મા નાસીરૂદ્દીન થયો, તે બાદ નાસીરૂદીનના બે બેટાઓ, કૈકયસ અને ફીરોજશાહ બંગાલના હાકેમ થયા, ફીરોજશાહના મરણ પછી તેનો પુત્ર શાહબુદીન ઇ૦ સન ૧૩૧૮મા બંગાલાનો હાકેમ થયો, પરંતુ થોડાજ દિવસમા દિલ્લીના બાદશાહ ગ્યાસુદીને બંગાલામાં આવી તેને ગાદીઊપરથી ઉતારી તેના ભાઇ નાસીરૂદીનને ગાદી આપી, કેટલાક દીવસો પછી જ્યારે મહમદ તઘલખ દિલ્લીનો બાદશાહ થયો ત્યારે તેણે ઇ સન ૧૩૩૫મા અનુક્રમવાર બહાદુરશાહ અને બહેરામખાને બંગાળાનો હાકેમ બનાવ્યો

બહેરામખાના મરણ પછી તેનો ગુલામ ફકરૂદીન ઇ૦ સન ૧૩૩૮ મા બંગાળાનો કુલ મુખ્તીઆર નવાબ થયો, અને તેના મરણ પછી તેનો પુત્ર મુજફર, ગાઝી, તે પછી ઇ સન ૧૩૫૮માં ગ્યાસુદીન, તે પછી તેનો પુત્ર સિકંદરશાહ, તેની પછી સિકંદરશાહનો પુત્ર ગ્યાસુદીન ઇ. સ ૧૩૮૯મા નવાબ થયો અને તેને મારીને દિનાજપુરના મહારાજા ગણેશે ઇ સ ૧૪૦૫મા બંગાળાની પોતાની હકુમત ચાલુ કરી

• તેના મરણપછી તેનો પુત્ર યદુ મુસલમાન થઇ ગયો, અને પોતાનુ નામ જલાલુદીન રાખી બંગાળાનો હાકેમ થયો, તેની પછી તેનો પુત્ર અહમદશાહ થયો

અહમદશાહના મરણપછી મુસલમાનોએ શમશુદીનના વંશના નાસીરૂદીનને બંગાળાનો હાકેમ બનાવ્યો અને તેના મરણ પછી તેનો પુત્ર બરબકશાહ માલીક થયો અને ઇ સ ૧૪૮૭માં તેના ગુલામોમા કાપાકાપી થવા પછી દીવાન સૈયદ અલાઉદીન હબશી ઇ સન

૧૪૯૪માં પોતે હાકેમ થઇ બેઠો, તેની પછી તેનો બેટો નુસરતશાહ હાકીમ થયો, તેની પછી તેના ભાઇ મહમદશાહે તેના પુત્ર ફીરોજશાહને મારી તખ્ત ઉપર પોતાનો કબજો કરી લીધો, પરંતુ થોડાજ દિવસો પછી ઇ સ ૧૫૨૬માં શેરશાહે તેને હાર આપી બંગાળાનો કબજો કરી લીધો. શેરશાહના મરણપછી બંગાળામાં કેટલાએક હાકેમ થયા, પરંતુ ઇ સ ૧૫૬૩માં સુલેમાન નામના હાકેમે બંગાલામાં પોતાનો દબદબો જમાવ્યો !! તેના મરણ પછી તેનો પુત્ર વારીદશાહ નવાબ થયો, પરંતુ બીજા વરસમાજ તેને મારી દાઉદખાં નવાબ થયો, પરંતુ અકબરશાહે તેને કહાડી મુકી પોતાની તરફથી હુસેન કુલીખાનને ઇ સન ૧૫૭૬માં બંગાળાનો હાકેમ બનાવ્યો, અહીંઆંથી બંગાળાની હકુમત પઠાણોના હાથમાથી નીકળી મુગલોના હાથમાં ગઇ

ઇ સ ૧૫૭૮ માં હુસેન કુલીખાંના મરણ પછી તેનો પુત્ર મુઝફરખા બંગાળાનો નવાબ થયો પરંતુ કેટલીક ખટપટો થતા તેને કાઢી મુકવામાં આવ્યો હતો, અને તેની જગોપર રાજા ટોડરમલ અને પછી રાજા માનસિંહ બંગાળાની હુકુમત કરવા લાગ્યા.

ઇ સ. ૧૬૦૫ મા અકબરશાહના મરણ પછી જહાગીરે કુતુબખાને બંગાળાનો હાકેમ બનાવ્યો, તેની પછી ક્રમવાર જહાગીર કુલીખા, શેખ ઇસ્માઇલખાં, કાસિમખાં, નુરજહાં બેગમના ભાઇ ઇબ્રાહીમખાં, જહાંગીરનો પુત્ર શાહજહાં બંગાળાનો હાકેમ થયો, અને ઇ સ ૧૬૨૮ મા શાહજહાંએ બાદશાહ થઇને કાસીમખાંને બંગાળાની હકુમત આપી, તેના પછી ઇ સ ૧૬૩૭ મા ઇસલામખા મસહદી અને તેના પછી શાહજહાનો બીજો પુત્ર શાહશુજા બંગાળાનો સુબેદાર થયો, શાહસુજાના માર્યા જવા પછી મીરજુમલા બંગાળાનો સુબેદાર થયો, અને તેની પછી ઇ સ. ૧૬૬૪થી ૧૬૮૯ સુધી નુરજહાંનો ભત્રીજો શાહસ્તખાંન થયો.

તે પછી ઇબ્રાહીમખા બંગાળાનો હાકેમ થયો, હિંદમાં અંગ્રેજોની જડ જમાવવાવાળો આજ થયો, જેણે બાદશાહ ઔરંગઝેબના વખતમાં કેળવણી લીધી હતી, તે પછી ઇ સ. ૧૭૦૧મા મુર્શીદ કુલીખા બંગાળાનો નવાબ થયો, તેના મરણ પછી સફરાજખા બંગાળાનો હાકેમ થયો, થોડા દિવસો પછી તેને હાર કરી અલીવરદીખા નવાબ થયો, અલીવરદીખાં અંગ્રેજોની રીત રીવાજ અને ચાલચલગત સારી રીતે સમજી ગયો હતો, તેથી તેણે સોદાગરીની બાબતમાં કદીપણ છેડછાડ કરી નહોતી, જોકે તેના કેટલાક મુસાહેબોએ અંગ્રેજોની વિરૂદ્ધ તેને ઘણોજ ઉશ્કેર્યો હતો, પરંતુ તે કોઇની પણ જાળમા આવ્યો નહોતો, તેણે પોતાના મુસાહેબોને ચોખ્ખુ કહી દીધુ હતુ કે–"ભાઇઓ ! થલમાં આગ લાગે તો તેને બુઝાવવી મુશ્કીલ પડતી નથી, પરંતુ જળમા અગ્નિ લાગે તો તે કેવી રીતે બુઝાવી શકાય છે ? જોજો કે થોડાજ દિવસમા એ ગોરા સોદાગરો આખા હિંદુસ્તાન ઉપર કબજો કરી લેશે" અને છેવટે એ દીર્ઘ દર્શી નવાબ અલીવરદીખાંની ભવિષ્યવાણી સાચીજ ઠરી

નવાબ અલીવરદીખાંને ત્રણ દીકરીઓ હતી–નૂરી, શીરીં અને ઇમામન આ ત્રણે દીકરીઓ પોતાના ભાઇ હાજી અહમદના ત્રણ પુત્રો–નિવાઝસ મહમદ, સૈયદ અહમદ અને જૈનુદીન સાથે પરણાવી હતી, નવાબ સાહેબે પોતાના ત્રણે દામાદોં (જમાઇ) માથી મોટા નિવાઝસ મહમદને ઢાકાનો, વચલા સૈયદ અહમદને ઓડીસાનો અને નાના જૈનુદીનને બિહારનો હાકેમ બનાવેલો હતો, જૈનુદીનને પુત્ર અવતર્યો તેને અલીવરદીખાંએ દત્તક કરી લીધો જેનું નામ સિરાજુદદૌલા હતુ

ઇ. સ. ૧૭૫૬ મા અલીવરદીખા મરણ પામ્યો, તેની પહેલાંજ સિરાજુદ્દૌલાના કાકા નિવાઝસ મહમદ અને સૈયદ મહમદ પણ મરી ગયા હતા, અલીવરદીખાં પછી બંગાળાના તખ્તપર સિરાજુદ્દૌલા બેઠો, તેણે મુર્શિદાબાદને પોતાની રાજ્યધાની બનાવી હતી, નવાબ સિરાજુદ્દૌલાએ કેવાં ભયંકર અત્યાચારો અને કુકર્મ કર્યા એ ઇતિહાસોના પાનામાં લખેલાં છે, તે સાથે અંગ્રેજોની કેવી કેવી લડાઇઓ થઇ, તે પણ ઇતિહાસ ઉપરથી જણાઇ આવેછે, જે અત્રે લખવાની જરૂર નથી ફક્ત એટલુંજ લખવુ યોગ્ય ધારીશું કે બંગાળાનો છેલ્લો નવાબ સિરાજુદ્દૌલા થયો, તેની પછી મીરજાફરખાં વગેરે કેટલાક નવાબ થયા હતા, પરંતુ તે સઘળા નવાબો અંગ્રેજોના હાથના રમકડાં હતાં તેથી તેઓની કર્મકથા અત્રે લખવી નકામીછે, સિરાજુદ્દૌલાએ પોતાના ભાઇ સકતજંગને પણ મારી નાખ્યો હતો, કદાપિ જો તેના સેનાપતિ મીરજાફરખાં, ખજાનચી રાયદુર્લભ અને મહાધની, મહાજન, જગતશેઠ માહતાબરાય, શેઠ અમીચંદ આદિ લોક તેના અત્યાચારોથી ગભરાઇને તેને વિશ્વાસઘાત ન કરત અને લોર્ડ કલાઇવ સાથે મળેલા ન હોત તો સિરાજુદ્દૌલાને ખસેડવો એ અંગ્રેજોને ઘણું મુશ્કીલપડત ! પરંતુ અંગ્રેજ જાતી મહા ઉદ્યોગી અને લક્ષ્મી તેવા ઉદ્યોગી પુરૂષનેજ આલીંગન કરે છે, એજ કારણથી આજે એ જાતિ ભારત–સામ્રાજ્યનો ઉપભોગ કરે છે !

---

## પ્રકરણ ૬ ઠું.

### વિધિ વિડમ્બના.

#### "વિધિર્હિ બલિષ્ઠો બલી."

**આ** ઉપન્યાસમાં અમે જે વખતનો હાલ લખી રહ્યા છીએ, તે સમયે રંગપુરના મહારાજા પણ બંગાલના પ્રસિદ્ધ રાજાઓમાં ઓળખાતા હતા, સંભળાય છે કે એક વખત દિલ્લીના બાદશાહ અકબરે રંગપુરના મહારાજાને હાથી ઘોડા આદિ બહુ મુલ્ય પદાર્થો ભેટ તરીકે મોકલ્યા હતા. અને તેથીજ રંગપુરના રાજાઓ દિલ્લીના બાદશાહના પક્ષમાં રહેતા તથા બંગાલના સુબેદારથી કદી દબાતા નહીં પરંતુ અમે આગળ પણ કહી આવ્યા છીએ અને તેજ વાત પાછી હમણાં પણ કહીએ છીએ કે 'વખત ચાહે તે કરી શકે છે' જોકે રંગપુરે બંગાલાના કેટલાક અત્યાચારી સુબેદારો સાથે મોટી મોટી ક્રીડા ક્રીડી હતી પરંતુ આખરે તેઓનુ બળ પણ ઢીલું ભાગ્યુ અને તેને પણ વખતના ચક્કરમાં ઝપટાઇ સહુસત તેવી વહુગત વાળી ' સ્થિતિમાં આવવુ પડ્યું જોકે કેટલાક અત્યાચારીઓની શની જેવી દ્રષ્ટિ તેઓપર હમેશાથી પહેલીજ હતી છતા તેઓની દ્રષ્ટિમાંથી બચેલું રંગપુર આખરે સિરાજના જુલ્મથી બચી શકયુ નહીં તે સમયના બંગાલીઓના રોદનના પડઘા હજુ સુધી ઇતિહાસોમાં ઘુમી રહ્યા છે

અમે જે સમયનો હેવાલ લખીએ છીએ, તે વખતે રંગપુરના વૃદ્ધરાજાનું નામ મહારાજા મહેન્દ્રસિંહ હતું. તે મહાતેજસ્વી, પ્રજાવત્સલ, નીતિ નીપુણ અને સંસ્કૃત પૂર્ણ પંડિત હતા. એની ગુણગ્રાહકતા અને વક્તૃત્સતાથી તે વખતે બંગાલમાં સંસ્કૃત ભાષાની ઉન્નતિ થતી જતી હતી. અને સંસ્કૃતના મોટા મોટા વિદ્વાનોએ સારા સારા ગ્રંથો લખ્યા હતા, મહારાજ મહા ધર્મિષ્ઠ હતા. દરરોજ ત્રણ પ્રહરથી વધારેનો વખત તો તેઓ પૂજા પાઠમાં ગાળતાં, જો કે તેઓની ઉમ્મર પચ્ચાસી વરસ કરતાં વધારે હતી તો પણ તેઓનો બાંધો અને આહાર વિહારની સગવડતાને લીધે સાઠ વરસ કરતાં વધારે મોટા માણસ જેવો જણાતો નહોતો. તેને એક પુત્ર અને એક કન્યા હતી. મહારાજાની સ્ત્રીનું (મહારાણીનું) નામ ગિરિજાદેવી હતું, કે જે માલદહના રાજાની પુત્રી થતી હતી. તે દંપતિમાં પૂર્ણ પ્રેમ હતો અને તેઓ સંસારમાંજ સ્વર્ગનું સુખ ભોગવતાં હતાં. પરંતુ અખંડ કાળના ચક્રે રાજા અને રાણીમાં વિયોગ નાખ્યો. જોકે ગિરિજા દેવીને માટે તો એ આનંદનીજ વાત થઇ કે તે પોતાના પતિની દૃષ્ટિ આગળ અખંડ સૌભાગ્યે પરલોક સધાવી, પરંતુ મહારાજના હૃદયમાં પોતાની પ્રિયતમા પત્નિના વિયોગથી એવો કારી ઘા થયો કે તેણે તેજ વખતે સર્વ રાજયનો કારભાર પોતાના યુવાપુત્રને આપીને કાશીનિવાસ કરવા તેજ વખતે પશ્ચિમ તરફ પ્રયાણ



પુસ્તક ૩. મુંબઈ જુન-જુલાઇ ૧૯૦૫. અંક ૯-૧૦.

## અધિપતિની નોંધ.

નામદાર શ્રીકરઝનજી મહારાજનો રાજ્યઅમલ પણ હિંદી પ્રજાના હૃદયપટમાં હમેશને માટે યાદ રહેશે। એક તરફ લૉર્ડ ડેલહૌસી જેવા વાઇસરાયની રાજ્યલિના જેમ હિંદી પ્રજાને હમેશ માટે નિરાશ કરી ગઇ છે તેમ આ નના મહારાજજી ૧૦૦૦૦૯-પછી જેટલા મીંડા ઉમેરે તેટલાં ઓછા-તેની યાદગીરી પણ ભૂલાવાની નથી। તેમણે આ દેશમાં આવી નતના હૃદયમાં જેટલો સંતોષ, જેટલી નિરાશ, જેટલું વૈમનસ્ય અને જેટલો વિષાદ ઉત્પન કર્યાં છે તેટલાં હમણાંના કોઇ વૉઇસરોયે ઉત્પન કર્યા નહોતા। વળી તેઓએ બંગાળાના બે વિભાગ કરી બિચારા બંગવાશીઓને શોકના સમુદ્રમાં નાખી દીધા છે। તેઓએ પોતાના વર્તમાનપત્રોની આસપાસ-જાણે કોઇ નિકટનું સગું મરી ગયું હોય તેમ કાળી લીટીઓમાં પ્રસિદ્ધ કરી અપાર, અભેદ શોક લાગણી પ્રકાશ કરી છે। બંગાળી બાબુઓનાં હૃદયાર કળ કળાટને નહીં ગણકારતાં તે નામદારે બીચારી ગરિમડી બંગાળણના બે કટકા કરી નાખ્યા છે। એટલુંજ નહીં પણ તે સૌભાગ્યવતીના સૌભાગ્યાનકર પણ ઉતારી લીધા છે। પરંતુ બંગાળીઓ એવો નિશ્ચય કરવા ચાહે છે કે હવેથી વિલાયતની બનેલી કોઇ પણ વસ્તુ વાપરવી નહીં અને ચીના લોકો પેઠે સ્વદેશની બનાવેલી વસ્તુઓજ વાપરવી। બંગાળીઓની પેઠેમ આખા હિંદુસ્તાનની પ્રજા આવો સંપ કરે તો આ દેશની લક્ષ્મી પરદેશ જતી અટકે, દેશી કારીગરોને ઉત્તેજન મળે અને તેઓનો દેશ પાછો હતો તેવો તાજો થાય। પરદેશી વસ્તુઓ ઉપયોગમાં નહીં લેવાતું, સ્વદેશાભિમાન દરેક હિંદવાનીઓને ઉત્પન થાય તો કેટના બધા હર્ષની વાર્તા છે। એ વિચારવું મુસ્કેલ નથી।

* * * *

ઇંગ્લાંડની પારલામેંટમાં થોડા દિવસ ઉપર આયર્લાંડની જમીનોના સબંધમાં ત્યાંના પ્રસિદ્ધ મેમ્બર મી૦ રેડમન્ડે "લૅંડઍક્ટ" અનુસાર જે કામ થાય છે તેનો પ્રતિવાદ કર્યો હતો। પારલામેંટમાં તે માટે મત લેતા મી૦ રેડમન્ડ તરફ ૧૯૮ અને મી૦ બાલ્ફોર-ગવર્નમેંટ-પ્રધાન તરફ ૧૯૬ મત મળવાથી ગવનમેંટનો પરાજ્ય થયો છે। એ સમયે ગવનમેંટ અને સાથે મી૦ બાલફોરની હાર થઇ તે વાત જુદી છે। પરંતુ કાયદા પ્રમાણે જ્યારે ગવર્નમેંટનો પરાજ્ય થાય ત્યારે પ્રધાને રાજીનામું આપી પાણીચું નાલીયેર પકડવું જોઇએ। મી૦ બાલ્ફોરે તેમ નહીં કરવાની હઠ પકડી છે। અને જ્યાં સુધી રૂસ જાપાનના યુદ્ધની પૂર્ણાહુતિ ન થાય ત્યાં સુધી પ્રધાનપદે રહેવાની માગણી કરી છે। બહુ દિલગીરીની વાત છે કે સુધરેલા દેશોના ન્યાયનીતિથી ભરપૂર બનેલા પ્રધાનો પણ આવી વખતે હઠ કરી બેસી સમસ્ત સુધરેલા નેશનને કલંક લગાડે છે। પરંતુ હિંદુસ્તાનની પ્રજા જેવી આઇરીશ પ્રજા નથી। તે તો પોતાનું

પકડેલી વાતનો અંત આવતા સુધી પારલામેટને ગંજીફી મુકે તેવા છે ! હવે જોવાનુ છે કે આઇરીશો હારે છે કે મી૦ બાનફેર !

* * * *

જુનાગઢ રાજ્યમા હમણા એક એવો સરક્યુલર બહાર પડયો છે કે "વેશ્યાઓએ ત્રણ માસમાં પરણી લેવુ ! તેમ નહીં કરે તેને માલ મીલકત કબજે કરી ગામ બહાર કાઢી મુકવામા આવશે ! ધન્ય છે નવાબ સાહેબને ! જો આ વાત સાચી જ હોયતો એવા કાયદાની દરેક દેશોમા જરૂર છે ! કુચ્છદી વેશ્યાઓથી જેટલા બધા ગેર ફાયદા થાય છે તે દરેક સમજુ માણુસો સારીપેઠે સમજી શકે છે ! જો વેશ્યાઓ એકજ–બાઇને કોઈ દે નહીં અને બાઇને કોઇ લે નહીં એવા–પતિનો સ્વિકાર કરી બેસતી હોયતો ધનવાનોના પૂત્રો તન, મન અને ધનની ખુવારી કરે નહીં ! પતિવ્રતા સ્ત્રીઓ બિચારી રખડી મરે નહીં અને બાળકોને લાચારી ભોગવવી પડે નહીં ! આવો કાયદો દરેક દેશી રાજ્યોમા થવો જોઇયે ! અને ખાસ બ્રીટીશ ગવર્નમેટના રાજ્યમા પણ થવો જોઇયે ! મુબઇની વેશ્યાઓ માટે જો આવો કાયદો થાય તો ઘણી સતિ–પતિવ્રતા–સ્ત્રીઓના આશીર્વાદ મળે અને ગવર્નમેટની વાહવા થાય ! મુબઇના અને બીજા દેશીરાજ્યોના વિચારવત પોલીસ કમીશનર આ બાબત લક્ષમા લે તો બનવા જેવુ છે !

* * *

મુબઇના ઘાટીઓ પણ ખરા સપીલા ! તેમણે પોતાનુ સાજનુ કહો કે મ્હાજન, કહો કે સભા, કહો કે મડળ ભેગુ કરી એવો ઠરાવ કર્યો છે કે હવેથી શેઠાણીઓ–સ્ત્રીઓના લુગડા ધોવા નહીં ! શેઠના લુગડા ધોવા અને ઘરનુ બીજુ કામ બધુ કરવુ ! એ નીયમથી વિરૂદ્ધ વર્તે તેને ૧૨ વરસ સુધી હુકાહુકી બંધ અને પચાસ રૂપિયા દડ ! ઘાટીઓનો આ સપ થયા પછી મુબઇની જેઓ લટકાળી મટકાળી શેઠાણીઓ હતી તેમનાં તો હાંજા ગગડી ગયા છે ! મુળે તો તેમનાં હાથ પગ ભાગેલાજ હતા તેમાં વળી પૂરાં ભાગ્યા ! શાબાસ છે એ લોકોને ! તડાકાબધ ઠરાવ કરી તેનો અમલ પણ બજાવી દીધો ! બહારગામ–મુબઇ ઇલાકામાં રહેનારા ઘાટીઓને પણ આ ઠરાવની ખબર આપી દીધી ! ઉચ્ચ જ્ઞાતિઓમાં એક ઠરાવ કરતા તેમના પાણી મોભે ચડે છે ત્યારે ઘાટીઓની પારલામેટે ઝપાટા બંધ કામ કરી બતાવ્યુ ! ધન્ય છે તમને ! સપ સાજ જપ છે !

* * *

જ્યાં ત્યા દેશીઓનાજ બિચારાઓના ભોગ છે ! નોકરી ચાકરી કે વેપાર વણજમા અંગ્રેજો અને દેશીઓ માટે કાયદા જુદાજ ! ચામડીના ફરક સાથે ન્યાયમા પણ ફરક ! પરંતુ ઇશ્વરને ત્યા બધાનો ન્યાય સરખો છે ! તેમ ત્યા વિશેષતા છે ત્યાંજ ન્યુનતા છે ! ગરમીના દિવસોમા હિંદી સરકારનો મુકામ સીમલા જાય છે ! તે વેળા આખુ ઓફીસ મડળ પણ ત્યાજ રહે છે ! સીમલામા મકાનોના ભાડા અને અનાજ, દુધ, લાકડાં વિગેરે સઘળુ મોંઘુ હોય છે ! છતા દેશી નોકરોના પગારો તેટલાજ હોય છે ! તેનો ભાવ કોઈ વધતો નથી ! આમ હોવાથી દેશી કલાર્કો કેટલાક વખત થયા સરકારને વારવાર અરજ કરતા હતા પરંતુ ઘણે મોડે–હમણા–તે તકરારનો નિવેડો લાવવા કમીશન નિમાયુ છે ! આશા રાખવામાં આવે છે તેમ તો તેનુ પરિણામ સારી આશા આપનાર નિવડશે ! અને વગર પરણેલા પરણેલા બાળબચ્ચાવાળા તથા બહોળા કુટુબવાળા કલાર્કોને યોગ્ય રીતે ભથ્થુ–પગારમા વધારો કરી–

આપવામાં આવશે! બિચારા દેશીઓનાં કમભાગ્યમાંથી સુભાગ્ય થાય તે જોવા સઘળા રાજીછે! આવા જમાનાનો રંગજ એવો છે ત્યાં કોનો દોષ?

* * * *

એક તરફથી હમણાં જ્યારે સઘળે શાંતિ હતી ત્યારે ત્યારે બીજી તરફથી ઇંદ્રમહારાજે પોતાના દૂતોને હિંદુસ્તાનમાં ખબર લેવા મોકલી મ્હોટું તોફાન મચાવી દીધું! જુલાઇ માસના છેલ્લાં અઠવાડીયામાં મુંબઇ, સુરત, અમદાવાદ તરફ ભારે વરસાદ થયો છે! તાપી, નર્મદા, મહી, વિશ્વામિત્રી, સેઢી અને સાબરમતિ નદીઓમાં જબરી રેલ આવી હતી! તે એટલે સુધી કે કિનારાના પાંચ, સાત, માઇલ સુધીનાં ગામડાના લોકોનો વ્યવહાર બંધ કરી, તેમનાં ઘર બહાર લુંટી લઇ બિચારાઓને ઝાડ ઉપર આશ્રય લેવો પડયો! કેટલાકોએ પ્રાણ ગુમાવ્યા! કેટલાકના ધન- માલ ગયા! રેલ્વે, તાર અને પગરસ્તાનો એકદમ અટકાવ કરી દીધો! ગાડીઓની આવજા બંધ થઇ ગઇ! ટપાલ તારના સદેશા પણ બંધ થયા! લોકો મ્હોટી ચીંતામાં પડી ગયા! અમદાવાદમાં એકજ દીવસમાં ૨૭ ઇંચ પાણી! શેહેરની આસપાસનાં પરાંઓમાં, મીલો આગળ, બજારોમાં પાણી, પાણી! બીજી વાતજ નહીં! શેહેરમાં પણ વરસાદને લીધે લોકોને નુકશાન! અનાજના કાપડનાં, અને બીજા વેપારીઓને હજારો રૂપિયાનું નુકશાન! હજારો લોકો નિરાધાર થઇ પડયા છે! લગભગ ૨૨૦૦ ઘરો નાશ પામ્યા છે! ૨૦ લાખનું નુકશાન અટકળવામાં આવ્યું છે! એક ફંડ મારફતે મદદ આપવાનું શરૂ થયું છે! ગાડીઓ, તાર અને પગરસ્તાનો વ્યવહાર ચાલુ થયો છે! તો પણ નુકશાન પામેલા લોકોનો વ્યવહાર ચાલુ નથી! પરમેશ્વર! દુખી થયલા હિંદુસ્તાન દેશ તરફ દેશીઓ તરફ દયા કર! મરતા ને ઉગાર! અને તેમનું રક્ષણ કર!

* * *

જુલાઇ મહિનાના છેલ્લા અઠવાડીયામા મુંબઇના એક પ્રસિદ્ધ ધનાઢયની જન્મ ગાંઠ હતી! તે વેળા આખા માળાને રોશનીથી શણગાર્યો હતો! ચાર દહાડા પહેલાં નિમંત્રણોની ધમાલ પડી હતી! વાગતા વજાતા, સગાં સહોદર અને મિત્રમંડળોની ત્યાંરે આવજા થઈ રહી હતી! જમવા ખાવાનાં અને પહેરવા ઓઢવાનુ તો પુછવુંજ શું? અનાજ તો પગે ચગદાતું હતું! વસ્ત્રાલંકારોનું તો પુછવુંજ શુ? આખા ઘરમાં જાણે લક્ષ્મિદેવી હજાર મુખે હાસ્ય કરી રહી હતી! રાત્રિના સમયે નાચરંગ અને વાજાના મનોહર સ્વરોથી સાંભળનારાઓ ગુલતાન બની રહ્યા હતા! આ બધી મોજ થતી હતી પરંતુ બારણે ઉભેલા ગરિબ, કંગાલોની શી વ્હલે થઇ તે કોણ જાણે છે? તેમને ભૈયાઓની લાત, મુક્કી, ગાળો અને ડંડાના પ્રસાદ! ખરેખર ગરિબોની દાદ લેનાર કોઇજ નથી! ગરિબોની દયા કોને? દિવાનખાનામાં નાચરગથી હસાહસ, સારે બારણા આગળ ગરીબોની રડાપીટ! શ્રીમંતોને ગરિબોની અવદશાનુ શુ ભાન? પ્રભો પ્રભો! ગરિબોની દાઝ જાણવાને તુજ સમર્થ છે! ચાર ૭ દિવસમાં હજારો રૂપિયા ઉપર પાણી ફરી વળ્યું પરંતુ પાંચ પચીસ કંગાલોને મુઠ્ઠી અન્ન નહીં! શ્રીમંતાઇની આ આ કેવી સાર્થકતા? અરે! દાતા દાતા મર ગયે, રહે ગયે મખ્ખી ચુસ." પ્રભો! એમને સદ્‍બુદ્ધિ આપો!

×

**અમને** લખવાને બેહદ દિલગીરી ઉપજે છે કે અમારા પરમ સ્નેહી મીત્ર મી૦ બાલુભાઇ હરજીવનદાસ જેઓ ચર્નિરોડ સ્ટેશનના આસીસ્ટંટ લગેજ કલાર્ક હતા તેઓ તા૦ ૨ મી જુલાઇને દિવસે દાદરમાં ૨૯ વરસની ભર યુવાવસ્થામાં પંચતત્વ પામ્યા છે। મરનાર સ્વભાવે એટલા માયાળુ શાન્ત પ્રકૃત અને સાત્વિક વૃત્તિના હતા કે જેથી તેમના સમાગમમાં આવનાર સખ્યાબંધ મિત્રોમાં દિલગીરી ફેલાઇ ગયા છે। તેમના સમાગમમાં જે કોઇ એ વખત આવતુ તે પુનઃ પુનઃ તેમને યાદ કર્યા વિના રહેતુ નહીં। તેમના મરણથી મુંબઇ દરેક સ્ટેશનનોના હિંદુ, પારસી, મુસલમાન વિગેરે મીત્રવર્ગ દિલગીર થયો છે। મરનાર સર્વેથી સરલ સ્વભાવ અને આસ્તિક હતા। બાલ્યાવસ્થાથી પિતાથી તજાયલા હોવા છતા આપ બળ અને ભલમનસાઇથી સારી નોકરી મેળવવા પામ્યા હતા। મરનાર પોતાની પાછળ માત્ર ૧ વરસની એક યુવાન વિધવા, ૬૦ વરસની એક વૃદ્ધ માતા તથા ફક્ત ૧૨ મહિનાનો એક પુત્ર નિરાધાર સ્થીતિમાં મુકી અવસાન પામી ગયા છે। એથી તેમના બહોળા કુટુંબ અને મિત્ર મંડળમાં ભારે દીલગીરી પથરાઇ રહી છે। અમારા એક સ્નેહી મિત્રના સ્વર્ગવાસ થવાથી અમે ક્ષુદ્ર પ્રાણી શુ કરી શકીયે। માત્ર અંતઃકરણના ઊંડા ભાગમાંથી તેમના મિત્ર ટપકતે ઇશ્વરની પ્રાર્થના કરીશુ કે પ્રભો! મરનારના આત્માને સદ્‌ગત આપો। પરમાત્મા! તેમના આત્માને અખંડ, અનંત શાન્તિપદ આપો!

* * *

**સ્વર્ગવાસી** મી૦ બાલુભાઇ હરજીવનદાસની માંદગી દરમ્યાન એક અતિ ખેદકારક બનાવ બનવા પામ્યો છે। તેઓ ૨૮ મી જુલાઇની રાત્રે નોકરી ઉપરથી આવ્યા પછી માંદા થયા હતા પ્રાતઃકાળે દશ વાગે તેમના મંદવાડની ખબર ચર્નિરોડ સ્ટેશને માસ્તરને પહોંચાડવામાં આવી તે ભલા અને લાગણીવાળા માસ્તરે તરતજ તે બાબત રેલ્વે ડીપાર્ટમેન્ટના ડાક્ટર મી૦ મેરૂજીને જણાવી અને સુચના આપી કે મી૦ બાલુભાઇ એકાએક માંદા થયા છે તેની વીઝીટ લેવી। પરંતુ ડોકટર સાહેબ ક્યાં? તેઓના દર્શન માટે મી૦ બાલુભાઇ તેમજ તેમના વૃદ્ધ માતા વિગેરેએ ઘણી રાહ જોઇ પરંતુ ડૉકટર સાહેબની સ્વારી આવી નહીં। સારા ડાકટરની ગેરહાજરીમા મી૦ બાલુભાઇ રાત્રેજ વિકાળ કાળના મુખમાં સપડાઇ ગયા। ત્યારે બીજે દિવસે સવારે ડાકટર સાહેબના એક H A એ આવી દાદરના સ્ટેશન ઊપર તપાસ કરી। તેમાં માલમ પડ્યુ કે તેઓનો સ્વર્ગવાસ થયો છે। એટલે તેઓ વહીને મ્હોડે પાછા ફર્યા। આ ઉપરથી શુ જાણવુ? રેલ્વે ખાતાના ડૉકટર સાહેબની ઓછા પગારના રેલ્વે નોકરો તરફ કેટલી બધી કાળજી!! હમણા કોઇ ભારે પગારના નોકરને મંદવાડ થયો હોય અથવા જાતિભાઇ કે યુરોપિયન યુરેઝીયન હોત તો તેઓને કેટલા સમયમાં વીઝીટ આપવી પડત? વગવાળા ભારે પગારના રેલ્વે નોકરોની કાળજી લેવાય અને બીજે રંગવાળા મધ્યમ સ્થીતિના નોકરો તરફ બેદરકારી થાય, તો તે મનુષ્ય જાતિ સહન કરી શકશે પરંતુ જેણે આખુ જગત્ રચ્યુ છે તે કેમ સહન કરી શકશે? બી બી સી આઇ રેલ્વેના ડીસ્ટ્રીક્ટ ટ્રાફિક સુપ્રિન્ટેન્ડન્ટ મી૦ ફલેચરને અમારી પ્રાર્થના છે કે આ બાબત યોગ્ય તપાસ કરી ઘટતો ન્યાય આપશો કે જેથી ઓછા પગારના નોકરોની દાદ લેવાય। વળી એક સારા ડાક્ટરની ગેરહાજરીમાં મી૦ બાલુભાઇનુ અવસાન થયુ તે માટે પણ ઘણુ દિલગીર છીએ। D T S સાહેબ કંઇ સારો બદલો આપશે તો તેમના કુટુંબને આ સમયે મદદરૂપ થઇ પડશે!

# ભરતપુરનો કિલ્લો અને કોર્પોરલ હર્બર્ટ !

વાચકવર્ગ સમક્ષ આજે જે વાર્તા આલેખવામા આવે છે તેવું ઉદાહરણ, ઇતિહાસમાં બીજુ ક્વચિદ્દજ મળી આવશે. હિંદુસ્તાનમા ઇંગ્રેજ લોકોના પદાર્પણ થવા પછીજ સઘળે દેશદ્રોહ અથવા પરસ્પર ફાટફૂટ વિશેષરૂપે જોવામા આવે છે. પરંતુ ઇંગ્રેજ લોકોમાં એવા દેશદ્રોહી અથવા પરસ્પર–જાતિ–મા વૈરભાવ ધારણ કરનારાઓનું ઉદાહરણ મળવું અતિ કઠિન છે. પરદેશમા આવીને બીજા રાજાઓનુ રાજ્ય લેવુ અને તે સુરક્ષિત રીતિએ ચલાવવુ એમા નીતિતત્વ હોવુજ જોઇયે. પરંતુ તેવી ઇચ્છા રાખનારા લોકોમાં દેશદ્રોહિતાનો તિરસ્કાર જેવો સદ્ગુણ વિશેષરૂપે હોવો જોઇયે એ ગુણ ઇંગ્રેજ લોકોમા હતો અને તેથીજ તેમનો આટલો બધો રાજ્યવિસ્તાર પ્રસરવા પામ્યો છે. હિંદુસ્તાનમા આવેલા ઇગ્લીશ લોકો પોત પોતામાં પૂર્ણપણે ઐક્યતા અને એક વિચાર કરીનેજ વર્તે છે જોકે તેઓ આ દેશમા આવ્યા છે ખરા પરતુ દેશદ્રોહપણાનો દુર્ગુણ તેમનામા આવ્યો નથી તેજ ગુણ જ્યાસુધી તેમના હૃદયમા પ્રશાંતપણે વહન કરે છે ત્યાસુધી તેમનુ રાજ્ય વિશેષ વિસ્તાર પામશે આ એક નીતિશાસ્ત્રનું કથન સત્ય છે

અમે જે વાર્તા પ્રકટ કરવા ઇચ્છીયે છીયે તે એક ન્હાની વાર્તા છે પરંતુ તેમાનો ભાવ–અર્થ–શું, રહસ્ય બતાવે છે તે પ્રત્યેકને જાણવું મુશ્કેલ નથી હિંદુસ્તાનના ઇતિહાસ મધે "ભરતપુરનો ઘેરો" એ સુપ્રસિધ્ધ છે ભરતપુરનો કિલ્લો અતિશય મજબુત હતો પરતુ તે કિલ્લા કરતા તેમાના જાટ લોકો વિશેષ બળવાન હતા તેથી ઇગ્લીશ, લોકોનુ તે કિલ્લો લેવા બાબત કાઇ ચાલતુ નહોતુ. જનરલ લેક સાહેબ, તે વેળા ઇંગ્લીશ લોકોના એક મ્હોટા શૂરવીર સેનાપતિ હતા. અને તેમણે કેટલીક મ્હોટી લડાઇઓમા વિજય પણ મેળવ્યો હતો તોપણ તેમને સુધ્ધા એ કિલ્લો જોઇ માથે હાથ મેલવો પડયો હતો ! લાસવારીના મેદાનમા ભરતપૂરના લટબંદી આગળ શૌર્યનો કાઇપણ ઉપયોગ થઇ શકયો નહીં. તેથી અંતે ઇંગ્રેજોને એ કિલ્લો લેવાનો પ્રયત્ન બધ કરવો પડયો. એમ થવાથી તે સમયે ઇંગ્રેજોની બળહીણતા જણાઇ અને તેમના શૌર્ય માટે લોકોમા વિશ્વાસ ઓછો થયો કેટલાક મનુષ્યો કે જેઓને ઇંગ્રેજો સિપાઇગીરીમા રાખવા માગણી કરતા તેઓ કહેવા લાગ્યા કે• ભરતપુરનો કિલ્લો જીતો અને પછી સિપાઇગીરીની માગણી કરો. તે સમયે ૧૮૨૬માં અગ્રેજોએ પુન ભરતપુરના કિલ્લા ઉપર હલ્લો કર્યો. અરતુ આ લડાઇમા અંતે જય મળ્યો. એ સબધી અન્ય બાબતો સાથે આપણે કાઇ સબધ નથી પરંતુ આ પ્રસગે બનેલો એકજ બનાવ આપણે વિચારવા જેવો થઇ પડશે. તે સમયે બગાલહૉર્સ આર્ટિલરીમાં હર્બર્ટ નામનો એક અગ્રેજ નોકર હતો. કોઇ કારણ,માટે તેનો પગાર ઓછો કરવામાં આવ્યો, તેથી તેણે પોતાની નોકરી છોડી દુષ્ટ શત્રુઓ–હિંદુઓ–ને આવી મળ્યો ભરતપુર ઉપર જે વેળા ઇંગ્રેજોએ બીજીવાર ઘેરો ઘાલ્યો તે વેળા હર્બર્ટ સાહેબ, જાટ લોકોની તોપો લઇ, એક બુરજ ઉપરથી અગ્રેજો ઉપર તોપો છોડતો હતો. આ વાત અગ્રેજ લોકોના લક્ષમાં ખરોબર.હતી. જે વેળા અગ્રેજોનો જય થયો, ભરતપુર તેમના હાથમાં આવ્યું તેજ વખતે પ્રથમજ તેમણે કોર્પોરલ હર્બર્ટ સાહેબને પકડી તરતજ ફાંસી દીધી.

આ એક ન્હાની વાર્તા છે. પરંતુ તેમાંથી જે ઉપદેશ લક્ષમાં લેવાનો છે તે ઘણોજ મહત્વનો છે. જે માણસ પોતાનો પક્ષ ત્યાગ કરી શત્રુના પક્ષમાં જઈ મળે તે સઘળાને ફાંસી દેવાની રીત પ્રત્યેક જાતિઓમાં હોત તો આજે પૃથ્વિ ઉપરથી કેટલા અનર્થ ઓછા થાત! આ કામમાં તે વખતના ઇંગ્રેજ લોકો કેટલી ચતુરાઇથી વર્તન કરતા હતા તે સહજે જણાઇ આવશે. તેઓ હિંદુસ્તાનમાં આવી, હિંદુસ્તાનના લોકોનેજ પોતાની નોકરીમાં રાખતા હતા, અને તેમનેજ હાથે તેમનાજ દેશી બાંધવોના ગળાં કપાવતા હતા, એક તરફથી તેમનો તેવો પ્રયત્ન ચાલુ હતો. અને બીજી તરફ, પોતાના યુરોપિયન લોકો પૈકી દેશી લોકોની નોકરીમાં કોઇ મનુષ્ય રહે નહીં એવી તેમની ખટપટ ધીમે ધીમે ચાલુ હતી, હિંદુસ્તાનના દેશી રાજાઓ જોડે જે તહનામા કરવામાં આવ્યાં છે તેમાંની કલમો જોવાથી એ બાબત કોઇના પણ લક્ષમાં આવશે તેસમયે ઇંગ્રેજ લોકો કોઇપણ દેશીની નોકરીમાં રહેતા નહોતા. કોર્પોરલ હર્બર્ટ જેવા ઉદાહરણો, હિંદુસ્તાનના અંગ્રેજોમાં બીજાં નથી. પરંતુ તે વેળા હિંદુસ્તાનમાં ફ્રેંચ લોકો હતા. તેઓ અંગ્રેજોની બરોબરીના હતા અને તેથી તેમના દાવ પેચની તેમને માહિતી હતી એ ફ્રેંચ લોકો તે સમયે હિંદુરાજાઓની નોકરીમાં રહેતા હતા અને તેમના સૈન્યો યુરોપિયન પદ્ધતિ પ્રમાણે શિખવી તયાર કરતા હતા. શિંધિયા સરકારનું લશ્કર એજ પદ્ધતિ પ્રમાણે સર્વ રીતે ઉત્કૃષ્ટ થયલું તયાર હતુ અને તેથી એવા સૈન્ય સાથે લડવું એ ઇંગ્રેજોને મુશીબત પડતું હતુ. પધ્ધતિ પ્રમાણે શીખેલા સૈન્ય કરતાં બજારમાં રખડતાઓનુ બનેલું સૈન્ય વિશેષ વિજય મેળવી શકશે એવા વિચારથી અંગ્રેજોએ "અમારી પરવાનગી શિવાય તમારે કોઇપણ યુરોપિયનને નોકરીએ રાખવો નહીં." આવા અર્થની એક કલમ તહનામામાં ઉમેરી અને પોતામાંથી દેશદ્રોહનો દરવાજો બંધકરી દીધો હતો અને તેમ છતાં પણ એકાદ કોઇ કોર્પોરલ હર્બર્ટ જેવો નિકળ્યો તો તેને તરત ફાસી દઈ પોતે નિશ્ચિંત થતા. પરંતુ હિંદુસ્તાનના કુદૈવે એ સમયે એવી બુધ્ધિ હિંદુસ્તાનના કોઇ પણ રાજાઓને સુઝી નહીં. તેમજ મુસલમાન બાદશાહોના વખતમાં એવા ઘણાં ઉદાહરણો જોવામાં આવ્યા છતાં તે વેળા કોઇ પણ રાજાએ દેશ દ્રોહી મનુષ્યોનો ઇન્સાફ કેવી રીતે કરવો તે તેમને સુઝતું નહીં. સત્તરમી શતાબ્ધિ—માંજ પ્રદેશી લોકોની નોકરીમાં જઈ રહેનારા પોતાના દેશીઓ માટે, હિંદુસ્તાનના રાજાઓએ જો એવોજ બંદોબસ્ત કર્યો હોત અથવા તેવા લોકોને કોર્પોરલ હર્બર્ટની પેઠે ફાંસીએ દેવામાં આવ્યા હોત તો પાછલા વીર રાજાઓનાં નામ કેટલાં અમર રહ્યાં હોત અને તેમનુ કેટલું કલ્યાણ થયુ હોત! પરંતુ તે સમયે આપણને એવી બુધ્ધિ શીરીતે ઉત્પન્ન થઇ શકે વારૂં? જેની ભાખરી ખાવી તેનીજ ચાકરી કરવી. એજ બુધ્ધિ જેને હોય તેને પોતાનો દેશ, પોતાનો રાજા, પોતાનું રાજ્ય, પોતાનું સ્વાતંત્ર્ય, એ બાબતની શું સમજણ? તેમને તો ફક્ત "તેમની ભાખરી અને બીજાની નોકરીનીજ સમજણ!" આપણા પુર્વજો માત્ર બીજાની નોકરીમાં રહ્યા તેમાં શું પાપ થયું?" એજ પ્રશ્ન હમણાના વિદ્વાનો પણ પુછે છે. પરંતુ વિચારવા યોગ્ય પ્રશ્ન છે કે બીચારા કોર્પોરલ હર્બર્ટે એ પ્રશ્નથી વિશેષ શુ કર્યું હતુ? તેણે પણ "ભાખરી ખાધી તેની ચાકરી કરવી" એટલુંજ કર્યું હતું. તેમ છતાં ઇંગ્રેજોની નજરમાં તે અન્યાય એટલો ભારે હતો કે તેને દેહાન્તની શિક્ષાજ આપવી જોઇતી હતી. અને તે પ્રમાણેજ શિક્ષા આપવામાં આવી હતી! આવીજ દૃષ્ટિ અને આવોજ ન્યાય જો પૂર્વ દેશીઓએ કર્યો હોત તો આજે તેમના વંશજોને બીજાની ગુલામગીરી-પરતંત્રતા-માં પડવું પડત

નહીં. મુસલમાન કિંવા અંગ્રેજોની નોકરીમાં જઇ રહેનારા દેશીઓને દેહાન્ત દંડની બ્હીક હોત તો તેઓને હિંદુસ્તાનનું રાજ્ય મેળવતા આટલાબધા દેશી સિપાઇઓ કંઇપણ મલત નહીં અને હિંદુસ્તાનનું રાજ્ય હિંદુસ્તાનના હાથમાંથી ગયુ હોત નહીં! પૂર્વે અંગ્રેજો અને મુસલમાનો હિંદુસ્તાનના હજારો સિપાઇઓને પોતાના લશ્કરમાં નોકરીએ રાખતા હતા. છતાં પોતાનો એકજ સિપાઇ હર્બર્ટ જેવો જાટ લોકોમાં જઇ આવવાથી તેને દેહાન્ત દંડની શિક્ષા આપી એ તેમનું કેટલું ચતુરાઇપણુ બતાવે છે.! એ કોઇ પણ ન્યાયી મનુષ્યના વિચારમાં સહજ આવી શકશે. હિંદુસ્તાનના લોકો અંગ્રેજો કિંવા મુસલમાનો સાથે સામેલ થઇ હિંદુસ્તાન વિરૂદ્ધ એકાદ યુક્તિ–બહાદુરી–બતાવી કે તેને તે લોકો જાગીરો, ઇનામો અને મ્હોટી મ્હોટી પદ્દીઓ આપતા હતા. અને તેમના વિરૂધ્ધ વર્તન કરનારને ફાંસી દેતા હતા. હવે જો પરસ્પર ફાટફુટ કરવા બદલ દેહાન્ત દંડ એજ જો ખરો ન્યાય હોય તો પોતાનાજ દેશ વિરૂધ્ધ દેશ દ્રોહી અને નિમક હરામ થઇને, તે ફાટફુટનો ઉપયોગ કરનારને કેટલીક જાગીરો અને ઇનામો આપવામાં આવે? પરંતુ ખરો ન્યાય કરવા માટે નીતિ શાસ્ત્રના નિયમો કોણ ઉપયોગમાં લાવે છે? અને ખરૂં પ્રાયશ્ચિત્ કોણ આપે છે? પૂર્વે જેઓએ એવું પ્રાયશ્ચિત્ કર્યું છે. તેમનું પ્રાયશ્ચિત્ તો તદ્દન જુદુંજ છુ! તે પ્રાયશ્ચિત્ કોણ અને ક્યારે આપશે? તે કહી શકાતું નથી?"

---

# પ્રો. જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓ.

આ ગોળીઓ ઘણા વરસો થયા યુરોપ, અમેરીકા, જર્મની વગેરે દેશોમા વપરાય છે હજારો લોકોએ વાપરી ખાત્રી કરી છે કેટલાક ડાકટરોની ભલામણથીજ એ ગોળીઓ અત્રે મગાવવામા આવી છે એ ગોળીઓ સ્વપ્નમાં અને પેસાબમાં જતી ધાતુને બધ કરી શરીરને શકતી આપે છે જ્ઞાન તતુની નબળાઇ ધાતુનુ પાતળાપણુ, નામરદી અજીર્ણ ખોરાક ન પચવો, હાથ પગનુ દુખવુ, મગજે ચકરી આવવી, છાતીનો ધબકારો, આખે અધારા આવવા, ચેહેરાની ફીકાસ, હીસ્ટીરીયા સ્ત્રીઓના દરદો, જુવાન વિદ્યાર્થીઓનુ અભ્યાસના બોજાને લીધે નબળુ પડી ગયનુ મગજ, તેમજ વકીલો બારીસ્ટરો, કલાર્કો, સ્કુલ માસ્તરો અને બીજાએ કે જેમને રાત દીવસ મગજ કસવુ પડેછે તેમને એ ગોળીઓ વીજળીક ઇલાજથી થોડીક મુદતમા અજબ જેવો ગુણ કરે છે

આ ગોળીએ ખાવાથી પહેલેજ દીનસે શરીરમા વીજળીક ચમત્કાર માલમ પડે છે, શરીરમા સ્ફુરતી આવે છે, ભુખ લાગે છે, અન્ન પાચન થાય છે, આંખોને તેજ આવે છે ગમેતેટલી મહેનત કરવાથી થાક લાગતી નથી ચહેરો ભરેલો લાગે છે, યાદદસ્ત શકિત ખીલે છે, ઊંઘ પણ મીઠી આવે છે છેવટે થોડા દીવસ એનો ઉપયોગ ચાલુ રાખવાથી શરીરમાં લોહી વધી શરીર રૂષ્ટ પુષ્ટ બને છે ઉપરના ગુણો માટે કોઇને પણ ખાત્રી થવા સારૂ અમો ચાર આના લઇ નમુનાની શીશી આપીએ છીએ જે બે દીવસ ચાલે છે, અને તેનાથી કઇ પણ ફાયદો જણાય તોજ શીશી ખરીદવી બહાર ગામ વાળાઓને ચાર આનાની ટોપની ટીકીટો મોકલવાથી નમુનાની શીશી મોકલવામા આવશે કીં૦ ૨૫ ગોળીની શીશી ૧ની કી રૂ ૧–૪–૦, ૪૦ ગોળીની શીશીના રૂ ૨ વી પી ના પાચ આના વધુ

## પ્રમેહ માટે અકસીર.

CURALINE'—ક્યુરેલાઇન—આ દવા ખરાબ સગતથી થતા ગરમીના દરદો જેવા કે પ્રમેહ રસીનુ જવુ, પેસાબમા બળતરા થવી પેસાબ અટકી અટકીને આવવો વગેરે દરદો માટે રામબાણુ ઇલાજ છે આ દવાનો ફકત પહેલો ભાગ પીનાથી પેસાબની અગન બધ થાય છે અને થોડા વખતમા દરદીને આરામ કરે છે આ દવામા પ્રમેહ જતુ વિષનાશક ગુણ હોવાથી બીજી દવાઓ કરતા ઘણી ફાયદાકારક છે બીજી દવાઓ અજમાવ્યા પહેલા આ દવા વાપરી જોવાની ખાસ ભલામણ કરવામા આવે છે કીંમત શીશી ૧ નો રૂ ૧–૮–૦ વી પી ખર્ચ જુદો

## માથાના દુખારા માટે ક્રેઞો.




સખતમા સખત માથાનો દુખારો આધાશીશી એટલે અરધી બાજુમા માથાનો દુખારો થવો માથામા શુળ નીકળવુ, તેમજ અતિશય વાચના લખવાથી મગજની નસો ઉશકેરાઇ જવાથી થતો માથાનો દુખારો વીગેરે ઉપર આ ક્રેઞો નામની દવાની ફકત એક બે ટીકડી પાણી સાથે, સેવાથી મગજની નસોને શાંત કરી ફકત દસ મીનીટીમાજ આરામ કરે છે કીં શીશી ૧ ના આના બાર વી પી ના પાચ આના વધુ

ઉપરની દવાઓ મળવાનુ ઠેકાણુ—**ધી એંગ્લો ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની,**

દરેક જાતની વીલાતી દવા વેચનારા નબર ૧૭૦ મારકેટ જુમા મસીદ મુબઇ

# શ્રાવણ માસનો જુગાર અને અમીનાનું આત્મકથન.

(લખનાર—રા. રા. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર-મુંબઇ.)

ગોમી તું તો સાવ એવી કેમ થઇ ગઇ? રમત તો જાણે સાવ ભૂલીજ ગઇ? હવે તો
શ્રાવણ માસના મુંદલ ચાર દહાડા બાકી રહ્યા છે. મરકીબાઇ ચાલે છે તેમાં કોને ખબર છે
કે આવતો શ્રાવણ માસ જોશું; માટે આજે રાધાને ઘેરે ચાલતો થોડી હારજીત કરી આવીએ.
ગોમીએ કહ્યું, આપણે બાળક હતા ત્યાં સુધી રમી લીધું તે બસ છે હવે તો આપણે કંઇક
સમજવું જોઇએ. આપણે ભણ્યા ગણ્યાં તેનું ફળ શું? જુગાર રમતું એજ :કે? જુગટું
બહુ ખરાબ છે એમ જાણ્યા છતાં પણ તે રમ્યા કરીએ એ તો દીવો લઇને કુવામાં
પડવા જેવું છે.

આ સાંભળી મટુબાઇએ કહ્યું: ઓહો. તું તો મોટી પંડીતાબાઇ થઇ ગઇ, જરા પાના
રમીએ તેમાં જુગટું શેનું? આપણે ક્યાં હજાર બેહજાર રૂપીયાના દાવ મુકવા છે? આપણે
તો દશવીશ રૂપીયા જીતીએ, કાં દશવીશ હારીએ ચાલ ચાલ, મારા સમ, તારી પાસે રૂપીઆ
ન હોય તો હું આપીશ. પારવતી, મોઘી, મણી બધાં આવવાનાં છે, બે ઘડી મજે પડશે.

ગોગીએ કહ્યું:–સાપના બચ્ચાંને નાનું સમજવું નહીં. રમતનો ચડશ એ સાપનાં બચ્ચાં
જેવો છે. નાની રમતમાંથી પણ કેવી મોટી ખરાબી થાય છે તે માટેની વૈદ્ય સ્વામીની વાત
સાંભળ્યા પછી મે તો જુગારને નામે પાણી મુકયું છે અને જો તું પણ એ વાત સાંભળે
તો પછી એ રમતનું પાણી મુકયા વીના રહે નહી.

નવીન વાતો સાંભળવાનો સ્ત્રીઓમાં જેમ કુદરતી સ્વભાવ છે તે પ્રમાણે લાગણીથી
મટુબાઇ બોલી ઉઠી કે: એવી તે શું વાત છે? કહે તો ખરી.

મોટી ધોળી દાઢીવાળા ગોરા ને જાડા સ્વામી મારે ત્યાં કોઇ કોઇ વખત ભીક્ષા લેવા
આવે છે તેને તેં જોયા છે કે?

હા, એ તો બહુ ભલા સાધુ છે, મારો ભાઈ કહેતો હતો કે એ દવા બહુ સારી જાણે
છે ને ગરીબોને ઘેરઘેર જઇને મુફત દવા આપે છે. મારે પણ એક દીવસ એને જમવાનુ
કહેવું છે એનું નામ શું?

એનું નામ તો કાંઇ બીજું છે પણ લોકો તેને વૈદ્ય સ્વામી કહે છે. એ જમાનાને
અનુસરતો સાધુ છે તેથી ઘણા લોકો તેને ઓળખે છે. પોતાના અનુભવની ઘણી વાર્તાઓ
બહુ અસરકારક રીતે કહે છે. એક વખંત તે અમારે ત્યા ભીક્ષા માટે આવેલા ત્યારે ઉદાસ
જેવા દેખાતા હતા, તેથી મેં પુછ્યું કે મહારાજ આજે આમ કેમ છો? ત્યારે તેણે કહ્યું કે
માઇ, મેં આજે એક દુઃખીઆરી ડોશીને જોઇને તેની હકીકત સાંભળી તેથી મને દીલગીરી
લાગી છે. પ્રભુ ક્ષમા કર, ક્ષમા કર. જરાક જેટલી ભૂલથી માણસો કેટલાં બધાં ખરાબ
થઈ જાય છે એમ કહી લમણે અંગુઠો મુકી બાકીની આંગળી તથા હથેલીથી પોતાની આંખો
ઢાંકી નીસાસો મુકયો.

મેં કહ્યું, મહારાજ કાંઇ અડચણ ન હોય તો એ વાત મને કહો.

મહારાજે કહ્યું, માઇ, એ વાત જણાવવાથી તો લોકોને ફાયદો થશે. આજે સવારે હું નળબજારની પાસેની ગલીઓમાં બીમાર ભીખારીઓને દવા આપવા માટે ફરતો હતો ત્યાં એક સુતરડી પાસે એક બુઢી મુસલમીન સ્ત્રીને પડેલી જોઇ. એ સ્ત્રીનું નાક કપાએલું હતું, તેનો ચહેરો બહુજ દયા ખાવા જોગ હતો ને તે પુરેપુરી દુઃખીયારી હોય તેવી દેખાતી હતી, તેનાં અંગઉપર પુરાં કપડાં પણ નહોતાં, સતર ગાભડાં ને સાડાત્રણ શેર ધુળવાળી ગંધાતી ગોદડી તેણે ઓઢી હતી અને તેને ટાઢ ચડી હતી તેથી ગોદડી સમેત ધ્રુજતી હતી, તેનું નામ અમીના હતું. તેની પાસે જઇ મેં તેની તબીયતના ખબર પુછ્યા ને તેની નાડ જોઇ તો સખ્ત તાવ ચડેલો હતો, તેણે પાણી પીવા માંગ્યું. તેથી તેની પાસે ફુટેલા ટીનના ડબામાં પાસેના નળઉપરથી મેં પાણી લાવી આપ્યું, ને બે મીઠાં બીસ્કેટ લાવી આપ્યાં, તેથી તેના જીવને જરા નીરાંત થઇ ને મારી ઉપર તેનો વિશ્વાસ બેઠો, પછી તાવની ઝુમમાં તે પોતાની ખરી હકીકત મને કહેવા લાગી.

પ્રથમ તે મારી પાસે ખુબ રોઇ પડી પછી તેણે કહ્યું કે હું અહીં સુતરડી પાસે પડી રહું છું. ત્યાંથી પણ સીપાઇ મને ઉઠાડી મુકે છે ને આખો દિવસ એકુંજુદુ માગતાં છતાં પણ પુરૂં ખાવાનું મળતું નથી અને મારો વર મોટો શરાફ છે. તેની પાસે લાખો રૂપીઆ છે. મારો ભાઇ પણ બહુ સુખી છે, તે સુતરનો દલાલછે, ખુદા! ખુદા! કરણીનાં ફળ! જેવું વાવીએ તેવું લણીએ.

હું તો વિચારમાં પડયો કે આ શું બોલે છે? દીવાની છે કે તાવને લીધે બકેછે. મને કાંઇ સમજ પડી નહીં તેથી મેં કહ્યું કે, માઈ ચુપ રહે. બકબકારો ન કર માથે ઓઢીને સુઇ જા. થોડીવારમાં તાવ ઉતરી જશે હું તને કાલે પાછો દવા આપવા આવીશ, એમ દીલાસો દઇ હું ઉઠવા લાગ્યો. એટલે તેણે મારો કફનીનો છેડો પકડી રાખ્યો ને કહેવા લાગી કે હું તાવના જોરમાં નથી બોલતી. થોડીવારમાં તો મરી જઇશ માટે મહારાજ મારી વાત સાભળી લો. મને પણ લાગ્યું કે એ વધુ વખત જીવે તેમ નથી તેથી તેના દુઃખી ચહેરા સ્હામુ જોતો અને તેની ઉશ્કેરાએલી લાગણી તપાસતો અરધી આનાકાની સાથે હું તેની પાસે બેઠો, ત્યારે તે કહેવા લાગી.

મહારાજ, અમદાવાદ પાસેનાં ગામમાં એક કુલીન હીંદુ ગૃહસ્થને ઘેરે મારો જન્મ થયો હતો. મારૂં નામ દીવાળી હતું પણ હાલતો હું હોળીનાં રૂપમાં ફેરવાઇ ગઇ છું, મારાં માવતરનું કુટુંબ બહુ સુખી હતું પછી હું પરણીને સાસરે ગઇ, મારાં સસરા પણ ત્યા પાસેનાં એક નાનકડાં શેહેરમાંના હતાં. ને તે પણ જાણીતા આબરૂદાર ખાનદાન કુટુંબના હતા, મારા વર સાથે મને બહુ સારૂં હતું પણ તે બહુ લોભી હતો ને હું જરા ખુલ્લા દીલની હતી એટલે તે મને પૈસા આપતો નહીં ને મારી પાસે પૈસા રહેતા નહીં એટલે કોઇ કોઇ વખત અમે સ્હેજસ્હાજ આપસ આપસમાં લડી પડતાં હતાં પણ એ લડાઈ લાંબો વખત ચાલતી નહીં. એ પછી એક વખત શ્રાવણ માસ આવ્યો. હું મારી બેનપણીઓ સાથે રમવા લાગી. રમતમાં તેર રૂપીઆ હારી ગઇ. મારી પાસે તો ઢોકડો પણ હતો નહીં. એ પૈસા મેં મારી એક બેહેનપણી પાસેથી લીધા હતા. મુંબઇની આજકાલની શેઠાણીઓને. એ તેર રૂપીઆ કાંઇ ખીસાતમાં લાગશે નહીં પણ એ તેર રૂપીઆ સારૂં મારૂં તો સત્યાનાશ વળી

ગયું છે અને હું તો દુનિયા ત્યાગી ગયલી છું. લેહેર નામે, મારાં માવતરનો ઓળખીતો અમારા ગામમાં રહેતો હતો. તેની પાસેથી તેર રૂપીયા લઇ મેં મારી બેહેનપણીને તેની ઉતાવળને લીધે આપી દીધા. લેહેરને મેં કહ્યું હતું કે હું પીયર જઇશ ત્યારે મારી મા પાસેથી રૂપીયા લઇ તને આપી દઇશ તેણે એ કબુલ કર્યું હતું પણ પાછળથી ,તેની દાનત બદલાણી, તેથી તે જ્યાં ત્યાં મને મળવા લાગ્યો અને કહેતો કે હું બહુ તંગીમાં આવી ગયો છું માટે ગમે તેમ કરીને મને પૈસા આપ. મારી પાસે એ વખતે બીજો કાંઇપણ રસ્તો નહોતો, જો મારા મખીચુસ વર પાસે રૂપીયા માગું ને તે જાણે કે હું જુગારમાં હારી છું તો મારા બાર વગાડયા વીના રહે નહીં ! તેમજ એ વખતે મારામાં કાંઇ લાંબી પહોંચ કે ઝાઝી અકલ નહોતી. એ વખતે મારી ઉમર અઢાર વરસની હતી. ઉગતી જુવાનીના જોસમાં ઉછળતાં લોહીથી લોકોની નજરમાં ખુચે તેવી જાડી પાડી થઇ ગઇ હતી પણ દુનીયાદારીમાં કેવી સભાળથી ચાલવું જોઇએ તે મને ખબર નહોતી. પાપી લેહેર મને મળવાની તક વધારે વધારે લેતો ગયો. હું તેની બાજી પ્રથમથી સમજી શકી નહી ને અંતે તેની જાળમા ફસાઇ ગઇ, હાય ! હાય ! ખુદા મને માફ કરો ! મેં મારી જીંદગીનુ તતવ ખોઇ નાંખ્યુ. મે પવીત્રાઇને ઢોળી નાંખી. મેં માણસાઇને લાત મારી,.મેં મારાં પતીવ્રતને વેંચ્યું. હુ લેહેરની બાજીમાં સપડાણી ને આસ્તે આસ્તે તેના પ્યારમાં પડી અમારા ગામમા વાતો થવા લાગી. મારાં સાસરીયાંને કાને પણ એ વાત પહોંચી. ઘરમા કંકાસ શરૂ થયો. મારી ઉપર સખ્તાઇ થવા લાગી, લેહેરએ મને સલાહ આપી કે આપણે ભાગી જવું. હુ તો ઘરથી• કંટાળી ગઇ હતી અને પાપી લેહેર ઉપર દીવાની બની ગઇ હતી એટલે મે તેની એ વાત માની. ઘરમાથી મારા દાગીના લઈ લાગ જોઇ હુ લેહેર સાથે નીકળી ગઇ, ત્યાથી મુંબઇ આવી અમે કામાટીપુરાની એક ગલીમાં ઉતર્યાં ત્રણ ચાર મહીના સરખું ચાલ્યું તે પછી લેહેર આટરોડમાં ટેબલ ઉપર જુગાર રમવા જવા લાગ્યો, ને તેમા હારવા લાગ્યો તેથી મારી પાસે આવી મને મીઠી મીઠી વાતો કહી•સમજાવીને ધીરે ધીરે મારા દાગીના લઇ જવા લાગ્યો. તે મને કહેતો કે હું અફીણનો ફરક લગાવું છુ. એક રૂપીયાના બસો રૂપીયા મલશે દશ રૂપીયા મુકશું એટલે બે હજાર રૂપીયા આવી પડશે મુબઇમા કમાવું એમા તે શું મોટી વાત છે ? એમ ગપાટા મારી મને અવળા ઊંધા ભણાવી મારી પાસેથી દાગીના લઇ જતો. મારો સાતસો રૂપીયાનો દાગીનો તેણે બે માસમાં ફુકી દીધો એ પછી તે કાંઇ મોટા ગુનાહમાં બીજાઓની સાથે સપડાઇ ગયો ને તેમા તેને દસ વરસની સખ્ત મજુરી સાથ કેદની શીક્ષા થઇ, એ પછી તે મને પાછો મળ્યો નથી. મારા દાગીના ગયા પછી હું રખડતી થઇ ગઇ, હું સારા ઘરની છોકરી એટલે બીલકુલ નકામી. મને કાંઇ કામ કરતાં કે નોકરી કરતાં આવડે નહીં. હું બહુ મુસ્કેલીમાં હતી એ વખતે મને•એક કુટણી રાંડ મળી ગઈ તે મને દીલાસો આપી પોતાની સાથે લઇ ગઇ. ત્યાં પણ હુ ફસાઇ પડી. એ રાંડ વેસ્યા હતી, મારી પાસે એ ધધો કરાવવા માગતી હતી મેં પ્રથમ બહુ હઠ કરી પણ તેને ત્યાં લુચ્ચા માણસો ખાસ રાખેલા હતા તેણે મને બહુ દમ ભરાવ્યો. ને ફરજીયાત કેદી તરીકે મને ત્યાં પુરી રાખી. એ વખતે મને પુરૂં•ખાવાનું પણ આપે નહીં ને તરેહવાર જાતના મારી ઉપર હાલ.પાડતી. એ દુઃખનું હું વર્ણન કરી શકતી નથી. અંતે તે રાંડે મને કામે દીધા. ને બહુ હેરાન કરી. હું એ દુખથી કાયર થઇ ગઈ ને ત્યાં આવતી બીજી

વેશ્યાની જીંદગી કબુલ કરી. મહારાજ! વેશ્યાની જીંદગી કેટલી બધી ખરાબછે એ તમે કેમ સમજી શકશો. આચાર વિચારનું કે ખાવા પીવાનું એમા કાંઇ ભાન રહ્યું નહીં, એ પછી કરીમ લગંડો નામે મુસલમાન મારે ત્યાં આવતો તેની સાથે મને દોસ્તી થઇ મને જે રાંડે દુઃખ દીધું હતું તેને હેરાન કરવા માટે મે કરીમ લગડાની મદદ માગી તેણે કહ્યું કે મારે ઘેરે આવીને રહે તો પછી એનો ઉપાય કરશું. મે એ વાત કબુલ કરી હું કરીમ સાથે ગઇ દીવાળી મટીને અમીના થઇ. હું કરીમ સાથે ગઇ પણ તેને પકડીને બેસી રહી શકી નહીં. મેં વેશ્યાની જીંદગી ગાળેલી એટલે હુ બહુ ચંચળ હતી મારે માટે કરીમને કાંઇ વેહેમ પડયો તેથી તેણે બુઠી છરી વડે બહુ ક્રુરતાથી મારૂં નાક કાપી નાખ્યુ ને મુંબઇ છોડી તે ભાગી ગયો. એ પછી હું લાચાર ને નીરાધાર થઇ પડી. મારી જુવાની પણ ચાલી ગઇ હતી મને ત્રીસ વરસ થઇ ગયાં હતા એ પછી ત્યારથી હું ભીખ માગીને મારો ગુજારો કરૂં છુ. આજે મારી ઉમર છત્રીસ વરસની છે પણ છત્રીસ વરસ કરતાં વધારે બુઢી લાગું છું. તેનું કારણ હૃદયનો જખમ છે. તેનુ કારણ પશ્ચાતાપ છે! મારા વરની અહીં મોટી પેઢી છે ને મારો ભાઇ પણ સુખી છે પણ હું તેમને મળીને શું કરૂં? મારૂં કલંકીત મોઢું તેમને હુ કેવી રીતે બતાવું? નકટી બુઢી આ અમીનાને તેઓ કેવી રીતે ઓળખી શકે? અને કદી ઓળખે તો તેઓના દીલને કેવો કારો ઘા લાગે? હું બગડી ગઇ, રખડી ગઇ, વટલી ગઇ, મેં તેઓની આબરૂને ડાઘ લગાડયો હુ કુળમાં કલંક રૂપ થઈ એટલે હવે તેઓની ઉપર મારો હક શુ છે? મને ઘણી વખત મન થાય છે કે મરતાં પહેલા હું તેઓની માફી મેળવું પણ એ બનવાજોગ નથી. તેઓ મને માફી આપી શકે નહીં. ને કદાચ માફી આપે તોપણ મને જોયા પછી ને ઓળખ્યા પછીજ તો તેઓનાં જીગર એવાં વીંધાઇ જાય કે એ માફી પણ મને જીવતી નર્કમાં લઇ જવા જેવી થઇ પડે. આટલું કહી અમીના ચુપ રહી.

હુ તો દયાની લાગણીથી અમીનાની સ્થીતી જોયા પછી પીગળી ગયો હતો અને માણસ નજીવી ભુલથી કેવા કેવા સન્જોગમા આવી પડે છે તે વીચારમાં મુશગુલ થઇ ગયો હતો, એટલામાં અમીનાએ દમ ખેંચ્યો ને તે બોલી મહારાજ, આ વાત દુનીયાંમાં જાહેર કરજો કે શ્રાવણ માસની આપણને નજીવી લાગતી રમતને લીધે માત્ર તેર રૂપીયા સારૂ અમીનાનું જીવતર ઝેહેર થયું છે. અને દીવાળી હોળીની ઝપટમા બળી ગઈ છે.

મારૂં જે થવાનું હતુ તે તો થઇ ગયુ છે પણ મારો દાખલો જોઇને બીજાઓ ચેતે અને જુગાર રમવો છોડી દે તો તેથી પણ મુવા પછી મને દીલાસો મળશે. અલ્લાહ! મને માફ કરો. એમ બોલતાં અમીનાની આખ મીંચાઇ ગઇ, તે નળબજારની ગલીમા ગુતરડી પાસે મરી ગઈ. તે નાવારસ લાસને પોલીસે ઉપડાવી દફન કરાવી.

મહારાજની આ વાત સાંભળ્યા પછી મેં કોઇપણ જાતનો જુગાર નહીં રમવાનું પાણી મુકયું છે.

રમતની શોકીન મંછુબાઇએ કહ્યુ. બેહેન, તારીપેઠે હુ પણ આ વાત સાભળ્યા પછી આજથી જુગાર નહીં રમવાના સોગન ખાઉ છું અને પોતાનાં સુખ સારૂં તથા દુઃખીયારી અમીનાની છેવટની ઇચ્છાને માન આપવા માટે સૌ લોકો મારીપેઠે પ્રતિજ્ઞા લે એમ ઇચ્છું છું.

# વર્ષાનું આગમન.

અનુવાદક —ઠક્કુર નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ. મુંબઇ

### હરિગીત.

જે સુખદ શીતલ શુચિ સુગન્ધિત પવન લહરી વાય છે,
વર્ષે સલિલ ધારા સહિત વસુધા સુખદ દેખાય છે,
આ મૃદુ સુમનની લતા ડોલે વાયુના આઘાતથી,
ને નીલવર્ણી વૃક્ષ કંપે સઘન જલના પાતથી ૧

અતિ નીલવર્ણા હરિત ભૂમી ચિત્તને અનુરાગતી,
*વાસવ વધૂની પંક્તિયો માણિક્ય સમ શોભે અતી
નિર્મલ +બકુલ-હારાવલી મુક્તાવલી સમ ભાસતી,
ને ચન્દ્રહાસ સમાન નભમાં ×ચ્ચચલાય વિલાસતી ૨

સાંભળિ ભયંકર મેઘગર્જન સિંહ નિજ મદ મૂકતા,
કામી પ્રવાસીના મનો નિજ સત્ય પથને ચૂકતા,
બહુ કૂપ કુણ્ડો ને સરોવરમાહિ વારિ ભરાય છે,
ને નદી નદ નિર્ઝરણ નૂતન નીરથી ઉભરાય છે ૩

અતિ હર્ષ થતો દર્દુરોને ચાતકોના કવનથી,
કાનન મહીં ડકેકા કરે નવનૃત્ય વર્ષા સ્તવનથી
બહુ તાપયુક્ત નીદાઘનો આજે પરાજય થઇ ગયો,
ને વિજય દુન્દુભિ નાદ વીશ્વે મેઘનો ભીષણ થયો ૪

ફળ પુષ્પ આવ્યા વૃક્ષમાં ને ક્ષેત્રમાહી ધાન્ય છે
ધનદાયિની એ વસ્તુ છે એ સૌખ્યનું પ્રાધાન્ય છે
બહુ મોદ તેથી માનિની ને માનવી મનમાં થતો
સંતાપની થઇ નષ્ટતા અદ્યાપિ જે હૃદયે હતો ૫

*એક પ્રકારની જંતુ વિશેષ +બગલાની હારો ×વીજળી ડમયુર મોર

# પ્રાસ્તાવિક મનહર.

("ભારત જીવન" માટે લખનાર વકીલ ઇચ્છારામ ભાઇચંદ દીઓદરનિવાસી.)

દોહરો.

કામીનું મન કામમાં, દામ લોભિ મન સાર;
વ્યસની ચિત મધુમાંસમાં, જાર મનુજ મન જાર. ૧

છંદ મનહર.

જારને વિચાર નહીં, ગુણિકાને લાજ નહીં,
નુગરાને જ્ઞાન નહીં, અંધ પાસે આરશી.
સૂમ તણી સેવા નહીં, ખંર ઉપદેશ નહીં,
કામીં તણું સાચ નહીં, શઠ સામે ફારશી.
સુરા પાની શુચિ નહીં, લપટનું સાચ નહીં,
નીચનું વચન નહીં, કટુ બોલિ નાર શી.
દીન તણુ દાન નહીં, મૂર્ખથી મેળાપ નહી,
વિદ્વત્તાનું માપ નહીં, કાષ્ઠ શસ્ત્ર ધાર શી. ૨

નાજરને નાર નહીં, સમુદ્રનો પાર નહીં,
કાગડાને ખાર નહીં, જાહેર જણાય છે.
લૂટયા પછી ભય નહીં, ધ્રુવ તણો ક્ષય નહીં,
પાપમાહીં જય નહીં, કુરતા ગણાય છે
દૂતીની પ્રતીતિ નહીં, સ્વારથિયો મિત્ર નહીં,
બીકણની જીત નહીં, કાયર ભણાય છે
પાતરની પ્રીત નહીં, નિર્લજ તો ગીત નહીં,
હરામીનું હીત નહીં, સત્ય વખણાય છે. ૩

ખીર ખર ખીર નહીં, નીર મૃગનીર નહી,
વૃક્ષમાં કરીર નહીં, દેખતાં દેખાય છે.
છાપરૂ મંદિર નહીં, ધૂળ કોટ ગીર નહીં,
ખારૂ નીર નીર નહીં, તૃષા ન બુઝાય છે.
ફુસ તાપ તાપ નહીં, ગંડુ બાપ બાપ નહીં,
શ ખર્ણીનો શાપ નહીં, સતી શાપ થાય છે.
ફળ વિણુ તીર નહીં, ચીર વિણુ હીર નહી,
ચોર ચિત સ્થીર નહીં, વેગે વહ્યુ જાય છે

શિશુ સાથે ખેલ નહીં, કુનારીથી ફેલ નહીં,
વેળુ પિલે તેલ નહી, નહીં પાર તેહમાં

# શ્રી ઈશ્વરોપાસના.

( રચનાર—શ્રીયુત પ્રેમજીભાઇ જાફરભાઇ વૈદ્ય લાખાપુરવાળા. )

હરિગીત છંદ.

હે તાત જગના નાથ હો વિભુસાથ, ધરિ કર મમ તણો,
હુ દાસ કરીને આશ, માંગુ મોક્ષ ઇચ્છી ઉર ઘણો;
રે અનાથોના નાથ, કરુણા સાથ નિરખો મુજ ભણી,
હું ઇચ્છુછુ ઉર ખાસ, સદ્ ભકતી હરિ દો તમ તણી. ૧
મુજ માત તાત સ્વરૂપ જાણું, આપને હે ભૂધરા,
નહિ અવરની છે આશ મુજને, છોડું નહિ ચિદ્દ્‌ઘન ખરા,
રટના રટું તુજ નામની, ધરિ હામ નિજપદ ધામની,
પ્રીતી મુકાવો નાથ મિથ્યા, દારને સુત દામની, ૨
વિભુ રંકના દુ:ખો હરો, મુજના ગુનાહ ક્ષમા કરી,
નિજ ભકત વત્સલ છો તમે, આ ટેક મૂકો નવ હરિ;
સચરાચરે છો વ્યાપ્ત ઇશ્વર, સકળમાં હે શ્યામળા,
મહિમા તમારો શું કહું, નહિ શકિત છે મુજમાં જરા,
કર્ત્તા તમે ભરનાર ને, સંહારનારા સૃષ્ટિને,
નિર્લેપ રહિને સકળ આ, સુજનાર વ્યષ્ટિ સમષ્ટિને,
પ્રભુ ? આપની આ કૃતિ તણો, નહિ ભેદ જનને સાંપડે,
છે ગતિ અપાર કળા અકળ, નહિ પાર કદિ કેમે જડે, ૪.
તવ ધ્યાન મુનિજન નિત ધરે, ચહિ પરમ શાંતી ઠામને,
કરુણાળુ પૂરો આશ, ભકતો કેરિ ભાળી કામને;
શ્રી મુકિતદાયક ભ્રાંતિ હારક, નાથ સાહાય્યક સદા,
તવ નામના આધારથી, ઝટ દૂર થાતી આપદા. ૫
મન વાણિથી છો પાર, વ્યાપક એક રસ પરમેશ્વરા,
છો રે ગરીબ નિવાજ, ટાળી ત્રિવિધ તાપ વિસંભરા,[૧]
છો સગુણ નિર્ગુણ હે પ્રભુ, ચેતન નિયામક બ્રહ્મ તમે,
ચિદ્ શાંતિના ભંડાર તવ આ રૂપ હૃદયે અતિ ગમે, ૬.
હું કોણ ? એ સ્મરનારને પરબ્રહ્મ નિત્ય મળો તમે,
મમતા અહંતા જે મુકે, તે પરમ પદ માંહીં રમે;
મુજ પ્રાણ મનને હૃદયના બળને, વધારો અઘહરા,
દો શાંતિને અજ્ઞાન ટાળો, જ્ઞાન અર્પો હરિહરા, ૭.
વૈરાગ્ય ને વીવેક મુકતીચ્છા, શમાદિ ષટ સંપની,
એ ચારથી અધિકાર આપી, અસિપદે કર ઉન્નતિ;
પ્રભુ અસ્તિ ભાતિ પ્રિય રૂપે, નામ રૂપ અસત્ય છે,
જાઉ મેઘિ સેવક પ્રેમજી, પ્રભુ તુજ પદે સંતુષ્ટ છે,

૧ વિશ્વંભરા

# પ્રાસ્તાવિક મનહર.

("ભારત જીવન" માટે લખનાર વકીલ ઇચ્છારામ ભાઇચંદ દીઓદરનિવાસી.)

દોહરો

કામીનું મન કામમા, દામ લોભિ મન સાર,
વ્યસની ચિત્ મધુમાસમા, જાર મનુજ મન જાર ૧

છંદ મનહર.

જારને વિચાર નહી, શુચિકાને લાજ નહીં,
નુગરાને જ્ઞાન નહીં, અંધ પાસે આરશી.
મૂમ તણી સેવા નહીં, ખર ઉપદેશ નહીં,
કામી તણું સાચ નહીં, શઠ સામે ફારશી
સુરા પાની શુચિ નહીં, લપટનુ સાચ નહી,
નીચનુ વચન નહીં, કટુ બોલિ નાર શી
દીન તણુ દાન નહી, મૂર્ખથી મેળાપ નહી,
વિદ્વાનુ માપ નહીં, કાષ્ઠ શસ્ત્ર ધાર શી ૨
નાજરને નાર નહીં, સમુદ્રનો પાર નહીં,
કાગડાને પ્યાર નહીં, જાહેર જણાય છે
લૂટ્યા પછી ભય નહીં, ધ્રુવ તણો ક્ષય નહીં,
પાપમાહીં જય નહીં, ક્રુરતા ગણાય છે
દૈતીની પ્રતીતિ નહીં, સ્વારથિયો મિત્ર નહીં,
બીકણની જીત નહીં, કાયર લખાય છે
પાતરની પ્રીત નહીં, નિર્લજ તો ગીત નહી,
હરામીનું હીત નહીં, સત્ય વખણાય છે. ૩
ખીર ખર ઔર નહીં, નીર મૃગનીર નહી,
વૃક્ષમા કરીર નહીં, દેખતા દેખાય છે
છાપરૂ મંદિર નહીં, ધૂળ કોટ ગીર નહીં,
ખારૂ નીર નીર નહીં, તૃષા ન બુઝાય છે
કુસ તાપ તાપ નહીં, ગડુ બાપ બાપ નહીં
શંખર્ણીનો શાપ નહીં, રતી શાપ થાય છે
ફળ વિણુ તીર નહીં ચીર વિણુ હીર નહી,
ચો॰ ચિત સ્થીર નહીં વેગે વણુ જાય છે
શિશુ સાથે ખેલ નહીં, કુનારીથી કેળ નહીં
સેગ્રુ પિંસે તેલ નહી, નહીં પાર તેલમા

વડાથી વિરોધ નહીં, તપસ્વીને ક્રોધ નહીં,
મર્કટને બોધ નહીં, નહીં ભાર એહમા.
ઉંડા જળે જાવુ નહીં, નગ્ન બનિ ન્હાવું નહીં,
એઠુ અન્ન ખાવુ નહીં, નહીં સાર જેહમા.
કાંઈ વિના હાસી નહીં, રોગ વિના ખાસી નહીં,
ખૂન વિના ફાસી નહીં, નહીં ખાર દેહમા. ૫
મેરૂ સમ ગીર નહીં, ગંગસમ નીર નહીં,
રામ સમ વીર નહીં, ઘટ ઘટ રામ છે
ઉંકારથી મત્ર નહીં, શ્રધ્ધા સમ યત્ર નહીં,
જાદુ સમ તંત્ર નહીં, ઠગ ઠામ ઠામ છે
સીતા સમ સતિ નહીં, ગજ સમ ગતિ નહી,
કોક સમ રતિ નહીં, રતિ પતિ કામ છે.
ગીતા સમ જ્ઞાન નહીં, ધર્મ સમ ધ્યાન નહીં,
બોધ સમ બ્યાન નહીં, સત્ય સાચુ દામ છે ૬

દોહરો.

ઈત્યાદિક નહિ શબ્દથી, છાનો ન રહે મર્મ,
રાખો પ્રભુપદ કમળમા, મનસા વાચા કર્મ. ૭

## મને વાંધો નથી વ્હાલા હૃદયમાં ઘર કરી બેસો.

( લેખક—રા૦ રા૦ અમૃતલાલ કેશવલાલ નાયક )

ગઝલ

મ્હને વાધો નથી વ્હાલા હૃદયમા ઘર કરી બેસો,
ત્હમારો દેશ છે આખો ભલેને સર કરી બેસો
જગત વશ છે ત્હમારે તો પછી મ્હારીજ શી ગણતી,
ત્હમે માલિક ત્હમે સ્વામિ ગમે ત્યાં દર કરી બેસો.
સમર્પણ તન કર્યું ત્હમને, હૃદયનુ દ્વાર ખુલ્લુ છે,
ત્હમારી એટલી શોભા, પ્રભૂનો ડર કરી બેસો
સ્મરણ છે વાયદો તે હાથમાહી હાથ ઠોકીને–
અમે તો તેજ છૈએ આપ છો અંતર કરી બેસો.
કદી જો પાન ખાશો તો કરૂં હુ ખૂન આશકનુ,
ખુદા ખાતર ન નયનો લાલ મુજ ઉપર કરી બેસો
હૃદયમા પારકાના જઈ વસો છો બાળવા મુજને,
કહુ છુ ઉડી આવી નયનમાં, પર કરી બેસો
રહ્યો અમૃત ફકત "હાજી" કહીને એમના ઘરનો,
હુકમ છે રાત દહાડો લિવ અહીં હાજર કરી બેસો.

# ગૃહીણી.

(રચનાર—મોરબી નિવાસી શુકલ ભાઇશંકર કુબેરજી સીગ્નલર—વેરાવળ.)

તોટક.

જનુની જન! સુત શ્રીમન્ત ફળા,
ગુણ જ્ઞાન વિશારદ શારદ શાં,
રતિ પૂર્ણ પ્રદાન પરાર્થ ભર્યા,
જનુનિ! તુજ તેહ શ્રમે નિકર્યા. ૧
શિશુ શાન્ત કર્યા શશી સુન્દર શાં,
અમીપૂર્ણ સુઅન્નથી પૂર્ણ કર્યા,
સુખ ખાટ સજાવી શિશુ શમર્યા,
મુખથી મધુરાં કઇ ગાન કર્યા. ૨
પતિ આવી સમર્પણ પ્રેમ કરે,
ભવ વ્યાધી ઉપાધી બધી વિસરે,
રજની મહીં રે! રમણિ! તુ થતી,
પતિ અંક સુજાવી વિલાસવતી. ૩
કરતી કંઇ વાતુ પ્રમોદ ભરી,
ગ્રહ-કર્મ તણી ભવ ભાર ધરી,
વડીલો સહ કેમ વિવેક કર્યો,
વળી અન્યજનો સહ સ્નેહ ધર્યો ૪
"-બહુ વીકટ માર્ગ ગણો મનના,
મનની નહીં માળ ગુંથાય કદા,
મુજ દોષ વસે ઉર અન્ય કદી,
ન ટળે ન ચળે ઉરથી ઉખડી. ૫
પતિ! હો બહુ દોષ કદી મુજમાં,
વડીલો પ્રતિ પ્રેમ ન ક્ષીણ હું આં,
ગૃહ ભાળ વીંટાય વિશુધ્ધી ઉરે,
વ્યવહારી શું દોષ હશે ચઢમે. ૬
પ્રભુતે ભજવા શુધ ચિત્ત કરી,
સહુ લોક પરે મમતા કરવી,
વડીલો તણુ સેવન રોજ કરી,
વદવું પ્રભુને કર રહાય હરી-" ૭
વદી આમ મધુર મધુર ગિરા,
લવતી પતિ અંક વીરી પ્રમદા,
રજની પળમાં એમ વીતી જતી,
ગૃહીણી મળતાં સુખ ધન્ય થતી.

॥ श्री सद्‌गुरवेनमः ॥

# लोभ जाळ.

[ જુનાગઢ નિવાસી ત્રિવેદી રમાશંકર વિ. પ્રાણશંકર ]

હરિગીત.

સંતોષ હિન જન જગતમા, દીસે ખરા અતિલોભીઆ,
ને સ્વાર્થ શોધે આથડી, તે પાપ કરતા પાપીઆ
લક્ષ્મી અને કંઈ ચીજમા, લુબ્ધ્યો રહે નર લોભથી,
મળશે ઘણુ તોપણુ કદી, અટકે નહીં તે થોભથી ૧
જીવતા સુધી તે આથડે, લલચાઈને નર લક્ષ્મિમા.
એમાજ એતો અંત આવે, જંપશે ના રેહ જ્યાં,
ખૂવાર કરશે ખંતથી, જન જાતને અથડાવિને,
ખાશે નહીં કે સુખથી, લોભે કદી તે લાવિને, ૨
ખરચે નહીં તે ખંતથી, સન્માર્ગ જેવા મુક્તિના,
અર્પ્યું સદા જે ઇશ્વરે, તોયે ન ખરચે ભક્તિમાં.
લોભી જનો એ લોભથી, જઇ જાન લેશે જગતના,
લૂંટીજ લક્ષ્મી તેહની, ઘર ભાગશેજ અશક્તના, ૩
હા! લોભનો જ્યા થોભ નહિ, છે શ્વાન વત્ એ જીંદગી,
એ મનુજ ઉપયોગી નહિ, જો તે કરે ના બંદગી,
જાયે વળી જર તેમનું, લોભે, ભલે નુકસાનમા,
સાંખી રહે તે શોગીખા, ખરચે નહીં પણ દાનમા ૪
થોડે દિયે દીન રીઝશે, (તોપણ) લોભે દિયેના મોહિને,
(કારણ) ચમડી જશે તે ઠીક પણ, દમડી દિયેના કોઇને,
પણ ધન્ય છે નૃપ ભોજને, કીર્તી ગવાણી જગ વિષે,
તે લાત મારી લોભને, કરિ નામ અમર ગયો દિશે ૫
પરમાત્મને તે રીઝવીને, સ્વર્ગગામિ થયા ખરા.
એ લાભ લીધા વિશ્વમાં, તે, ધર્મને યશથી ભર્યા.
એ લોભ તો જનફાસશે, નિજ જાળમા લલચાવિને,
માટે વિચારી માનવી, અળગા રહો સળગાવિને. ૬
ખરચો વળી કે ખંતથી, એ ધર્મને ઉર ધારિને.
દેખાડશે તે દોડિને, મુક્તી, ખરે શંઢારિને
જો ઇશના અનુરાગમાં, લોભી રહો જન લાલચુ,
રળશો ખરો તે છેવટે, સેવ્યે બિજાને લાભ શું! ૭

# સિંહગઢ.

(લેખક--રા. રા. નરહરિલાલ કુબેરરામ દેશાઇ—ભરૂચનિવાસી)

( ઐતિહાસિક કિલ્લાનુ વર્ણન. )

ઐતિહાસિક સ્થળોનું વર્ણન ઘણુંજ મનોહર લાગે છે. ઐતિહાસિક પ્રસગો સાથે સંબધ ધરાવતું એકાદ સ્થળ જોતાં મનમાં ઘણોજ આનંદ થાય છે, અને તે સંબંધી બીજા વર્ણનો વાંચવા મન ઘણુંજ આકાર્ષાય છે. સતારાનો અજીમતારાનો કિલ્લો અને તેમાંજ આવેલો ભોંસલેનો વાડો જોતાં મનમાં કઇ અપૂર્વ ભાવ ઉત્પન્ન થાય છે, અને તે નજરે જોવાથી તેના ઇતિહાસની મનઉપર જેવી મજબુત છાપ પડે છે તેવી છાપ ઇતિહાસના હજારો પાના વાંચવાથી પણ પડવાની નથી. એકાદ ઇતિહાસિક સ્થળ જોવાથી જે શિક્ષણ મળે છે તે ઇતિહાસના સેંકડો પાનાના મનનથી પણ મળનાર નથી ઇતિહાસિક ગ્રંથોનુ અધ્યયન તે વળી ઇતિહાસિક સ્થળોના અવલોકનની બરાબરી કરી શકે? અજીમતારા કિલ્લા તરફ નજર ફેંકતા આપણને ઇતિહાસને આધારે જણાય છે કે આજ કિલ્લો રાજારામને ઉપયોગી હતો, એજ કિલ્લામાં મહારાષ્ટ્રને શાનશાહતનું ધામ બનાવનાર નર પાક્યો હતો, એજ કિલ્લામાં શાહુ મહારાજાએ લાંબો કાળ કહાડયો હતો, પણ આજે તેની કેવી દુર્દશા છે? ત્યાં ઠેકાણે ઠેકાણે નાના માંડવા અને ઝુંપડીઓ બાંધેલી જણાય છે, જ્યા સિપાઇઓની તરવારો ચમકતી હતી ત્યાં પબ્લીકવર્કસ ડીપાર્ટમેંટના [હથીઆરોને બદલે] પાવડા, કોદાળીઓ અને ટોપલીઓ જણાય છે. જ્યાં શૂરવીરના ધ્વનિ કાને પડતા હતા ત્યાં આજે બધુ શૂન્ય કાર દીસે છે. કીલ્લા માહેના ભોંસલેના વાડા તરફ નજર કરતાં શુ જણાય છે? જ્યાં શિવાજી મહારાજાએ સ્વરાજ્ય સ્થાપ્યું હતુ, જ્યાં રાજારામ મહારાજાથી ત્રાહિત્રાહિ કરતો ઔરંગઝેબ બાદશાહ જીવતદાન માગી છુટયો હતો, જ્યા શાહુ મહારાજાની કારકીર્દીથી મરાઠી રાજ્યનો ઝુંડો અટક પર્યંત ઉડયો હતો. આજે તેમના વંશજ નિર્માલ્ય બની અંગ્રેજ સરકારની દયાથી મળતા થોડા ઘણાં વર્ષાશનપર દહાડા ગુજારે છે આવુ વિલક્ષણ કાલચક્ર જોઇ મન ઘણા વીચારમાં પડી ઘણુ શીખે છે.

સિહગઢ પૂનાની નૈરૂત્યમાં આશરે બાર માઇલ દૂર છે આ કિલ્લો ભુલેશ્વરના ડુંગરપર બાંધેલો છે. સમુદ્રની સપાટીથી તેની ઉંચાઇ આશરે ૪૩૨૨ ફુટ છે. એ ડુગર સિંહગઢની પૂર્વ તરફથી કેટલેક તુટેલો છે તેથી તેનો એક મુખ્ય ભાગ ભુલેશ્વરપર છે બાકીનો બીજો પેટા ભાગ પુરંદરની નૈરૂત્યમાં થઇને સિંહગઢની સાથે મળે છે. સિંહગઢનો પૂર્વ અને પશ્ચિમ તરફનો જે ભાગ તુટી ગયેલો છે ત્યાંથી ચઢવાનો રસ્તો લગભગ અર્ધો માઇલનો છે. કિલ્લાપર જવાના બે રસ્તા છે; એક પૂના દરવાજાથી અને બીજો કલ્યાણ દરવાજાથી પહેલા રસ્તા કરતાં બીજો રસ્તો સારો છે તોપણ લોકો તો બીજા રસ્તાનોજ ઉપયોગ કરે છે.

આ કિલ્લાનું પ્રાચીન નામ કોંડાણું હતું. તેમાં સને ૧૩૪૦ ના લેખો જણાય છે. દિલ્લીના બાદશાહ મહમદ તઘલખે એ વર્ષમાં એ કિલ્લાપર ચડાઇ કરી હતી. તે વખતે એ કિલ્લો નાગનાઇક નામના એક કોળી રાજાના તાબામાં હતો. કિલ્લો ઘણોજ મજબુત હોવાથી અને રસ્તો ઘણોજ વિકટ હતો તેથી મહમદ ત્યાં ઘેરો ઘાલીને બેઠો. આઠ મહિના સુધી ઘેરો ઉઠયો નહીં તેથી અન્ન વિગેરેના અભાવે નાગનાઇકને કિલ્લો મુકી નાશવું પડયું. પછી સન

૧૪૮૬માં એ કિલ્લો અહમદનગરની શાહનશાહતના સંસ્થાપક મલીક અહમદે તેનો કબજો લીધો હતો. સને ૧૬૩૩ માં શિવાજી ને માજીજીબાઈને શિવનેરીના કિલ્લામાંથી મોગલોએ કેદ પકડી હતી, સાંથી છુટી આવી તે સિંહગઢમા રહી હતી. અહમદનગરથી સ્વતંત્ર થઇ આ કિલ્લો શહાજીના કબજામાં આવ્યો હતો. પછી જ્યારે શહાજીએ વિજાપુર રાજ્યમાં નોકરી લીધી ત્યારે તે તેના પાદશાહના હાથમાં ગયો હતો. અને ૧૬૪૭ માં શિવાજીએ કિલ્લો પોતાને હાથ પાછો કરી લીધો હતો. પછી જ્યારે સાદિસ્તખાનને ઔરંગજેબે શિવાજીને પકડવા મોકલ્યો હતો તેજ વખતે સરદારને મારી આ કિલ્લામાં થઈ પુને જઇ તેના લશ્કર સાથે જબરી ઝપાઝપી કરી તેને હાંકી કહાડયું હતું. પછી સને ૧૬૬૫ માં ઔરંગજેબને પોતાના છુટકારા માટે આ કિલ્લો પણ આપ્યો હતો. દિલ્લીથી છુટીને આવ્યા પછી શિવાજીએ બીજા બધા કિલ્લા ફરી સર કર્યા પણ સિંહગઢ અને પુરદંર મોગલોના હાથમાંજ રહી ગયાં. તે પણ પાછા લેવાનો શિવાજીએ નિશ્ચય કર્યો. તે વખતે મોગલોની પક્ષમાં ઉદેભાણુ નામે એક રાજપૂત સરદાર હતો. કિલ્લા સર કરવાનુ કામ તાનાજી માલુ સર્યાને સોંપ્યું હતું. તાનાજીએ શેલારમામા, ભાઉ સુર્યાજી અને બીજા ૧૦૦૦ માણસનુ લશ્કર લઇ ગઢની નજદીકમાંજ પડાવ નાંખ્યો કિલ્લામાં ઘણો સારો બંદોબસ્ત હતો. પણ કિલ્લાની નૈરુત્ય તરફનો એક ભાગ તુટેલો હતો ત્યા બરાબર જોઇએ તેવો બંદોબસ્ત રખાયો નહોતો. કારણ કે ડોરીવર દરવાજાના એ વિકટ માર્ગથી કોઇપણ ચઢી આવશે એવી કલ્પના પણ કોઇએ કરી નહોતી. પણ એવા ભયંકર રસ્તે પણ જવાનો તાનાજીએ નિશ્ચય કર્યો હતો. તેથી ૫૦૦ માણસની એક ટુકડી સુર્યાજી ભાઉની સરદારી હેઠળ મુકી બાકીના ૫૦૦ માણસ સાથે ઉપર જવા તૈયાર થયો. રાત્રે તે જગ્યાપર ઉંચે પાટલાઘો ફેંકી તેને દોરી બાંધી હતી તેને આધારે શેલારમામા અને તાનાજી વિગેરે બીજા કેટલાક ઉપર ચઢી ગયાં. પણ એવામાં દોરી તુટી અને તેનાથી જે ગડબડ થઇ તેથી સુરજપગ્નો એક સિપાઇ જાગી ઉઠયો. પણ તેને તાનાજીએ બાણ મારી નીચે પાડી નાંખ્યો એવામા કિલ્લામાંના સર્વ સિપાઇઓ તૈયાર થઇ ગયા તેની સાથેના ૫૦ માણસો સાથે તાનાજી તેમનાપર તુટી પડયો. ઘડીક ભર લઢાઈ ચાલી. મરાઠાઓએ પોતાનું શુરાતન બતાવ્યું પણ શત્રુની સંખ્યા ઝાઝી હોવાથી તેમનો ઇલાજ ચાલ્યો નહી. એવામાં તાનાજી અને ઉદેભાણ મળ્યા અને તે બેઉ વચ્ચે જે બાથંબાથી અને ઝપાઝપી થઇ તેમાં બેઉ પડયાં તાનાજી પડયાની વાત સાભળતા મરાઠાની ધીરજ જતી રહીને તેઓ નીચેથી ઉપર દોડી આવ્યા. સુર્યાજી ભાઉએ ઉપરથી નીચે આવ્યા બાદ કહ્યું કે, " સર્વ તૈયાર થઇ જાઓ, આપણો શત્રુ સુબેદારના શરીરપર ઘા કરે છે. એ તે કયાં જવાનો હતો? મે દોર તોડી નાંખી માટે બહાદુર વીરો હવે તમે શિવાજી મહારાજાના માવળા છો એવું દેખાડી આપો." એ સાભળી મરાઠાઓને ફરી જુસ્સો ચઢી આવ્યો. શત્રુનો પરાજય થયો. તાનાજી માર્યા ગયાની વાત સાભળી શિવાજી બોલ્યો, "તાનાજી હયાત છે પણ આજે શિવાજી મુઓ. સિંહ ગયો ને હાથીગઢ આવ્યો." તેણે તે કિલ્લાનુ પ્રાચીન નામ કોંડાણા બદલી, સિંહગઢ એવુ નામ આપ્યું. જે સ્થળે તાનાજી મરાયો તેજ સ્થળે તેની સમાધિ બધાવી અને પાસે ઉદેભાણુને બાંધ્યો.

સન ૧૭૦૦ માં રાજારામ મરણ પામ્યો. તેની એક છત્રી ત્યાં બાંધેલી છે. પછી ઔરંગજેબે ૩૫ મહીના ઘેરો ઘાલી તેને સર કર્યો, ને ત્યાર પછી તેનું નામ "બક્ષીદાબક્ષ" યાને "ઇશ્વરી બક્ષિસ" એવું નામ આપ્યું. સને ૧૭૦૬ માં શંકરાજી નારાયણ અચિવે તે કિલ્લો ફરી લીધો. ત્યાર બાદ બીજા બાજીરાવ પાસેથી અંગ્રેજોએ લીધો. યશવંતરાવ હોલ્કરે જે સમયે પુનાપર ચઢાઇ કરી તે વખતે બાજીરાવ કેટલાક માણસ અને દ્રવ્ય સંપત્તિ સાથે આ સિંહગઢમા ભરાયો હતો. જે વખતે આ કિલ્લો અંગ્રેજ સરકારના હાથમાં આવ્યો તે વખતે સોલજરો ટોપલીઓ ભરીભરી હિરા, મોતી વિગેરે કેટલાક દિવસ સુધી અહારતા હતા. એ લુટમાં તેમને એક સોનાની મૂર્તિ જડી હતી. તેની કીંમત પાંચ લાખ રૂપીયા થઇ હતી. આ પ્રમાણે આ કિલ્લાનો ઇતિહાસ છે.

પરંતુ જે કિલ્લાનો ઇતિહાસ આવો મનોહર છે તેની પ્રાચીન સ્થિતી કેવી હશે અને તે જોતાં મનની સ્થિતિ કેવી થાય જે સ્થળે આટલું બધું ગૌરવ હતું તે સ્થળ આજે હવા ખાવાનું ઠેકાણું થઇ પડયું છે. જ્યાં તાનાજીએ આટલું બધું પરાક્રમ બતાવ્યું ત્યાં તાનાજીની હકીકત કહેનાર એક પણ મનુષ્ય કિલ્લામાં કે કિલ્લાના કોટની આસપાસ પણ કંઇ જોવામાં આવતો નથી. જે માર્ગેથી તાનાજી ગઢ ઉપર ચઢયો હતો તે જોઇ મનમાં અનેક વિચાર આવે છે. તે રસ્તો એવો ભયંકર છે એક પગલુ ચુકતા બિલકુલ આધાર નહી હોવાથી નીચે પડતાં ચુરેચુરા થઇ જાય. પણ તાનાજી તેની દેશભક્તિના વિશ્વાસેજ ઉપર ચઢી ગયો. તેને તથા સિપાઇઓને પક્કો વિશ્વાસ હતો કે તેમનો જો પ્રાણ જશે તો તે પણ દેશને માટેજ જશે. જે સ્થળે હાથ કરી નાંખી ઉદેભાણને પુરેલો હતો તે જગ્યાએ આવતા આપણા મનની સ્થિતી કંઇ જુદાજ પ્રકારની થાય છે એઉ બળવાન યોધ્ધા હતા, એઉ હિંદુ હતા, એઉ પૃથ્વીપરજ મુઆ પણ એકની કીર્તિ અમર થઈ ગઇ, તેનો આત્મા સ્વર્ગમાં વિરાજતો હશે, જ્યારે બીજો જેણે દેશદ્રોહ કર્યો જે પોતાના શત્રૂ સાથેજ મળી ગયો, જેણે પોતાના સ્વાર્થ માટે પોતાના સ્વદેશી બંધુનું ગળુ કાપવાની તૈયારી સુદ્ધાત કરી હતી તેને નામે આ કલંકનો ડાઘ લાગી રહ્યો છે અને તે રૌરવ નર્કમાં સડતો હશે!

કલ્યાણ દરવાજાપર, "શાલીવાહન શકે ૧૬૭૨ શ્રીમત બાળાજી બાજીરાવ પંત પ્રધાન એવો લેખ છે. ત્યા આગળ બીજા કોઇપણ ખંડેર જોવામાં આવતા નથી. આસપાસ બધે બંગલાઓ બંધાઈ ગયા છે. જ્યાં પહેલા દારૂગોળાના ઢગ પડયા રહેતા હશે, જ્યા હથિઆરોનો અને ઘોડાના હણહણાટનો અવાજ સંભળાતો હશે ત્યાં આજે જેમનાથી ઉનાળાનો તાપ પણ ન ખમાય એવા મનુષ્યો વસે છે. જ્યાં પૂર્વે માર, મરૂં, દેશને માટે જીવ કાઢું એવા વીરો ઘુમતા હતાં ત્યાં આજે સ્વાર્થ પરાયણ જીવન પ્રવાહ ચાલે છે. ત્યાંથી આગળ જતા રાજારામની છત્રી આવે છે. મરાઠી રાજ્યોની ઇમારતોમાં ફક્ત આજ ખંડીએર જોવામાં આવે છે. તેની છત્રીની ત્યાં પુજા રાખવામાં આવી છે. ત્યાં ગુરૂ પુજારી વિગેરેની નીમણુંક થાય છે અને તેની રૂ. ૧૫૦૦ ની દર વર્ષે પેદાશ છે. ત્યાર દર ફાગણ વદ ૯ ને દિવસે ઉત્સવ થયછો.

# મ્હારૂં રાજ્યાસન !

વર્ષા રૂતુના દિવસો ! અહા કેવા આનંદકારક ! મ્હારા બગિચામા ઉગેલાં સર્વ વૃક્ષો ઉપર નવિન કલિકાઓની કેવી શોભા ! અર્ધ ખિલેલા પૂષ્પોમાથી, કેવી મનહર સૌગંધ ! મ્હારી શય્યાની બાજુમાજ બગિચો આવેલો હતો આખા દિવસના થાકથી કંટાલી પથારીમા સુતા પછી બગિચાની મીઠી સૌગંધ મસ્તિકને, નેત્રોને અને મનને તૃપ્ત કરતી હતી મંદ મંદ પવનની લેહેરો સાથે સૌગંધનુ મિશ્રણ, ત્યા પછી નિદ્રા દેવીનુ પુછવુ શું ? તેમણે વગર ઢીલે પધરામણી કરી, મ્હારા નેત્રો ઉપર ચઢી બેઠા થોડીવારમાંજ હુ નિદ્રા દેવીને વશ થયો

નિદ્રાવશ થયા પછી સ્વપ્નુ આવ્યુ તેમાં મેં જોયુ કે જાણે હુ કોઇ અન્ય પ્રદેશમાં મોટા વિસ્તારવાળા રાજ્યમા રાજ્યાસન ઉપર બેઠો. અને સર્વ રાજ્ય સૂત્રો મ્હારે હાથ આવ્યા તે સમયે મ્હારા મનમા વિચાર, સમુદ્રના તરંગો પેઠે ઉછળવા લાગ્યા મ્હારા મનમા આવ્યુ કે હવે ભય શુ છે ? હવે ચિંતા શી છે ? હવે તો આપણે રાજ્ય પામી ચુકયા છીયે, પ્રજા ઉપર કાંઇક નવા કરો ( Taxes ) ના નવા કાયદા પાસ કરવા, આપણો દેશ ઉતમ સુખી અને આનંદી કરવો, અન્ય દેશોને યુક્તિ પૂર્વક લુંટવા, આપણુ નગર રાવણની લંકા સરખું કાચનમય બનાવી દેવુ, અને વત્સલા હરણમાનુ ધરોતકનુ બજાર, પરદેશના લોકો માટે ખુલ્લું કરી દેવું, આ સમય એવો આવ્યો છે કે જે નહીં કરીશુ તે થોડુ ! વળી હાથમા માટી લેવાથી પણ સોનુ થઇ શકશે માટીનું સોનું કર્યું એટલે પછી રાજ્ય કરવાની અજબ યુક્તિ જાણવામા આવી જશે આ બધી યુક્તિઓ પરદેશી લોકોને બતાવી તેમને ફસાવવાને માટે એકાદ મોહિની અથવા જાદુ આપણી પાસે સિધ્ધ થવો જોઇએ અને તે જાદુ અથવા મોહિની એજ કે આપણા મોઢામાથી નિકળતા પ્રત્યેક શબ્દોમા સારી પેઠે સાકર ભેળેલી હોવી જોઇયે એટલે આ દેશની પ્રજાઉપર એ મંત્રનો સારો પ્રયોગ થઇ શકશે, તેમજ માયાવી નટવેશ ધારણ કરી, અંતરંગનો કિંચિદ્ ભાગ બહાર ન પ્રકાશ થવા દેતાં, બાહ્યાગ કાંઇક જુદાજ પ્રકારનુ દેખાડવુ, તોજ આપણુ અને આપણા દેશનુ કલ્યાણ થશે અન્ય પ્રદેશો જીતવાનો દારૂગોળો તયાર કરવા કરતા, અને લઢાઇની માથાફોડ કરવા કરતા ધરોતકના બજારોમા વેચવા માટે એકાદ પ્રકારની વિષથી ભરપૂર સાકર ઉત્પન્ન કરવી કે જેથી ખાનારને સ્વાદ મળવા સાથેજ પ્રાણની હાની થાય, અને બીજા દેશો ઉપર હલ્લો કરવા જેટલુજ જય મળશે જ્યા ત્યા જયજયકાર થશે અને જ્યા ત્યા આપણુજ સામ્રાજ્ય થઇ જશે મુર્ખ રાજાઓ લઢાઇઓ કરવામા હોશિયાર હોય છે, અને તેમાજ તેઓ મ્હોટી હોશિયારી અને બહાદુરી માને છે, પરતુ મને તો તે તદન નાપસંદ છે લઢાઇ કરવાનો મુખ્ય ઉદેશ બીજા દેશોને જીતવા અને લાના માણસોને મારવા એજ કે બીજો ? પરતુ અમારી અજબ યુક્તિવડે, એ બને કાર્યો કાંઇપણ વિક્ષેપ વિના સિધ્ધ થાય તો તેમા ખોટું શુ ? અસ્તુ અમારા રાજ્યમા ન્યાય તે અમારો પોતનોજ કાયદો, કળકળાટ તે અમારો એશઆરામ અને અમારા પોતાના જીવાત્માને આનંદ રાખવો તેમજ અમારા આપ્તવર્ગને સુખ આપવુ એ શિવાય બીજુ કાંઇજ નહીં આ કૃત્યો કરનાથી અમારા દેશ શિવાય બીજા દેશના લક્ષાવધિ લોકો ધુળમા મળી જાય, અથવા તો તેઓ અન્ન અન્ન કરતા રખડતા કરે,

અથવા તો અગણિત લોકોના પ્રાણ યમદ્વારમાં પહોંચી જાય તોપણ પરવા નહીં ! પરંતુ આપણું હિત આગ્રહપુર્વક વિચારવું, તેને કદીપણ છોડવું નહીં.

આવા આવા સ્વદેશકર્તવ્યોના અનેક પુણ્યકારક વિચારો મસ્તિકમા ઘુમવા લાગ્યા ધીમે ધીમે ત્રણલોકનું રાજ્યાસન મળવાની મનોરાજ્યની દીર્ઘ કલ્પના ચાલુ હતી તેજ સમયે, એક સફેદ, લાંબી દહાડીવાળો, સ્ફટિક જેવા કપાળવાળો, શરિરક્ષ થઇ ગયેલો તોપણ ભવ્ય મુખમુદ્રાવાળો, સુકાઇ ગયલી કેરીઓ પેઠે શરિરે કરચલીવાળો, શરિરે સન્યાસી જેવો પોષાક ધારણ કરેલો, કપાળમા ભસ્મનાં બે મ્હોટાં કુંડાળા કરેલો, તથા હાથમા ચળકતી કાળા મણકાની માળા ઝાલી "હરિ, હરિ, હરિ" એવા ઉચ્ચાર કરતો, તેજસ્વી મનુષ્ય જોવામા આવ્યો. આ વૃધ્ધ મનુષ્ય જેમ તેજસ્વી જણા। હતો તેજ પ્રમાણે મહાન અનુભવી કોઇ તપસ્વિ હોય તેમ દેખાતો હતો. મ્હારી સ્હામુ આવી ઉભા રહેતાંજ થોડીવારે મ્હે નિશ્ચય કર્યો કે રૂપાંતર થયેલી, સન્યસ્ત ગ્રહણ કરેલી, મ્હારા માતામહની આ મુર્ત છે કારણકે અન્નને અભાવે દુર્દશા થવાથી દેશ ત્યાગ કરી તેઓ ભિક્ષાવૃત્તિ માટે પરદેશ ગયા હતા મ્હે તેમને બાલ્યાવસ્થામા દીઠા હતા. વળી મ્હારા માતામહની મુર્તિ સાથે આ સન્યાસીની આકૃતિ ઘણે અંશે મળતી હતી. તેથી પણ ચોક્કસ અનુમાન થઇ શકતું હતું.

તે મહાપુરૂષ મ્હારા સ્હામુ આવ્યા અને એક દીર્ઘ નિશ્વાસ નાખી બોલ્યા રાજા! મ્હોટા પુરૂષોએ જે બોધદાયક વચનો લખી રાખ્યા છે તે તરફ હમણા ત્હારે દ્રષ્ટિ ફેરવવી જોઇએ એમ જાણીનેજ ત્હને બે શબ્દ કહુ છુ તે સાભળ

"શેખ સાદી નામનો એક મહાનુભવી અને ફારસી ભાષામા સદ્ કવિ થઇ ગયો છે તેણેજ ગુલિસ્તા, બોસ્તા, કરિમા આદિ બોધદાયક ગ્રથો લખેલ છે, તેમા એક સ્થળે એવું લખ્યુ છે કે પુષ્કળ નામાંકિત મનુષ્યો પૃથ્વિમા દાટવામા આવ્યા છે પરતુ તેમના એક પણ હાડકાની નિશાની આજે પૃથ્વિમા નથી, તથાપિ ન્યાય સબધી "નૌશિરવાનનુ" નામ અમર છે, જોકે પુષ્કળ લોકો મરી ગયા અને નૌશિરવાન પણ જીવતો રહ્યો નથી

"ત્હને પણ સુદૈવે રાજ્ય પ્રાપ્ત કરાવ્યું છે માટે ન્યાય પ્રમાણે વર્તવુ, અને નૌશિરવાન ની પેઠે ત્હારી કીર્તિ અજરામર કર, હુ તને ઘણા કાલાવાલા કરીને એ શબ્દો કહુ છુ તો પછી વેહેતી ગગામા સ્નાન કરવાનું શામાટે ભુલે છે ?

"રાવણ જેટલો વિભવ અને સમ્મતિ આપણને મળે, અને તેની પેઠે દુષ્ટતાથી આપણે વર્તવું એવી ત્હારી ઉત્કટ ઇચ્છા ત્હારા મનની કલ્પનાઓથી તેમજ ચ્હેરા ઉપરના ચિન્હો ઉપરથી સ્પષ્ટ જણાયછે. વળી તેમા પણ પ્રજાને દુખ અને ત્રાસ આપી, ત્હારૂં પોતાનુંજ હિત કરવાની ત્હારી જે દુષ્ટ આશાઓ છે તે અતિશય નુકશાનકારક અને અનર્થકારક છે. રાવણની મદોન્મત્ત વર્તણુકનું શું પરિણામ આવ્યુ હતુ તેનો જરાક વિચાર કર ! લકા જેવું સુંદર નગર, એક હનુમાનજી જેવા પ્રાણીએ બાળીને ભસ્મ કર્યું ! જોતા જોતામા બધુ આપ્ત વર્ગ, અને પુત્રપણ નષ્ટ થયા, અને રામચદ્રજીને હાથે રાવણનુ મૃત્યુ થયુ ! ત્હારૂં મદોન્મત્તપણું અને અન્યાય વિશેષ થવાથી ત્હને પણ એક દિવસ રામચદ્રજીના દર્શન થશેજ. પ્રથ્વિના કોઇ એક ભાગ ઉપર રામચદ્રજીનો જન્મ થઇ ચુકયો હશેજ. તેની ખાત્રિ રાખજે. કારણકે સાદિએ કહુ છે કે, હે જબેર દસ્ત ! ત્હારા આશ્રય નીચે રહેનાર મનુસ્યોને તકલીફ આપે છે પરંતુ ત્હારૂં એવું ગરમ બજાર કયાં સુધી રહેશે ?'' એનો સારાસ એજ છે કે,

અધિકારના બળ વડે બીજાઓને ત્રાસ, તકલીફ આપનારનો વિભવ વધારે દિવસ ટકતો નથી. વળી જુલમ એ બીલકુલ ભુષણરૂપ નથી બીજાને નુકશાન કરનાર જુલમી મનુષ્યો સબંધી સાદીએ કહ્યુ છે કે આ દુનિયાદારી ત્હારા શા ઉપયોગમા આવનાર છે ? મનુષ્યોને દુ ખ આપવા કરતા ત્હારૂ મૃત્યુ થાય એજ ઇષ્ટ છે. બીજાઓને દુ ખ અને મહેનત આપવી એના જેવુ પાતક–પાપ–બીજુ નથી સાદીએ ફરીથી કહ્યુ છે કે એક જુલમીને મે અર્ધો દિવસ નિદ્રાવસ્થ જોયો ત્યારે મ્હને જણાયુ કે તેના જાગવા કરતા નિદ્રાવસ્થાજ ઉત્તમ છે એવુ મ્હને જણાયુ. જુલમથી લોકોને ત્રાસ આપનારના જીવવા કરતા તેનુ મૃત્યુ થાય એજ ઉત્તમ છે. એવા જુલમી લોકોનોસર્વ લોકો તો શુ પણ નિસ્પ્રહ સાધુ લોકો પણ તિરસ્કાર કરે છે વળી જુલમીઓના આયુષ્ય માટે સર્વને કટાળો આવે છે અને પ્રત્યેકના સતપ્ત થયેલા અ ત કરણ કુડમાથી બદદુવા–શાપોક્તિ–રૂપ જ્વાળા, મુખ માર્ગે બહાર પડે છે અને તે સઘળી જ્વાળા એકત્ર થઈ, રાજ્યને સમૂળ બાળી ભસ્મ કરી નાખે છે ! આ મ્હારા વાક્યો સ્મરણમા રાખ ધર્મશાસ્ત્રમા એવા શબ્દો છે કે ધીમેથી ચાલ, અથવા ચાલજ નહિ ! કારણ ત્હારા પગ નીચે હજારો જીવ છે સારાસ એ છે કે આપણા વિભવ મદથી બીજા જીવોને ત્રાસ આપવો નહિ ! ભૂત દયા હમેશા અ ત કરણમા જાગૃત રાખ, પચાસ હજાર રૂપિયાના ઘોડા ઉપર બેસી, ફડફડાટ દોડાવી ન્હાના મ્હોટા જીવોને ત્રાસ આપવો એ કાંઇ રાજ્યવિભવના લક્ષણ નથી પ્રત્યેક જીવાત્માનુ રક્ષણ કરવુ, તેના ઉપર દયા રાખવી એજ રાજવિભવનુ ભૂષણ છે.

"ત્હારા હાથમા રાજ્ય સૂત્ર આવ્યુ છે, તેથી બીજાઓનુ અ ત કરણ સહજ વાતમા પણ દુભવવુ નહીં તે નાજુક મન એક વખત દુ ખવવાથી પુન સરળ થતુ નથી. બીજાના મનને દુભવવુ અથવા દુ ખ આપવુ એ મોતીને ભાગવા બરોબર છે એક વખત ભાગેલુ મોતી ફરીથી સંધાતુ નથી, આ વિચાર તત્વ ત્હારા જેવા જુલમી રાજાએ બરોબર લક્ષમાં રાખવુ જોઇયે

"તુ રાજ્યાસન ઉપર બેઠો એટલે કે સાધારણ, નિરાધાર લોકોના શત્રુત્વપણાથી ત્હને શુ થનાર છે એવુ ત્હને જણાય છે પરતુ તે મહા ભાગ કવિ શેખ સાદીએ કહ્યુ છે કે રૂસ્તમ નામનો એક મ્હોટો બલાઢય પહેલવાન હતો તેને તેના "જલ" નામના પિતાએ કહ્યું હતુ કે શત્રુઓને નાચીનાજ સમજવા નહીં એક ન્હાનુ મગતરૂ હાથી જેવા વિશાળ, વિક્રાળ પ્રાણીનો જીવ લે છે આ તત્વ લક્ષમા રાખવા જેવુ છે સાધારણ વ્યવહારમા પણ ગુસ્સે ભરાયલી બિલાડી કુતરાનો કાળ થઇ પડે છે આ કહેવત નિરાધાર નથી એ ત્હારે ખાત્રીપૂર્વક માનવુ કયા માણસ પાસે શુ યુક્તિ છે તે સમજવુ શકય નથી વળી કોઇ સ્થળે કાઇજ નથી. એવો પણ નિશ્ચય માનવો નહીં શેખસાદી કહે છે કે પ્રત્યેક જંગલોમાં કાંઇ નથી એવુ સમજવુ નહીં કોઇપણ સ્થળે વાઘ સૂતેલો છે એમ જાણવુજ ? આ બોધ દાયક વાક્ય હમેશા સ્મરણ પટ ઉપર લખી રાખવા જેવુ છે ?

"અવિચારી અને મદાંધ રાજાનેજ પ્રધાનમડળ ફસાવી દઇ તેનો સમૂળ નાશ કરે છે અરે ! શકુનિમામાએ મીઠુ મીઠુ પણ જુઠુ બોલી કૌરવોને ઉપર ચઢાવ્યા અને મહા સાધુ ધર્મરાજ અને શ્રી કૃષ્ણ પરમા મા સાથે કૌરવોને વેર પડાવ્યુ અને ધર્મરાજને ત્રાસ અપાવ્યો અને કૌરવોનુ શુ પરિણામ થયુ ? તે તને ઇતિહાસ ઉપરથી ખબરજ છે, ત્હારૂ પ્રધાન

મંડળજ ત્હારૂં હિત બતાવી અહિત કરનાર છે, તે સત્વર લક્ષમાં લે. આ શબ્દો, કેવળ તારા કલ્યાણનેજ માટે, મ્હારા અંતઃકરણમાંથી ઘણા કલ્પાંત સહિત બહાર નિકળે છે."

"હું ત્હારા પ્રધાન મંડળની નિંદા અને તને બોધ કરૂછું. તેથી તું એમતો સમજીશજ નહીં કે મ્હને એકાદ પ્રધાનની અથવા ત્હારા રાજ્યના મુખ્ય કારભારીની જગ્યાના વસ્ત્રોની અપેક્ષા છે. હું મ્હારૂં પેટ, ભીક્ષા માંગીને અથવા તો ઇશ્વરે નિર્માણ કરેલાં જંગલી ઝાડોનાં પાંદડાંનાં રસથી ભરવામાં પાછો હઠીશ નહીં કારણ કોઇપણ રીતે પેટ ભરવું શકય છે. પરંતુ ત્હારા જેવા રાજાના રાજ્યમાં કારભારી થઇ પાંચ પકવાનો જમવાં એ નેષ્ટ છે. મ્હને રાજ્ય વિભવનો, મ્હારા મનથીજ તિરસ્કાર છે. અને તેજ મહા સાધુ સાદીનું એક વચન કે જેમાં મ્હને અતિશય સુંદર ભાવો જણાયા છે તે તને કહુ છું. શેખસાદી કહે છે કેઃ હે બંધુવર્ગ! આ પૃથ્વિ કોઇની પાસે રહી નથી. અર્થાત્ ચક્રવાત રાજાઓ પણ મરતી વખતે બધું અહીં પડી રહેવા દઇ ચાલ્યા ગયા તેથી જેણે ( જે ઇશ્વરે ) આપણને આ સંસારમાં જન્મ આપ્યો છે તેનેજ ભજવો. તું તને પોતાને સૃષ્ટિનો અને મુલકોનો ( તકિયો ) આશ્રય અર્થાત્ ટેકો મમજ નહીં! આ સૃષ્ટિએ આજ પર્યંત ત્હારા જેવા કેટલાકનું પાલન કર્યું છે અને કેટલાકને મારી નાંખ્યા છે. એક સમયે મરવુ તો છેજ. સુંદર બિછાનાઉપર મરવાથી અથવા તો જમીનપટ ઉપર મરવાથી શું થયું? અંતે આ સુંદર મૂર્તિનો નાશ અવસ્ય થનાર છે. તેથી આ સઘળું ક્ષણિક સમજ." ઊરદુમાં એક કવિતા છે કે. "ગની મત જાન ઇસ મીલ બૈઠનેકો, જુદાઇકી ઘડી સરપર ખડી હૈં" માટેજ તે પરમેશ્વરનો આભાર માન. સઘળાંઓમાં ભેગાં મળી બેસવા કરતાં, જુદાં થઇ જવાની પળ, માથા ઉપર ભમ્યા કરે છે. અર્થાત્ સર્વે ક્ષણિક છે."

આટલા શબ્દો કહી તે વૃધ્ધે મારા મુખ સ્હામું જોયું. અને એક ઉંડો નિઃશ્વાસ નાખી કહ્યુઃ વત્સ! ત્હારા મુખઉપરથી જણાય છે કે મ્હારા આ સદ્વાકયોની ત્હને કાંઇ પણ અસર નથી. જેવી પરમેશ્વરની ઇચ્છા! શેખસાદીએ કહ્યુ છે તે તદ્દન સત્ય છે કેઃ નાલાયક માણસોને બોધ કરવો અને એકાદ ઉંચા ગોળ ગુંબજ ઉપર ગોળ પત્થર ફેંકવો એ બરાબર છે. ગોળ પત્થર ગુંબજ ઉપર રહેતો નથી પણ પાછો નીચે પડે છે તે પ્રમાણે આજનો બોધ થયો છે, સાદીએ કહ્યું છે કે દુષ્ટ લોકો સાથે નેકી કરવી એ સજ્જન લોકો સાથે દુષ્ટપણું કરવા જેવું છે, " અસ્તુ! મ્હને કાંઇ ત્હારી જરૂર નથી એટલું બોલી તે વૃદ્ધ ત્યાંથી કયાંય અદ્રષ્ય થઇ ગયા.

સ્વપ્નાનું રાજ્ય ચાલ્યું ગયું. નેત્રો ઉઘડી ગયા પરંતુ વૃદ્ધ માતામહના શબ્દો ચાલ્યા ગયા નહીં. વારંવાર તે બોધદાયક શબ્દો મ્હારી નજરે આગળ તરવા લાગ્યા. હું પણ વારંવાર વિચારવા લાગ્યો કે જો મ્હારા હાથમાં રાજ્ય આવે તો એજ પ્રમાણે વર્તન રાખું. મ્હારા આ વિચારો સાંભળી મ્હારા જ્ઞાતિ મિત્રે કહ્યુંઃ ભાઇ! જેના હાથમાં રાજ્ય છે તે તે પ્રમાણે વર્તેછે કે નહીં તે પ્રથમ જો, અનુભવ લે અને પછી રાજ્યાસનની ઇચ્છા રાખ." જ્યારે એક વ્યાપારી પેઢી કાઢવી હોય ત્યારે પ્રથમ તેનો અનુભવ લેવો, તેમા કેટલુ સત્ય, અસત્ય, પાપ, પૂણ્ય, સરળતા, કપટતા, લુચ્ચાઇ ચોટ્ટાઇ, નિષ્ઠુરતા અને નિર્દયતા કે સહૃદયતા ભરેલી છે તે જોવાં અને પછી તે વ્યાપાર કરવાની ઇચ્છા કરવી." એજ વાકયો મે મ્હારા હૃદયમાં હમેશને માટે કોતરી રાખ્યાં છે.

# જગત્ પ્રંપંચ.

હિંદુ શાસ્ત્રમા જગતને પ્રપચ કહે છે, કારણ ક્ષીતિ (પૃથ્વિ) અપ તેજ, વાયુ અને વ્યોમ (આકાશ) આ પચ ભૂત મળવાથી જગત્ નિર્માણ થયું છે. આ પચભૂતોનું સ્વરૂપ શુ છે ? ઘણા મનુષ્યો, પૃથ્વિનો અર્થ માટી (Earth) અપ (જળ) નો અર્થ (Water) તેજનો અર્થ અગ્નિ (Fire) વાયુનો અર્થ પવન (Air) અને વ્યોમ (આકાશ)નો અર્થ વાત શુન્યતાપોકળ-(*Vacume*) સમજે છે શાસ્ત્રમા કહેના એ પચભૂતોનો અર્થ એજ પ્રમાણે થતો હોય તો વિજ્ઞાન પ્રમાણે એ અર્થ વ્યાજબી નથી ક્ષીતિ, અપ્, તેજ વાયુ અને વ્યોમ એને પચમહાભૂત કહે છે એજ પચભૂત જગતના ઉપાદાન છે પાશ્ચાત્ય વિજ્ઞાનની સ્હાયતાથી જણાય છે કે એ પચમહાભૂતો કોઇપણ મૂળ ભૂત ( Element ) નથી એમને યૌગિક પદાર્થો ( Compound ) કહેછે તેથી તે જગતના મુળ ઉપાદાન થઇ શકતા નથી વાસ્તવિક રીતે જોતા એ પચ મહાભુતોના એ અર્થો થતા નથી ગર્ભોપનિષદ્‌મા લખ્યુ છે કે કઠણનક્કર ( Solid ) ને ક્ષીતિ, દ્રવ ( Liquid ) ને અપ્-જળ ઉષ્ણ ( Gaseous ) ને તેજ કહે છે तत्र यत् कठिन साक्षिति यद्द्रवम् तद आप यद उष्णम् तत् तेज इत्यादि । गर्भोपनिषद् ।

સર્વને માહિતી છે કે પ્રચલિત વિજ્ઞાનાનુસાર વસ્તુ-મૅટર ( Matter)ની ત્રણ અવસ્થા, કઠિન દ્રવ અને બાષ્પિય ( વરાળ ) Solid, Liquid અને Gaseous રૂપ થાય છે એજ પદાર્થની અવસ્થા બદલાવાથી ક્વચિદ્ કઠિન કવચિદ્ દ્રવ, અને કવચિદ્ વરાળરૂપ આકાર ધારણ કરે છે, જેમ જળ બરફની અવસ્થામા કઠિન્ ( Solid ) પ્રવાહરૂપે દ્રવ ( Liquid ), અને વરાળ ( Steam ) ની અવસ્થામા બાષ્પિય ( Gaseous ) થાય છે એજ પ્રમાણે ગધક પણ ત્રણ અવસ્થા પ્રાપ્ત કરે છે ઉષ્ણતાને લીધે એકજ પદાર્થની ત્રણ અવસ્થા થાય છે જળમાથી ઉષ્ણતા કાઢી લેવામા આવે તો તે પદાર્થ ઠરી જઇને બરફ થઇ જાય છે અને જળમાં ઉષ્ણતા પહોંચાડવામા આવે તો તે જળ વરાળનુ રૂપ થાય છે વૈજ્ઞાનિકો કહે છે કે વરાળરૂપ પદાર્થોમા ઉષ્ણતા અધિક રહે છે તેથીજ તેની સાધારણ અવસ્થા વરાળરૂપ [ બાષ્પિય ] થાય છે વિજ્ઞાન શાળાના યંત્રોદ્વારા વૈજ્ઞાનિકો, હાઇડ્રોજન ગ્યાસનુ જળ બનાવી શકે છે, એની ક્રિયા એવી છે કે, હાઇડ્રોજનની ગરમી-ઉષ્ણતા-યંત્રદ્વારા ખેંચી લેવામા આવે છે, તેથીજ આપણા આર્ય ઋષિઓએ ગ્યાસનુ નામ તેજ રાખ્યુ છે એ પ્રમાણથી જાણી શકાય છે કે આપણા શાસ્ત્રનાં ક્ષીતિ અપ, તેજ આદિ પચ ભૂતો તે અંગ્રેજી વિજ્ઞાન Solid Liquied અને Gaseous છે હવે રહ્યા માત્ર એજ પદાર્થ, વાયુ અને આકાશ એ એ શુ વસ્તુ છે તેનો વિચાર કરીયે

પાશ્ચાત્ય વિજ્ઞાન શાસ્ત્રીઓ, જડ પદાર્થની ત્રણ અવસ્થાજ-Solid, Liquid અને *Gaseous* જાણતા હતા પરતુ શોધ કરતાં ધીમે ધીમે તેમના જોવામા આવ્યુ કે Ether [ ઇથર ] નામનો એક પદાર્થ પણ છે પ્રથમ તો તેઓ તેઓ કલ્પના સિદ્ધ પદાર્થ-Hypothetical Ether કહેતા હતા કારણ ઇથરને કોઇ પદાર્થ ન માનવાથી રોશનીનુ આકર્ષણ આદિની મીમાંસા થઇ શકતી નહોતી સૂર્ય પૃથ્વિથી ૯૨૦૦૦૦૦૦ માઇલ વેગે છે, ત્યારે કોની સહાયતાવડે સૂર્યની રોશની પૃથ્વિ ઉપર આવે છે ? સઘળા પદાર્થો કોના આધારે

મુખ્યાકર્ષણથી આકર્ષિત થાય, છે! કોઇપણ મધ્ય વર્તી–Medium પદાર્થ વિના એ થવું અસંભવ છે. એજ કારણોથી પ્રાશ્ચાત્ય વિજ્ઞાનિકો ઇથરને માનવા લાગ્યા. અને ધીમે ધીમે ઇથરના અસ્તિત્વ સંબંધી સંદેહ તેમના મનમાંથી નિકળી ગયો. પરંતુ ઇથરના રૂપ સંબંધી તેમની સમાજોમાં સંકલ્પ વિકલ્પ થવા લાગ્યો. ઇથર વસ્તુતઃ એક જડ પદાર્થની અવસ્થાઉે અને તેને આર્ય ઋષિ મુનિઓએ પવન–Air નામ આપ્યું છે એ પ્રથમ તેમના જાણવામાં આવ્યું નહીં. ૧૮૯૯ માં અમેરિકાનો એક મુખ્ય વિજ્ઞાનિક, ઇથરને " મેટર " સ્વરૂપે સ્વિકારવા રાજી નહોતો પરંતુ વિજ્ઞાન ચર્ચાની ઉન્નતિ થવા સાથે તેઓ ધીમે ધીમે સમજવા લાગ્યા કે કઠિને, દ્રવ અને વરાળ એ ત્રણ વસ્તુ શિવાય જડ વસ્તુની એક ચોથી પણ અવસ્થા છે એજ અવસ્થા–રૂપ–નુ, નામ ઇથર છે. એનેજ આર્ય ઋષિઓ વાયુ કહે છે. તેજ કારણથી લૉર્ડ કેલ્વીન તથા, બીજા વિજ્ઞાનિકો હવે જડ વસ્તુની ગુરૂ Ponderable અને અગુરૂ Imponderable એમ બે પ્રકારની સ્થીતિ સ્વિકારવા લાગ્યા. કઠિન, દ્રવ અને વરાળ એ ત્રણનું ગુરત્વ અથવા વજન–ભાર–Weight થાય છે, તેથી તેને ગુરૂ અને " ઇથર " એ વસ્તુનું વજન થઇ શકતું નથી તેથી તેને અગુરૂ કહે છે. તેજ કારણોથી પવન કાલ્પનિક પદાર્થ નથી. તે જડની ઇથરીક સ્થીતિ Eatheric State છે.

ઇથરનું બંધારણ Constitution સંબંધી, વિજ્ઞાનિક સમાજમાં હજુ સુધી શોધખોલ ચાલી રહી છે. પ્રથમ વિજ્ઞાનિકો ઇથરને નિર્વિશેષ Homogeneous પદાર્થ સમજતા હતા થોડા દિવસ ઉપર અમેરિકાના ફેશનડોન નામના એક વિદ્વાન શાસ્ત્રીએ એવો મત આપ્યો હતો કે ઇથર નિર્વિશેષ પદાર્થ નથી પણ સવિશેષ પદાર્થ છે. તે સૂક્ષ્મ પદાર્થોની સાથે ગઠિત થયલું છે. ઇથરથી પણ સુક્ષ્મ સ્થીતિનુ નામ તેણે ઇથેરોન Eatheron રાખ્યું છે. ઇથર, તેજ ઇથેરોનનો માત્ર વિકાર છે. અમારા ઋષિ મુનીઓ એજ ઇથેરોનને વ્યોમ અર્થાત્ આકાશ કહેતા હતા.

હવે નિશ્ચય થયો કે જડ વસ્તુની ત્રણ સ્થીતિ નહીં પણ પાંચ સ્થીતિ છે. કઠિન ક્ષીતિ, Solid, પ્રવાહ–જળ–Liquid–અપ–વરાળરૂપ Gaseous તેજ; ઇથર Eather વાયુ અને ઇથિરોન Eatheron આકાશ.

પાશ્ચાત્ય વિજ્ઞાન આટલે સુધી આવ્યુ છે. એથી વિશેષ આગળ જવા પામ્યુ નથી. પરંતુ આકાશ ઉપર પણ જડની બે સૂક્ષ્મ સ્થીતિ થાય છે. તંત્રની ભાષામાં તેને અનુપાદક અને આદિતત્વ કહેવાય છે. સાંખ્યના ન્યાય શાસ્ત્રમાં એને અહંકાર તત્વ અને મહત્ તત્વ કહ્યું છે. ક્ષીતિ આદિને તેઓ પંચ તત્વ કહે છે. એટલે જડ વસ્તુની બધી મળીને સાત સ્થીતિ થાય છે. સુક્ષ્મથી સુક્ષ્મ સ્થીતિને તેઓ અનુક્રમે આદિ તત્વ, અનુપાદક તત્વ, આકાશ તત્વ, વાયુ તત્વ, અગ્નિ તત્વ, જળ તત્વ, અને પૃથ્વિ–ક્ષીતિતત્વ કહે છે. શાસ્ત્રોમાં સાધારણ રીતે પંચતત્વોનોજ ઉલ્લેખ જોવામાં આવે છે. तस्माद वा एतस्माद आकाश: सम्भृतः आकाशाय वायु:•वायोरग्नि: अग्नेराप: अद्भ्यः पृथिवी: ।

પરંતુ કોઇ સ્થળે આકાશ ઉપરનાં બે તત્વોનો ઉલ્લેખ પણ મળી આવે છે. ભાગવતુમાં લખ્યું છે કેઃ अण्डकोषे विराजेदस्मिन सप्तावरण संवृते । वैराजः पुरुषो योगी स एव धारणाश्रय ॥ આ બ્રહ્માંડ વિરાટ પુરૂષનું શરીર છે. અને તેનું આ બ્રહ્માણ્ડરૂપ શરીર સપ્ત આવરણોથી ઢંકાયલું છે. એ સાત આવરણો પ્રથમ કહ્યાં છે તેજ છે.

વિજ્ઞાન શાસ્ત્રની ઉન્નતિ થવા સાથે ઉપર કહેલા અહંકારતત્વ અને મહત્ તત્વ એ બે સુક્ષ્મ સ્થીતિઓ પણ સ્વિકારવામા આવશે તો વિજ્ઞાન શાસ્ત્રીઓની શોધમા અપૂર્ણતા રહેશે નહીં ઇશ્વરની ચાર સુક્ષ્મ સ્થીતિ થાય છે વિજ્ઞાન શાસ્ત્રે હજું બેજ સ્થીતિનો પરિચય મેળવ્યો છે આપણા આર્યરૂષિઓને ઇશ્વરની બે બીજી સ્થીતિનો અનુભવ થયો છે અંગ્રેજ વિજ્ઞાનીઓ હજુ આપણા ધર્મ શાસ્ત્રોથી જેમ અધુરા છે તેજ પ્રમાણે વિજ્ઞાન શાસ્ત્રોથી પણ અધુરા છે જો તેઓ આપણાજ તત્વોને માનતા શિખશે તોજ તેમનુ અધુરાપણ જઇ સંપૂર્ણ પણું મળશે હિંદુ શાસ્ત્રોમા જે તત્વ અને જે રીતોસોરી સમાઇ છે તેવી બીજા કોઈ પણ શાસ્ત્રોમા નથી એમા સંદેહ નથી ઉદાહરણ્ તરીકે જુવો કે આપણા રૂષિ મુનીઓએ જે તત્વો હજારો વર્ષે પૂર્વે શોધી કહાડ્યા છે તે અંગ્રેજ રૂષિઓ હજુ પણ શોધી શક્તા નથી અને ગોધતા પહેલા કેટલા ચાલ્યા ગયા અને હજુ ચાલ્યા જશે તે તો ઇશ્વરજ જાણે !

---

# આભાર સહિત સ્વિકાર.

## પુસ્તકો.

૧ હઝરત મહમદ માહેબનુ જીવન ચરિત્ર–અલહિલાન–માસિક પત્રના માલેક મુબઇ–૨–દુરગાદાસ–સૌંદર્ય માસિક પત્રના તંત્રી, ભાવનગર–૩–રમણ અને તારા રા રા જુગલભાઇ મગળરામ પંડયા ખભાત–૪–વિદુર નીતિ–૫–સાત ખુન–૬–પ્રેમ પચીતરી ૭ ઉદ્ધા હોથલ ૮ મોજદીન મેહેતાબ ૯ મેઘાડમ્બર [ આ ૭ પુસ્તકો ] રા રા કવિ શ્રી જીવરામ અજરામ ગોર કચ્છ ૭ ૮ ૧૦ સ્ત્રી ગિના રા રા સોમાલાલ મગળભાઇ શાહ ગુજરાતી પંચ અઠવાડીક પત્રના તંત્રી અમદાવાદ ૧૧–ત્રિભુવન વિરહ રા રા પુરૂષોત્તમ કહાનજી ગાધી લીબડીનિવાશી તરફથી–૧૨–માધવી કંકણ અથવા પ્રેમની પવિત્ર પરિસિમા રા રા નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ ઠકકુર મુબઇ–૧૩ સોડીનો પ્યાલો–રા. રા મગનલાલ કીમાભાઇ દેશીમિત્ર ઓફીસ–સુરત–૧૪ ગનિસુંદરી મેસર્સ એન એમ ત્રીપાઠીની કુ૦ મુબઇ ૧૫ વિધવા વિવાહ વિરો વિચાર રા રા વૈદ્ય જટાશંકર લીલાધર અમદાવાદ–૧૬ વૈદિક નિત્ય કર્મ–ઋષિ વિદ્યાના તંત્રી મુબઇ ૧૭ જૈન આત્મ શ્રી સંઘાજી વિજયના અધિપતિ વડોદરા

## માસિકો અને વર્તમાનપત્રો.

બ્રાહ્મણ જામનગર, ધર્મ પ્રકાશ માગરોળ, શ્રી આર્યધર્મ સુધા મુબઇ આર્યધર્મ પ્રકાશ મુબઇ વૈશ્ય પત્રિકા અમદાવાદ કોરોનેશન એડવર્ટાઇઝર અમદાવાદ, જ્ઞાનોત્તેજક અમદાવાદ ફ્રેન્ડ ઓફ ઇન્ડીયા અમદાવાદ પ્રજાબન્ધુ અમદાવાદ વિગેરે

ઉપલા પુસ્તકો માસિક અને વર્તમાનપત્રો મળ્યા છે જે ઉપકાર સહિત સ્વિકારવામાં આવે છે અભિપ્રાય હવે પછીના અંકોમાં પ્રકટ થશે

---

# એક કબર સાથે ઐતિહાસિક પ્રસંગ.

( લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા-મુંબઈ. )

અહમદનગરથી જરા દૂર એક કબર છે. જે પ્રમાણે તાજમેહેલ સફેદ આરસપાહાણનો બાંધેલો છે તે પ્રમાણે આ કબરની ભવ્ય બાંધણી નથી. આ કબર લાલ પત્થરની નાની સરખી બાંધેલી છે અને અંદર કારીગરની થોડી કુશળતા પણ જણાઇ આવે છે. આ કબરની એવી ખુબી છે કે આઘેથી તે એકજ દીઠામાં આવે છે પણ પાસે ગયાપછી બે દીઠામાં આવે છે. આ કબર જોતાંજ એમ લાગણી થાય છે કે આમાં કંઇ ઐતિહાસિક રહસ્ય સમાયલું છે. ત્યાંના રહેવાશીઓ એ કબર વિષે નીચે પ્રમાણે ખબર આપે છે.

મરાઠા ઘણા બળવાન થવા લાગ્યા છે એવું જોઇ ઔરંગજેબ બાદશાહે દીલ્હી છોડી અહમદનગર વસાવ્યું અને પોતે ત્યાં રેહેવા માંડયું (હજી પણ તેની એક નાની કબર એ નગરની પાસે દીઠામાં આવે છે.)

ઔરંગજેબ અને તેના પુત્ર બહાદુરશાહ વચ્ચે અણબનાવ થવાથી બહાદુરશાહ પોતાના બાપની છાવણી છોડીને પોતાના સૈન્યસાથે મરાઠાને મળી ગયો. તેની સામા થવાને પુષ્કળ મોગલ સરદાર તથા રાજાઓ હિમ્મત કરતા નહોતા. ઉલટા તેને માન આપતા હતાં; પરન્તુ ઔરંગજેબની બ્હીકથી તેને જઇ મળવાની કોઇની હિમ્મત ચાલતી નહોતી. ફક્ત એક જલાલુદીન નામનો જુવાન છોકરો તેનીસાથે ગયો હતો એ છોકરાનો સુંદર ચેહેરો જોઇ સર્વે જણ તેને દિલખુશ એ નામથી બોલાવતા હતા. જે વેળાની આ વાત છે તે વખતે આ છોકરાનું વય પંદર વર્ષનું હતું. બહાદુરશાહની મોટી બેગમની દાસી ફલમાનો આ દિલખુશ, છોકરો થતો હતો અને બહાદુરશાહનો તેનાપર અસત પ્યાર હતો.

જે રાત્રે બહાદુરશાહ બાદશાહની છાવણી છોડી ચાલ્યો ગયો તે રાત્રે એક વાત બની. દિલખુશે બહાદુરશાહની સાથે જવાની અનુમતિ મેળવેલી હતી મધ્ય રાત્રીને સમયે છાવણીને પાછલે દરવાજે એકઠા થઇ ઘોડાપર સ્વાર થવાનો બંદોબસ્ત કીધો હતો દરવાજા ઉપરના પેહેરેગીરને લાંચ આપી વશ કરવાનું કામ દિલખુશે પોતાને માથે લીધું હતું. દિલખુશે બહાદુરશાહની આજ્ઞા પ્રમાણે સર્વ કઇ કીધું પરન્તુ એ આજ્ઞા શીવાય તેણે એક બીજી વાત કરી હતી. છાવણીમાંથી બે જણાએ જવાનું ઠરાવ્યું હતું પણ દિલખુશે પેહેરેગીરને ત્રણ જણની વાત કરી હતી. એ ત્રીજા માણસ વિષે બહાદુરશાહને કંઇ પણ ખબર નહોતી. તેણે તો પહેરેગીરને બે જ જણા વિષે કહ્યું હતું. આ ત્રિજા માણસ વિષે દિલખુશ જ્યારે વ્યવસ્થા કરવા ગયો ત્યારે પેહેરેગીર બોલ્યો, "એ ત્રીજો શખ્સ કોણ છે? તેને વાસ્તે સુલતાને મને કંઇ કહ્યું નથી." દિલખુશે હસીને બોલ્યો, "જ્યારે એમ હોત તો મેં તને આ બીજા સો રૂપીઆ શેના આપ્યા? પહેલાં સુલતાનનો તે સંબંધી વિચાર નહોતો પણ હવે સુલતાનનો વિચાર થયો છે અને તે જણાવવાનેજ મને તારી પાસે મોકલ્યો છે." પહેરેગીર બોલ્યો, "જે,

મહેલ શોકાકુળ થઇ ઘડી ઘડી બાદશાહની પાસે આવતી અને "મારી રૂમેલા તથા જુમેલાને તેડાવો" એમ કહી રડતી હતી. તે વખતે બાદશાહને ઘણુંજ દુઃખ થતું હતું તેણે પોતાથી બન્યા તેટલા પ્રયત્ન કર્યા પણ કંઇ પત્તો લાગ્યો નહીં.

ત્રણ દિવસ પછી બાદશાહ બીછાનાપરથી ઉભો થયો અને કંઇ પત્તો લાગ્યો કે નહીં તેની ચોકશી કરવા લાગ્યો એટલામાં સૈન્યના સીપાઇઓએ બે સ્ત્રીના મૃતક શરીર લાવીને દરબારની વચમાં મુકયાં. બન્નેના હૃદયમાં કટાર ભોંકેલી હતી. બાદશાહની દ્રષ્ટી તેના ઉપર પડતાંજ તે નિશ્ચેત થઇ જમીનપર પડયો.

દિલખુશની જુમેલા ઉપર પ્રીતિ હતી. પરન્તુ રૂમેલા તથા જુમેલા બન્ને તેનાપર પ્રીતિ કરતાં હતાં. દિલખુશ અને જુમેલા એક બીજા ઉપર પ્રીતિ કરે છે અને આશુક માશુકના સર્વ વિનોદ ચાલી રહ્યા છે તે જોઇ રૂમેલાને ઘણું દુ.ખ લાગતું હતું. પરન્તુ તે પોતાનું દુઃખ પોતાના હૃદયમાંજ રાખી કદી કોઇને કહેતી નહોતી.

દિલખુશે છાવણી છોડવાની સર્વ હકીકત પોતાની પ્રીય જુમેલાને કહી હતી. તારા વગર મારાથી જીવાશે નહીં. એમ પોતાના પ્રીયકરને જણાવી તેણી પણ તેની સાથે જવાને તૈયાર થઇ હતી. રૂમેલાએ છુપાઇને આ વાત સાંભળી હતી. તેણી હમેશાં દિલખુશ અને જુમેલા એકાંતમાં જે કંઇ બોલે તે છુપાઇને સાંભળતી અને તેઓ વચ્ચે નિષ્કપટ પ્રેમ જોઇ તેણીના અંતઃકરણમા દ્વેષનો અગ્નિ સળગ્યો હતો. કોઇ વખત પોતાની બેહેનનું ખુન કરવાનો વિચાર તેણીના મનમાં આવતો કોઇવાર પોતે આત્મઘાત કરી મરવાનો વિચાર કરતી આ પ્રેમી જોડાનો નાહાસી જવાનો સંકેત તેણીએ સાંભળ્યો હતો; જેથી તેણીને વિચાર થયો કે અહીંથી ગયા પછી એ બન્ને જણાં ખુબ સુખચેનમાં રહેશે અને મારે અતી દુઃખમાં મરવું પડશે. તેથી તેમની પછવાડેજ જાઉં એવો નિશ્ચય કરી તે નીકળી હતી.

બન્ને બેહેનો એકજ બીછાના ઉપર સુતી હતી, જેરાત્રે જુમેલા નાશી જવાને ઉઠી બહાર ગઇ તે વખતે રૂમેલા પણ તેણીની પછવાડે છુપાતી છુપાતી નીકળી પડી હતી.

છાવણી બહાર ગયા પછી જુમેલા એક ઝાડ નીચે જઇ ઉભી રહી અને રૂમેલા તેણીની પછવાડે જઇ ઉભી રહી. બનેના મનમાં પોતપોતાના વિચારો ચાલી રહ્યા હતા. થોડા વખત પછી રૂમેલા જુમેલાના શરીર ઉપર તુટી પડી એટલામાં આકાશમાં વીજળી ચમકી અને તેના અજવાળાથી એક બીજાને ઓળખી શકયાં. જુમેલા બોલી " રૂમેલા, તું અહીં કેમ આવી ?" રૂમેલાએ હસીને પુછયું " ઠીક, ત્યારે તું અહીં કેમ આવી ?" " બેહેન, તારી પાસે હું શું કામ વાત છુપાવું ? હુ દિલખુશને મળવા ખાતર સર્વને છોડી અહીં આવી છું."

" તમારી બનેની મુલાકાત થાય નહીં તેમ કરવા હું અહીં આવી છું."

" શું બોલી ?"

રૂમેલા દ્વેષથી બોલી " મારાથી એ સહન થતું નથી."

જુમેલાએ આશ્ચર્યથી પુછયુ " બેહેન એમ કેમ ?"

રૂમેલાએ દાંત તથા હોઠ પીસીને કહ્યું " હું તારું ખુન કરીશ." એમ કહી તેણે પોતાના કપડાંમાંથી એક કટારં કાઢી. પોતાની બેહેનની આવી વૃત્તિ જોઇ જુમેલાને ઘણુજ આશ્ચર્ય લાગ્યું. તે બોલી " એ તું બોલે છે શું ! મારા ઉપરની તારી પ્રીતિ આજે કેમ જતી રહી!"

રૂમેલા બોલી "તારા ઉપર મારી પ્રીતિ છે તેથીજ તને હુ હાર મારવાની છું; તને માલમ નથી કે જોડ છોકરાં પૈકી એક મરવાથી બીજાનુ પણ મોત આવે છે ?" થોડીવાર રહી પાછી બોલી "જુમેલા તું સુખ ભોગવે અને હું દુ:ખમાં રહું એ તને સારૂં લાગશે કે?"

"ત્યારે તું શું ખરેખરજ મને મારશે ?"

"તેમ વિચાર ન હોત તો અહીં શું કામ આવત?"

"ત્યારે તો ઉતાવળથી મને મારી નાંખ. કારણ દિલખુશ આવ્યા પછી તારાથી મને મરાશે નહીં, તને દુ:ખી કરી હું સુખી થાઉં એવી મારી કિંચિંત્ પણ ઇચ્છા નથી." આટલા શબ્દો તેણીના મુખમાંથી પુરા નીકળ્યા નહીં એટલામાં તો રૂમેલાએ તેણીના હૃદયમા કટાર ભોંકી દીધી અને તે જમીનપર પડી પછી તેણીના મુખ ઉપર ચુમ્બન લઇ પોતે પણ કટાર ખાઇ તેણીની બાજુમાં પડી. તે બંનેના મૃત શરિરો શોધ કરનારા સીપાઇઓને મળવાથી બાદશાહ સામુ લાવી મુકયાં.

જે કબર વિશે અત્રે લખવામાં આવ્યું છે તે આ બે બેહેનોની બાહશાહે બંધાવેલી વિચિત્ર કબર છે.

આ બેઉ કબરો ઉપર એક ફકીર હમેશા ફુલની માળા મુકી જતો હતો. તેની તપાસ કરવાને ઘણાઓએ યત્ન કર્યો પણ તે કોઇની દ્રષ્ટિએ પડયો નહીં. તે મધ્ય રાત્રે ત્યાં આવી ગમે ત્યાં જતો હતો.

વાંચનાર આ ફકીર બીજો કોઇ નહીં પણ ઉપર જણાવેલો દિલખુશરાજ હતો.

---

# જવાહિરબાઈ.

---

ઇ૦ સ૦ ૧૬૩૫ માં, રાણા સંગના મૃત્યુ પછી તેમના ભાઇ, રાણા વિક્રમાદિત્ય મેવાડની ગાદીના અધિકારી થયા રાણા સગે જે પ્રકારે વીરતા બતાવી અને પ્રજાનુ પાલન કર્યું, રાણા વિક્રમાદિત્યે તેજ પ્રકારે વિષયાશક્તપણું અને કાયરતા બતાવી હિંદુસ્તાનના ઇતિહાસમાં પોતાના નામને સદાને માટે કલંકિત કર્યું છે વિક્રમાદિત્યના એજ દુર્ગુણોએ રાજપૂત યોદ્ધાઓનો પ્રેમ ન્યુન કરાવ્યો વિક્રમાદિત્યે અશ્વારોહી સ્વારોને બદલે પાયદલ સેનામાં વિશેષ વધારો કર્યો હતો તેથી પણ રાજપૂત યોદ્ધાઓ અપ્રસન્ન હતા. કારણ કે રાજપૂતો પાયદલ સેનાને લડાઇને લાયક ગણતા નહોતા. રાણાજીને યોદ્ધાઓએ પોતાનો એ વિચાર જણાવ્યો હતો છતાં પણ તેમણે દરકાર કરી નહીં.

રાજપૂતોમા પરસ્પર અણબનાવ છે, પરસ્પર કુસંપ છે અને તેથી ચિતોડ જીતવાનો

# હિંદુસ્તાનનાં દેવાલયો.

( લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા—મુંબઈ. )

( ૧૦ )

## શ્રી બદ્રિકેદારનાથ.*

કૈલાશ ભૂમિમાં શ્રી કેદારનાથ છે અને વૈકુંઠ ભૂમિમાં બદ્રિનારાયણ વિરાજે છે. અનેક રૂષિ મુની પાંડવ અને રામકૃષ્ણાદિક ભગવાને ઉત્તરાશ્રમને વિષે આ ઉત્તર ભૂમિમાં જઈ તપશ્ચર્યા કરી છે. વળી સાક્ષાત શંકરની અને નારાયણની એ સેવ્ય ભૂમિ છે. એ ભૂમિભાવની મર્યાદા હરદ્વારથી માંડી નંદાદ્રિ અને ગંધમાદન પર્વતની આજુબાજુનો પ્રદેશ છે જે આશરે ગાઉ ૧૨૦ લાંબો અને ૧૨ પહોળો છે. આ પુજ્ય અને પવિત્ર પ્રદેશમાં કોઈ કોઈ સ્થળે તપસ્વી યોગી, ઋષિ, મુની અને નૈષ્ટિક નરો આ સંસારના અલ્પ સુખના અભાવે નિર્જન વનમાં પર્વતોના નિતંબ અને કંદરાઓ સેવતા થકા બ્રહ્માનંદમાં નિમગ્ન થયલા નજરે પડે છે.

**હરદ્વાર**—શિવાલીક પહાડની તળેટીમાં, શાહારનપુર જીલ્લામાં, આવેલું છે. શાહારનપુરથી ૩૯ માઇલ લ્હારકર જંકશનથી ૧૬ માઇલ દૂર છે. કલકત્તાથી લખનો અને મુરાદાબાદને રસ્તે ૮૨૪ માઇલ થાય છે. હરદ્વાર રેલ્વે સ્ટેશનથી ગામ અરધો માઇલ દૂર છે. ભાડુતી ગાડીઓ તથા બોજો ઉંચકનાર મજુરો મલી શકે છે. ગામ તરફ જતાં સીધી સડકે કેટલી ધર્મશાળાઓ. સાધારણ મકાનો. પંડા લોકોના ઘરો, અને દેવ મંદિરો છે. હાલનું શેહેર અને મયાપુરનું ભાંગી પડેલું ગામડું ગંગા નદીના જમણા કાંઠા ઉપર પાઘડીપને છે. તટ ઉપર કેટલાંએક દેદિપ્યમાન દેવળો, મઠો, ધર્મશાળાઓ, ખાખી વીગેરે સાધુ લોકોના અખાડા, અને રાજાઓએ હરદ્વારના ચઢાવ વખતે સગવડ સારૂ બંધાવેલાં મોટાં મોટાં મકાનો છે. જોઈતી ચીજો મળી શકે છે. હિંદુની વસ્તી વિશેષ જોવામાં આવે છે. સરકારી ઓફીસો ઇસ્પીટાલ, પોષ્ટ ઓફીસ અને તાર ઓફીસની સગવડ સારી છે. રસ્તા સીધા અને સ્વચ્છ છે. કુંભના બૃહસ્પતિ વખતે અહીં યાત્રાળુઓનો મ્હોટો મેળો ભરાય છે. શેહેરની આજુબાજુ ઉંચા પહાડોની હારો આવેલી છે. અનેક જાતનાં વૃક્ષો અને વેલીઓથી આચ્છાદન થયલી આ રમ્ય ભૂમિ ઇશ્વરની અલૌકિક માયાનું સ્મરણ કરાવે છે. સમિપમાં ગંગાજીનું નિર્મળ જલ ઘણુંજ શિતળ અને મિષ્ટ અતિ ગંભીરપણે વેગમાં રહે છે; જેનું પાન કરતાં મનનો અને તનનો તાપ નિવૃત્તિ પામે છે.

ગંગાજી ઉપર બાંધેલા ઘાટના અમુક ભાગને હરની પિંડી કહે છે. બ્રહ્મકુંડમાં પિંડદાન અપાય છે. શેહેરમાં શ્રવણનાથનુ દેવળ પ્રસિદ્ધ છે. અત્રેનાં પંડા લોકો જવાલાપુર કરીને અહીંથી ત્રણ માઇલ ઉપર ગામ છે ત્યાં રૂહે છે તેઓ ગુમાસ્તા રાખી યાત્રાળુઓને યુક્તિ પ્રયુક્તિથી પોતાને ગોર તરીકે મનાવવાના પ્રયત્નમાં રાત દિવસ મચેલા જોવામાં આવે છે

* રા. રા. દેવશંકર રામચંદ્ર રાવળ જેઓ સંસ્થાન વઢવાણમાં રેવેન્યુ કારભારી હતા તેમણે પોતાનાં "ઉત્તર યાત્રા" નામના પુસ્તકમાંથી શ્રી બદ્રિકેદાર વગેરેની હકીકત જનસમુદાયની જાણમાં લાવવા માટે મારા આ લઘુપ્રયાસમાં સંક્ષિપ્તથી લેવા રજા આપી તેથી તેમનો હું ઉપકાર માનુંછું.

# કાનપુરનો કુવો અને ૧૮૫૭ ના બળવાની એક યાદગીરી.

( લખનાર મી૦ અલારખા ચાદભાઈ-ઉમતાનિવાસી )

ઇ૦ સન ૧૮૫૭ના બળવાની એક વધુ યાદગીરી હાલ કાનપુરમા છે જે જોઇ મનુષ્યનું હૃદય કમકમી ઉઠે છે, એ યાદગીરી તે એક કુવો છે, તે સાથે સબધ ધરાવતો ઇતિહાસ પ્રચલિત છે કે-

" તા૦ ૪ થી જુન સને ૧૮૫૭ના રોજ ત્રણ હજાર સિપાઇઓએ કાનપુરમા વિદ્રોહ મચાવ્યો, તે લોકો બડખોર થઇ બાજીરાવ પેશવાના દત્ત૰ પુત્ર ધોડોપથ ઉર્ફે નાના સાહેબ સાથે મળી ગયા, તા૦ ૨૬ જુન સુધી ત્રણસે ગોરા સિપાઇઓ, બડખોર, ત્રણ હજાર સિપાઇઓ અને નાના સાહેબની ફોજ સાથે લડતા રહ્યા, ૨૧ દિવસની લડાઇમા ત્રણસો ગોરા સિપાઇઓમાથી અઢીસો ગોરા માર્યા ગયા ! !

૨૬ મી જુનના નાના સાહેબે અગ્રેજોને ઇલાહાબાદ મોકલાવી દેવાનું અભય વચન આપ્યુ અને બીજે દિવસે પ્રાત કાળમા સ્ત્રીઓ અને બાળકો સહીત સઘળા અગ્રેજોને ગગાના સતિ-ચોરા નામના ઘાટ ઉપર પહોચાડયા, અને સઘળા હોડીઓમા સવાર થઇ ચુકયા કે તુરતજ " બ્યુગલ " ધ્વની સભળાયો, તે જોઇ માછી મારો હોડીઓમાથી કુદી પડયા ! નાના સાહેબે " બિગલ ' બોલાવી કે તુરતજ હોડીઓ ઉપર તોપોનો મારો શરૂ થયો, હોડીઓ ઉપરના છાપરા સળગી ઉઠયા, જે ઘાયલ અને બિમાર હતા તે પણ બળી ભસ્મ થઇ ગયા કેટલાક સ્ત્રી પુરૂષો ગગામા કુદી પડયા તે ઉપર પણ વિદ્રોહીઓએ પાણીમા મારો ચાલુ કરી તમામ કામ પુરૂ કર્યૂ ! ! ! નાના સાહેબને આખરે દયા આવી, પથ્થર જેવુ હૃદય પીગળ્યુ વજ્રની છાતીવાળાએ મૃદુત્વ ધારણ કર્યુ ! ! અને સ્ત્રીઓને મારવાનો ગનાહ ક્ષમ કર્યો ! અને ઘાયલ થયેલી અને ડુબતા મચેલી ૧૨૫ સ્ત્રીઓને બીબીગઢના કિલ્લા સુધી પહોચાડી દીધી ! ! !

ઉપરના બનાવ વખતે-સતીચોરાના ઘાટ ઉપરથી દુસ્મનો હુમલો કરે તે પહેલા એક હોડી સહીસલામત નીકળી જવા પામી હતી હોડી ઉપર જે સ્વાર થયા હતા તે લોકો ૩૬ કલાક સુધી હોડીને પાણીમા તરાવતા આગળ વધ્યા પરતુ કમનસીબે શિવરાજપુર પાસે જતા તો વિદ્રોહી-નાના સાહેબના લશ્કરે ઘેરી લીધા પરતુ બહાદુર અગ્રેજો હોડીમાથી ૧૧ જણ નીચે ઉતરી નાના સાહેબના લશ્કર સામે થયા અને આખરે તેમને નસાડયા ! ત્યા સુધીમા હોડી આગળ વધી, લડાઇમા ઉતરેલા ૧૧ ગોરાઓમાથી ફક્ત ચાર માણસો બચ્યા તેમા બે માણસો ગગામા વહેતા દોલતપુર પાસે પહોચ્યા ત્યારે તેઓને બહાર કહાડયા, અને મુરારીમઉના રાજાને ત્યા પહોચાડયા, ત્યાના રાજાએ તેમની સરી મહેમાનગીરી કરી અને બને જણને અગ્રેજી છાવણીમા પહોચતા કર્યા

જે હોડી આગળ નીકળી ગઇ હતી તે આખરે આગળ જતા પકડાઇ અને તેમાના ૮૦ માણસોને કેદ કરી નાના સાહેબ પાસે રજુ કર્યા તેઓમા જેટલા પુરૂષ હતા તે નાના સાહેબના હુકમથી ગોળીઓનુ નિશાન કરી કતલ કર્યા અને સ્ત્રીઓ અને બાળકોને બીબીગઢ મોકલાવી દીધા. જ્યા અગાઉ ૧૨૫ સ્ત્રીઓ કેદ હતી

આ દારૂણ સવાદ સાભળી અંગ્રેજી અમલદારોનું લોહી ઉકળી આવ્યુ અને જુલાઇ મહીનાની શરૂઆતમાં 'જનરલ' હેવલેકે કાનપુર ઉપર ચડાઇ કરી; અંગ્રેજી ચડાઇની ખબર સાંભળતા હત્યારા નાના સાહેબે અંગ્રેજોની સ્ત્રીઓ અને બાળકોને કતલ કરવાનો હુકમ કર્યો, હુકમ થતાંજ તેઓ ઉપર ગોળી બહાર ચાલુ કર્યો, પરતુ સ્ત્રી વધ-રૂપી ઘોર પાપથી બચવાને માટે તેમનાં નિશાન ખાલી પડ્યાં, તે જોઇ નાના સાહેબે જલ્લાદોને બોલાવી છરા તથા તલવારોથી સર્વેને કતલ કરાવ્યાં ! ! મરણુ પામેલી અને અધમુઇ મડમો તથા બાળકોને એક કુવામા ફેકી દીધા આ કુવા ઉપર એક ઇમારત બાધવામાં આવી છે કે જે હજુ સુધી. આ ખુનખાર બનાવની યાદ આપતી ઇમારત હયાત છે.

હત્યારા નાના સાહેબ તથા તાતીઆ ટોપી અને બીજા વિદ્રોહીઓને આવા કુકર્મો માટે જે સજા થઇ છે તે વાંચકોથી અજાણુ હશે નહિજ.

કાનપુરના કુવામા ૨૦૦ લાશો નાખી હતી, કુવાપર જે ઇમારત છે તેની મધ્યના ભાગમાં એક મૂર્તી છે એ મુર્તી સંગેમરમર પત્થરની છે. તેના બંને હાથ એક બીજાની ઉપર થઇ છાતી ઉપર રાખેલા છે અને મુર્તી એવી રીતે બનાવેલી છે કે તે ઇશ્વર પાસે પ્રાર્થના કરી કરગરતી હોય કે—

" તુ કરે તેમાજ અમે રાજી છીએ "

વળી સાંમેની મહેરાબની ઉપર નીચે મુજબનો લેખ કોતરેલો છે —

There are they which came out of Great tribulation

કુવાનો જે ઘેરાવો છે તે ઉપર દિવાલ-ભીત-બનાવેલી છે આ દિવાલ. ઉપર નીચેનો લેખ કોતરેલો છે

Sacred to the perpetual memory of a Great Company of Christian people, chiefly women and children, who, near this spot *were cruelly murdered by the followers of the* rebel Nana Dhondu Pant, *of* Bithur, and cast, the dying with the dead, in to the well below, on the fifth day of July: MDCCCLII

---

એક ઐતિહાસિક કથાનક.

# વીર બાળા ચંદા.

(લખનાર--રા. રા. ઓ. ટી. રાઘવજી ઠક્કર-કરાંચી)

With wishing and with fretting
The loom can not be bought
To all the prize is open
But only he can take it
Who says with Roman courage
"I'll find a way or make it"
Saxe.

હર! હર! અને અલ્હા! અલ્હાના ધ્વનિથી રણભૂમિ ગર્જના કરી રહી છે. વીર નરોની રણગર્જના, કાયરોના પોકાર, અને ઘાયલ થયલાઓની ચીચીઆરીના પ્રતિધ્વનિથી સંગ્રામ ક્ષેત્ર વિશેષ ભયંકર દેખાય છે.

યુદ્ધ ખુબ જોશમાં ચાલવા માંડયું. બંને પક્ષોના વીર નરો ચરણીયા થઇ લડવા લાગ્યા. બાણોથી આકાશ છવાઈ રહ્યું. પણ આ યુદ્ધ વધારે વાર રહ્યું નહિ.

પ્રભુ! તારી કળા અપરંપાર છે. એક પળમાં તુ શું શું કરી શકે છે?

એક હસ્તીને તીર લાગ્યું તેવોજ તે જમીનપર પડયો. આ જોઇ રાજપુત વીરોએ નિરુત્સાહ થઇ નાસવા માંડયું. અહા! આજે તેઓને સ્વપ્રતિષ્ઠાનું ભાન રહ્યું નહિ. હસ્તીપરનો સ્વાર તરતજ ઉઠયો અને અશ્વારૂઢ થયો, રજપુતોને નાસતા અટકાવવા તેણે ઘણા પ્રયત્નો કર્યા પણ વ્યર્થ. આજે રાજપુતો કાયર થઇ નાસવા લાગ્યા. થોડાક રાજપુતો પાછા સમર ક્ષેત્ર તરફ વળ્યા, પરંતુ યવનોના સખ્ત હલ્લા સામે ટકી શકયા નહિ. અને તેઓ પણ નગર તરફ નાઠા. સ્વાર પણ શોકમય હૃદયે નગરમા દાખલ થયો. યવનોએ તેમની પીઠ પકડી અને તેઓ પૈકી કેટલાક નગરમાં પેઠા.

આ યુદ્ધ કોની વચ્ચે થયું તે જાણવાની વાંચક, તને ઉત્કંઠા થઇ હશે, તો તે પણ લખવામાં આવે છે.

ઇ. સ. ૭૧૨ માં મહંમદ કાસમ એક મ્હોટા તુર્ક સૈન્ય સાથે સિંધપર ચઢી આવ્યો. આ સમયે સિંધમાં ડાહિર નામનો રાજપુત રાજા રાજ્ય કરતો હતો. રાજપુતોએ પોતાની માતૃભુમિની રક્ષા કરવા માટે કેશરીયાં કર્યાં, અને પુર્ણ શૈર્ય દર્શાવી લડયા. કિંતુ દૈવઇચ્છા પ્રબળ છે. દુર્ભાગ્યે તેઓને સંગ્રામ ક્ષેત્રમાંથી ન્હાસવું પડયું. હસ્તીપરનો સ્વાર સિંધાધિપતિ ડાહિર હતો. યુદ્ધમાં શું બન્યું તે વાંચક જાણે છે તેથી વધારે લખવાની આવશ્યકતા નથી.

૨.

આ સમયે રાજા ડાહિરના બગીચામાં તેની બે પુત્રીઓ પુષ્પ વીણી શ્રી કૈલાસપતિ શંકરને માટે માળા બનાવતી હતી. તેમાંની જેષ્ટ કે જેની વય વીસ વરસની હતી. તેણીનું નામ ચંદ્રા હતું. ખરેખર એ નામ તેણીને યોગ્ય હતુ. તેણીનું મુખ ચદ્રમા જેવું આલ્હાદ કારક, આંખ સુરેખ, નાક તલના ફુલ જેવું નાજુક, દાંત તેજસ્વી, કાન શોભાયમાન, બોલવુ મંજુલ ઇત્યાદિથી તે કોઇ બાળ બ્રહ્મચારીનુ ચિત આકર્ષવાને શક્તિવાન હતી. કનિષ્ઠ જેનુ નામ સરિતા હતું, તેણી પણ રૂપ અને લાવણ્યતામાં ચદ્રા જેવીજ હતી.

માળા લગભગ પુર્ણ થવા આવી હતી. એટલામાં અશ્વોના પગલાનો ધ્વનિ તેઓના કાનપટપર પડયો. આમતેમ જોવા લાગી પરંતુ કંઇ દ્રષ્ટિગોચર થયુ નહિ. પુન: માળા બનાવવા માડી એટલામાંજ તેમને કોઇએ પાછળથી આવી પકડી, અને સજ્જડ બાંધી દીધી તેઓ કઇ પણ હિલચાલ કરે તે પહેલાં પકડનારા અશ્વારૂઢ થયા અને બને બ્હેનોને ઉચકી પલાયન થઈ ગયા

આ સ્વારો કોણ અને ચદ્રા અને સરિતાને આમ બાંધી લઇ જવાનું કારણ શુ ?

આ સ્વારો યવન સૈનિકો હતા. રજપુતો નાઠા એટલે લુટને માટે તેઓ પણ નગરમાં દાખલ થયા હતા. તે પૈકિ બે આ બગિચામા દાખલ થયા અને આવી અનુપમ સુંદરીઓને જોઇ તેઓનુ હરણ કરી બગદાદના ખલીફ પાસે લઇ જવા ઇચ્છયુ.

તેઓ તેમાં ફાવ્યા. થોડીવારે છાવણીમાં આવી લાગ્યા; અને સઘળી બીના કાસીમને વીદિત કરી. કાસીમ ઘણો ખુશી થયો અને ત્વરિત પચાસ સ્વારો સાથે તેમને બગદાદ તરફ મોકલ્યા

બંને બ્હેનો કલ્પાંત કરવા લાગી પણ વ્યર્થ દુષ્ટ યવનોએ તે ગણકાર્યું નહિ. અંતે ક્ષત્રિય બાળાઓ મૌન્ય ધારણ કરી રહી. ક્ષત્રિય રકત તેઓની નસેનસ વ્યાપી રહ્યુ.

માર્ગમા યવનો તો ગમે તે ભક્ષ કરતા હતા, પરતુ ક્ષત્રિય બાળાઓ ફકત ફળ અહાર કરીને રહેતી. આવી રીતે બે માસ મુસાફરી કર્યા બાદ તેઓ બગદાદમા આવ્યા માર્ગમાં બને બ્નેનોને કોઇએ કિંચિત પણ દુઃખ દીધું નહોતુ.

આ સમયે બગદાદ આપણા દેશી ગામડા જેવું દેખાતું. પરંતુ વસ્તી સારી હતી અને રાજ્યમહલ મુખ્ય કરીને પ્રસિદ્ધ સ્થાન હતું.

બગદાદનો ખલીફ આ સુદરીઓને જોઇ અતિ આનંદ પામ્યો. અને સતકાર સહિત પોતાના મહાલયના એક વિશાળ દિવાનખાનામાં તેમને રહેવાની ગોઠવણ કરી આપી,

રાત્રિના પ્રથમ પ્રહરમા ખલીફ દિવાનખાનામા દાખલ થયો દિવાનખાનામાં ચંદ્રા એકલીજ બેઠી હતી. સરિતા નિદ્રામાં હતી ચંદ્રા આ યવન સરદારનું રાક્ષસી મુખ જોઇ પ્રથમ તો ધ્રુજી પણ ધૈર્ય રાખી લજ્જિત થઇ હોય એનો ભાવ દેખાડયો. ખલીફતો તેણીની મુખાકૃતિ જોઈ સ્તબ્ધ થઇ ગયો. વારવાર તેણીને ચરણથી તે મસ્તક પર્યત ધારી ધારીને જોવા લાગ્યો, થોડીવાર મૌન રહી તે બોલ્યો " સુંદરી તમારો દીલદાર તમારા તરફ જોઇ રહ્યો છે. તેને તમે ઉતર કેમ નથી દેતા ? શું તમારો પ્રેમ એટલોજ કે." ચદ્રા લજ્જિતરાજ્કે બોલી ચાલ્યા જાઓ.

"આમ કેમ બોલો છો વ્હાલી !"

"હું પતીત થઇ છું મારૂં સતીત્વ નષ્ટ થયું છે"

"પતીત ? તમને પતીત કરનાર કોણ ?"

"તમારો કાસીમ"

"શું એ સત્ય છે ?

"ત્યારે શું અસત્ય ?

"હાય, કાસીમ તું નીચ છે તું દુષ્ટ છે હાય, પાપી તેં આવી રત્ન સમાન નારીનું શીયળવ્રત ભંગ કીધું પણ ધૈર્ય ધર"

"પ્રિયે કાસીમ નીચ છે હું એ વૈર કદી ભુલીસ નહિ તું ધૈર્ય ધર, ફીકર ના કર એ કાસીમનો હું થોડાજ દિવસમાં અંત આણીશ કાલે સવારેજ એક સો સ્વારો મોકલી એનું શિરચ્છેદ કરાવીશ અને એક માસમાં એનું મસ્તિક તારા ચરણમાં હાજર કરીશ'

ખલીફ ત્યાંથી વિદાય થયો અને મેહેલ તરફ ચાલ્યો કાસીમનું પાપ અને ચંદાની પ્રતિમાં તેના મનમાં નૃત્ય કરવા લાગ્યાં

ચંદા પોતાની યુક્તિમાં ફાવી તેથી ખુશી થઇ અને એક શુદ્ધ સતી ક્ષત્રીય બાળા યવનના મહેલમાં નિદ્રાવસ થઇ

પ્રાતઃકાળે ખલીફે સભા બોલાવી અને ત્વરિત એક સો સ્વારો સીંધ દેશ તરફ મોકલ્યા આ ખુશ ખબર આપવા તે ચંદાના દિવાનખાનામાં આવ્યો અને સઘળી હકીકત વિદિત કરી ચંદા મનમાં હરખાઇ તેથી ખલીફ પણ પુર્ણ આનંદ પામ્યો અને બોલ્યો "પ્રીયા ! આપની ઇચ્છાનુસાર વર્તવામાં મેં બાકી રાખ્યું નથી એથી તમે જાણી શકયા હશો કે મારો તમારા પ્રતિ કેટલો પ્રેમ છે ?' એમ કહી તે તેણીના પવિત્ર શરીરને અડકવા જતો હતો પણ ચંદાએ તેને તેમ કરતાં અટકાવ્યો અને નમ્ર સ્વરે બોલી, 'હાલ ચાલ્યા જાઓ, જ્યારે કાસીમનું મસ્તિક ધડથી જુદું થાય ત્યારે આવજો,'

"પ્યારી, આટલો સમય મારાથી આપના વિયોગે કેમ રહેવાશે?"

"ત્યારે હું કેમ જાણું કે તમે તેનો દેહાન્ત કરવા સો સ્વારો મોકલ્યા છે ?" યવનો ઘણા દગાબાજ હોય છે તેઓ સત્ય પ્રેમ સમજતા નથી"

'પ્યારી ! હું તેવો નથી મારા હૃદયમાં સત્ય પ્રેમનોજ નિવાસ છે"

"ત્યારે આટલા દિવસ પણ ધૈર્ય ધરો"

"પ્યારી તારો વિશ્વાસ મારી તરફ દૃઢ કરવા હું તે માન્ય રાખીશ અને કાસીમનું શીર લઇનેજ હવે અહીં પ્રવેશ કરીશ

( ૩ )

ખલીફના સ્વારો આવી પહોંચ્યા કાસીમે સીંધમાં ત્રાસ વરતાવી મુકયો હતો રાજપુતો પણ છુપી તૈયારીઓ કરી રહ્યા હતા મુસલમાનો પ્રતિદીન વધારેને વધારે ક્રુર બનતા ગયા-

કાસીમ આ સ્વારોના આવાગમન વિષે કંઇ સમજી શકયો નહિ પરતુ તેઓ ધન લેવા આવ્યા હશે એવી કલ્પના તેણે કરી અને તેમનો સારો સત્કાર કર્યો

તેઓ એક જુદો તંબુ મારી રહ્યા હતા. રાત્રિના સમયે તે પૈકી પાંચ કાસીમને મળવા ગયા. કંઇપણ હિલચાલ વગર તે પૈકી એકે કાસીમના મસ્તિકમાં તલવારનો ઘા કર્યો એકે તેનુ મુખ પકડયુ કે કંઇ અવાજ થાય નહિ. આ કાર્ય પુર્ણુ થતાં કાસીમનું શીર ઉપાડી પાચે જણાએ રાત્રિએજ બગદાદ તરફ પ્રયાણ કર્યુ.

સુર્યોદય થતાં આ બનાવની ખબર સઘળા યવન સૈનિકોને થઇ અને અતી શોક કરવા લાગ્યા. તેઓએ માન સહિત તેના શબને દફનાવ્યું. પ્રથમ તો તેઓ સમજી શકયા નહિ. પણ પાછળથી તેઓએ જાણ્યું કે એ ખુન પેલા સો સ્વારોએજ કર્યું હશે

ત્વરિત તેઓ પૈકી કેટલાક પેલા સ્વારોની પીઠ પકડી બગદાદ તરફ ચાલ્યા. બાકીના વીર રાજપુતોની રક્ત તૃષિત તલવારોના ભોગ થઇ પડયા.

ડાહિર પુન એકવાર સ્વતંત્ર થયો. રાજપુતોએ પોતાની માતૃ ભુમિની લજ્જા રાખી. પુનઃ વિજય ધ્વજા ફરકાવી અને યવનોથી મુક્ત થયા. કાસીમનુ ખુન શાથી થયુ તે રાજા ડાહિર સમજી શકયો નહિ, પણ તેણે એટલી કલ્પના કરી કે ચંદાએ એમાં કંઇપણ ભાગ ભજવ્યો હશે.

"પાપી તારી નીચ વૃત્તિથી તેં સર્વ ગુમાવ્યુંછે, તું કંઇ કરી શકવાનો નથી. તું કંઇ પણ કરે તે પહેલાં હું આ કટારથી દેહાન્ત કરીશ, માતૃ ભુમીને માટે મરીશ, અને તારૂં પાપી હૃદય પશ્ચાતાપથી ભરીશ"

"હાય પાપીની, તેં તો હદ કરી. થોડીવાર મૌન રહ્યો. પુનઃ બોલ્યો. બસ મરદ કદી હીમત હારે નહી. યાદ રાખ કે તારી ભગિનીને પકડીશ. મારા પુત્ર સાથે પરણાવીશ અને તેથી પણ સતોષ પામીશ."

"પાપી તું હવામાં કિલ્લા બાંધે છે પણ પવનથી તેઓ કયારના નાશ પામ્યાછે. મારી બેન સ્વર્ગમાં છે. તેને તો મે મારી પહેલાંજ મોકલી દીધી છે."

આ શબ્દો સાંભળી ખલીફ મુર્છીત થઈ ભુમીપર પડયો. ચંદાએ આ તકનો લાભ લઇ તેનું ખુન કરવા ધાર્યું પણ તેણીએ વિચાર કર્યો કે પાપીને આટલી સજા બસ છે, રાજપુતો સ્વતંત્ર થયા હશે. બસ હવે મારૂં જીવવું નીરર્થક છે. એમ કહી પોતાના હાથમાંની કટાર પોતાના પેટમાં ભોંકી દીધી. અને અલ્પ કાળમાં આ અસાર સસારનો ત્યાગ કરી સ્વર્ગવાસીની થઇ.

ધન્ય છે! આ વીરબાળાને કે જેણે પોતાના સતિત્વનું રક્ષણ કરવા અને પોતાના દેશને પરતંત્રતામાંથી મુકત કરવા પોતાનુ શીર અર્પણ કર્યું.

અદ્યાપિ તેણીનુ નામ સિંધ ઇતિહાસમાં સોનેરી અક્ષરોએ કોતરાયલું રહ્યું છે.

ધન્ય છે! આર્યાવૃતની પવિત્ર બાળાઓને કે જેમના નામ સમગ્ર ભુમંડળમાં ગવાઇ રહ્યાંછે. હિંદુ સ્ત્રીઓએ જે પ્રકારે સાહસ કરી, વિરતા બતાવી સતિત્વની રક્ષા કરીછે. પૃથ્વિના બીજા કોઇ ઇતિહાસમાંથી આવાં દ્રષ્ટાંતો ભાગ્યેજ મળી શકશે! વીર નારીઓ! હિંદુ બાલિકાઓ! સતિત્વ રક્ષા અને પવિત્રપણું એજ તમારા જીવનનો ઉદ્દેશ છે! સતિત્વની રક્ષા કરો! અને પતિવૃતપણાથી જીવનકાણ્ડને દેદિપ્યમાન કરો

---

# દેશદ્રોહી મીરજાફર!

(૨)

રહેં મ્હને દેશદ્રોહની વાર્તા શું કરવા સંભળાવી? એ કરતાં તો તેં મ્હને મ્હારા વડિલો રકતપિત્તના વિકારથી દુષિત થયલા હતા એવું કહ્યું હોત તો પણ કાંઇ ખોટું લાગત નહીં! કારણકે રક્તપિત્તનો દોષ ઔષધોપચારથી દુર થઇ શકે છે, તેમનું દુષિત થયલું રકત મ્હારી નાડીઓમાં પ્રવેશ્યું હોત તો હું હકિમોના ઔષધવડે શુધ્ધ કરાવી શકત! પરંતુ તેં તો મ્હારા જાતિભાઇ–પૂર્વજોને દેશદ્રોહી, નિમકહરામ હતા એવું બતાવ્યું. હવે તેને માટે હું

કયું ઔષધ કરૂં ? આ રકતપિત્તનો વિકાર કેવી રીતે જશે ? મ્હારા પિતા, દાદા, વડિલો, રકતપિત્તથી ગ્રસ્ત હતા. એવું કહ્યું હોત તો ઘણું સારૂં થાત, કારણ આ હતભાગ્ય હિંદુસ્તાનના પૃષ્ટ ભાગઉપર ફક્ત એકજ કુટુંબ દુષિત થાત પણ ત્હેં મિરજાફરની વાત કહીને અમારૂં સઘળું કુટુંબ દુષિત કરી નાખ્યું ! રકતપિત્તનો દોષ આનુવંશિક હોત તો પણ તે આટલાં વરસ ટકી શકત નહીં પરંતુ મિરજાફરના રકતકુષ્ટે તો આજે બસો વર્ષ થવા છતાં અમારી પુંઠ છોડી નહીં ! અને એકાદ બ્રહ્મરાક્ષસ પ્રમાણે એ દોષ, હજુપણ કેટલાં વર્ષ અમારી પુઠ છોડશે નહીં તે પણ સમજાતું નથી ! મિરજાફરના મહા રોગનું હવે શું ઔષધ ! હિંદુસ્તાન દેશના ભાવિ ઇતિહાસમાં અમે મુસલમાન લોકો એકાદ દેશહિતનું મહત્કાર્ય કરીશું ત્યારે અમારા દેશદ્રોહનું કલંક ધોવાઇ જશે. અમે તેવો પ્રયત્ન કરીશું પરંતુ મિત્ર, ત્યાં સુધી તું પુનઃ મિરજાફરનું નામ મ્હારી પાસે ઉચ્ચારીશ નહીં ! નવિન થનારા પૂત્રનાં માતા પિતા ! તમે તમારા હવે થનારા પુત્રનું નામ, કદી પણ, મિરજાફર રાખશો નહી !

વળી અત્યારસુધી જેમના પૂત્રનું નામ મિરજાફર રાખ્યું હોય તે પણ સત્વર બદલી નાંખજો ! એવું નામ આપણામા જોઇયે નહીં! મિત્ર ! મ્હેં ત્હારો શો અપરાધ કર્યો હતો કે તેં મ્હને આવી ઉદ્વેગ ઉત્પન્ન કરનારી વાત કહી સંભળાવી ! વિના કારણ આવું અહિત કરવામાટે ત્હને હું શત્રુ કહીને કેમ બોલાવુ નહીં ! તેનો જ હું વિચાર કરૂં છું. પરંતુ ત્હારી એ હકિકત શું ખરી છે? અને મિરજાફર એ શું મુસલમાન જ હતો ? તમારા વિશ્વાસઘાતકી હિંદુ મધ્યે મિરજાફર કોઇનું નામ પાડતા નથી ? તે મુસલમાન હતો અને તેણે જ આ દેશ-દ્રોહનું અધમ કૃત્ય કર્યું એવું કયાં લખ્યું છે ? ઇતિહાસોમા જ કે ? હિંદુસ્તાનના ઇતિહાસમા જ? હિંદુસ્તાનના ઇતિહાસમા શું બીજુ કાંઈ લખ્યું નથી ? મ્હને જણાય છે કે હિંદુસ્તાનનો બધો ઇતિહાસ આવા દેશદ્રોહીઓની વાતોથી જ ભરેલો હશે ! અમારા મુસલમાનોના ગ્રન્થનો જે ઇતિહાસ મે વાચ્યો છે તેમા અમારા ક્રુરપણાની વાત તો કવચિદ જ જણાય છે પરંતુ અમારા દેશદ્રોહની અને નિમકહરામપણાની વાતો તો જણાતી જ નથી. 'કલાઇવ, હેસ્ટિંગ્સ, વિગેરે જેવા અપાપભિરુ લોકોએ આ દેશમા આવી અમને સ્વદેશદ્રોહનો દુષ્ટ રોગ લાગુ પાડયો હશે. એમ હોવાથીજ બ્રિટિશ ઇન્ડિયાના ઇતિહાસમા જ્યાં ત્યાં આપણા હિંદુસ્તાનના લોકોના દેશદ્રોહના ઉદાહરણો જણાઈ આવે છે એવો ઇતિહાસ વાચવા કરતા ન વાચેલો જ સારો! જેને પોતાનું મન શાંત રાખવું હોય તેણે તો તે ઇતિહાસ કદી પણ વાંચવો નહીં!

મુસલમાન મિત્રનુ ઉપર પ્રમાણેનું બોલવુ સાભળી શાંત ચિત્તે, હિંદુ મિત્રે કહ્યું મિત્ર! એ વાત કહેવા છતા પણ હુ ત્હારો મિત્ર જ છું. તું અને હું તો શું પણ હિંદુસ્તાનના સર્વ જાતિના સર્વ મનુષ્યો! આપણે એક બીજાના મિત્ર જ છીયે ઇશ્વરેજ આપણને એક, બીજાના મિત્ર બનાવ્યા છે ! પાછલા દેશદ્રોહમાટે જે મનને, આટલો અનુતાપ લાગે છે તેમનુ તે પાતક ધોવાઇ જ ગયું છે એવું જ તું સમજ. આપણે હવે પછી ઇશ્વર પ્રત્યે દ્રઢ ભાવ રાખવો એટલે આપણા હિંદુસ્તાન દેશને ખાત્રી પૂર્વક, તે સત્વર ઉન્નતિના દિવસો બતાવશે

"પ્રીય મિત્ર મહારાજ નરેન્દ્રસિંહ.

"આપનો કૃપા પત્ર મળ્યો. સમાચાર મળ્યા. આપની પૂજ્યનીય માતાનો પરલોક વાસ થયો તથા આપના પૂજ્ય પીતા રાજ્ય ત્યાગ કરી કાશીનિવાસી થયા તે જાણી મનમા ઘણો ખેદ થયો. તોપણ મ્હને જો કાંઇ પણ સંતોષ હોય તો તે એટલો જ છે કે વૃદ્ધ ,મહારાજે રાજ્યનો ભાર પોતાના સુયોગ્ય પુત્ર (આપ)ના હાથમાં આપ્યો છે.

"દુરાચારી સિરાજુદૌલાના અત્યાચારોની હકીકત મ્હને સારી પેઠે જણાઇ છે. આપ નિશ્ચય જાણજો કે તે દુષ્ટ પોતાનાં કૃત્યોનો બદલો સત્વ- મેળવશે. આપને ખબર છે કે એના કેટલાક દરબારીઓ મ્હારા પક્ષમાં આવી ગયા. અને તેથી નિશ્ચય કરી શકાય છે કે સિરાજુદૌલાને ઘણી તાકીદે તખ્ત ઉપરથી પદભ્રષ્ટ કરી તેના સ્થાનકે તેના સેનાપતિ મીરજાફરખાંને સુબેદાર બનાવીશ

"આપે આપના પત્રમાં જે કાંઇ લખ્યુંછે તે માટે અમારી કૌંન્સિલે ઘણો સારો અભિપ્રાય આપ્યો છે. અને તેને અનુસરીને જ કાર્યભાર થવા લાગ્યો છે. જ્યારે મીરજાફરખાં સુબેદાર નિશ્ચય થશે ત્યારે આપની અને આપના મિત્રોની જે સ્થાવર જંગમ મિલકતો સિરાજુદૌલાએ અને તેની પેહેલાંના જુલમી સુબેદારોએ જબરદસ્તીથી છીનવી લીધી છે તે સઘળી પાછી અપાવવામાટે ખાં સાહેબે, કમ્પનીને પક્કું એકરારનામું લખી આપ્યું છે.

"આપનો કૃપાપત્ર મેળવવાની અને આપને મળવાની આશા રાખું છું.

આપનો સાચો,

ક્લાઇવ.

આ પત્ર વાંચતાં સઘળાના મુખઉપર પ્રસન્નતા છવાઇ ગઇ. નરેન્દ્રસિંહે ગંભિરતાપૂર્વક કહ્યુ જો આજે ભારત વર્ષની આટલી બધી દુર્ગતિ ન થઇ હોત તો આજે એક વિદેશી મિત્ર સ્હામે, સ્હાયતા માંગવા માટે હાથ પહોળા કરવાની અગત્ય રહેત નહીં. હું જ્યાંસુધી અનુમાન કરૂં છુ ત્યાં સુધી જણાય છે કે કોઈ એક દિવસે એજ વિલાયતી વ્યાપારીઓ, સમસ્ત ભારત વર્ષમાં પોતાની જય પતાકા ફરફરાવશે. અને તે સમયે એ લોકો આ દેશની સાથે કેવી રીતે વર્તશે તે તો ભગવાન જાણે પરંતુ હમણાં તો એ લોકો અત્યાચારી મુસલમાનોના જુલમથી આ દેશના વતનીઓને ઘણે પ્રકારે બચાવે છે એ કાંઇ થોડા આનંદની વાત નથી."

માધવસિંહે તરત જ કહ્યુ. કમ્પનીવાળાઓ જે પ્રકારે આ દેશમાં પોતાનો પગ મજબુત કરે છે તે પ્રકારે તો, આપના કથનાનુસાર, કોઇએક દિવસ અવશ્ય તેઓ ભરતખંડના રાજા બની બેસસે, અને હિંદુસ્તાન પુન પરાધીન જ થઇ પડશે. પરંતુ એક અત્યાચારી રાજાની પ્રજા થઇ રહેવા કરતાં એક ન્યાયી રાજાના દાસાનુદાસ બનવુ એ હજાર દરજ્જે સારૂં છે. ખરૂ પુછો તો અંગ્રેજોએ આપણને મુસલમાનોના જુલમથી બચાવ્યા છે અને તેથી આખું ભરતખંડ તેમનુ ઋણી છે. જો આ અવસરે અંગ્રેજો આ દેશમાં ન આવ્યા હોત તો આપણું અથવા આપણા દેશનું કલ્યાણ કદી પણ થઇ શકત નહીં. કારણકે હજારો વરસ થયા મુસલમાનોની ગુલામગીરી કરતાં કરતાં હિંદુઓ અર્ધાં મરણ તુલ્ય થઇ ગયા છે !"

મદન મોહને પણ ધીમે ધીમે કહ્યુ- સત્ય છે. હિન્દુસ્તાનના કેટલાક બાદશાહ અને નવાબો એવા ન્યાય પરાયણ અને પ્રજાવત્સલ થઇ ગયા છે કે જેમના પ્રાતઃ સ્મરણીય નામ અતિ-

આદરસાથે લેવું જોઇયે. પરંતુ અત્યાચારીઓની સંખ્યા એટલી બધી અધિક છે કે તેમના પ્રાતઃસ્મરણીય, ન્યાયી મુસલમાન બાદશાહોનાં નામ જાણે ભુલાવીજ દીધાં છે. અસ્તુ! હવે આ બીજા પત્રોને પણ વાંચવા જોઇયે.

એ સાંભળતાં નરેન્દ્રસિંહે બીજો પત્ર હાથમાં લઇ વાંચ્યો અને પોતાના મંત્રી તથા બીજા મિત્રોને પણ આપ્યો. આ પત્ર મીરજાફરે લખ્યો હતો. તેમાં લખ્યું હતું કે:

**"જનાબ મહારાજા સાહેબ બહાદુર,**

"અરજ એ છે કે લૉર્ડ સાહેબ સમક્ષ મ્હારે અને આપને જે સરતો નક્કી થઇ છે તે મને કબુલ મંજુર છે. હું આપનો અતિશય આભારી છું કારણકે લૉર્ડ સાહેબ, મ્હારા જેવા એક કમનશીબ માણસને સારો ઓધ્ધો આપવા ચાહે છે. ઇન્સાફ અલ્લાહતાલા, અગર તે પાક પરવરદીગારના દરબારમાં મ્હારી પ્રાર્થના કબુલ થઈ તો, ખુદા જાણે છે કે હું આપનો હમેશનો તાબેદાર થઇ રહીશ. હું કબુલત આપુ છું કે સુબેદારીની સનદ મેળવતાં જ, આપની તથા આપના મિત્રોની જે જમીનદારીઓ, તે જુલમીઓએ, ગેરકાયદે, જપ્ત કરી છે તે વગર ઢીલે પાછી આપી દઇશ."

"આહ ! એ નાલાયકનો આટલો બધો જુલમ ! શું ભરતખંડમાથી આજે હિંદુઓનું નામ તદ્દન નાશ પામ્યું ! પ્રભો ! પ્રભો ! તમે સર્વ શક્તિમાન છો ! મુસલમાનોના ચઢેલા મદને ઉતારવાની સત્તા ત્હારા હાથમા છે ! ત્હારૂં વજ્ર અપર ભેદનીય છે ! ત્હારા અસ્રો અ ન્યાસ્ત્ર કરતા વિશેષ બળવાન છે !" કૃપા કર ! અને એ પાપીઓનો મદ ઉતારવાનું સામર્થ્ય આપ !" એટલું બોલી તેણે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. થોડીવાર પૃથ્વિ સ્હામું જોઇરહ્યો. પછી તે બોલ્યો, ઠીક છે ! ત્યારે તેના પત્રનો યોગ્ય ઉત્તર આપું તોજ મ્હારૂં નામ નરેન્દ્ર !

મદનમોહન પણ એ પત્ર સાભળી ગુસ્સે ભરાયો હતો. તેણે કહ્યું: અહા ! શું કે ? મ્હારા અંતઃકરણમા જે અગ્નિ ભડકી રહ્યો છે ? એટલો બધો પ્રચંડછે કે જાણે તે અગ્નિથી એ પાપીને જીવતા જ ભસ્મ કરી દઉં"

માધવસિંહ શાન્ત સ્વભાવનો હતો. તેણે પોતાના ક્રોધને મનમાને મનમાજ ઠંડો પાડયો હતો. નરેન્દ્રસિંહ અને મદનમોહનને ઘણી રીતે સમજાવ્યા. તો પણ નરેન્દ્રે પોતાનો ગુસ્સો ખાલી કરવા એક ટુંકો પત્ર સિરાજ ઉપર લખ્યો.

**સિરાજુદ્દૌલા.**

"મહાત્માઓએ કહ્યું છે તે સત્ય છે કે, '**વિનાશકાલે વિપરીત બુદ્ધિ ॥**' જ્યારે મનુષ્યનો વિનાશ થવાનો સમય આવે છે ત્યારે તેની બુદ્ધિ ભ્રષ્ટ થાયછે. જ્યારે તું અંગ્રેજો સાથે વૈર કરી, પોતાની મેળે જ વિનષ્ટ થવા ચ્હાયછે તો એવી સ્થિતીમા ત્હારા ઉપર, ત્હારા પત્ર ઉપર, અને ત્હારા પત્ર ઉપર, અને ત્હારા અહંકાર ઉપર કેવળ થુંકીને શાન્ત પડું છું યાદ રાખજે કે ત્હારા આટલા બધા અહંકારને લીધે તું કૂતરાને મોતે મૃત્યુ પામશે, અને ત્હારી બેગમો બજારોમા ટકે ટકે વેચાતી ફરશે"

એ પત્ર મોકલાવી દીધો હતો. ત્યારપછી પાયમોપત્ર કાશીથી નરેન્દ્રના પુરોહિતે લખ્યો હતો. તે નીચે પ્રમાણે.

'સ્વસ્તિ શ્રી ચિરાયુષ્માન, સકલગુણગણાલંકૃત, મહારાજશ્રી નરેન્દ્રસિંહવર્મ મહાશયેષુ કોટિશ શુભાશિષાં રાશય સન્તુતરામ્—વિશેષ આપના પિતાશ્રીની શારિરીક સ્થીતિ, ઘણા દિવસથી બગડી છે, કાશીના સઘળા સમર્થ વૈદ્યોએ એક પ્રકારનો ઉત્તર આપી દીધો છે તેથી જેમ બને તેમ સત્વર અહીં પધારશું"

આ પત્ર વાચતાજ સર્વના ચિત્ત ચકિત થયા. એક તરફ સિરાજુદ્દૌલાનો અત્યાચાર, બીજી તરફ પિતાની અન્તિમ અવસ્થા ! બન્ને તરફ સંકટ !! ઘણા વખત સુધી સઘળાએ વિચાર કર્યો. અન્તે, રાજ્ય અને લવંગલતાની રક્ષાનો ભાર માધવસિંહ તથા મદનમોહનને માથે નાખી નરેન્દ્રસિંહે કાશી તરફ જવા પ્રયાણ કર્યું.

---

## પ્રકરણ ૭ મું.

**अरक्षित तिष्ठति दैवरक्षितं, सुरक्षितं दैवहतं विनश्यति ।**

વિરેન્દ્ર સાથે કુસુમને તેના ઘર સુધી પહોંચાડયા પછી, વિરેન્દ્ર અને કુસુમ વચ્ચે શું શું વાર્તા થઇ તેનો આપણે વિચાર કર્યોજ નહીં ! વિરેન્દ્રે કમળાદેવીને જેવી સ્થીતિમાં

જોઇ તે પણ આપણે કહ્યુ નહીં તેથી અવસ્ય અમે અપરાધી છીયે પરંતુ, શું કરવું ? કમળા-દેવીની સ્થીતિનો ચિતાર આપવા અમને અદ્યપિપર્યંત યોગ્ય સમયજ મળ્યો નહોતો. અસ્તુ, તે હકીકત સાંભળો.

ઘણા દિવસ પછી કુસુમ સાથે વિરેન્દ્રને જોઇ, ચમ્પા ઘણી ખુશી થઇ. અને તેમ થવું સ્વાભાવિક હતું. કારણકે તેણે કુસુમને બાલ્યાવસ્થાથી લાડમાં ઉછેરી હતી અને એક પૂત્ર કરતાં પણ વધારે પ્રેમ કરતી હતી. ચમ્પાએ દ્વાર ઉઘાડતાંજ વિરેન્દ્રને જોયો, તેજ ક્ષણે તે અત્યંત હર્ષ પામી અને બોલીઃ

"અહો ! આપ પધાર્યા ! ઘણા હર્ષની વાત થઈ ! થોભો ! હું માજીને તમારૂં આવવુ નિવેદન કરૂ છુ."

તેણે એક સાદડી પાથરી વીરેન્દ્રને બેસાડયો અને કમળાદેવી પાસે જઇ હરતે મ્હેરે શુભ સમાચાર કહ્યા. કુસુમ પણ તેની પાછળ પાછળ ગઇ.

ચમ્પાએ જઇ કમળાદેવીને વીરેન્દ્રના આવવાના સમાચાર કહ્યા તેજ ક્ષણે કમળાદેવીએ જોરથી ચીસ પાડી પૃથ્વિઉપર ઢળી પડી. તેને મુર્છા થઇ ! એ જોઇ ચમ્પા અને કુસુમ પણ જોરથી રડી પડયાં ! વીરેન્દ્ર દોડતો તે તરફ ગયો. વીરેન્દ્રે જોયું કે એક ઓરડીમાં તુટેલા ખાટલાપર, મેલી, ફાટેલી ગોદડી ઉપર કમળાદેવી બેહોશ પડી છે, તેના પેટઉપર માથુ મુકી ચમ્પા અને કુસુમ રડે છે ! ઓરડીનાં એક ગોખલામા દીવાનો ઝાખો પ્રકાશ પડે છે. બે ચાર જુનાં ઘસાયલાં વાસણો અને એક ઘસાયલી જુની સાવરણી ખુણામાં પડી છે.

દરિદ્રતાનુ આવુ ભયાનક ભીષણ દ્રસ્ય જોઇ વીરેન્દ્રનુ હૃદય કમ્પવા લાગ્યું. તેનું શરિર પણ થરથરવા લાગ્યુ. ઘણી મેહેનતે ચમ્પા અને કુસુમને રડતાં છાનાં રાખી કમળાદેવીની પાસેથી વેગળાં બેસાડયાં. કમળાદેવીના મુખઉપર જળનો છટકાવ કરી તેને જાગૃત કરી.

વીરેન્દ્ર એકાએક અદ્રશ્ય થઇ જવાથી કમળાદેવી મંદવાડને બિછાને પડી હતી. ત્યારથીજ તે વ્યાધીગ્રસ્ત થઈ હતી. તેજ વીરેન્દ્ર આજે એકાએક આવવાથી ખુશી થઇ એકદમ ચીસ પાડી ઉઠી. અને તેથીજ તે બેભાન થઇ હતી. જ્યારે તેને શુધ્ધિ આવી ત્યારે વીરેન્દ્રે તેના ચરણ સ્પર્શ કરી પ્રણામ કર્યાં. કમળાએ બેઠાં થવાને ઘણો યત્ન કર્યો પણ બેઠાં થઇ શકાયું નહીં. વીરેન્દ્રે પણ તેને બેઠાં થતાં અટકાવી કહ્યું આપની પ્રકૃતિ કેવી છે ?

કમળાનાં નેત્રમા આંસુ ભરાઇ આવ્યાં, તે બોલીઃ બેટા, મ્હારી પ્રકૃતિ તમે જુવોજ છો અહા ! આટલા દિવસ સુધી તમારી અનાથિની માતાનો ત્યાગ કરી અતર્ધાન થયા હતા બેટા ! જેને તમે "માતા" કહી બોલાવતા હતા તેની દરિદ્રી અવસ્થા માટે જરા પણ દયા ન આવી ! બેટા, વીરેન્દ્ર ! ખોટા લાડ બતાવવા તમને આ શબ્દો હુ કહેતી નથી પરંતુ હૃદયનો ઉદ્દેશ આવા શબ્દો બોલાવે છે ! હશે. જે થયુ તે ખરૂ. તમે યોગ્ય સમયેજ આવી પહોંચ્યા છો હજુ મ્હને ભાન છે, હુ ભ્રમિત ચિત્ત નથી હું બધુ સમજુ છું.' પરંતુ હવે મ્હારી જીંદગીની છેલ્લી ઘટીકા છે. આવા સમયે તમારૂં આવાગમન મ્હને અતિ હર્ષ ઉપજાવે છે. તમને જોવાથી જે પ્રબળ ભાવના હતી તે સિદ્ધ થઇ, મારૂં જીવન માત્ર તમારા દર્શન માટે અવલબાઇ રહ્યું હતુ. તે કાર્ય સિધ્ધ થયુ. હવે કોઇ વસ્તુની અપેક્ષા નથી જીવનમાં જે વસ્તુ પ્રીય હોય તે મળેથી અનહદ આનંદ થાય છે. તમેજ મને પ્રીય હતા. તે વસ્તુ મને

મળી ગઇ. હવે હું સુખેથી મૃત્યુ ધામમાં ચાલી જઇશ. મને મરવાનું કાંઇ દુઃખ નથી. કુસુમને માટે ચિન્તા હતી. તે ચિંતા પણ, તમારા આવવાથી ઓછી થઇ તમે જાણો અને તમારી "કુસુમ" જાણે. પણ બેટા—

હવે તેમાંથી વિશેષ બોલાયું નહીં. નિર્બલતાને લીધે તેનુ ગળું રૂંધાઇ ગયું. તેને દમ ચઢી આવ્યો. તેના શબ્દોએ વીરેન્દ્રના હૃદયમાં ઉથલ પાથલ કરી મુકી. તેણે જાણી મુશીબતે છાતીઉપર હાથ મુકી ઉતર દીધું.

" માતા ! મ્હારો અપરાધ ક્ષમા કરો. મહારી સહજ બેદરકારીને લીધે આપને આટલું બધું કષ્ટ ભોગવવું પડયું. એ પાપનાં પ્રાયશ્ચિતથી મ્હને નર્કમાં પણ સ્થાન મળવું કઠિન છે માતા ! મ્હારી વિપતિની હકીકત શું કહું ? એને લીધેજ મ્હારે આપની આજ્ઞા વિના ચાલ્યા જવું પડયું તથા આપની આજ્ઞા માંગવાનો પણ સમય ન મળ્યો. હું દુર્ભાગી છું ! મને આપની સેવા શુશ્રુષા કરવાનો પણ સમય ન મળ્યો ક્ષમા કરો ! માતાએ પુત્રનો અપરાધ ક્ષમા કરવો જોઇએ !

કમળાદેવીએ ધીમે ધીમે કહ્યું બેટા ! એવાં શબ્દો બોલો નહીં. તમે સદા પ્રસન્ન રહો, લક્ષ્મી દેવી અને સમ્પત્તિ દેવી તમારી રક્ષા કરો, કુબેર ભંડારી તમારા ઉપર તુષમાન થાઓ, ભાગ્યદેવી તમારા તરફ હાસ્ય કરો અને દીનપર દીન તમને અતુલ સુખ મળો ! મ્હારી એવી વાંચ્છના છે ! પરમ કરૂણાનિધી, શેષ શયનકારી ભગવાન પાસે હુ એજ પ્રાર્થના કરૂં છું ! તમારૂં સુખ જોઇને મ્હારો આત્મા, જ્યાં હશે ત્યાં, પ્રસન્ન રહેશે વીરેન્દ્ર ! તમે મ્હારી સેવા કરવામાં કાંઇ ત્રુટી કરી નથી. પરંતુ મ્હારૂ ભાગ્યજ એવું છે કે અનેક રીતે મ્હેં દુઃખ દીઠું ! તમને કષ્ટ થશે એવું જો હું જાણતી હોતતો તમને મ્હારા દુઃખની વાત કહેતજ નહીં ઇશ્વર ઇચ્છા ! જે થયું તે ખરૂ ! મ્હને એટલુંજ કહો કે તમને કઇ વિપત્તીએ ઘેર્યા હતા ?

એટલું બોલી તે બંધ થય ગઇ તેનું ગળુ બંધ થયું. પણ તેનાનેત્રોનું જળ રોકાયું નહીં. તે તો વિશેષરૂપે બહાર પડવા લાગ્યા. વીરેન્દ્રે તેના આંસુ લુછયાં તેણે કહ્યું

" માતા ! નવાબ સિરાજઉદ્દોલા મ્હારા પ્રાણનો શત્રુ થઇ બેઠો છે ! જો તેનો લાગ આવેતો મ્હને કાચેને કાચો ખાઇ જાય. કેટલાંક ગુપ્ત કારણોથી હું " ઇસ્ટ ઇન્ડીયા " કપનીના ગવર્નરનો ગુપ્ત અનુચર થઇ અહીં રહ્યો હતો. અને નવાબ સાહેબનાં દુષ્ટ કર્મોના સમાચાર ગવર્નર સાહેબને પહોચાડતો હતો. તે દિવસે મેં ફુલોની માળા વેચતા કુસમને જોઇ હતી. અને અહીં આવી તમારાં દર્શન કર્યા હતાં. હું ઘણોજ ગુપ્ત રીતે અહીં રહેતો હતો પરન્તુ મ્હારા એક મિત્રરૂપી શત્રુએ નવાબને મ્હારી બધી હકીકત કહી દીધી. તે પાપી મિત્રને તેના કર્તવ્ય કર્મનું ફળ તો મળી ચુકયું છે. અને તે બધું મ્હને જણાયું છે મ્હારી ખબર નવાબને થતાં તેને શું જોઇયે ? તેણે મ્હને પ્રત્યેક રીતે ફસાવવાનો યત્ન કર્યો. પરન્તુ માતા ! જેને રામ રાખે તેને કોણ મારે છે ? આપના ચરણના આશીર્વાદથી એ બાબતની ખબર મને મુસલમાન કુલ ભૂષણ મહાત્મા મીરજાફરથી મળી. ખબર મળતાંજ તેણે મ્હને એવો લાગ બનાવ્યો કે જેથી હું એકાએક અહીંથી ન્હાસી ગયો. તમારી સેવા કરવાનું કાર્ય તેજ મિત્ર-

રૂપી શત્રુને સોંપી ગયો હતો. તે કૃતઘ્ન વિશ્વાસઘાતકીને નારાયણ ભગવાન દંડ આપશે તેની કૃતઘ્નતાનો બદલો પણ તેજ પ્રભુ આપશે તે માટેની મે સઘળી ગોઠવણો કરી દીધી છે તે પાપીને બદલો મળશે તેજ વખતે હુ તેને કહીશ કે હે ચાંડાલ! મિત્ર થઈને તે જે અપકૃત્ય કર્યું તે કૃતઘ્નતાનો વિશ્વાસઘાતકતાનો અને મિત્ર દ્રોહનો આ બદલો છે! પરમેશ્વર હમેશા પાપીઓને એવોજ દંડ આપે છે!!

"માતા! મ્હારા દુર્ભાગ્યની કથા કયાં સુધી કહુ? અહીંથી ગયા પછી મ્હને ઘરમા પણ સુખ મલ્યુ નથી અહીં નવાબનો અત્યાચાર, બીજી તરફ કાશીમા પિતાની અન્તિમ દશાના સમાચાર મળ્યા તેથી ત્યા ગ.યો. કાશીમા પિતાનો વૈકુન્ઠ નિવાસ થયો એ દુખ એટલુ અસહ્ય હતુ કે તે મ્હારા મન સિવાય બીજુ કોઈ જાણતુજ નથી હુજ પથ્થરનુ કાળજુ કરી સહન કરી શકયો"

વીરેન્દ્રના નેત્રોમા ચોધાર આસુ વેહેવા લાગ્યા કુસુમ અને ચમ્પાના નેત્રોમાથી પણ આસુની નદી વેહેવા લાગી. કમળા દેવીની પણ એવી અવસ્થા હતી કે તે અમારી મૂઢ લેખીનિથી લખાઇ શકાતી નથી થોડીવાર પછી પુન વીરેન્દ્રે કહ્યુ

"માતા! પિતાનો શોક કેવો દુખજનક છે તે માત્ર પુત્રોજ જાણે છે! જેણે જે વિપત્તી ભોગવી હોય છે તેનેજ તેના દુખનુ રહસ્ય જણાય છે એ સમયે પુરોહિતજીએ મ્હને ઘણુ ધૈર્ય આપ્યુ અને પિતાનું શ્રાદ્ધ આદિ કર્મ કરી મ્હારા ચિત્તને શાંત કરવા માટે શ્રી વૃંદાવનની યાત્રા ચાલ્યો ગયો લગભગ બે માસ થયા એટલામા ત્યાજ મીરજાફરનો એક પત્ર મળ્યો તે મળતા તરતજ સાથી હુ નિકળી આવ્યો તે પત્રમા એક ભયકર સમાચાર લખ્યા હતા દુષ્ટ, વ્યભિચારી સિરાજુદ્દૌલા મ્હારી બ્હેનનુ હરણ કરી ગયો હતો આ સમાચાર સાંભળી હુ થરથર કમ્પવા લાગ્યો પરતુ આગળ વાચતા જણાયુ કે મ્હારા મિત્ર મદનમોહને મ્હારી બ્હેનનો ઉદ્ધાર કર્યો હતો અને તે બિચારી નિરાધારના ધર્મ અને સતિત્વની, ઘણી વીરતાથી રક્ષા કરી હતી તે નરાધમ, નરપિશાચ, દુષ્ટ મુસલમાન નવાબ! પ્રભો! તેને રૌરવ નર્ક કરતા પણ ભયકર દુખમા નાખજે! માતા! હુ તરતજ જઇ બ્હેનને મળ્યો અને અનેક પ્રબધો કરી તમારા દર્શને આવ્યો આપને મળવાથી મ્હને ઘણો સંતોષ થયો પરતુ તમને આ અવસ્થામા જોઇ હુ ઘણો દુખી થાઉ છુ"

એક તો કમળાદેવી માનસિક અને શારિરિક વ્યાધિથી મૃત્યુ નિકટ પહોચી હતી તે ઉપરાન્ત વિરેન્દ્રની હકીકત સાંભળવાથી એટલી દુખી થઇ કે જેનુ વર્ણન થઇ શકતુ નથી. વિરેન્દ્રની હકીકત સાથે તેને પોતાને વીતેલી સઘળી ઘટનાઓ યાદ આવી જેથી તેની વર્તમાન દશાએ વિશેષ ભયકરરૂપ ધારણ કર્યું તે સમયે બીજા ઓરડામા કુસુમ, માતાને માટે કાંઇ ઔષધ તયાર કરતી હતી અને ચમ્પા ઘરના કામ ધંધામા લાગી હતી વીરેન્દ્રની હકીકત સાંભળવાથી કમળાદેવી ઘણી ગભરાવા લાગી દુખનો ભાર તેની છાતીને, ગળાને અને સ્વાસ્થ્યને દબાવવા લાગ્યો નેત્રોમા વિકાર જણાવા લાગ્યા વીરેન્દ્રે તરતજ ચમ્પા અને કુસુમને બોલાવ્યા. સઘળા કમળાદેવીની આસપાસ વિટળાઇ વળ્યા કમળાદેવીને સહજ ચૈતન્ય આવતા કુસુમનો હાથ ઝાલી વીરેન્દ્રના હાથમા આપ્યો અને તૂટતે શબ્દે કહ્યુ

"બે—ટા—વીરેન્દ્ર! આ—જ—કુસુ—મ—નો—હાથ—તમારા—હા—થમાં—આ—પી નિશ્ચિંત—થઇ—હુ—રજા—ઉ છુ."

એટલા શબ્દો તેના મુખમાંથી બળાત્કારે નિકળ્યા. શ્વાસનું જોર વધતું ગયું. પેટ અને છાતીનો ભાગ ઉછળવા લાગ્યો. વીરેન્દ્રના હૃદયમાં ગભરાટ વધવા લાગ્યો. તેણે નિશ્ચય કર્યો કે કમળાદેવી હવે થોડા સમયની પ્રાહુણી છે. કુસુમ, ચમ્પા અને વીરેન્દ્રના નેત્રોમાંથી ચોધાર આંસુ વહેવાં લાગ્યાં. વીરેન્દ્ર જ્ઞાની હતો. તેણે પોતાના મનને ધૈર્ય આપ્યું અને શાન્ત પડ્યો તેણે કમળાદેવીના મુખ સ્હામું જોયું. તેનામાં ચૈતન્ય હતું. હજુ તેના નેત્રોમાં બીલકુલ ફેરફાર જોયો નહી. કમળાદેવીએ પણ તેના તરફ નજર ફેરવી વીરેન્દ્રે ચમ્પા અને કુસુમને બીજા ઓરડામાં જવા કહ્યું તે બન્નેનાં જવા પછી વીરેન્દ્રે પોતાની સઘળી ગુપ્ત વાત કમળાદેવીને કહી તે સાંભળી કમળાદેવી અત્યંત પ્રસન્ન થઇ તેના મુખ ઉપર આનંદમયી સ્વર્ગિય જ્યોતિની છાયા ક્રિડા કરવા લાગી. તેણે ધીમેથી વીરેન્દ્રને આશીર્વાદ દીધો. અને નેત્રો બંધ કરી, ઉર્ધ્વ શ્વાસ ખેંચવાનું આરંભ કર્યું એ જોઇ વીરેન્દ્રે ચમ્પા અને કુસુમને તેની પાસે બેસાડી, તેની સંભાળ રાખવાનું કહી પોતે એક કુશળ વૈદ્યને બોલાવવા ગયો

રાત્રિના બાર વાગી ગયા હતા. મધ્ય રાત્રિનો સમય હોવાથી શહેરમાં આ સમયે સુનકાર છવાઇ ગયો હતો. બજારમાં ભાગ્યેજ કોઈ દુકાન ઉઘાડી જણાતી હતી. અર્ધા કલાકમાં વીરેન્દ્ર વૈદ્યને તેડી લાવ્યો તેણે આવી કમળાદેવીની નાડી તપાસી. મુર્શીદાબાદમાં ચન્દ્રશેખર એક પ્રસિદ્ધ વૈદ્ય હતા. તેમના ઔષધો પ્રખ્યાતી પામેલા હતા. આ સમયે કમળાદેવીની નાડી તેમનાજ હાથમાં હતી સઘળા પ્રકારે ચીકિત્સા કરી વૈદ્યરાજે કહ્યું, મહાશય ! શા માટે વ્યર્થ શ્રમ કરો છો ! હવે એમાં કંઇ રહ્યું નથી. નાહક વૈદોમાં પૈસા બગાડશો નહી " ચન્દ્રશેખરજીના પૈસા લીધા વીનાજ ચાલ્યા ગયા કમળાદેવીએ નેત્રો ઉઘાડી ખાટલા ઉપરથી નીચે ઉતારવા ઇસારત કરી. વીરેન્દ્રે કઠણ છાતી રાખી ચમ્પાની મદદ લઇ કમળાદેવીને એક દર્ભના આસન ઉપર સુવાડી.

કમળાદેવીનાં નેત્રોનો રંગ, તેજ બદલાઇ ગયા નેત્રોમાં ફીક્કાસ દેખાવા લાગી. શ્વાસ પણ ધીમે ધીમે ઓછો થઇ ફક્ત છાતીનો ઉપલો ભાગ ધડકવા લાગ્યો. ડોકનો અને નાકનો ભાગ ઉંચો થવા લાગ્યો. હોઠ ઉપર કાળાસ જણાવા લાગી અને પગની નસોમાં વેહેતુ લોહી બંધ થયું. ચૈતન્ય ધીમે ધીમે ઓછું થતું જાણી ચમ્પા અને કુસુમે, કમળાદેવીના મુખમાં તુલસીદલ, સુવર્ણ, ગંગોદક, અને ચર્ણામૃત મુકયું ચમ્પા, કુસુમ અને વીરેન્દ્રનાં નેત્રોમાં આંસુ આવ્યાં તોપણ દ્રઢતા ધારણ કરી કમળાદેવીના કાનમા હરિનામ સંભળાવવાનું શરૂ કર્યું. થોડા સમયમાંજ કમળાદેવી, ચમ્પા, કુસુમ તથા વીરેન્દ્રના સ્હામું દ્રષ્ટિ રાખીનેજ સતિ લોકમાં પ્રયાણ કરી ગઇ. માત્ર તેનું સ્થુળ શરીર, પંચતત્વોમાં મેળવી દેવા માટે કાષ્ટના કટકા પ્રમાણે પડી રહ્યું.

આ સમયે વીરેન્દ્ર, ચમ્પા અને કુસુમના હૃદયમાં કેવો આઘાત થયો હશે, તથા તેમણે કેવા શબ્દોમાં વિલાપ કર્યો હશે તેનો જેને અનુભવ હોય છે તેજ જાણી શકે છે. વીરેન્દ્રે વજ્ર જેવું હૃદય કરી, ચમ્પા અને કુસુમને ધૈર્ય આપ્યું. એટલામાં વીરેન્દ્રના વીશ પચીસ નોકરો બારણા આગળ આવી ઉભા. સઘળાએ મળી કમળાદેવીના શબને લઇ સ્મશાન તરફ પ્રયાણ કર્યું. સ્મશાનભૂમિમાં જઇ અત્યંત અશ્રુપાત સહિત વીરેન્દ્રે કમળાદેવીનો અગ્નિસંસ્કાર કર્યો

કમળાદેવી ચાલી ગઈ ! હવે આ સંસારમા કુસુમનું કોણ ? તેને ધૈર્ય આપવાને માત્ર

એકજ વીરેન્દ્ર ! ચમ્પા તથા કુસુમને પોતાના સ્થાનકે લઇ ગયો. અનેક પ્રયત્ને તે બંનેને શાન્ત પાડવા લાગ્યો. તેમના અંતઃકરણમાંથી શોકની છાયા ઓછી કરવા જુદાં જુદાં દ્રષ્ટાંતો આપવા લાગ્યો. ધીમે ધીમે તે બંનેના અંતઃકરણમાંથી શોકની લાગણી ઓછી થવા લાગી. તોપણ જેને માતૃપ્રેમ કહે છે અથવા માતાનો નૈસર્ગીક પ્રેમ કહે છે. તે અંતઃકરણના સાત પડદામાંથી કદીપણ જઈ શકતો નથી. તે તો સમયે સમયે ઉભરાઇ નેત્રોઉપર આવી આંસુ રૂપે બહાર પડે છે. એજ માતાના પ્રેમની ખુબી ! સસારના બીજા ચલિત પ્રેમ કરતાં માતાનો મીઠો, મધૂર અને નિર્મળ પ્રેમ, સરલ હ્રદય બાલકોના અંતઃકરણમાંથી કદીપણ નિકળી શકતો નથી.

જે દિવસે વીરેંદ્ર, ચમ્પા તથા કુસુમને પોતાના મકાનઉપર લઇ ગયો તેજ દિવસે નવાબ સિરાજુદ્દૌલાએ કેટલાંક માણસો મોકલી કુસુમને પકડવાનો બંદોબસ્ત કર્યો હતો. પરંતુ તે કમબખ્તોને ખાલી હાથે જવું પડયું હતું. જે માણસે હાથીને મારી પેલી મધુર બાળિકાને બચાવી હતી તે માણસને નવાબ સારી રીતે ઓળખતો હતો. તેમજ તે બાલિકા સાથે તે માણસનો શું સંબંધ હતો તેની પણ ખબર મેળવી હતી. વળી તે છોકરી તથા તે માણસ કયાં કયાં રહે છે તેની પણ ખબર મેળવી હતી. તેથીજ તેણે આજે કુસુમને પકડવાની ગોઠવણ કરી હતી. પરંતુ વીરેંદ્રને આ વાતની ખબર થઈ ગઇ હતી. તેથીજ તેણે કુસુમને પોતાના મકાન ઉપર લાવી રાખી હતી.

વીરેંદ્ર કમળાદેવી માટે જે મિષ્ટ વસ્તુ તથા ફુલ, ફળાદિ લાવ્યો હતો તે એમની એમ પડી રહી અને કમળાદેવી આ અસાર સંસારનો ત્યાગ કરી ચાલી ગઇ ! કમળાદેવીના દુઃખને લીધે ચમ્પાનો વ્યાધિ અદ્રશ્ય થઈ ગયો. અથવા તો તે બિચારી ઉપર દયા કરી નહાસી ગયો હતો.

## પ્રકરણ ૮ મું.

रत्न समागच्छति काञ्चनेन ॥

સમય હમેશાં બદલાતોજ રહે છે. સમયના બદલાવા સાથે મનુષ્યોનાં સુખ, દુઃખોનું પણ પરિવર્તન થાય છે. સુખ કે દુઃખ હમેશાં મનુષ્યોને ભોગવવું પડતું નથી. પરમાત્માએ નિશ્ચય કરેલા સમય સુધી સુખ કિંવા દુઃખ અવશ્ય ભોગવવુંજ પડે છે. સુખ ભોગવનાર મનુષ્યે આનંદમાની, દુઃખી મનુષ્યો તરફ અહંકારની દ્દષ્ટિથી જોવું નહીં અથવાતો દુઃખીને વધારે દુઃખી કરવાની ઇચ્છા કરવી નહીં. કારણ કે તેને મળેલા સુખનું પરિવર્તન થવાની તૈયારી થાય છેજ. અને દુઃખી મનુષ્યને આવેલા દુઃખમાંથી મુક્ત કરી સુખનો સમય વર્તાવવા.ની પણ તૈયારી થાય છેજ. જેમ એક નાટય ભૂમિ ઉપર એક પડદો પડી તેના આગળ કેટલાંક પાત્રો આવી પોતાનો પાર્ટ ભજવી જાય છે અને થોડા સમયમાં તે પડદો ઉંચકાઇ જઇ બીજો પડદો પડી બીજાં પાત્રો પોતાનો પાર્ટ ભજવી જાય છે તેજ પ્રમાણે સુખના સમયે આનંદ, હાસ્ય, વૈભવ, વિલાસ, એ બધાં પાત્રો ખુશી ખુશાલીનો પાર્ટ ભજવે છે. પરંતુ તેની પાછળ બીજાં પાત્રો - ગોઠવાઇ છે અને હવે પછી કેવાં પાત્રો આવી કેવો પાર્ટ

ભારત જીવન.

પુસ્તક ૩. મુંબઇ ઑગસ્ટ ૧૯૦૫. અંક ૧૧.

# બંગાલીઓનો સ્વદેશ પ્રેમ ! આપણું કર્તવ્ય !

True patriots we, for, be it understood,
We left our country for our country's good.

૧

બંગાલના બે વિભાગ કરવાથી બંગાલીઓ ખરેખરા ઉશ્કેરાઇ ગયાછે ! લૉર્ડ કરઝન સાહેબે તેમને ખરેખરા નારાજ કર્યા છે ! પરંતુ ખરૂં જોતાં લૉર્ડ કરઝન સાહેબનેજ નારાજ થવું પડ્યું છે ! જ્ઞાનીઓ કહે છે કે જે હજારો મનુષ્યોને નારાજ કરે છે તેને પોતાનેજ નારાજ થવું પડે છે ! આ વાકય સત્ય ઠર્યું છે. અકસ્માત લૉર્ડ કરઝન અને લૉર્ડ કીચનરની ખટપટ જાગતાં લૉર્ડ કરઝન બહાદુરને આ દેશની ત્રીશ કરોડ પ્રજા ઉપરની જહાગીરી છોડી શોકજનક મુખમુદ્રાએ ઇંગ્લંડ તરફનો રસ્તો લેવો પડયો છે ! લૉર્ડ કરઝન સાહેબે આ દેશમાં આવી સરકારનું જેટલું ભલું કર્યું અને ભલું વાંચ્યું તેનો બદલો "અંત કરણની વેદના" શીવાય બીજો કોઈ પણ રીતે મળ્યો નથીજ, એ બદલો કંઇ જેવો તેવો દુ:ખકર નથી ! એ બદલો તેમને જીવન પર્યંત વેદના કરશે કારણ કે તેઓ આ દેશને નિરાશ કરી, કરોડો માણસોની હાય ! હાય ! ના પોટલા બાંધી વિલાયત તરફ જાયછે ! જગતમાં જન્મ પામી ભલે કે ભુંડે નામે મનુષ્યો પ્રખ્યાત થાય છે. લૉર્ડ કરઝન પણ તેમાંની જે એક નામના સાથે લઇ જાય છે, તેનાથી પૃથ્વિની કોઇ પણ પ્રજા ભાગ્યેજ અજાણ હશે. પરંતુ તત્વદ્રષ્ટિથી જોતા આપણે કરઝન સાહેબને માટે ઇશ્વરનો ઉપકાર માનવો જોઇયે કારણ કે તેઓના જહાંગીરી અમલમાં આપણે એક જુદાજ પ્રકારની રાજ્યદ્વારી જાગૃતિમા આવ્યા છીયે તેમના * * કૃત્યોથી આપણે સારી પેઠે જાણીતા થયા છીયે. સરકાર માબાપની આપણા ઉપર કેટલી કૃપાદ્રષ્ટિ છે તે પણ "સમજતા" થયા છીયે અને વિલાયતી માલ વાપરવાથી આ દેશને અત્યંત નુકશાન ભ્રમવું પડે છે. એવું બંગાલી અને દક્ષિણી પ્રજા જાણી ગઇ છે તેમ આપણે પણ જાણવા પુગ્યા છીયે, જો આવા વાઇસરોયો, ગવર્નરો અને કલેક્ટરો, હમેશાં આ દેશમાં આવ્યા કરે, પ્રજાની દાદ ફરિયાદ સાભળે નહીં, અને પોતાની મરજી મુજબનો રાજકારભાર ચલાવ્યા કરે તો તેથી આ દેશની પ્રજાને સારી પેઠે ખબર પડે કે આપણને જે જોઇયે છીયે તે

ઉકલે કે, હિંદુસ્તાનમાં દેશની ઉન્નતિ
અને ત્યારેજ આપણા કામ ... અને ત્યારેજ આપણા દેશનું હિત
મળતું નથી, ... સ્નાન સુતક લાગતું નથી ! ... બગડયું છે ? કેટલે દરજ્જે
કરવા માટે કોઇને ... સુધારી લેવું ? આપણું શું બગડયું છે ?
શેમાં છે ? આપણે આપણું ... સુધારવાને માટે શું કરવું ? તેનો
બગડયું છે ? કેટલું બગડયું છે ? અને તેને
પણ વિચાર કરવાનું બની આવે !

લૉર્ડ કરઝન સાહેબે બંગાલના બે વિભાગ પાડવાની યોજના જ્યારથી બહાર પાડી ત્યારથી બંગાલીઓ—ઉચ્ચ કેળવણી પામેલા રાજાઓ, જાગીરદારો, બેરીસ્ટરો, વકીલો, મ્હોટા મ્હોટા વ્યાપારીઓ, રાજ્યદ્વારી બાબતોમાં સરકારનેજ તન, મનથી મદદ કરનાર ગ્રહસ્થો અને પ્રજાના આગેવાનો સરકારને પ્રોટેસ્ટ કરતા હતા. વિનતી કરતા હતા અને છેવટે આજીવના કરી સાફ ના પાડતા હતા. પરંતુ ક્યાં લૉર્ડ કરઝન બહાદુરની જહાંગીરી સત્તાનો અમલ ત્યાં પછી પ્રોટેસ્ટનાં ચીંથરા સ્હામુ જુવે કોણ ? કાલાવાલા કરનાર બંગાલીઓને કંઇ દાદ મલી નહીં. ત્યારે તેમણે દશે દિશામાં દ્રષ્ટિ ફેરવી પોતાના બચાવ માટે વિચાર કર્યો. લૉર્ડ કરઝનની મોરલી ઉપર નૃત્ય કરનાર સરકારે પણ વિચાર્યું નહીં કે, સાઠ હજાર બંગાલીઓનો પ્રોટેસ્ટ નિરાશાના રૂપમાં પાછો ફેરવવાનું શું પરિણામ આવશે ? બંગાલીઓ જો રાજશક્તિ સ્હામું કંઇ પણ પગલું ભરે તો રાજદ્રોહનો લોહદંડ તેમના સ્હામે તયારજ હતો ! ત્યારેજ તેમણે પુખ્ત વિચાર કરી વિલાયતી માલ નહીં વાપરવનો દ્રઢ નિશ્ચય કર્યો. કારણ કે એટલુંજ માત્ર તેમના હાથમાં હતું. કલકત્તા અને તેની આસપાસના શેહેરોમાં સભા ભરાઇ, ઠરાવો થયા કે વિલાયતી માલ વાપરવો નહીં. આ સમયે બંગાલીઓના અંતઃકરણમાં એક જાતનો સંકલ્પ કમ્પ થયો એ કમ્પનો આચકો આખા હિંદુસ્તાનની પ્રજામાં વ્યાપી રહ્યો છે હિંદુસ્તાનના રહેવાશીઓના અંતઃકરણમાં દ્રઢતાથી એવી લાગણી થઇ આવી છે કે વિલાયતી ચતુર વ્યાપારીઓ આ દેશમાં પોતાનો માલ વેચી કરોડો રૂપિયા ઘસડી જાય છે. તેને બદલે જે જે વસ્તુઓ આપણને આપે છે તે નિર્માલ્ય છે. આ દેશમાં પ્રત્યેક વસ્તુ બની શકે છે તો શા માટે અમારા કારીગરોને ભુખે મારવા ? શા માટે અમારા દેશી ભાઇને ઉત્તેજન ન આપવું ? શા માટે અમારા લોહીના ટીપા જેવા પૈસાને વિલાયતી બેદરકાર વ્યાપારીઓને આપી દેવા ? શા માટે અમારૂં મહા મેહેનતે મેળવેલું ધન અમારા દેશમાં ન રહેવા દેવું ? શા માટે અમારા હિંદુસ્તાન-દેશના ગરિબ કારિગરોના બાળકોને ભુખે ટળવળવા દેવા ? અને શા માટે બેદરકાર વ્યાપારીઓને પડતા ન મુકવા ? ભલે અમારા દેશના કારીગરો ગમે તેવી વસ્તુઓ બનાવે, પણ અમે તો અમારી દેશીકારીગીરીનેજ ઉત્તેજન આપીશું અમારે ચાકચકિત, સફાઇદાર, અને સુશોભિત વસ્તુઓ નથી જોઇતી !

અમારા દેશીઓનેજ ઉત્તેજન આપવું છે ! ગાયને દોહી કુતરાને પાવું નથી ! આપને દૂધ આપી વિષ પ્રસારવું નથી ! જેમના માલને અમે ઉત્તેજન આપીયે છીયે તેમણે અમારૂં શું ભલું કર્યું છે ? તેમનો માલ અમે ખરીદીયે છીયે ત્યારે અમને તે "બ્લૅક્ ડેવિલ્" કહી લાત મારે છે. અમારા માલને "ગો ટુ હેલ, સ્યુ સન્સ" કહી ફેંકી દે છે ! અમારી એ નિરાશા અમને શું સુચવે છે ? અમને એજ સુચના કરે છે કે તમે તમારા દેશી માલને ઉત્તેજન આપો ! તોજ તમારૂં કલ્યાણ થશે !

આવા વિચારોનું અમને ભાન કરાવનાર લોર્ડ કરઝન બહાદુરજ છે. તેમનેજ પ્રતાપે અમારા સર્વના અંતઃકરણમાં આ વિચારોનો કમ્પ થઇ રહ્યો છે. આજે આવો વિચાર થયો છે; કાલે વળી લોર્ડ મિન્ટો નવા વાઇસરાયની પદવિ લેશે. તે પણ વળી કિંઇક નવા જુની કરશે, તો વળી આપણા અંતઃકરણમાં નવા વિચારો, નવું પરિવર્તન, નવો કમ્પ અને નવા નિશ્ચયો કરાવશેજ, જે દેશમાં રાજ્ય કરી લગભગ દોઢસો વર્ષ સુધી અંગ્રેજોએ મોજ કરી, જે દેશનું દ્રવ્ય અનેક પ્રકારે દરિયા પાર થતાં જોયાં કીધું અને જે દેશ ઉચ્ચ સ્થીતિ ઉપર લાવવા જોઇયે તેવાં પ્રયત્નો ન કરી બેદરકાર રહ્યા. તે દેશની પ્રજાનું કિંચિત પણ ભલું ન કર્યું. તે અંગ્રેજોના માલને ઉત્તેજન આપવું અને સ્વાત્માનો, અને સ્વદેશનો દ્રોહ કરવા જેવું છે. એમ તેઓ હમણાં સારીપેઠે સમજ્યા છે. વિલાયતથી આવતું કાપડ પોતે જાતે ફાટતું નથી પણ આખા હિંદુસ્તાન દેશને ફાડી નાંખે છે; વિલાયતથી આવતી દિવાસલીઓ પોતે જાતે સળગતી નથી પણ આખા હિંદુસ્તાન દેશને સળગાવી મુકે છે। વિલાયતથી આવતી કાચની વસ્તુઓ પોતે જાતે ફુટી જતી નથી પણ આખા હિંદુસ્તાન દેશના કટકા કરી નાંખે છે ! વિલાયતથી આવતાં રમકડાં પોતે જાતે નાચી નાશ પામતાં નથી પણ આખા હિંદુસ્તાન દેશને નચાવી નાશ કરે છે ! વિલાયતથી આવતો કરોડો મણ કોલસો પોતે જાતે બળી ભસ્મ થતો નથી, પણ આખા હિંદુસ્તાન દેશની તિજોરીઓને બાળી મુકી ભસ્મ કરી દે છે ! વિલાયતથી આવતા સાંચાઓ પોતે જાતે કપાસ પીલી ઘસાઇ જતા નથી પણ આખા હિંદુસ્તાન દેશના લોકોનાં કાલજાં પીલી તેમનેજ ઘસી નાંખે છે ! ટુંકાણમાં, આ દેશમાં વિલાયતથી આવતી દરેક વસ્તુઓ પોતે જાતે નાશ પામતી નથી પણ હિંદુસ્તાનના રહેવાશીઓનાં ધન ભંડાર ખાલી કરી તેમનોજ નાશ કરે છે ! આ સઘળું આપણે સારીપેઠે, સમજવા લાગ્યાં છીયે. તેટલાજ માટે આપણે સ્વદેશી માલને ઉત્તેજન આપી ખરીદવો જોઇયે, તેથીજ આપણો પૈસો આપણા દેશમાં રહેશે, આપણા દેશની સ્થીતિ ઉન્નતિ પામશે. અને વિલાયતના વ્યાપારીઓ—બેદરકાર વેપારીઓ—આપણા લોહી ચાટી ચાટી, મદમસ્ત બનશે નહીં. આપણા દેશના દુઃખીઓની ત્યારેજ દાદ

સાંભળશે અને આપણા સુખના રસ્તાઓ ઉપર પથરાયલા કાંટાઓ પણ ત્યારેજ દુર કરવાની તેમને અગત્ય જણાશે. કહો, વાંચક! લોર્ડ કરઝન બહાદુરે આ સઘળું આપણને કેવી સારી રીતે શિખવ્યું છે? આપણે તેમનો શામાટે ઉપકાર ભુલવો જોઇયે? *

## શોકજનક મૃત્યુ !

અમને લખતા અત્યત ખેદ થાય છે કે ભરૂચના પ્રખ્યાત જાગીરદાર દેસાઇ વિષ્નુપ્રસાદ કલ્યાણરાય હકુમતરાયજી, ગઇ તારીખ ર૯મી ઑગષ્ટ ૧૯૦૫ મગળવારને દિવસે સત્તર વર્ષની ભર યુવાવસ્થામાં પરલોકવાસી થયા છે! તેઓના કુટુબને આશ્વાસન આપતા પરમાત્મા પ્રત્યે એટલીજ પ્રાર્થના છે કે મરનારના આત્માને અવિચ્છિન્ન શાતિપદ આપો!

મરનાર સદ્‌ગ્રહસ્થ સબંધી વિશેષ મહત્વવાળો લેખ આવતા અંકમા પ્રસિદ્ધ કરવામા આવનાર હોવાથી અત્રે વિશેષ લખ્યું નથી

## પંડિતજીનો સ્વર્ગવાસ !

મુરાદાબાદ નિવાસી પડિત બલદેવપ્રસાદ મિશ્ર જેઓ "ભારત જીવન" માસિકપત્રના એક લેખક અને અમારા પરમસ્નેહિ હતા તેઓ ગઇ તા૦ ૭મી ઑગસ્ટ ૧૯૦૫ને દિવસે કોલેરાના રોગથી સ્વર્ગવાસી થયા છે આથી અમને ઘણો ખેદ થાય છે માન્યવર પડિત બલદેવપ્રસાદ ગુજરાતી, મરાઠી, હિંદી, સસ્કૃત ઉપરાત બગાલી ભાષા ઘણી સારી રીતે જાણતા હતા સાહિત્યના શોખિનો સાથે મિત્રતા કરી અનેક પ્રકારે સતોષ માનતા હતા તેઓ જુદાં જુદાં હિદીપત્રોમા લેખો લખી વિના મુલ્યે, હિદી સાહિત્યની સેવા બજાવતા હતા મુરાદાબાદના મહાવિદ્વાન પડિત જ્વાલાપ્રસાદજી તેમના જ્યેષ્ઠ બધુ થાય છે. તેમને પણ મરનાર ઘણી સહાયતા આપતા હતા સ્વ પં બલદેવપ્રસાદજીએ શ્રી વેંકટેશ્વર સમાચાર પત્રના માલેક શેઠજી શ્રી ખેમરાજ શ્રીકૃષ્ણદાસજીને કેટલાક પુસ્તકો લખી આપવાથી સારી સ્હાયતા મેળવી હતી મરનાર પોતાની પાછળ એક "અનાથ" ગર્ભવતિ પત્નિને મુકી, ૩૫ વર્ષની યુવાનવયે સ્વર્ગે સિધાવ્યા છે તેમના વડિલબાંધુ તથા કુટુમ્બ વર્ગને ધૈર્ય આપતા ઇશ્વર પ્રત્યે પ્રાર્થનાછે કે મરનારના આત્માને તે પરમાત્મા અખંડ, અનત શાન્તિપદ આપે!!

* આવતા અંકોમાં આ વિષયની પૂર્ણાહુતિ કરતા બતાવીશુ કે આ દેશમાં વિલાયતથી કઇ કઇ વસ્તુઓ આવી કેટના કેટના રૂપિયા વિલાયત તરફ ઘસડી જાય છે? ત ત્રી.

# મુક્તાગિરી.

અથવા

## સ્વર્ગમાં દોરી જનારી ટેકરી.

(લખનાર–રા. રા. રતનલાલ બ્રીજમોહનલાલ તોલાટ.)

ઈલીઅડની પ્રસ્તાવનામાં પોપ કહે છે કે મૂર્તિપૂજકના દેવતાઓ સંબંધીના સઘળા ઇતિહાસોને ખરી રીતે જોતાં દંતકથા ગણી શકાય. આ ઇતિહાસોને ત્રણ ભાગમાં વહેંચી શકાયઃ–(૧) શકય. (૨) અલંકારિક અને (૩) આશ્ચર્યજનક. પોપના આટલા કહેવા ઉપરાંત બીજા કશા ઉપર ધ્યાન આપ્યા વિના આપણે શરૂઆતમાં એટલું કહી શકીશું કેઃ–મૂર્તિપૂજક ધર્મના દેવતા સંબંધે ચાલતી (ઉતરી આવેલી) લોકકથા–જેમાં હમેશાં આશ્ચર્ય ઉત્પન્ન કરે એવા બનાવો જોડેલા હોય છે અને તેમાં વર્ણવવામાં આવતાં કાર્યો સાહસ અને હિંમતની મદદથી સત્તા અને યુક્તિના ઝળહળતાં દ્રષ્ટાંતો દર્શાવે છે. એવા કાર્યો ખરી રીતે જોતાં (સાધારણ) બુધ્ધિવાળાં મનુષ્યને માની શકાય એવાં ( કાર્યો જેવાં ) નથી. માટે ખુલ્લી રીતે તેને પૌરાણિક કથા જેવાં કહી શકાય. એવી વાતોમા આવતો સંજોગ બની શકે એવો (શકય) અને જોકે ઘણો સાદો અને માનવા યોગ્ય હોય તોપણ તેપર આપણે ધ્યાન આપતા નથી. એનું કારણ એજ કે આશ્ચર્યકારક વાતોના અવ્યવસ્થિત સમુહમા તે ઝાંખા ઝાંખા પ્રકાશે છે. અને એવાં કાર્યો (કેટલાં છે. વિ૦) સોધવાના કામનો અંત કે નિયમ રહેતોનથી.

દસમી સદીમાં સારાયોગી પંથનો પ્રચાર ઘણોજ આગળ વધ્યો હતો, અને બીરારની ખીણમાં તે સર્વને માનીતો થઇ પડયો હતો. જ્યાં સુધી બ્રાહ્મણો મહારાષ્ટ્રમાંથી નીઝામ અને તેની આજુબાજુનાં નાનાં મોટાં રાજ્યોની નોકરીમાં આવી રહ્યાં નહોતાં ત્યાં સુધી બ્રાહ્મણિક પંથને વિષે તેઓ (બીરારવાળા) તદ્દન અજાણ હતા. થોડા વખત પછી બ્રાહ્મણો મોટા જમીનદારો થયા અને જેમ જેમ સારાયોગી પથના કુટુંબો અદ્રષ્ય થતાં ગયાં તેમ તેમ બ્રાહ્મણો વિદ્યાના બળથી-વેદ અને બીજા શાસ્ત્રોના જ્ઞાનથી અકકલ હોંશીઆરીથી-દેવમંદીરોના મોટા ઉપાધ્યાઓ. (High priest) ની પદવી ભોગવવાથી-અને બીજી સઘળી ન્યાતોને પોતાની સાથે સરખાવતાં તુચ્છ અને હલકી ગણવાથી-એક નવી પ્રજા તરીકે આગળ પડયા. આવી રીતે બ્રાહ્મણોએ દક્ષિણમાં શ્રેષ્ઠતા ભોગવી.

આ સારાયોગી• પંથની રીતી એવી છે કે તેઓ હમેશાં નગ્ન મુર્તિની પુજા કરે છે કે જે મુર્તીઓને સફેદ આરસપહાણમાંથી કોતરી કાઢવામાં આવે છે. તે જંગલી વખતમાં [દસમી સદીમાં] મુર્તી જેવા પવિત્ર પદાર્થોનો વેપાર કરવો એ ફકત ઉપાધ્યાઓનોજ સ્વહક હતો. મુર પોતાના લાલારૂખમાંબતાવે છેઃ As instansed in Moore's Lala Rookh–

"Where none but priests are privileg'd to trade,
In that best marble of which gods are made"

* જ્યાં તે સુંદર આરસપહાણ કે જેમાંથી પરમેશ્વર બનાવવામા આવે છે ત્યાં ઉપાધ્યાઓ શીવાય તે વેપાર કરવાનો બીજાને હક્ક નથી. આવી મૂર્તિઓ આ જગ્યાએ (બીરાર)

અથવા આજુબાજુના મોટા પ્રાંતામા નહી મળી શકતી હોવાથી એમ ધારી શકાય છે અથવા તો (In Symes' Ava, Vol, ) સીમ્સના આવા નામના પુસ્તકના બીજા પુસ્તકના ૩૪૬ માં પાનામા વર્ણવ્યા પ્રમાણે સાબિત થાય છે. કે મુકતાગીરીની ખીણપર હાલમા માલમ પડતી સઘળી મુર્તિઓ બ્રહ્મદેશમાથી લાવવામા આવી હશે

એક રાજા કે જે બીરાર પ્રાંતમાં એક વખતે સંપુર્ણ સત્તા ધરાવતો હતો તે આ પથને લગતો હતો તેની કચેરી અને તેના મેહેલો હમેશને માટે ઇલીચપુરમા હતી આગળ આવતી વાત ઉપરથી માલમ પડશે કે તે આ ધર્મની બાબતમાં ઘણોજ ચુસ્ત હતો અને જે લોકો પોતાના પથથી બહારના પથમા હોય તોતો તે કરો દુશ્મન હોય એમ વર્ણવવામા આવ્યો છે

એ સમયે, તેના ઘર ખાતાના તથા દેશમાના ઘણા ઉપાધ્યાઓ અને તપસ્વીઓ હતા આ સર્વે સારાયોગી પથના ચુસ્ત ભકતો હતા તેઓ હમેશાં પરમેશ્વરે પાસે નીચે પ્રમાણે પ્રાર્થના કરતા "ઓ દેવ! તુ હમારાપર રહેમ કર! અને એક એવી જગ્યા બક્ષ કે જ્યા આગળથી હમને એક સારાયોગી દેવીની મુર્તી મળે અને અમો સર્વ તેની હજુર, હરકને આખો વખત તેની સેવામા રહી પ્રાર્થના તથા ઉપવાસ વિગેરે કરી શકીએ, તેમજ તે મુર્તીમા એક એવી તો ગુહ્ય શકિત મુક કે જેથી અમારા પથને ધિ કકારનારને અમે સારી રીતે સાસન દઈ શકીએ! ઓ દેવ! અમારી આ અરજ સ્વિકારો આ પ્રમાણે તેઓ કહેતા હતા એવામા એક વખત ગુહ્ય વાણી થઇ કે –, ઓ ભકતો! તમારી પ્રાર્થના જે સાભળી છે તમો ઇલીચપુરથી બાર માઇલ, છેરે ઇશાન ખુણા તરફ સાતપુડા પર્વતની ટેકરી આગળ જાઓ જ્યા તમોને તમારા માગવા પ્રમાણે મળશે કોઇ ગુહ્ય અવાજની આ શીખામણથી તેઓ સાતપુડાની ટેકરીઓ તરફ ગયા કે જ્યાંથી તેઓને એક મુર્તી હાથ લાગી આ પ્રમાણે પોતાની પ્રાર્થના મુજબ થવાથી તેઓએ પોતાના આ ધર્મને માટે સારા શુકન થયેલા ગણ્યા અને ત્યારથી તે પવિત્ર મુર્તીની પૂજા કરવામા ખંતથી ગુથાયા.

રાજાને આ વાતની ખબર પડવાથી ઘણોજ દુઃખી થયો અને જે લોકો સો વેરાન જ ગામાં અન્ન પાણી વિના શુ કરશે? પ્રાણી પશુઓથી પોતાનુ રક્ષણ શી રીતે કરી શકશે? વિગેરે અનેક ચીતાઓએ તેનુ મન ભ્રમિત કર્યુ આખરે તેણે ઉપલી સર્વે મુશ્કેલીઓમાથી તેમનુ રક્ષણ કરવા વિચાર કર્યા કારણ કે તે એવુ ધારતો હતો કે તે પોતે પણ એજ પથનો છે તેમજ તે પોતે એક રાજા છે તેથી તેની તેમ કરવાની કુદરતી પણ ફરજ છે એવુ તે સમજતો હતો આવો વિચાર કરી તે પોતે ત્યા ગયો કેટલોક વાદવિવાદ કરી તેણે તે સઘળાઓને પોતાને ત્યા જમવા આવવાને હમેશનુ નોતરુ આપ્યુ. રાજાની આ માગણી સર્વએ કબુલ રાખી અને તેઓ જમવા માટે અવાર નવાર ઇલીચપુરે જવા લાગ્યા જ્યા રાજા તરફથી તેઓની સારી રીતે પરોણાગત કરવામાં આવતી

આ પ્રમાણે થોડોક વખત ચાલ્યુ કારણકે બાર માઇલની અવર જવર કરવી પડતી મુસાફરીથી તેઓ કટાળી ગયા અને તેથી તેઓએ બાદશાહી તેડાની ના પાડી પદરેક દીવસ પછી રાજાને આ વાતની ખબર પડતાજ તે લોકોના સુખ માટે બહુજ આતુર હોવાથી ફરીથી તેણે તેઓને પોતાને ત્યા હમેશાં આવવાની નમ્રતાપૂર્વક અરજ કરી અરજ પૂર્ણ થાય તેવી હતી નહીં તેથી 'તપસ્વિઓએ' દીલગીરી સાથ જાહેર કર્યું કે ઇલીચપુર

મુક્ત કહે છે તેમાં ગયો. તેથી જે દુધનો ઝરો હતો (જે ઉપર લખ્યો છે) તે પાણીમાં ફેરવાઇ ગયો.. તીરીટ જેનો અર્થ તેઓની ભાષામાં પાણી થાય છે તે ઉપરથી મુકતાગીરીને મુકતા તીરીટ કહેવાય છે. આ નામ ફરી પાછું બદલાઇ ગયું અને હાલમાં તે મુકતાગીરી અથવા સ્વર્ગમા દોરવી જનારી ટેકરીને નામે પ્રખ્યાત છે.

બાપુની જીંદગીના પાછલા ભાગમાં લુંટારા અને ખુની પીંઢારીઓ તે દેશમાં ફરી વળ્યા અને જ્યાં તે લોકો ગયા ત્યાં તે લોકોએ બધું નાશ કીધું. એક ગુલામની છોકરી જેને તે લોકોએ કેદ કરી તેના કહેવાથી તે લોકોએ બાપુએ જે સારૂં કામ કીધું હતું તથા જે દેહેરાંઓ જર જવાહીરથી શોભાયમાન કીધાં હતાં અને જે કામ કરતાં બાપુને વરસોનાં વરસો લાગ્યાં હતાં તે સર્વે લુંટી લીધાં અને તેનો નાશ કર્યો. જોકે પીંઢારીઓએ બાપુને હેરાન કીધો નહીં તો પણ આ ત્રાસજનક બનાવથી તે લાંબો વખત જીવ્યો નહીં. મુર્તિઓનું જે અપમાન તે દુષ્ટોએ કર્યું હતું તેથી તેને બહુ દુઃખ લાગ્યું અને આ જંગલી લોકોએ સારાયોગીના મંદિરોમાં જે કરપીણ કામો કર્યાં તે દીવસ પછી થોડાક દીવસમા તે આ દોરંગી દુનીઆમાંથી છ પાંચ ગણી ગયો!

# બોધદાયક કવિતાઓ.

(લખનાર-ભરૂચના વૃદ્ધોવૃદ્ધ પ્રખ્યાત કવિ રા. રા. ધીરજરામ નરભેરામ પુરાણી ) ઉર્ફે ધીરજકાકા.

## કવિત-ધ્રુવપદ અથવા ખમાચ વિગેરેમાં ગવાશે.

લક્ષ્મી ચપલ ચલ, અચલ તું રહે નાંહીં, ભૂતળ મેં દેખો માનો દામિની દેખાવ હૈં,
લક્ષ્મીકા નાથકી તું, લક્ષ્મી ન રહે કાંહી, મેરી મેરી કહે મૂઢ મતિકા પ્રભાવ હૈં,
લક્ષ બિધી લક્ષસેં રહે, પ્રાન કે સમાન ગીની, લક્ષ રાહા લક્ષ્મીકા ભાગના સ્વભાવ હૈં,
ધીરજકે હાથ રહે કે, જાયગો સુકાર્ય માંહીં, ધરણી મેં ધનકા ન કાહુકો અભાવ હૈં

### ઠુમરી.

લક્ષ્મી વરકો નહીં ધ્યાન ધરત, લક્ષ્મીપર લક્ષ સબી કરતે,-ધ્રુવ.
તબ હોય અલક્ષ શ્રી કૃષ્ણજીકો, દુર્લક્ષસેં લોભી સદા મરતે-લક્ષ્મી-૧
સતિ કે પતિકી રતિ ચાહ નહીં, મતિ હીન શ્રી કૃષ્ણસે નહી ડરતે-લક્ષ્મી-૨
કહે ધીરજ ધર્મસેં નહીં ચલતે, મરતે તબ નર્કે મહીં પડતે-લક્ષ્મી-૩

બચનેકે લીયે સીયારામકો સુમર, નિર્ભય હોકે પદ પાયગા અમર-ધ્રુવ
કરસે સુકરત કર, પાક નજર, બેદામે બતાઇ હૈ, એહી કદર-બચનેકે-૧
નિકસેં જબ પ્રાન, હુદે રટ હર, નર હર ચિત્ત ધર તર ભવ સાગર-બચનેકે-૨
કહે ધીરજ મરનેકી ન ખબર, તબ છોડ ફીકર ભજ લક્ષ્મીવર-બચનેકે-૩

સ્વારથ કાજ સતાવે ગરિબકો, છૂરી રીતક બઢાવે કમાઇ,-ધ્રુવ.
સ્વારથ કાજ સુમિત્રકો મારત, સ્વારથ કાજ ગીને ન સગાઇ-સ્વારથ-૧
ડોળ ધરે પરમારથ કો, પરમારથ મે, એક દેતે ન પાઇ-સ્વારથ-૨
ધીરજ કહે ધનીકો ધન ધિક હૈં, સૂમકો દ્રવ્ય અજાગળ નાઇ-સ્વારથ-૩

ધ્રુવ પ્રહ્લાદકી ભકિત અનુપમ, જગમે સુકીર્તિ અમર રહી હૈ-ધ્રુવ
સત્ય લીયે શ્રી હરિશ્ચંદ્ર નૃપકી, ધૈર્ય સુકીર્તિ પ્રસિદ્ધ ભઇ હૈ-ધ્રુવ-૧
અર્જુન ભીમ શ્રીકૃષ્ણ પરાક્રમ, ભારતસેં કો અજ્ઞાન નહીં હૈ-ધ્રુવ-૨
કહે ધીરજ બર દુઃખ હર વિક્રમ, સત્યકી કિર્તિ કથામેં કહી હૈ-ધ્રુવ-૩

પરનારી અભિલાષમેં વાલી, રાવણ જેસે મારે ગયે હૈ-ધ્રુવ
દ્રૌપદી લજ્જા હરિ દુર્યોધન, ભીમ ગદાસે નષ્ટ ભયે હૈ-પરનારી-૧
સહસ્ત્રાર્જુનકા સુરભી લોભને, ક્ષત્રિ કુલ ફરસી પે ધરે હૈ-પરનારી-૨
કહે ધીરજ અધર્મ કર્મ ફળ, બીના ભોગ નર કોન બચે હૈ-પરનારી-૩

॥ ॐ ॥

# ॥मोह जाल.॥

(લખનાર રા. રા. રમાશંકર વિ. પ્રાણુશંકર ત્રીવેદી–જુનાગઢ નિવાસી.)

હરિગીત.

કો વસ્તુના ઓપે કરી, અંન્નધ જઇને માનવી,
પૂઠે ધસે તેની પછી, તે મોહજાળજ જાણવી;
ખરચે વળી જર ખુબ તે, તે હાથ કરવા હોંશથી,
ખૂવાર થઇને ખંતથી, પાછળ પડે તે જોસથી, ૧
મળશે નહિ તે જ્યાંસૂધી, સ્થિર ચિત્તથી નહિ બેસશે.
ચકડોળ થઇને ચાલશે, ને સ્વપ્ન તેવાં દેખશે,
નિંદ્રા નહિ વળી નયનમાં, વિચાર તેનો તે થશે,
ખાતાં અને પિતાં ખરે, નિજ જીવતો કયાંયે હશે. ૨
આશક વળી માશુકની, પાછળ પડીને આથડે,
ને નાચ નચવે માશુકો, પણ મોહથી તે ના ફરે,
વળી માશુકોને મનવવા, તે ગર્થને ગુમાવશે,
છે મહિ એવો માનવી, પણ કો ઉરે નત્ર આણશે. ૩
વળી ભ્રમિત થાશે ભાનથી, બીજું કશુ નહિ સુઝશે,
બુદ્ધિ અને બળ બેઉને, ખોશે ખરે તે બુઝશે,
પણ મોહ કદિ તે મારીને, રાખે ન વશ વિકારને,
તો અંત સૂધી વે ફસે, જાણે ખરેજ ગમાર એ. ૪
મ્હો જાળ છે મધુલાળ શું તે છોડવી કોને ગમે?
સા મક્ષિકા ગુંગળાય જેવી, તેમ જનના મન ભમે,
જ્યમ શર્કરાનો ગાંગડો, ઓગાળતાં ખૂટી જશે,
સમ છેવટે આ જાળનું, પણ અંતમાં તેવું થશે. ૫
[વળી] નિહાળકે મ્હો જાળથી, ભસ્માસુરે શું ભોગવ્યુ,
મોહ્યો ઉમાપર તે થકી, નિજ દેહને દુઃખદાખવ્યું,
રખ્યા બની નિજદેહની; એ મ્હો તણા વિકારથી,
ને નર્ક ગયો એ નર્કમા, નખી વળી મ્હો મારથી. ૬
માટે ખરે હે માનવી, છૂટા પડો એ જાળથી,
કહું રીતથી તે વાપરે, તે મોહને સંભાળથી,
આશક તમો થાઓ ખરે, માલેક ઇશને જાણીને,
ચાહો તમે જો ચિત્તથી, મળશેજ પ્રેમ પિછાણીને. ૭

# જીગરનો ઘા.

( સ્નેહાકાંક્ષી રતિલાલ છોટાલાલ પાઠક. )

ગઝલ.

દુનિયા બધી ડોળી હવેના ડોળવું બાકી કંઇ
ખાધું પીધુંને ભોગવ્યું ના ભોગ છે બાકી કંઇ
દુનિયા મહીં ખાવાપીવાનો સ્વાદ લઇ લીધો બધો
એ સ્વાદની ખુશબો મીઠી પણ સ્વાદમાં કાંઇ નહિ
રંગ બેરંગી થઇને રંગ સર્વે ભોગવ્યા,
એ ભોગની ખુશબો મીઠી પણ ભોગમાં કાંઇ નહિ
જે બાદશાહી મ્હેલને બાંધેલ રંકે ઝુંપડી
આનંદ ત્યાં સરખો મળે ને ભેદ છે કાંઇ નહિ
રંકે કરેલી રાબડી ને બાદશાહી ભોજનો,
સાનંદ લીધાં સ્વાદથી એ સ્વાદમાં કાંઇ નહિ
માતા પિતા સમ્બન્ધીઓનો સાથ સર્વે આ રહ્યો
સૌએ ખુશી, હુએ ખુશી પણ હું ખુશી કાંઇ નહિ
જુનું થતું તાજું અને આવી જીગરમાં ઉછળે,
તાજું થતાં હું છું ખુશી પણ એ ખુશી કાંઇ નહિ
સૌએ જુનું થાતું નવું ને એ નવું થાતું જુનું
લાગે સરીખું એ બધું ત્યાં ભેદ છે કાંઇ નહિ.
દુનિયા ગમે તે તે કરે મારે ગમ્યું તે હુ કરૂં,
મારા ગમ્યાની વાત તે કોઇ તમે જાણો નહિ.
બહુએ ભમ્યો બહુએ ફર્યો જોયું બહુ ને ભોગવ્યું,
એ ભોગને જોવા મહીં લાગ્યું મને કાંઇ નહિ.
ઘાયલ થયો હું, ત્યાં અને વાગ્યા જીગરમાં ઘા ઘણા,
કારી પડયા તે ઘા મહીંથી લોહીની નદીઓ વહી.
એ લોહીની નદીઓ મહીં ન્હાવું અને છે કુદવું,
ન્હાવા અને કુદવા વિના બીજું નથી બાકી કંઇ.

# ઉ-તરા સ્વપ્ન વિહાર—દૂત દર્શન.

(૩)

(રચનાર મોરબી નિવાસી- રા. રા. શુકલ ભાઈશંકર કુબેરજી સીઆલર વેરાવળ)

વસન્ત તિલકા.

વસ્ત્રો છુટી ખસી જતા છુટી જાય વેણી
ઝાલી કરે સરતી રેશમી સાડી ઝીણી
કાન્તિ દીસે મુખની ખેદથી શ્યામ વર્ણી
શ્વાસે ભર્યું શરીર ધીકતી ધાય બાળી ૧

ધાવન્તી આવી સખી એક જનુની પાસ
ઉભી કરે રૂદન બોલી શકે ન વેણુ
રાતા થયા નયન વસ્ત્રથી લુછતી જે
ભાસે થયા મૃગલી ધાવતી વ્યાધ ભીતિ ૨

ધીમેથી તે લવતી ભાન વિહીન વાણી
"હા ! હા ! જરી શ્વશુર મન્દીર ઉત્તરા જી !
રાજા કને યમજ દૂત વિચિત્ર આવ્યો
વાતો કરે-રણ રમે પતિ ઉત્તરાનો" ૩

માતા— "રે બોલ બોલ જરી ભાન તુ ચિત્ત રાખી
આવે શુ કો યમપુરી થકી દૂત આંહીં
'શું' સ્વપ્નનું ફળ અરે હમણા ફળ્યું આ
રે બોલ બોલ ખરી વાત વીચારી બાળા"* ૪

સખી— "રે રે શુણો યમજ તે નૃપ ધર્મ રાજે
બોલાવી છે સુ વધુ દીન ઉગ્માની પૂર્વે
જાગે રણાંગણ વીરો સુત યુદ્ધ કાજે
દોડાવી આંઇણી અહીં પ્રીય સમ કાજે." ૫

"જેને પ્રહણે નૃપતિ પાસ ઉભો, જુઉં તે
ચેઇ જગે મુજ અખિ પ્રિય ઉત્તરાને
આવો અધર્મ કયમ ધર્મ ધરે અનીષ્ટ
રે મોકલે તનુજ બાળક યુદ્ધ માટ" ૬

માતા— "પ્યારી ! તને ખબર ક્ષત્રિ વિરત્વની શી
એનો બધા અતુલ પ્રાક્રમ દીપ રાશી
હો ઉત્તરા પતિ રણે જય ક્ષેત્ર મધ્યે
ને ઉત્તરા ઝટ મળે પ્રિય તે પતિને" ૭

* માતા સ્વપ્નના વિચારમા હતી ત્યા આવી ખબર મળતા જેવું તેવું સાંભળી યમજ નામ કહ્યું પડતા યમ-મૃત્યુ થયું એવો તેના હૃદયમા ભાસ થઇ ગયો તે સ્ત્રીઓની કોમળતાની સ્વભાવિકતા છે

# "ભક્તિ."

(લખનાર—રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા-મુંબઈ.)

મનુષ્યની આસપાસ જે અદ્ભૂત લીલા નજર પડે છે; કુદરતના મ્હોટા મ્હોટા કામો રાત દિવસ પોતાના નિયમને અનુસાર ચાલ્યા કરે છે, તેથી સર્વ પ્રાણીમા વિશેષતાને પામેલા મનુષ્ય પ્રાણીને સ્વાભાવિકજ વિચાર ઉત્પન્ન થાય છે કે આ સર્વ વસ્તુને નિયમમા રાખનાર અમુક શક્તિ છે જેનો પરમ ઉપકાર પ્રાણી માત્ર ઉપર હોવાથી તેનો યત્કિંચિત બદલો વાળ વાને મારો કયો રસ્તો લેવો ? જુદે જુદે સમયે ભિન્ન ભિન્ન દેશોમા રીતભાતને અનુકુળ જૂદા જૂદા માર્ગો આ અનહદ ઉપકારનો બદલો વાલવા બુદ્ધિમાન પુરૂષોએ યોજેલા છે. સર્વેનો છેવટનો નિર્ણયતો એકજ વાતમા આવી સમાય છે આ શક્તિને "ઇશ્વર" એવું નામ યોજેલુ છે. અને તેના ઉપકારનો બદલો વાલવો તે માર્ગને 'ભક્તિ" નામ આપેલુ છે

ભક્તિ બે પ્રકારની [ ૧ ] સગુણ તથા [ ૨ ] નિર્ગુણ છે કેટલાક ધર્મમા લોકો ઇશ્વરને અમૂર્ત કલ્પે છે આને નિર્ગુણ ભક્તિ કહે છે અને કેટલાક તેને આકાર કલ્પી તેની પોતાની કલ્પના પ્રમાણે મૂર્તિઓ બનાવી પૂજે છે, આને સગુણ ભક્તિ કહે છે.

જે લોકો મૂર્તિ પૂજાને ધિક્કારનારા છે તેને પણ પોતાનું ચિત્ત સ્થીર કરી એક વૃત્તિ એ તે અમૂર્ત ઇશ્વરનું મનન કરવા અમુક વસ્તુ ઉપર નજર ઠરાવવાની જરૂર પડે છે આત્માને સાક્ષાત્કાર ' શિવોહમ્ " માનનારાનેજ કોઇપણ વસ્તુની જરૂર• મકતી નથી પણ આ સ્થીતિએ પહોચવાનુ કઇ સહેલુ નથી, માણસને પોતાની આસપાસ કેટલી ઉપાધીઓ ઘેરે છે અને તેથી મન કેટલુ ચલિત રહે છે તેને લીધે તદાકાર ચિદાનંદરૂપનું સ્વરૂપ તેની આગળ ઉભુ થઇ જાય એ કેવળ અસંભવિતજ છે

જેની આપણે પ્રીતિથી ભક્તિ કરીએ છીએ તે આપણા ઉપર પાછી પ્રીતિ કરે એજ ઇચ્છાથી ભક્તિ માર્ગવાળા ઘણાજ ભાવથી પૂજન અર્ચન સ્તુતિ વગેરે કરે છે. જ્યારે નિર્ગુણ નિરાકાર પરમેશ્વરની કલ્પના કરવા જ્યા સુધી મનુષ્ય અશક્ત છે ત્યારે તો તેણે સાકાર મૂર્તિમાજ ઇશ્વરની કલ્પના કરી લેવી એ સારો માર્ગ છે દરેક વસ્તુ માત્રમા ઇશ્વરતો છેજ ત્યારે જે જડ પદાર્થોની મૂર્તિઓ અથવા બીજા ચિન્હો બનેલા છે તેમા પણ ઇશ્વર છે તેથી મૂર્તિમાં અથવા બીજા ચિન્હો સમક્ષ ઇશ્વરની ભક્તિ કરવી એ કઇ ખોટુ નથી. નાસ્તિકોને પણ આ નિયમોનો ચલાવનાર કોઇ છે એમ કબુલવુ પડે છે પછી તેને ગમે તે નામ આપે કુતરા વીગેરે પ્રાણીને પોતાને લાડ લડાવનાર તથા ખવાડનાર માણસ તરફ પ્રીતિ અને ભક્તિ ઉત્પન્ન થાય છે તો આ અસંખ્ય વસ્તુ જેણે પેદા કરી છે તે શક્તિ તરફ આપણે પ્રીતિ તથા ભક્તિભાવ કેમ ન રાખવો ભક્તિ એ આ સંસારરૂપી ભયંકર અરણ્યમા ભટકનારા આત્મારૂપી પ્રવાસીને તેનુ મૂળપદ જે બ્રહ્મપદ તેને પહોચવાનો રસ્તો વિશ્વાસરૂપે આ માયીક જગતના મહાસાગરમા રાત્રી દિવસ સઢ તુટી પડેલા આત્મારૂપી નૌકાને પરબ્રહ્મ, ચિદાનંદ અથવા નિરંતર સુખનુ આશ્રય સ્થાન દેખાડનાર ઉજ્જ્વળ પ્રકાશ છે.

એક વિશ્વાસ ઉપરજ જગતનૂમાં બધા ધર્મની પદ્ધતિ ઉભી થઇ છે, પછી તે ધર્મ વેદાંતના ઉંચા તત્વ ઉપર રચાયેલો હોય અથવા તો મૂઢ માણસોના અજ્ઞાનથી ભરપૂર પૂજન અર્ચનના વિધીથી યુક્ત હોય પરંતુ તેનો મૂળ પાયો વિશ્વાસજ છે

ભક્તિ એટલે અખંડ પ્રીતિ. જે વસ્તુ ઉપર આપણી પ્રીતિ થાય છે તેજ વસ્તુ આપણી પ્રીતિનુ પૂર્ણ સ્વરૂપ હોય છે, એ રીતે આપણી સ્ત્રી એટલે આપણી અર્ધાંગના અને છોકરાઓ એટલે આપણે પોતે એમ કહેવાય છે પરંતુ એટલીજ પ્રીતિ જો સદાનંદ, પરબ્રહ્મ પરમેશ્વર ઉપર રાખી તો આ જન્મ મૃત્યુના ફેરામાથી આપણી મુક્તિ થઇ આપણી પ્રીતીનું તે પૂર્ણ સ્વરૂપ થાય છે

પરમેશ્વરની પ્રાપ્તિ માટે કર્મયોગ, જ્ઞાનયોગ, ધ્યાનયોગ, સન્યાસયોગ વગેરે રસ્તા કરેલા છે પરંતુ ભક્તિયોગ એટલે ભક્તિ માર્ગ એ અશિક્ષિત મનુષ્યને માટે ઘણો સરળ માર્ગ છે બીજા યોગો સાધવામા સર્વેન્દ્રિય રોકવી જોઇએ પરંતુ ભક્તિયોગમા પંચેંદ્રિય શુદ્ધ રાખી શુદ્ધ પ્રેમથી વર્તન રાખ્યુ તો બસ છે જે પ્રમાણે અભણ મનુષ્ય કાકરા માડી પોતાનો હિસાબ અગબર કરી બતાવે છે તથા જુદા જુદા રંગના પદાર્થો છોકરાઓને બતાવી રંગની ઓળખ કરાવવામા આવે છે, તેજ પ્રમાણે પરમેશ્વરની ઓળખ કરાવવા મૂર્તિ, પુતળા' તથા બીજા ચિન્હો યોજવામા આવે છે પરંતુ મોટા ખેદની વાત એ છે કે અજ્ઞાનતાથી એ મૂર્તિ તથા પુતળા કે ચિન્હો એજ પરમેશ્વર છે અને આપણી કલ્પનાજ ખરી છે એમ ગણી લઇ સમ્પ્રદાયના માણસો માહો માહ લઢી મર્યા છે અને લઢે છે પરમેશ્વરનુ સત્ય સ્વરૂપ જાણવુ એ ઘણુ કઠણ છે જ્ઞાની મનુષ્યોને પોતાના અનુભવથી એમ જણાયુ છે કે જે આત્મા, એજ તે પરમેશ્વરના અશની છાયા છે પરંતુ માયાના પડદાની આડ હોવાથી તેનુ ખરૂ સ્વરૂપ સર્વેને ભાસતુ નથી જ્યા સુધી આ માયાના પડદાનો નાશ કરી ચિત્તશક્તિ જાગૃત કીધી નથી ત્યાં સુધી તેને ફતેહ મળતી નથી મનનો સ્વભાવ એવો છે કે તે કોઇને કોઇ ચીજ ઉપર લાગેલુ હોય છે જ્યારે મન પોતાના કર્મોથી શુદ્ધ થાય છે ત્યારે તે ઉચ્ચા તત્વજ્ઞાનના વિચારો વડે તથા અત્યંત શ્રદ્ધા પૂર્વક પરમેશ્વરની ભક્તિ કરીને તેના સ્વરૂપમાં ભળી જાયછે જ્યારે મન શુદ્ધ થયુ નથી ત્યારે તે જગતમા માયિકવસ્તુમા સર્વદા ગુંથાયનુ રહે છે અને તેથી શુદ્ધ વિચાર શક્તિ નાશ પામી તે અજ્ઞાનરૂપી અંધકારમા હડસેલા ખાય છે શ્રીમદ્ શંકરાચાર્યજીએ આ મનને વાંદરાની ઉપમા આપી છે એ વાદર આ સંસારમા માયાના અરણ્યમા ભટકતો ભટક્તો, આશારૂપી વૃક્ષની એક ડાળથી બીજી ડાળે કુદકા મારે છે

ભક્તિના બે માર્ગ છે પ્રતિમા અને પ્રતિમા પ્રતિકામા વ્યક્તિ પૂજાનો સમાવેશ થાયછે. વ્યક્તિ પૂજા એટલે જેણે આ જીવન સંગ્રામમા જય મેળવ્યો છે એવા મહાન પુરૂષો સાધુ અથવા મહાત્માઓની પૂજા હિંદુસ્તાનમા પૂર્વે આ વ્યક્તિ પૂજાની પદ્ધતિ અથવા જેને ગુરૂ શિષ્યની પધ્ધતિ કહે છે તે એટલી પ્રસરેલી હતી કે ઉપનિષદો તથા બ્રહ્મસુત્રો તેનાજ ફળ છે શિષ્ય પોતાના ગુરૂના પગ પાસે બેસી પોતાના માબાપ કરતા અધિક પ્રેમ કરીને જ્ઞાનામૃત નુ પાન કરતો હતો, અને મરતાં સુધી ઘણીજ ભક્તિથી તેની સેવા કરતો હતો, તેજ પ્રમાણે ગુરૂ પણ પિતા પ્રમાણે શિષ્યના ઉપર અત્યંત પ્રીતિ રાખતા હતા પરંતુ એ કાળ તો આજે જતો રહ્યો છે હાલમા તો અર્ધ જગત બીજા અર્ધ જગતને મુર્ખાજ માને છે

લોકસત્તાક રાજ્ય, સ્વતંત્રતાનો હક, અને વિચારની સ્વતંત્રતા એજ તરફ દોડાદોડી ચાલી રહી છે. જ્ઞાનની ખીણમાંથી રત્ન જેવા નીકળેલા શુક સનકાદિ સરખા શિષ્યો નીકળતા બંધ થયા છે.

આર્ય લોકમા સર્વ સજીવ વસ્તુમા પરમેશ્વર છે એમ ગણી તે સર્વ ઉપર સરખો પ્રેમ રાખવાનો રિવાજ છે.

પ્રથમ મનુષ્ય દ્વૈતવાદી મતને વળગે છે, પહેલા તો પરમેશ્વર અને પોતે ભિન્ન છે એમ ગણે છે, પછી પ્રીતિનો અનુભવ લેવા માડે છે અને ધીમે ધીમે તે પરમેશ્વર તરફ જવા માડે છે. મનુષ્ય સંસારમાં મા, બાપ, સ્નેહી વગેરેનો સંબંધ બાંધી રહે છે, પછી ભક્તિ માર્ગે જતાં જતાં દ્વૈત ભાવને ભૂલી જઈ " તું તે હું અને હું તે તું " એમ ગણવા માડે છે, તારી પૂજા કર્યાથી હું મારીજ પૂજા કરૂ છું એમ એકરૂપ બની જાય છે, ત્યારથી તેને પ્રથમ પગલું-પ્રીતિનું ખરૂં તત્વ-દ્રષ્ટિગોચર થાય છે જ્યાથી તે શરૂઆત કરે છે ત્યાજ તેનું છેવટ આવે છે પ્રથમ તે પોતાના સ્વાર્થ સારૂ પ્રીતિ કરે છે પણ આખરે જ્યારે દ્વૈતભાવ નાશ પામી આત્મા અનંત સ્વરૂપી બને છે ત્યારે સત્ય જ્ઞાનનો પ્રકાશ ચારે બાજુએ પ્રસરેલો દેખાય છે જે પરમેશ્વર પ્રથમ તેને કોઇપણ ઠેકાણે કોઇ રૂપમા હોવો જોઇએ એમ લાગતુ હતું તે આ અનત પ્રેમમાથીજ મળી આવે છે અને તેને આકાર નાશ પામે છે પ્રથમની તેની વૃથા ઇચ્છા જતી રહે છે અને આત્મા ઇશ્વરની નજદીકમાં જઇ પહોચે છે આ પ્રમાણે આત્મા નિ સ્વાર્થ અને નિરીચ્છ થઇ, પ્રીતિ, પ્રિયકર અને પ્રીય એ ત્રણે એકરૂપ થઇ જાય છે. આ ઉપરથી સારાશ એજ છે કે મનુષ્યો ! પરમેશ્વર કંઇ દૂર નથી પણ તમારી પાસે, તમારા શરિરમાજ છે, પણ તમે તેને ઓળખી શકતા નથી એજ દૂર્ભાગ્ય છે. જો તેને કોઈપણ માર્ગથી ઓળખાય તો પછી જે અધાધુધીનો સમય હાલ છે તેની કઠિનતા ઘણે અશે શુ પણ સમુળગી નાશ કરી શકશો. તમે નિર્મળ અત કરણે તે પરમાત્માની ભક્તિ કરો. જગતનુ સારતત્વ ભક્તિ છે, તે તમારા અંત કરણમા ઉત્પન્ન કરો, નિર્મળ અતકરણે, ઇન્દ્રિયનિગ્રહ કરો, અને જગતના ઉત્પાદકની એક ચિત્તે ભક્તિ કરો, તે તમારાથી વેગળો નથી, ભક્તિ થતાં તે તમારી દ્રષ્ટિ સમિપ આવી તમને તારશે અને વારવારના ભવબધનથી મુક્ત કરશે પરમાત્માની ભક્તિ એજ તમારા કલ્યાણનો સત્ય માર્ગ છે તમારા દુ ખના બંધનો તોડી નાખવા તેજ સમર્થ છે તમારા વિલાસ, વિભવ, સુખ અને સમ્પતિ તેનાથીજ વધશે. તમારી હજારો નિરાશાને સફળ કરનાર તેજ છે એજ ભક્તિ તમને અનંત, અખડ સુખ આપી તમારા જીવનને કૃતાર્થ કરશે ભક્તિમા એવુ અતુલ બળ છે. અતુલ સુખ છે, તેનાથીજ તમે સુખી થશો ! અસ્તુ

# હિંદુસ્તાનનાં દેવાલયો.

(લખનાર રા રા દોલતરામ મનસુખરામ પંડયા—મુંબઈ)

(૧૧)

ગોરપદ્દિ ધારણ કરવામા જે ખત રાખે છે તે મુકાબલે ગૌરવપણામા ઘણો એક ઓછો ભાગ લેતા જણાય છે કાપડીઆ, ધાતુના વાસણ વેચનાર, અને હલવાઇવાળાની દુકાનો વધારે છે હરદ્વારથી એ માઇલ ઉપર કનખલ કરીને ગગાજીના કિનારા ઉપર મ્હોટુ ગામ છે રસ્તે જતા વચમા ગગાજીની નહેર જે કાનપુર તરફ લેઇ જવામા આવી છે તેનો પુલ આવે છે ગામમા દરેક પ્રકારના વેપારીના મકાનો છે અહીં લાન મ્હોડાના વાંદરાની સખ્યા વિશેષ છે

ગગાજીના કિનારે દક્ષેશ્વર મહાદેવનુ પ્રાચીન મદીર છે મમીપમાં દક્ષપ્રજાપતીએ જે યજ્ઞ કર્યો હતો તે યજ્ઞ ભુમિકાનો યજ્ઞકુડ અદ્યાપિ પર્યંત જોવામા આવે છે

હરદ્વાર અને કનખલ વચે ગગાજીના કિનારે અનેક પરમહસ, સન્યાસી બ્રહ્મચારી અને પવિત્ર પુરૂષોના રમ્ય આશ્રમો છે તેઓના નિર્વાહ માટે અન્નક્ષેત્ર અને સદાવ્રતો પણ જોઇતાછે

હરદ્વારથી કેદારનાથ બદ્રિનારાયણ અને ગગોત્રી તથા જમનોત્રી જવાય છે, આ તીર્થો ઘણુ કરી આશરે ૧૮૦ માઇલના અતરે હશે. ત્યા જવા આગમચ હિમાલયની સખત ટહાડને લીધે હરદ્વારમાથી ગરમ કપડા ખરીદવા પડે છે તેમજ વહન માટે જપન, કડી તથા ઓજાનાળાનો બદોબસ્ત કરવાની જરૂર થાય છે

હરદ્વારથી ગંગોત્રી કેદારનાથ અને બદ્રિનારાયણ જવાના પગરસ્તા છે તેમા ગંગોત્રીનો રસ્તો ચોમાસાની રૂતુમા પહાડોના પડવાથી બધ થાય છે કદી કોઇ જીદગીની દરકાર કર્યા વગર જાય તો જઇ શકે છે આ યાત્રા મનસુરીના રસ્તે દેવપ્રયાગ અને શ્રીનગરથી જવાના કરતા સુગમ છે મનસુરી સુધી રેલવે છે ત્યાથી ઉત્તરકાશી ભગ્વાડી, ધરાલી વીગેરે મુકામ ઓળગી ગંગોત્રી જવાય છે ત્યા કેદારનાથ પ્રમાણેજ બરફના પહાડ તથા સખત ટહાડ છે ગગોત્રીનુ જળ રામેશ્વરને ચડાવવાનુ ઘણુજ મહાત્મ્ય છે ગગોત્રીના જળની પરીક્ષા એવી રીતે છે કે સોના મોહોર પ્રમાણે એ જળનું વજન કર્યા પછી સોના મોહોરને લાલ તપાવી ગંગોત્રીના જળમા નાખવાથી વજન જેટલુ તે તેટલુજ રહે છે લેશ માત્ર કમી થતુ નથી

બદ્રિનારાયણ અને કેદારનાથના ઘણા પડયા લોકો તે તરફ જનારા યાત્રાળુ પાછળ અગમેરે મથુરા, દિલ્હી સુધી સામા આવી લાગેલા હોય છે તેઓ પોતાને ગોર મનાવવાને અતિ પ્રયત્ન કરે છે વળી રસ્તામા તો રથી વીશેષ દરકાર તેઓ ધરી ઉઠાવી કામ કરે છે અને આખર ગોર થઇ હરદ્વારથી આઠનો ખોરાક ખાઇ સાથે પ્રયાણ કરે છે જપાન કડી અને ઓજાનાળા સાથે શરૂઆતમા ઠરાવ કરવાથી આગળ એ સબધના ઇજારાવાળાની ચોરી શત્રુઘ્નના મદિર પાસે આવે છે ત્યા પછી ઇજારદાર વધારે રકમ ઠરાવી શકતા નથી બદ્રિનારાયણ સુધી સાથે આવે છે ખરા પરન્તુ બદ્રિનારાયણના દર્શન કરાવવા તેઓ સાથે આવી શકતા નથી કેમકે ત્યા પડાઓ તો જુદા હોય છે કેદારનાથના ગોર થનાર પણ એજ પ્રમાણે કેદારનાથ સુધી સાથે આવે છે

# ઔરંગજેબના પત્રો.

(૧)

મોગલ બાદશાહ ઔરંગજેબના સમયમાં રાજસ્થાનમાં જેવા જેવા સુવિખ્યાત રાજા થયા હતા તેવા બીજા કોઇ બાદશાહના સમયમાં થયા નહોતા. સઘળાજ રાજપૂત રાજાઓ પરાક્રમી, શૂરવીર તથા યશસ્વી હતા. જયપૂરમાં જયસિંહ અર્થાત્ મિરજા રાજા, જોધપુરમાં જસવન્તસિંહ, ઉદયપુરમા રાજસિંહ, બુંદી અને કોટાના હાડા રાજાઓ, ઉર્છાદતિયામા બુન્દેલ, બીકાનેરમાં રાઠોડ, આ બધળા રાજા વીર પુરુષો હતા. જો ઔરંગજેબ એ બધાની સમ્મતિને અનુસરીને ચાલ્યો હોત તો મોગલ રાજ્ય સુદ્રઢતા સાથે દીર્ઘ કાળ પર્યંત સુરક્ષિત-પણે ચાલ્યુ હોત પરંતુ ઔરંગજેબે તેમને તુચ્છ ગણ્યા. તેને લીધેજ મહારાષ્ટ્ર દેશમાં શિવાજી મહારાજે રાજ્ય સ્થાપન કર્યું. અને રાજપુત રાજાઓએ મોગલો સ્હામુ માથું ઉચક્યુ-ઔરંગજેબ, અકબર અને શાહજહા કરતાં કોઇ વાતે ઉતરતો નહતો, પરંતુ માત્ર તેની ધર્માંધતા કે જેના વિષવત્ આચ્છાદને તેના શરિરને હિંદુઓ માટે વિષવાન બનાવી મ્હોટાં મ્હોટાં ઉગ્ર પાપ કરાવી આપત્તિમા નાંખ્યો. હિંદુ પ્રજાને અનેક રીતે ત્રાસ આપ્યો હિંદુ પ્રજા કે જેનાવડે રાજ્યના ભાણ્ડારોમા અનહદ દ્રવ્ય આવ્યું અને જેના વડે હિંદુસ્તાનનું રાજ્યસિંહાસન જોયું તે છતાં તેજ પ્રજાને દરેક રીતે અસંતોષ આપી રાજ્યના સ્તંભરૂપ મ્હોટા મ્હોટા સરદારો, રાજાઓ અને શ્રીમાનોને પણ દુઃખ આપ્યું. રાજ્યના સ્તંભોને સુદ્રઢ કરી રાજ્ય ચલાવવુ જોઇએ તેને બદલે તેનેજ સંતાપ આપવાથી તેમનો રાજા પ્રત્યેનો પ્રેમ તદ્દન જતો રહ્યો; અનેક વિઘ્નો આવી ઉપસ્થિત્ થયા. અને તેથીજ ઔરંગજેબ-ની રાજ્ય ચલાવવાની શક્તિ ક્ષીણ થઇ ગઇ. જે શક્તિદ્વારા રાજ્ય સુદ્રઢ કરવું જોઇએ, તેનો વિનાશ થયો. રાજપૂત રાજાઓની શક્તિ, પોતાની શક્તિમા મેળવી દીધો હોત, પ્રજાને અનેક રીતે સંતોષ આપ્યો હોત, નિર્જિવ બાબતોમા પણ કરો–Taxes–લાગુ ન પાડયા હોત, હિંદુ ધર્મનું અને પતિવૃતા સ્ત્રીઓના પતિવૃતનું રક્ષણ કર્યું હોત, વિષયલાલસા, રાજ્ય વધારવાની લાલસાએ મિત્ર રાજાઓને ઇંદ્રિજાળ પેઠે ફસાવી દ્રોહ ન કર્યો હોત તો મોગલ રાજ્ય ચીરકાલ પર્યંત નિર્ભય રહેત. ધર્માંધતાને લીધે જજીયાવેરો નાખ્યો, દ્રવ્ય લોભને લીધે શ્રીમંતોને મોઢે મરચાના તોબરા બંધાવી માર માર્યા રાજ્ય લોભને લીધે પડોશના રાજાઓને વિશ્વાસઘાત કર્યા, સુંદરતાના લોભને લીધે પતિવૃતા રજપૂતાણીઓને બળાત્કારે પોતાના જનાનખાનામા લાવી રાખી, ધર્મના લોભને લીધે હિંદુઓને મુસલમાન ધર્મ પળાવવા આજ્ઞા કરી, આ સઘળા કારણોજ તેના વિસ્તૃત્વ રાજ્યનું વિનાશ કારણ થઇ પડયાં. મુસલમાની ધર્મશાસ્ત્રમા લખવા પ્રમાણે કાફરોને મારી નાખવા, લુંટવા અને દીન ધર્મવાળાઓને ભાઇ પેઠે રક્ષણ કરી બીજા ધર્મવાળાઓનો નાશ કરવો એ સઘળા અંધ કરણો-થીજ ઔરંગજેબની બાદશાહત ડુબી ગઇ! અને આજે તેના નામ નિશાન પણ નથી!

જ્યાસુધી શરિરમાં બળ હોય છે, અને યુવાવસ્થાનો મદ ચડેલો હોય છે ત્યાસુધી કાં રંક કે કાં બાદશાહ પણ તે ઇંદ્રિય બની પોતાની ઇચ્છાનુસાર વર્તે છે અંધત્વને પ્રતાપે તેને સારાસારનું ભાન રહેતું નથી, પ્રજાનુ રક્ષણ, પ્રજાનું સુખ, પ્રજાનો સંતોષ કઇ કઇ બાબતોમા સમાયલાં છે તેનો વિચાર થતો નથી પરંતુ જ્યાર શરિરનું બળ ઘટી જાય છે, અને આ અનિત્ય જગતનો ત્યાગ કરી જવાનો અને જેવા ખાલી હાથે આવ્યા તેવાજ ચાલ્યા જવાનો સમય નિકટ આવે છે તેમજ જ્યારે તે, મૃત્યુ શય્યાપર સુવે છે ત્યારેજ તેની આંખોનું અંધત્વ જતુ રહે છે, તેજ અનસાન સમયે પોતાના કરેલાં કુકર્મ તેના નેત્ર

આગળ જ્યારે ભયંકરરૂપ ધારણ કરી ઉભાં થાય છે ત્યારે તેને તે કુકૃત્યો સંબધી ખરો વિચાર થાય છે, અને તેજ સમયે તેને નિશ્ચય થાય છે કે મનુષ્ય જે ખાલી હાથે આવે છે તેજ ખાલી હાથે ચાલ્યો જાય છે. માત્ર ધર્મ, અધર્મ, સત્કર્મ, કુકર્મ, તેની સાથે જાય છે. તેજ અવસાન સમયે કરેલાં કુકર્મોનો પશ્ચાતાપ થાય છે અને અમૂલ્ય જીવનકાણ્ડમાં સત્કર્મ કર્યા હોત તો આ સમયે ભય પામવાનું, બ્હીવાનું પ્રયોજન રહેત નહીં એવું સમજાય છે. ઔરંગજેબને પણ એમજ થયું. મૃત્યુ સમયે તેની આંખો ઉઘડી ગઇ! પોતાનાં કરેલાં પાપ તેનાં સ્મરણમાં આવ્યાં. અને તેથી તે પશ્ચાતાપ કરવા લાગ્યો. તેણે મૃત્યુ સમયે શાહજાદા આજમશાહ અને શાહજાદા કામબખ્શને જે પત્રો લખ્યા છે તથા પોતાના ધર્મગુરૂને જે ઉત્તર આપ્યો છે તે ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે પાપ કરનાર બાદશાહોને અંધદશામાં પ્રજાની ફરીયાદોનું ભાન થતું નથી પરંતુ તેવું જ્ઞાન મૃત્યુ સમયે થાય છે.

## પત્ર ૧ લો.

*આજમશાહ ઉપરનો પત્ર—બેટા! તમારૂં કુશળ ઇચ્છું છું. અને તમને મળવા ચાહું છું. વૃધ્ધાવસ્થા આવી ગઇ છે, સમસ્ત શરિરમાં નિર્બળતા ભરાઇ ગઇ છે અને સઘળી નસો ઢીલી પડી ગઇ છે. આ સંસારમાં હું એક અજ્ઞાન યાત્રિ-મુસાફર-પેઠે આવ્યો હતો અને તેજ પ્રમાણે ચાલ્યો જાઉં છું. હું કોણ છું અને મ્હારૂં શું થશે તે જાણી શકતો નથી. પરંતુ તેરાજ્યાધિકારે મ્હારી પુઠે લાગી નિરાશા ઉત્પન્ન કરી છે. મ્હેં રાજ્યનું ભલું ચાહ્યું નહીં, અને રાજ્યની સુરક્ષા કરી નહીં. મ્હારો અમુલ્ય સમય વ્યર્થ ગયો. મ્હે પોતાના કર્તવ્યને જાણ્યું નહીં. મને સુમાર્ગે ઉપર ચલાવનાર મ્હારો આત્માજ હતો પરંતુ અજ્ઞાનના અને લોભે મારાં નેત્રો બંધ કરી દીધાં. તેથી હું મ્હારા આત્માના જ્ઞાનરૂપી પ્રકાશને જોઇ શક્યો નહીં, **આ સંસારમાં મનુષ્યનું જીવન અમર નથી.** મે જે દુષ્કર્મો કર્યા છે તેથી ભવિષ્યમાં મ્હને સારાં ફળો મળવાની આશા નથી! મ્હારી શારીરિક શક્તિ નષ્ટ થઇ ગઇ, અને હવે માત્ર હાડકાં, ચામડાં શીવાય કાંઇ રહ્યું નથી. છાવણીના માણસો ભયભિત દશામાં છે. મારી પાછળ જાણે તેમનો કોઇ સ્વામીજ નથી એવું તેમને જણાય છે. આ દુનિયામાં હું કાંઇ લઇને આવ્યો નહોતો અને માનુષિ નિર્બળતા શિવાય બીજું કાંઇ લઇ જતો નથી! મ્હને બ્હીક લાગે છે કે મ્હારો ઉદ્ધાર શી રીતે થશે. મને મારાં પાપકર્મોનો શું દંડ મળશે તે સમજાતું નથી! ઇશ્વર-પુરો-દયાળુ-રહીમ-છે તે બાબત મને ભરોસો છે તોપણ મ્હારાં દુષ્કર્મો તરફ જ્યારે નજર ફેરવું છું ત્યારે ઘણો ભય લાગે છે. હવે જે થવાનું હોય તે થાય, મેં તો મારૂં નૌકા નદીમાં છોડયું છે. મારી છાવણીની રક્ષા ઇશ્વર કરશે, તો પણ મારા પુત્રોનો પુરૂષાર્થ થવાની જરૂર છે, પૌત્ર બેદારબખ્શનું કુશળ પુછજો હું તેને મળી શકતો નથી તોપણ ચિત્ત તેને જોવા ચાહે છે. તમારી બ્હેન દુ ખી જણાયછે. પરંતુ અંત:કરણનો શાક્ષી કેવળ ઇશ્વર છે. સ્ત્રીઓના વિચાર મુર્ખતાથી ભરેલા હોય છે તેમ છતાં પણ આશા ઉત્પન્ન કરે છે, બેટા! રૈયત ઉપર જુલમ કરશો નહીં રૈયતને દરેક રીતે સંતોષ આપજો, જુલમી રાજાની રૈયત અંત:કરણમાં કદી ખુશી રહેતી નથી બેટા! મારાં કરેલાં પાપકૃત્યો તમે ધોઇ નાખજો રૈયતને સંતોષ આપવાથી મારા પાપ પોનાઇ જશે જુલમી રાજાની રૈયત કોઇ દીવસે પણ રાજ્યનું ભલું ચ્હાતી નથી. મેં ગુપ્ત રીતે સાંભળ્યું હતું કે મ્હારીપ્રજા મને ધિક્કારતી હતી, હું જુલમી, ધર્માંધ, સ્વાર્થી, કપટી અને ઢોંગી કહેવાતો હતો, બેટા! તમે પ્રજા પ્રીય, ન્યાયી, સધ્ધર્માચરણી અને નિર્લોભી થજો. મિત્રો તરફ દ્રોહ કરતા નહીં ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે. હું થોડા દિવસનો મેહેમાન છું. સલામ! સલામ! આખિરી સલામ!!!

*આ પત્રો ફારસી ભાષામાં લખાયેલા છે જેવું અક્ષરશ: ભાષાંતર આપવામાં આવ્યુ છે.

# પિતૃભક્ત છોકરો !

ઇ. સ. ૧૬૭૬માં ઔરંગજેબની સ્વારી, દક્ષિણમાં પોતાના સર્વ વિભવ સહિત, મરાઠાઓની પુઠે લાગવા અને તેમને હરાવી પોતાના દિગ્વિજયનો ડંકો વગડાવવા આવી હતી ઔરંગજેબ, કેટલે દરજ્જે સાહસી, લોભી, કપટી અને ક્રુર બાદશાહ હતો તે સઘળા ઇતિહાસપ્રિય જનોને વિદિત છે, સંભાજી મહારાજનો નિર્દયપણે વધ કરી પોતાનો ક્રૌર્યરૂપી ભાણ્ડાર કંઠપર્યંત ભરી દીધો હતો. જે પ્રમાણે એકાદ વાઘને ઘણા દિવસ સુધી પાંજરામા પુરી દુઃખ દેવામાં આવે છે અને પછી તેનો છુટકારો થતા જેટલા જેટલાં સપાટામાં આવે તેને ફાડી ખાય છે તે પ્રમાણે મરાઠાઓ પણ ઘણા દીવસથી ઔરંગજેબના ત્રાસથી અકળાઇને આજે આ ગામ લુંટવુ, કાલે પેલો કિલ્લો સર કરવો, પરમ દહાડે પેલા સુબેદારનો પ્રાણ લેવો, અને ચોથે દહાડે પેલું પરગણું બાળી દેવું. એવી એવી ધામધુમ કરી મુકી હતી. અને ઔરંગજેબને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી હતી

એ પ્રસંગે ઔરંગજેબની સ્વારી પોતાના ખાનગી પરિવાર સહિત નર્મદાના કિનારા ઉપર એક વિસ્તિર્ણ આબાવાડિયામા પડાવ નાખી રહી હતી સુર્યોદય થયો હતો. જગતઉપર પ્રકાશ ધીમે ધીમે પ્રસરવા લાગ્યો હતો. રાત્રિની શાંતિ ધીમે ધીમે પલાયન કરી ગઇ હતી પક્ષિઓના મધુર કલરવથી વૃક્ષની ડાળો ગાજી રહી હતી બાદશાહની છાવણીના માણસોમા કેટલાક ઉઠયા હતા કેટલાક પથારીમાજ પડયા પડયા નિદ્રા લેતા હતા, અને કેટલાક નિમાજ ભણતા હતા એટલામા ૯–૧૦ વર્ષનો એક મરાઠાનો છોકરો, બાદશાહના તંબુ પાસે જઇ બાદશાહની મુલાકાત લેવા પહેરેગીરની વિનતી કરતો હતો કોઇક પહેરેગીર એવું શું કામ છે ? એમ પુછતો હતો ત્યારે કોઇ પહેરેગીર તે બિચારા છોકરાની મશ્કરી કરતો હતો, કોઇ તેના શરિર ઉપરનો ફેંટો પૃથ્વિઉપર ફેંકતો હતો, ત્યારે બીજા કેટલાક ઉભા ઉભા તેના શરિર સ્હામુ જોઇનેજ હસતા હતા. એટલામા બાદશાહનો કારભારી, તંબુ બહાર આવ્યો. કારભારીએ તે છોકરાની દીનવાણીથી ભરેલી મુખમુદ્રા જોઇ તેને ઘણી દયા આવી તેથી તેને કંઇક પુછપરછ કરી અને બાદશાહની મુલાકાત કરાવી દેવાનુ આશ્વાસન આપી તંબુમા લઇ ગયો. બાદશાહે પોતે તે છોકરાને કેટલાક પ્રશ્નો પુછી નિશ્ચય કર્યો કે ફાંસી જનારા બંડખોરો પૈકી એકાદનો છોકરો છે અને પિતાને બદલે પોતે ફાંસી જવા તયાર થયો છે. બાદશાહે તેની પરિક્ષા કરવાને એક તિક્ષણ છરો મંગાવી તેનો કાન ઝાલી કહ્યું છોકરા ! સાચું બોલ ! તું ખરેખર ફાંસી જવાનેજ આવ્યો છે કે તને કોઇએ શિખવીને અહીં મોકલ્યો છે ? "

"નહીં મહારાજ ! કૃપા કરી મ્હારા પિતાને મુક્ત કરો હું તેમને બદલે ફાંસી જવા તયાર છુ. ' છોકરાએ કોમળ સ્વરે કહ્યુ

એ સાંભળતાંજ દુષ્ટ ઔરંગજેબે તે છોકરાનો એક કાન ઝટ કાપી નાખ્યો અને હજુ પણ તે છોકરો મરવાને તયાર છે કે, કેમ ? તે જોવા પુછ્યું છોકરા ! હજુ એકજ કાન કાપ્યો છે. કેટલું દરદ થાય છે તેનો વિચાર કર ! તું ઘણો દુઃખી થઇ મરશે તે કરતા સિધો આલ્યો જા નિષ્ઠુરમુર્તિ ઔરંગજેબે કહ્યું .

"મહારાજ ! પિતાને માટે પ્રાણ અર્પણ કરવો એજ પુત્રનું લક્ષણછે. જો મ્હારા પિતા જીવતા

રહેશે તો મ્હારા જેવા અનેક પૂત્રોને જન્મ આપશે. અને દેશની સ્વતંત્રતાને માટે પ્રાણ જતાં સુધી લડશે. શત્રુઓથી અથવા મરણથી ડરી જેઓ માતૃભૂમિની રક્ષા કરતા નથી તેઓ બાયલા અને કાયર નરપિશાચ છે. નહિ કે તળાવપર પડેલા અવાક, નિર્જીવ પત્થરો ઉપયોગમાં આવી નદિઓને દિપાવે છે. પણ એવા કાયર પુરૂષો તો જ્ઞાન, બુદ્ધિ હોવા છતાં પૃથ્વિ ઉપર ભારરૂપ થઇ પડે છે. જેઓ માતૃભુમિને માટે લડતાં મરે છે તેઓ સ્વર્ગમાં જાય છે. ત્યાં પણ તેમને સુખ અને આનંદ મળે છે. મહારાજ ! હું બાળક છું પણ વીર ક્ષત્રાણીને પેટે જન્મ્યો છું. ભલે, મ્હારા રાઈ રાઇ જેટલા કટકા થાય તો પણ ચિંતા નહીં. પરંતુ મ્હારા પિતાને છોડી ધ્યો." બાળકે, ધૈર્યતાપૂર્વક કહ્યું. તેના એક કાનમાંથી ધડધડ લોહી નીકળતું હતું. છતાં તેણે જરા પણ મ્હો બગાડયુ નહોતું. તેને અસહ્ય વેદના થતી હતી. છતાં પણ તે મરવા પાછો હઠયો નહીં અને જવાબ આપ્યો.

બાદશાહ સ્વભાવે ક્રુર હતો. તેણે એ શબ્દો સાંભળી હસતાં હસતાંજ તે બાળક વીરનો બીજો કાન કાપી નાંખ્યો. તેમ છતાં પણ તે છોકરો સ્તબ્ધ ઉભો રહી દુઃખ સહન કરવા લાગ્યો. એ જોઇ બાદશાહને આશ્ચર્ય લાગ્યું. પરંતુ તે નિર્દય બાદશાહને લગાર પણ દયા આવી નહીં. તેણે કારભારીને કહ્યું કે "આવા શૂરવીર ધૈર્યવાન બાળકના પિતાને જીવતો રાખવો ઉચિત્ નથી. તેને જીવતો મુકવાથી પરિણામ ઘણું ભયંકર આવશે. માટે તેને હમણાને હમણાંજ ફાંસીએ લટકાવો. અને આ છોકરાને કાઢી મુકો."

છોકરો ગરિબડે સ્હેરે કાનમાંથી નિકળતું લોહી લુછતો લુછતો બાદશાહની ફરીથી વિનંતી કરવા લાગ્યોઃ મહારાજ! મ્હારા પિતા કયાં છે? તેને છોડી દો! હવેથી ફરી એવું બંડ નહીં કરે! હું જામીન થાઊંછું. ! મ્હારી માતા આંધળી છે. મ્હારો એક મ્હોટો ભાઇ લુલો છે! મ્હારા વૃદ્ધ દાદાજી મરણ પથારીએ પડી તેમનું મુખ જોવા માગે છે! મહારાજ દયા કરો! ઇશ્વર તમારૂં ભલું કરશે! એમ કહેતો ઔરંગઝેબને પગે પડવા લાગ્યો. હવે તેના નેત્રમાંથી આંસુની ધારા ચાલવા લાગી. કારણ તેના પિતાને ફાંસીનો હુકમ થઇ ચુકયો હતો. પિતાને છોડવવાને માટે તેણે બન્ને કાને થતી અસહ્ય વેદના સહન કરી હતી પરંતુ ક્રુર, દયાહીન, મનુષ્યોને ગરિબોની દયા કયારે આવે છે! રાજ્ય વધારવાના, લોભમાંને લોભમાં ગરિબોની હાય લેવાનુંજ તેમના કપાળમાં લખાયલુ છે! લક્ષ્મિ લોભ, ભૂમિ લોભ અને રાજ્ય લોભનો મદ કાંઇ જેવો તેવો છે? તે સર્વે નીશાઓના કરતાં સહસ્ત્ર ગણી નીશા છે! બીજી નીશાથી માણસ કે રાજા દીવાના બને છે પણ આ બધી નીશાઓથી માણસ કિંવા રાજાઓ ,આંધળા બને છે! નેત્રો છતાં દેખતા નથી! માત્ર સ્વાર્થનેજ જૂવે છે!

છોકરો રડતો હતો એટલામાં પાછળથી એક તોપનો મોટો ધડાકો થયો. છોકરાએ પાછળ ફરી જોયું તો એક મ્હોટા ઝાડની ડાળ નીચે તેના પિતાનું શરિર છિન્ન ભિન્ન થઇ ગયલું લટકતું જોયું. એ જોતાંજ નેત્રનાં આંસુ સુકાઇ ગયા. આ સમયે છોકરાના હૃદયની કેવી સ્થીતિ હશે તે વાંચનારેજ વિચારી લેવું. સીપાઇઓની વચમાં થઇને દોડતાં દોડતાં તે પિતાને પગે બાઝયો. અને વારંવાર માથું નમાવી ચુંબન કરવા લાગ્યો. દુષ્ટ ઔરંગઝેબે તેને ત્યાંથી કાઢી મુકાવ્યો.

વાચનાર! રાજ્યના લોભમાં મનુષ્યો શું નથી કરી શકતાં? સ્વાર્થ કે પરમાર્થનું ભાન કયારે રહે છે? અને ધર્મમાં લખેલી દયા કયાં જતી રહે છે! એવાં રાજ્ય લોભીઓને હજાર ધિક્કાર હજો!

# દેશભક્ત વુલ્ફ્ટોન.

(૧)

અરે દેશદ્રોહી મનુષ્યો! તમે આ સ્વદેશભક્ત મહાત્મા વુલ્ફ્ટોનનું ચરિત્ર વાંચશો નહીં! કારણ એમાંથી સ્વદેશ દ્રોહ કેમ કરવો એ તમને યત્કિંચિત્ પણ સમજાશે નહીં. સરકારી સેવક જનો! આ લેખ તમે વાંચશો નહીં, કારણ, એમાંથી સરકારની ખુશામત કેમ કરવી તેનો એક અક્ષર પણ તમને મળશે નહીં. પરસ્પર અદેખાઇ કરનારાઓ! તમે આ લેખ વાંચશો નહીં, કારણ, પરસ્પર અદેખાઇ કરવાના-તમારા હમેશના ધંધાને ઉપયોગી થઇ પડે એવો જ્ઞાન ભાણ્ડાર આ લેખમાં નથી! હે કુવાના દેડકાઓ! તમારે માટે આ ચરિત્ર લખવામાં આવ્યું નથી, કારણ, એમાં કલ્પનાનું સંકુચિતપણું નથી! તેજ પ્રમાણે અજ્ઞાન-મોજ મોજ માનનારા મનુષ્યો! ધર્મ અને સમાજ રૂઢિની ખોટી કલ્પનાઓથી બદ્ધ થયેલા મનુષ્યો! મ્યુનિસિપાલીટી, કાયદા કૌન્સિલો, અને પાર્લામેન્ટોમાં સભાસદો મોકલી તમારાં માથાં ઉંચાં કરનારા અભિષ્ટ મનુષ્યો! સ્વદેશ અસત નિકૃષ્ટાવસ્થાએ જઇ પહોંચતા છતાં પોતાના વંશપરંપરાની મુર્ખતા ન ત્યાગતાં, અત્યંત નિંદ્ય વ્યસનોમાં નિમગ્ન થયેલા મનુષ્યો! તપેલા લોઢા ઉપર ઉભા રાખવા છતાં થંડા બરફ જેવા થઇ રહેનાર મનુષ્યો! અને અતિશય બખોલો પડેલા કાંઠા ઉપર રહેવા છતાં નાના પ્રકારના આનંદ કરનાર મનુષ્યો! આ સ્વદેશ ભક્ત મહાત્માનું ચરિત્ર તમારે માટે નથી! કારણ તમારા ચરિત્ર માટે જે વિઘા નિશ્ચય કરેલી છે, તેમાંનું વુલ્ફ્ટોનને કાંઇપણ આવડતું નહોતું!

તે તો એક સાદો, સરળ દેશભક્ત હતો? ૧૭૬૪ ના જુન મહિનામાં આયર્લંડના ડબ્લિન શેહેરમાં જન્મ્યો હતો. તેના પિતાનો ધંધો, ગાડીઓ સાફ કરવાનો હતો. તેણે ડબ્લિનની ટ્રીનિટી કોલેજમાં જઇ સારો અભ્યાસ કર્યો અને પછી કાયદાની પરિક્ષા આપી ૧૭૮૯ માં લંડન શેહેરમાં વકીલાતનું કામ કરવા લાગ્યો. પરંતુ તેનું, ચિત્ત, વકીલાતના ધંધામાં નહોતું. પોતાનો આયર્લંડ દેશ કયા પ્રકારે સ્વતંત્ર થાય, એજ વિચારોમાં તે હમેશાં ગુંચાયલો રહેતો. તેણે ૧૭૯૧ માં યુનાઇટેડ આયરીશ મેનની એક સોસાયટી ઉભી કરી. વુલ્ફ્ટોન સોસાયટીના ઉત્પાદક પૈકી એક હતો. કેથોલિક લોકો ઉપર થતો જુલમ, કાયદા પૂર્વક લડીને સરકાર પાસેથી વેગળો કરાવવો એ આ સોસાયટીનો પહેલો ઉદ્દેશ હતો પરંતુ કાયદેસર ખટખટાટ કરીને અથવા અરજીઓ કરીને પાર્લામેંટ પાસેથી કાંઇ ફાયદો મેળવવાનો નથી, એ તે વખતના પ્રત્યેક આયરિશ મનુષ્યના અંતઃકરણમાં સ્પષ્ટપણે ઠસી ગયું હતું. એ સમયના અરસામાં અમેરિકામાં સ્વાતંત્ર્યની લડાઇ થઇ ગઇ હતી, તેમજ ફ્રાન્સમાં રાજ્યક્રાન્તિની ધામધુમ ચાલતી હતી. આ બે તાજાં ઉદાહરણો તેમની નજર આગળ હોવાથી, ઇંગ્લીશોની ગુલામગીરીથી કંટાળેલા તરૂણ આયરિશોના મનમાં કેવા કેવા તરંગો આવ્યા હશે તેની કલ્પના કરવાનું કઠિન નથી. આયર્લંડના સર્વ લોકોના મન, અતિશય લુબ્ધ થઈ ગયાં હતાં. આવા સમયે ઉપર કહેવા પ્રમાણે જે કાયદા પ્રમાણે કામ કરનાર સોસાયટી હતી તે પોતાનું રૂપ બદલી રાજ્યક્રાંતિ-કારક-રાજદ્રોહ કરનાર-ગુપ્ત મંડળી થઇ. વુલ્ફ્ટોન અને તેના ભેડીદાર મિત્રો આ સોસાયટીમાં પ્રમુખ થયા. અને આયર્લંડ દેશમાંથી બ્રીટિશ સત્તા કેવી રીતે કાઢી નાંખવી તે માટે વિચાર કરવાનું શરૂ કર્યું. ૧૭૯૪ ના અરસામાં ફ્રેંચ પ્રજા રાજ્યક્રાંતિને

લીધે નવિન મળેલી સ્વતંત્રતાની મ્હોટી-કમાણીમા હતા, તેથી ઇંગ્લંડ ઉપર ચઢાઇ કરી ઇંગ્રેજોને પગ તળે ડચડી નાંખવા, એવો વિચાર કરતા હતા આ કામમા આપણને આયર્લેંડમાથી કેટલી મદદ મળશે તે જાણવા માટે ફ્રાન્સથી એક ગુપ્ત બાતમીદાર ત્યા મોકલવામા આવ્યો આ ગુપ્ત બાતમીદાર સાથે વુલ્ફટોનનો સબધ છે એવુ બ્રીટીશ સરકારની જાણમા આવ્યુ સરકારની શકાનુ સમાધાન કરવા માટે ૧૭૯૫ ના મે માસમા તે અમેરિકાના ફીલાડેલફીયા શેહેર તરફ ચાલ્યો ગયો પરતુ ત્યા જઇને તે સ્વસ્થ બેઠો નહી. ત્યાં નિવાસ કરનાર ફ્રેંચ વકીલોને મળ્યો અને આયર્લેંડની કગાલાવસ્થા સબધી વાત નિવેદન કરી. અને ૧૭૯૬ ના જાનેવારી માસમા આયર્લેંડની અરજ પૂર્ણ કરવા પોતે સ્વત પારિસ જવા નિકળ્યો અમેરિકામા તેને ઘણી સારી સગવડ મળી હોત અને પૈસા મેળવી સુખ, આનદમા દિવસ નિર્ગમન કરત, પરતુ પોતાના આયર્લેંડ દેશ માટે પોતાના સર્વ સુખ વિભવને લાત મારી ચાલ્યા જવુ એજ પોતાનુ કર્તવ્ય કર્મ છે એવો તેણે નિશ્ચય કર્યો હતો ક્ષુદ્ર ઇન્દ્રિઓના સુખને માટે કિવા વિસ્તૃત્વ કુટુબના આનદને માટે દેશની ભક્તિ ત્યાગ કરવી એવો નિશ્ચય કરનાર મનુષ્ય કરતા નદી કિનારેના પત્થરોમા જઇ મળવું વધારે ઉત્તમ કહેવાય એવુ તે માનતો હતો તેની શૂર પત્નિએ પણ તેની વાતને અત કરણપૂર્વક અનુમોદન આપ્યુ. પારિસ ગયા પછી ત્યાના અધિકારીઓની મુલાકાત લીધી અને વુલ્ફટોને તેમને કહ્યુ કે તમે ફકત ૨૦ હજાર લશ્કર આયર્લેંડ મોકલો, અને આયરિશ ખેડુતો પાસેથી હથિયારો મેળવો, એટલે પછી આયરીશોના પગમા પડેલી ઇંગ્લીશની બેડી તોડી નાખી સ્વતંત્ર થવામા વિલંબ થશે નહીં ફ્રાન્સમા તે સમયે લડાઇ ખાતા ઉપર મુખ્ય પ્રધાન કાર્નો હતો તે અને વુલ્ફટોન એ બન્નેની મૈત્રિ થઇ, એ સબધી ઘણી વાતચીત થઇ અતે ડીસેમ્બર મહીનામા આયર્લેંડની મદત માટે ૧૫૦૦૦ ફ્રેંચ લશ્કર મળ્યા તેટલા હથિયારો લઇ, પોતાના આયરિશ દેશ ભક્તો માટે વ્હારે નિકળ્યો આ લઙવૈયાઓનુ મડળ સુરક્ષિતપણે આયર્લેંડમા આવી પહોચ્યું હોત તો ખાત્રીપૂર્વક કહેવામા આવે છે કે આયર્લેંડ સ્વતંત્ર થઈ ગયું હોત, પણ મધ્યેજ તોફાનનુ વાદળ ચડી આવ્યુ, ફ્રાન્સથી મોકલેલી આગબોટોને પવન અનુકુળ આવ્યો નહીં, તેથી કેટલાક દિવસ સુધી દરિયામાજ અથડાઇ અને અંતે જેવી આવી હતી તેવીજ ફ્રાન્સને કિનારે પાછી ગઇ આ સમય નિષ્ફળ જવાથી આયરિશ દેશભક્તોના મનમાં વિષાદ સાગર ખળભળી ઉઠ્યો અને વુલ્ફટોનના અત કરણમા જે નિરાશા ઉત્પન્ન થઇ તેનુ વર્ણન કરવુ અશક્ય છે! તોપણ, પોતાની એક વખત ગુથેલી જાળ કોઇના તોડી નાખવાથી જેમ કરોળીઓ ફરીથી ઉદ્યમ કરી ગુથે છે તે પ્રમાણે વુલ્ફટોન નિરાશ ન થતા પોતાના દુર્દૈવી દેશની સ્વતનતા માટે પુન યત્ન કરવા લાગ્યો તે સમયે ડચ લોકોએ પોતે સ્વતંત્ર અને લોક સત્તાત્મક રાજ્ય સ્થાપન કર્યું હતુ ગુલામગીરીમાં કેટલું દુખ છે તેનો અનુભવ પોતાને હોવાથી એવી ગુલામગીરીમા પડેલા દેશની પ્રજાની જેટલી દયા આવે છે તેટલી બીજી કોઇ બીન અનુભવી પ્રજાને આવતી નથી ફ્રાન્સનો પ્રયત્ન નિષ્ફળ ગયાથી, ડચ લોકોએ, આયર્લેંડને સ્વતંત્ર કરવા માટે મદદ આપવાનુ કબુલ કર્યું આગબોટો તૈયાર થઇ તેના ઉપર તોપો ચઢાવી. સિપાઇઓ સજ્જ થયા. અને ૧૭૯૭ ના જુલાઇ મહિનામા વુલ્ફટોન પોતે લડાઇના મુખ્ય નિશાનની આગબોટ ઉપર ચડ્યો તે સઘળુ લશ્કર આયર્લેંડ તરફ ચાલ્યુ આયર્લેંડને સ્વતંત્ર કરવા માટે મનુષ્યોએ પ્રયત્ન કર્યો પરતુ તે દેશને સ્વતંત્ર કરવા પરમાત્માની ઇચ્છા નહોતી તેથી એક મહિના સુધી તે આગબોટોને અનુકુળ થઇ પડે એવો પવન, આવ્યોજ નહીં એક

મહિના સુધી આગબોટો સમુદ્રમાં પડી રહેવાથી તે ઉપરની અન્ન સામગ્રી ખુટી. ઓફીસરો
કંટાળી ગયા. સૈન્યના સિપાઇઓ નિરાશ થઇ, આગબોટો ઉપરથી જમીન ઉપર ઉતર્યા. હાથ-
માં લીધેલું કામ ત્યાંથીજ અટક્યું. આયર્લાંડ પરતંત્રજ રહ્યું અને વુલ્ફટોનનું અંતઃકરણ
નિરાશાથી ભરાઈ ગયું. આવો યોગ વારંવાર આવતો નથી. અને એ વખત યોગ મળ્યો
ત્યારે નિષ્ફળ ગયો, એથી વુલ્ફટોન હતાશ થયો ! ઇંગ્લંડ ઉપર સ્વારી કરવાનો અમારો
નિશ્ચય કાયમ છે, અને તે અમે કોઇપણ વખતે તેવો યોગ લાવ્યા વિના રહીશું નહીં. ફ્રેન્ચ
સરકારનું ઉત્તેજન વુલ્ફટોનના સાંભળવામાં આવતું હતું. ૧૭૯૭ માં ઇંગ્લંડ ઉપર સ્વારી
કરવા, ફ્રાન્સમાં એક સ્વતંત્ર સૈન્ય તૈયાર કરવામાં આવ્યું અને અંતે જનરલ બોનાપાર્ટને
તેનો સેનાપતિ નિમ્યો. આટલે સુધી તયારી થયેલી જોઇ વુલ્ફટોનને મ્હોટી આશા ઉત્પન્ન
થઇ, અને તેણે જનરલ બોનાપાર્ટની મુલાકાત લીધી. ૧૭૯૮ ના મે મહિનામાં જનરલ બોના-
પાર્ટ, આગબોટો અને લશ્કર લઇને તુલોન બંદરથી નિકળ્યો. પરંતુ ઇંગ્લંડ અથવા આયર્લાંડ
તરફ ન જતાં, ઇજીપ્ત ઉપર સ્વારી કરવા ગયો. આ પ્રમાણે થવાથી આયર્લાંડની પ્રજાને
વિશેષરૂપે નિરાશા ઉત્પન્ન થઇ. બહારના કેળવણી પામેલા લશ્કરની મદદ શીવાય એકલું બંડ
કરવું એ કદીપણ યશસ્વી થનાર નથી. એવી આઇરીશોની ખાત્રી હતી. તેથી તેઓ બંડ
કરવાની ઉતાવળ કરતા નહોતા. તો પણ તેઓની બંડ કરવાની તયારી ચાલેલી હતી એવી
સરકારને બાતમી મળી. બંડખોરો બંધ કરે તે પહેલાંજ એ બાબત ઉઘાડી પાડવી એટલે તે
નિષ્ફળ થશે એવો સરકારે વિચાર કર્યો. તે વિચારને અનુસરીને તેમણે લૉર્ડ ફીટ્ઝીરલ્ડ વિગેરે
લોકોને કેદ કર્યા, અને ખેડુત લોકો ઉપર નાના પ્રકારના જુલમ ચલાવવા માંડ્યા. ત્યારે નિરૂ-
પાય થઇ, આયારશ દેશભક્ત લોકોએ, જનરલ બોનાપાર્ટ તુલોનથી નિકળ્યા પછી ત્રણ દિવસે,
બંડ કરવાનું નિસાન ઉભું કર્યું. જ્યારે વુલ્ફટોનને પારિસમાં આ બાબતની ખબર પડી ત્યારે
તે ગભરાઇ ગયો. અને પોતાના દેશને સ્વતંત્ર થયલો જોવા ઇચ્છનાર ફ્રેન્ચ સરકારને કાંઇક
મદદ માટે કહેવા લાગ્યો. જનરલ હમ્બર્ટ નામનો એક સાહસીક પુરૂષ તે વેળા ફ્રાન્સમા હતો.
તેણે ફ્રાન્સમાં રહેતા ધનાઢ્ય વ્યાપારીઓ પાસે એક મ્હોટું ફંડ ભેગું કરી પુષ્કળ નાણા ભેળ-
વ્યાં અને ચઢાઇની તયારી કરી. તેણે એક હજાર માણસો, એક હજાર બંદુકો, એક હજાર ગીની
અને કેટલીક તોપો એટલો સામાન લઇ આયર્લાંડ તરફ જવા નિકળ્યો. જનરલ હમ્બર્ટને
પ્રારંભમાં થોડો યશ આવ્યો. પરંતુ અંતે તેનો પરાભવ થયો. ત્યારે આયર્લાંડને મદદ કરવા
માટે ફ્રાન્સથી બીજું લશ્કર નીકળ્યું. જનરલ હાર્ડી તેનો મુખ્ય હતો. તેને પાંચ હજાર
સિપાઇઓનું લશ્કર આપવામાં આવ્યું હતું. આ મદદ ઘણા ઉપયોગમાં આવશે એવું વુલ્ફ
ટોનને લાગ્યું નહી ! તેમ છતાં પણ વુલ્ફટોન આ ચઢાઇમાં સામેલ થયો. વુલ્ફટોને કહ્યું, ફ્રેંચ
સરકાર ઘણું થોડું લશ્કર આપે તો પણ તેની સાથે આયર્લાંડની મદદે જવું એ મ્હારૂં
કર્તવ્ય કર્મ છે. આ લશ્કર જવા છતાં પણ યશ આવ્યો નહીં. ઇંગ્રેજોની આગબોટોએ ફ્રેંચ
આગબોટોનો નાશ કર્યો. પોતાનો પરાજ્ય થાય છે એવી ખાત્રી થતાં ફ્રેંચ એડમિરલે પોતાની
ન્હાની ન્હાની આગબોટો સુરક્ષિતપણે બચાવી ફ્રાન્સ ચાલ્યો ગયો. તેમાં વુલ્ફટોને બેગી
પોતાના પ્રાણ બચાવવા ચાલ્યા જવું એવી સુચના થઇ પરંતુ વુલ્ફટોને તે સ્વિકાર્યું નહીં,
ફ્રેંચ લોકો મ્હારા દેશને માટે લડાઇ લડે છે અને હું ન્હાશી ગયો એવું લોકો કહે તે માટે
એવું નીચ કર્મ કદી પણ કરીશ નહીં. તે પોતાની જગ્યા ઉપરજ ઉભો રહ્યો. એટલામાં
ઇંગ્લીશોએ તેની આગબોટને ચારે તરફથી ઘેરી લીધી. કેટલાક વખત સુધી લડાઇ ચાલી. તેમાં

ફ્રેંચ લશ્કરની હાની થઈ પછી તેમાંના ઘણા લશ્કરી માણસોને કેદ કરવામાં આવ્યાં. ફ્રેંચ લોકો, લડાઇમાંના કેદી હોવાથી તેમની સાથે સારી વર્તણુક ચલાવવામાં આવી. માત્ર વુલ્ફટોન ઉપર અતિશય ભયંકર પ્રસંગ આવી પડયો, તેને બ્રીટિશ સરકારના પોલીસોએ પકડી પોતાના તાબામાં લેધો. તે વેળા તેના શરિર ઉપર ફ્રેંચ ઑફીસરનો પોશાક હતો. હું ફ્રેંચ ઑફીસર હોવાથી મ્હારૂં કોઇ પ્રકારે અપમાન કરવું નહીં એવું પોલીસોને કહેવા છતાં તેઓ તેના હાથમાં બેડી ઘાલવા ગયા તેજ વખતે "ફ્રેંચ ઑફીસરના પોશાકને આવા અપમાનનો ડાઘ લગાડવો ઉચિત નથી." એવું કહી પોતાના શરીર ઉપરથી ગુસ્સામાંને ગુસ્સામાં તે પોશાક કહાડી, ફાડી ફેંકી દીધો અને બેડી પહેરવા માટે હાથ લાંબા કર્યા. તે બોલ્યો મેં મ્હારાં દેશનો પક્ષ સ્વિકાર્યો છે. એ કામ માટે મ્હારા હાથમાં લોખંડની બેડીઓ પડે તો તેથી ઇંગ્લંડની મ્હોટી મ્હોટી પદવીઓ મેળવેલા કરતાં મ્હને વિશેષ ભૂષણાસ્પદ છે. વુલ્ફટોનને તરતજ ડબ્લિન લઈ ગયા. ત્યાં પોલીસ કોર્ટ હોવા છતાં ખાસ માર્શલ કોર્ટમાં તેનો ન્યાય કરી તેને અપરાધી ઠેરવી શિક્ષા કરવામાં આવી. એ કોર્ટમાં વુલ્ફટોને જે ભાષણ કર્યું તે અતિ પ્રખ્યાત નથી તોપણ એમાં આયરીશ લોકોના અંતઃકરણમાંના સર્વે મનોવિકારનું પૂર્ણ ચિત્ર છે.

વુલ્ફટોને કર્યું- કોર્ટને વિના કારણ ત્રાસ આપવો એવી મારી બીલકુલ ઇચ્છા નથી. અને સાક્ષીઓની તપાસ કરવામાં કોર્ટનો અમુલ્ય સમય વ્યતિત કરવો એ પણ મ્હને યોગ્ય લાગતું નથી. તેથી તમે મારા ઉપર જે આરોપો મુકયાછે તે સઘળા હું કબુલ કરૂંછું. મ્હારી જન્મ ભૂમિમાં ઇંગ્લડના રાજાના સિપાઇઓ વિરૂદ્ધ મે શસ્ત્ર ઉપાડયાં એ મ્હારા ઉપર આરોપ છે. એ આરોપ મ્હને કબુલ છે. પરંતુ એવું મેં શામાટે કર્યું અને તેમ કરવાનો હેતુ શું છે તે હું તમને કહી સંભળાવીશ. એનું કારણ એ છે કે, બાલ્યાવસ્થાથી મ્હારી પાકી સમજુત થઈ છે કે ગ્રેટબ્રીટન અને આયર્લાંડ વચ્ચે જે સેવ્ય સેવક ભાવ સંબંધ બંધાયો છે તેના યોગે આયર્લાંડ રાષ્ટ્ર રસાતળ ગયા વિના રહેવાનુ નથી તેમજ ન્યાં સુધી એ સંબંધ કાયમ છે ત્યાં સુધી આયર્લાંડને સુખ અને સ્વતંત્રા કદીપણ મળનાર નથી. એક પછી એક જે વર્ષો ચાલ્યાં જાય છે અને મ્હારી દ્રષ્ટિ સમક્ષ દેખાતી બાબતો ઉપરથી જે અનુમાન નિકળે છે તે તરફ વિચાર કરતાં મ્હારો એ મત સત્ય છે. એવીજ મ્હારી કલ્પના બળવત્ત થતી ગઇ તેથીજ મ્હારો આયર્લાંડ દેશ, ઇંગ્લંડ પાસેથી છુટો કરી મ્હારા એકલા હાથે જેટલો બને તેટલો સર્વ પ્રયત્ન કરી જોવાનો મેં સંકલ્પ કર્યો. ઇંગ્લંડની બેડીઓ એકલા, આયર્લાંડથી કદીપણ તોડાવાની નથી એ સારીપેઠે મ્હારા જાણવામાં હતુ. તેથી જ્યાં મદદ મળે એવુ હતુ ત્યા જઈ મેં મદદ મેળવવા યત્ન કર્યો હું ગરિબ સ્થીતિમાં હતો. અને ધનાઢ્ય થવાના મ્હને અનેક પ્રસગ મળ્યા હતા વળી મ્હારા જેવી સ્થીતિના માણસને તે પૈસા થોડા નહોતા. તોપણ મેં ગરિબ સ્થીતિમાં રહેવાનો નિશ્ચય કર્યો. અને મ્હારા દેશ પ્રત્યે વિશ્વાસુપણાથી વર્તવાનો મેં આગ્રહ કર્યો. મ્હારા દેશને મદદ કરે એવી શોધ કરતા ફ્રાન્સના લોક સત્તાત્મક રાજ્યમાં મને મદદ કરે એવા ઉદાર અંતઃકરણના મહાત્માઓ મળી આવ્યા મ્હારા ત્રીશ હજાર સ્વદેશી બાંધવોને, ઇંગ્રેજોના જુલમમાથી છોડવવા માટે ફ્રેન્ચોની મદદ લેવા હું તયાર થયો. ફ્રાન્સમાં હતો તે વખતે મેં કોઇપણ પક્ષનુ વિશેષ અભિમાન રાખ્યુ નહોતું. તેમ કરવાનો મ્હારો કાંઇ હેતુજ નહોતો. મ્હારી પાસે નહોતા. હું અત્યંત ગરિબાઇથી અને સાદાઇથી રહેતો હતો.

ભજવશે, તેની ખબર પડતી નથી. તેમ મનુષ્યોને પણ સુખ આવતાં પોતાના ભવિષ્યની ખબર પડતી નથી. પરંતુ પ્રકૃતિના નિયમ પ્રમાણે સુખ પાછળ દુઃખ ડોકિયાંજ કરતું હોય છે અને દુઃખ પાછળ સુખ ઘુંટણીયાંજ કહાડતું હોય છે. દુઃખ આવતાં મનુષ્યે ધૈર્ય અને ધર્મનો ત્યાગ કરવો નહીં. એ બે અમુલ્ય શસ્ત્રોને અવશ્ય ધારણ કરી રાખવાં. ઇશ્વરદત્ત સ્થીતિના સ્હામુ થવામા એ બે સાધનો અમૂલ્ય છે. જેમ સુખ ઇશ્વરે આપ્યું છે અને તે સમય આનંદથી વિતાડવામાં આવે છે તેજ પ્રમાણે દુઃખ પણ ઇશ્વરજ આપે છે તો તે સમય પણ ધૈર્યતાથી વિતાડવો. કારણ કે પ્રત્યેક સ્થીતિનું પરિવર્તન થાય છેજ. મ્હોટા મ્હોટા ચક્રવર્તિ રાજાઓને અણધાર્યા ભિક્ષાન્ન દેહિ થવું પડયું છે અને ભિક્ષા માંગનારાઓ રાજ્યસિંહાસના રૂઢ થઇ "ઘણી ખમ્મા મહારાજ" થયા છે. એથી સિદ્ધ થાય છે કે સમય પોતાનું કામ કર્યાં જાય છે. મનુષ્યની પ્રત્યેક સ્થીતિ બદલાયાંજ જાય છે.

આજ કમળાદેવીને સતિ લોકમાં સિધાર્યાને છ મહિના થઇ ગયા. વીરેન્દ્રની સાથે રહેવાથી કુસુમના હૃદયમાંથી માતૃ શોક કાંઇક ઓછો થયો. વીરેન્દ્રની પાસે રહેવાથી તેના ચિત્તને ઘણો આનંદ અને ધૈર્ય મળ્યું. અત્યાર સુધી વીરેન્દ્રે કુસુમને મુર્શિદાબાદમાંજ ગુપ્ત રીતે રાખી હતી. આ સ્થળની ખબર નવાબને નહોતી. અઝીમગંજમાં એક બગિચો છે તેમાં એક મ્હોટું મકાન છે. તેમાં કુસુમને રાખી આસપાસ ચોકી પહેરાનો સખત બંદોબસ્ત હતો. વીરેન્દ્ર કેટલીક વખત ચાર પાંચ દિવસ પોતાને ઘેર જઇ આવતો હતો. પરંતુ કુસુમને જેટલા દિવસ વીરેન્દ્ર વિના વિતાડવા પડતા તેટલા દિવસો એક એક વરસ સમાન લાગતા હતા એ જાણીનેજ વીરેન્દ્ર તેનાથી વધારે સમય વિખૂટો રહેતો નહીં!

કુસમને કોઇ વાતનું દુઃખ નહોતું. વિરેન્દ્ર. તેને પ્રાણથી અધિક વ્હાલો હતો તો પણ તેની સાથે પોતાની પત્નિ પેઠે વરતતો નહીં. તેથીજ કુસુમના હૃદયમાં પણ એજ ચિન્તા હમેશાં રહેતી. વીરેન્દ્ર કુસુમ સાથે વિશેષ બોલતો નહી. તેમજ પ્રેમથી ભરેલી વાત કરતો નહીં. એનું મુખ્ય કારણ એ હતું કે કુસુમને માતાના દુઃખનો શોક હતો. એવા સમયમાં પ્રેમની વાતો હર્ષને બદલે દુઃખ ઉત્પન્ન કરશે એમ જાણી વીરેન્દ્ર કાંઇ બોલતો નહીં પ્રથમ પરિચય થયો તે સમયે વીરેન્દ્રે જે પ્રેમ ભાવ બતાવ્યો હતો. તે હમણાં નથી. કુસુમે પણ વીરેન્દ્રના હૃદયનો ભાવ જાણ્યા વિનાજ મનમાં આવ્યો તેવો અર્થ કરી લીધો? તે જાણતી નહતીકે સંસારમાં કુસુમવિના વીરેન્દ્રના હૃદયમાં બીજું કોઈ નહોતું કુસુમના પ્રફુલ્લ વદન કમલને જોયા વિના તેને ક્યાંય પણ સુખ નહોતું. કુસુમને તેના હૃદયની આનંદદાયીની મુર્તિ હતી અને કુસુમજ તના હૃદય કમલને આનંદ આપનાર ચંદ્ર સમાન હતી.

અહા! પ્રેમ! ત્હને ધન્યછે; આ સંસારમાં ત્હારા જેટલો ચમત્કાર, ત્હારા જેટલી અલૌકિકતા અને ત્હારા જેટલું સુખ બીજી કોઇ પણ વસ્તુમાં નથી! તું મનુષ્યોને હસાવે છે રમાડે છે, સુખ આપે છે, અને તુંજ મનુષ્યોને રડાવે છે, રંજાડે છે અને દુઃખ આપે છે, તું જેના હૃદયમાં નિર્મળરૂપે નિવાસ કરે છે તેને કુબેરની લક્ષ્મી મળી હોય તેટલું સુખ આપે અને તું જેના હૃદયમાં મલિનરૂપે નિવાસ કરે છે તેને સુદામા જેટલું દારિદ્ર બતાવે છે, લક્ષ્મીવાન મનુષ્યોને ભિખારી કરતાં અધિક દઃખ તુંજ બતાવે છે અને ભિક્ષુકોને ધનવાન

કરતાં વિશેષ સુખ તુંજ બતાવે છે। ત્હારૂં પ્રાબલ્ય મહાત્મ્ય એટલુ બધું છે કે રેતીના તપેલા ઢગલામાં કે ઉકળતા જળમાં પણ માણસને શાંતિથી સુવાડેછે। પ્રેમ। ત્હને અમે પ્રેમ કહીશું નહીં પણ ત્હને અમે સ્વર્ગનો કોઇક દેવતા કહીશું. બે અંતઃકરણોને જોડી દઇ તેમને અતુલ સુખ ભોગવવા તુંજ સામર્થ છે, એજ બે જોડાયલાં અંતઃકરણોને તોડી, વિખુટાં પાડી ક્લેશ કલેશ કરાવનાર પણ તુંજ છે। ગમે તેટલે વેગળે જવા છતાં પણ દાવાનળની પેઠે અંતઃકરણમાં વિરહાગ્નિ ફેલાવનાર તુંજ છે। મયુરો જેમ વરસાદ માટે આકાશ તરફ જોયાં કરે છે તેજ પ્રમાણે જેના અંતઃકરણમાં તું પ્રવેશ કરે છે તેને પોતાના પ્રેમીની મૂર્તિ તરફ જોવડાવવા તુંજ સમર્થ। કુમુદિની જેમ પ્રણયી ચંદ્રના ઉદયની, વાટ જુવે છે તેમ જેના અંતઃકરણમાં ત્હારૂં સ્થાન હોય છે તેને પોતાના પ્રણયીની તુંજ વાટ જોવડાવી તલસાવે છે। પરંતુ જ્યારે તુ દેવતાનું મૂળ સ્વરૂપ તજી રાક્ષસનું પ્રચંડ સ્વરૂપ ધારણ કરે છે ત્યારે નિર્દોશ અંતઃકરણોને ભાંગી, કટકા કરી નાંખે છે। દ્વેશ, વિદંશ, ક્રોધ, અને પ્રપંચ શિવાય બીજું કશું દેખાડતો નથી। પ્રેમ। તું સ્વર્ગનો દેવ છે તેજ પ્રમાણે નર્કનો રાક્ષસ પણ છે। તું જ્યારે રાક્ષસી લીલા બતાવે છે ત્યારે ધીમે ત્રાસપામી જઇયે છીયે. તે વેળા તુંજ નિર્દોશના પ્રાણ હરણ કરે છે, સત્યવ્રત પાળનારને કલંકિત્ કરે છે, આનંદીને કલેશી બનાવેછે અને જેને દીઠા વિના પળપર ચાલતું ન હોય તેને નેત્રોથી સદૈવને માટે દૂર રખાવે છે! ત્હારૂં સત્ય સ્વરૂપ જગત્‌ને આનંદ આપવાનું છે। પરંતુ જ્યારે તું કોઇક માદક તત્વોનું સેવન કરે છે ત્યારે ત્હારી સરલતા જતી રહી નિષ્ઠુરતા જોવામાં આવે છે। તોપણ જ્યાં તું નિર્દોષરૂપે રહેછે ત્યાં આનંદ કરાવે છે. પ્રેમ। ત્હને કદાચ સંસારનુ જીવન હૃદય અથવા સમાજનું સારતત્વ, સુવાનોનું શ્રેયસ્કર ઔષધ કિંવા પ્રણયીયુગલના હૃદયનું અમૃત કહીશું તો અયોગ્ય નથી.

મહર્ષિઓએ પ્રેમને જન માત્રનો પરમ ધર્મ અને પરમેશ્વરનું હૃદય કહ્યુ છે તે યોગ્યછે. તે તેવોજ છે। તેને એજ ઉપમા યોગ્ય છે. વાસ્તવિક રીતે જોતાં જેઓ પ્રેમને શુદ્ધ, અશુદ્ધ, કૃત્રિમ, વાસ્તવિક, વેધ, અવેધ આદિ વિશેષણો લગાડે છે તે મ્હોટી ભૂલ કરે છે, કારણ કે પ્રેમ નિર્વિશેષણ છે. તે પોતાનુ વિશેષણ પોતેજ છે. પ્રેમ જ્યારે ઇશ્વરનું હૃદય છે તો તે કદી પણ અશુદ્ધ, કૃતિમ, અવેધ, જેવા નીચ વિશેષણોને પાત્ર થઇ શકતોજ નથી. વિશેષણવાળો પ્રેમ યથાર્થ રીતે " પ્રેમ " નામ ધારણ કરવા યોગ્યજ નથી. એ પ્રેમ તો માત્ર લોકાચાર કે પાશવાચાર છે વળી જે સત્ય, નિર્મલિન અને નિષ્કલંકિ પ્રેમ છે તેનાથી સંસાર અથવા સમાજનુ અમંગલ કદી પણ થઇ શકતુંજ નથી નિર્મળ પ્રેમથી તો એક બીજા ઉપર અનહદ ઉપકાર થાય છે. એક બીજાનુ અનિષ્ટ થતુંજ નથી. જે પ્રેમથી ઇષ્ટ સિદ્ધિ ન થાય તેને પ્રેમ કહેવાયજ નહીં માટે પ્રેમ। પ્રેમ। દેવતા! અમે તમને ભક્તિ પૂર્વક પ્રણામ કરીયે છીયે । અને તમારી પાસે નિરંતર એવી ભિક્ષા માગીયે છીયે કે પૃથ્વિના પ્રલયકાળ પર્યંત અમારા હૃદયનો ત્યાગ કરતા નહીં. અમારા અંતઃકરણમાં નિર્મળરૂપે નિવાસ કરજો અને આ સંસારના પ્રત્યેક મનુષ્ય, પ્રાણી, ઉપર અતુલ પ્રેમ રાખતા શિખવજો।

પ્રેમની લીલાનો અંત નથી તેજ પ્રમાણે તેના આદિ. મધ્ય પણ નથી એ પ્રેમ ક્યારે, ક્યાં, કેવી કેવી લીલાઓ કરવા માંડશે તે ભેદ, તેની કૃપા વિના આપણે જાણી શકીશું નહીં. તેની અદ્દભુત લીલા જાણવુ આપણે માટે અસંભવિત છે. જુવો! તે જાદુગર પ્રેમે કુસુમના

હૃદયમાં કેવું ચિત્ર આલેખ્યું છે ? તેણે કુસુમના હૃદયમાં કેવો ખળભળાટ મચાવી મુકયો છે ? કવચિદ્ તે વીરેન્દ્રને પોતાનો પ્રણયી જાણી હર્ષ પામે છે અને કવચિદ્ નિરાશાથી વિકલ થઇ દશે દિશામાં અંધકાર જુવે છે ! અને એકાંતમાં અશ્રુપાત કરી મનને શાંત પાડે છે.

અત્યારે મધ્યાન્હનો સમય છે. બગિચામાં નાના પ્રકારનાં ફુલો ખીલી રહ્યાંછે. બાગચાના ઉત્તર વિભાગમાં એક સંગેમરમરના ચોતરા ઉપર બેઠેલી કુસુમ કેટલાંક ફુલોની માળા બનાવી રહીછે. થોડીવાર સુધીતો તે ચુપચુપ માળા બનાવવામાંજ પ્રવૃત્ત થઇ હતી પરંતુ એકાએક દીર્ઘ નિશ્વાસ નાખી હાથમાંના ફુલો પત્થર ઉપર મુકી દીધાં. તેના નેત્રમાં જળ ભરાઇ આવ્યું અને બોલવા લાગી.

"ઇશ્વર ! આશા નિરાશાએ મ્હારા હૃદયને ડોહોળી નાંખ્યું છે. પરિણામ શું આવશે તે સમજાતું નથી ! મનને હું કેટલું સમજાવું ? ઘણી આશા આપું છું, ઘણું ધૈર્ય આપુંછું, ઘણો સંતોષ બતાવું છું પણ નિષ્ઠુર મન માનતુંજ નથી. વારંવાર તેની મૂર્તિનેજ મ્હારા સમક્ષ લાવી ખડી કરી દે છે? વારૂં, હું કયાં અને તે કયાં? આકાશ પાતાલનો તફાવત ! શું મ્હારી આશા ગાંડાપણું બતાવતી નથી? મુર્ખ મન! શામાટે અધીર થાય છે! જે ભાગ્યમાં લખ્યું છે તે અવસ્ય થશે! કદાચ એ મ્હારા હાથમાં નથી પણ તું તો મ્હારા હાથમાંજ છે તો પછીજીવન પર્યંત કુમારિકા રહીશ અને જીંદગી વિતાડીશ. એકને જે આપી દીધું છે તેબીજાને કદીપણ આપીશ નહી. ક્ષણિક સુખને માટે આ શરિરને ઘોર નર્કમાં નાંખીશ નહીં. કુમારિકાવસ્થામાં મૃત્યુ પામવું એજ ઉચિત્ છે પરંતુ એકને અર્પણ કરેલી વસ્તુ બીજાને કદી આપીશ નહીં. હાય! તેમનો પહેલાંનો પ્રેમ કેટલો બધો ? માતાના મૃત્યુ પછી જાણે તે વીરેન્દ્રજ બદલાઇ ગયાં ! મ્હને પ્રસન્ન રાખે છે, સુખમાં રાખે છે પરંતુ અમારૂં ખરૂં સુખ, ખરી પ્રસન્નતા પ્રેમીનો નિર્મળ પ્રેમ છે ! તે પ્રેમ કયાં છે ? હવે તેનાં દર્શન પણ દુર્લભ્ય ! ભગવાન જાણે તેમના મનમાં શું છે? મ્હારા મનનો તુજ સાક્ષી છે ! હે ઇશ્વર ! હે પ્રભો ! કેવી દુરાશા ? વામન થઇ ચંદ્ર પકડવા જવું એજ અજ્ઞાનતા, એજ મુર્ખતા! એમના મનમાં શું છે તે પુછવાનો નિશ્ચય કરૂં છું. પરંતુ જ્યારે તેમના નેત્ર સાથે મ્હારા નેત્રો મળે છે ત્યારે લજ્જા પામી હૃદયમાંજ મુઝાઉં છું. તે વેળા કોણ જાણે હું કેવુંક સુખ અનુભવું છું? અરેરે! વીરેન્દ્ર! મ્હારા હૃદયને જીતી લીધા પછી હવે આવી નિષ્ઠુરતા ? જાઓ, ત્યારે તમારે માટે માળા બનાવવી વ્યર્થ છે ?"

એમ કહી હાથમાંની ફુલની માળા તોડી નાંખી, ફુલોને વિખેરી ફેંકી દીધાં. આંખોમાં પાણી ભરાઇ આવ્યાં. એટલામાં પાછળથી આવી કોઇએ આંખો બંધ કરી. કહ્યુંઃ કહો હું કોણ?

આટલીવાર સુધી કુસુમ વ્યથિત ચિત્તે બેઠી બેઠી મન માન્યા આલાપ કરતી હતી પરંતુ જ્યારે આંખો બંધ થઇ ત્યારે ચમકી અને સ્મિત હાસ્ય કરી બોલીઃ બીજું કોણ હોય ! જેણે વાકયામૃત સીંચી સીંચી હૃદયને પ્રફુલ્લ રાખ્યું છે, વિપદમાં ધૈર્ય આપી સંતોષ આપ્યો છે અને જેને માટે મ્હારૂં હૃદય હોકાયંત્રની માછલી પેઠે સદા વળતું રહ્યું છે

તેજ મહાત્મા.

વાંચક! કુસુમની આંખો બંધ કરનાર વીરેન્દ્ર હતો. તેણે આંખો ઉપરથી હાથ ખસેડયો અને કુસુમની પાસે બેઠો. અને બોલ્યો. "ત્હમારો ઉત્તર શું યોગ્ય છે? હું જાણતો હોત કે તમારૂં હૃદય કોઇ બીજે સ્થળે ગયું છે તો તમારી આંખો બંધ કરત નહીં."

વીરેન્દ્રના શબ્દો સાંભળી લજ્જીત થઇ કુસુમે નીચું જોયું. તેના ચ્હેરા ઉપર ફીક્કાસ જણાવા લાગી. તે કાંઈ બોલી નહીં. વીરેન્દ્રે પુનઃ કહ્યું.

"શું ઉતર આપવાને પણ તમારૂં હૃદય ના કહે છે?" કુસુમે નીચું જોઇનેજ કહ્યું: તમારૂં હૃદય કેવા શબ્દો બોલાવે છે? આશ્ચર્ય સાથે ખેદ થાય છે!"

"હમણાં તમે શું બોલતાં હતાં તેનું જરા સ્મર્ણ કરો!"

"ખરેખર! તમે કયાં અને હું કયાં? વીરેન્દ્ર, એક અબળાનું અંતઃકરણ જીતી લઇ નિષ્ઠુર થવું એ શાસ્ત્ર વિરૂધ્ધ છે. માતાના મૃત્યુ પહેલાં જે તમે હતા તે હમણાં નથી."

"હા, તમારો અંતઃકરણનો ભાવ હું સમજી શકયો. તેથીજ તમે કોણ જાણે શું લવારો કરતાં હતાં. જાણે મ્હને કાંઇ ખબરજ નથી પરંતુ મેં બધું સાંભળ્યું છે, પરંતુ કહો કે કયા મહદભાગ્ય પુરૂષે બળાત્કારે તમારૂ હરણ કરી કોમળ હૃદય ઉપર તિવ્ર ધા કર્યો છે? જો તુમે મ્હને પોતાનોજ ગણતા હો તો સત્વર કહો લજ્જા ત્યાગ કરો. તે ભાગ્યશાળીનું ઠેકાણું બતાવો. હું સત્વર તેને શોધી કાઢી તમારી સમક્ષ પકડી લાવીશ. તમારા હાથમા તેનો હાથ સોપી તમને સુખી કરીશ. અને તમારા જેવી એક અનાથ બાળિકાનો ઉદ્ધાર કરાવ્યો તે માટે પરમાત્માનો આભાર માનીશ"

વીરેન્દ્ર દીન મુખે તેના સ્હામુ જોવા લાગ્યો. પરંતુ કુસુમના અંતઃકરણમા સહસ્ત્ર વિષધરના ડંખ વાગતા હતા. કુસુમ જાણી ગઇ કે વિરેન્દ્રે સતાઇને સઘળી વાતો સાંભળી છે. તેમ છતાં પણ ભેદથી ભરેલાં શબ્દો સાભળી તેના હૃદયમાં દાવાનળ સળગી ઉઠયો. નેત્રમાંથી જળધાર પડવા લાગી વીરેન્દ્રે પોતાના રૂમાલવડે તેના ગુલાબી ગાલ ઉપરથી ટપકતાં આંસુ લુછ્યાં. અને પુછ્યું: કુસુમ! આજ તને શું થયુ છે? તું જાતે દુઃખી થાય છે અને બીજાને પણ દુઃખી કરે છે."

હવે તેનાથી બોલ્યા વિના રહેવાયું નહીં. તેણે પૃથ્વિ સ્હામું જોઇનેજ જવાબ આપ્યો તમને કોણે બોલાવ્યા હતા? અહીં શામાટે આવ્યા?

"એ પ્રશ્ન તમારા મનનેજ પુછો. તે ઉત્તર આપશે. હું તો માત્ર એટલુજ જાણું છું કે જ્યાં કુસુમ વિકસતું હોય ત્યાં રસનો લોભી ભ્રમર ન હોય એમ બનેજ નહીં"

"પરંતુ તે નિષ્પૃહી ભમરાને જરાપણ લજ્જા નથી હોતી. કુસુમ ફૂલની ખીલતી કળીનો રસ ચુસે તો ફરે છે પણ બિચારા ચંપાનાં ફુલ તરફ ભૂલથી પણ જતો નથી."

"એમાં ભમરાનો કાંઇ દોષ નથી, તેમાં તો કુસુમનોજ દોષ. જ્યારે તેણે પોતાનું જીવન કુસુમને સમર્પણ કર્યું છે ત્યારે ચંપા તરફ જવાનું શુ પ્રયોજન? એમાં ભમરાએ

ચંપાનો ત્યાગ કર્યો કે કુસુમ જાણી જોઇને તેનો ત્યાગ કરાવ્યો ? દોષ કોનો ?

આ એવી વાર્તા થતી હતી કે તેમાં કુસુમની હાર થઇ. હવે તેનાથી રહેવાયું નહીં. તે ખડખડાટ હસી પડી. મુખમંડલ ઉપરની ઉદાસીનતા જતી રહી. અને નવી આશાના કિરણો પ્રકાશવા લાગ્યા. વીરેન્દ્રના હૃદયનો ભાવ સમજ્યા વિના તેણે જે કાંઇ કહ્યું તેને માટે મનમાંજ પશ્ચાતાપ કરવા લાગી. કુસુમે તેનો હાથ પકડી બાગમાં ફરવા માંડ્યું. ફરતાં ફરતાં પુછ્યું.

"તમે રંગપુર જવાનું કહેતા હતા તેનું શું થયું ?"

"શું મ્હારૂં અહીં રહેવું પણ તમને પસંદ નથી. તો ખેર, જુવો, હવે તમારે બહુ દિવસ સુધી કઠિનતા નહીં વેઠવી પડે. હું રંગપુર જે કામ માટે જવા ચાહું છું તેમાં પ્રથમ તમારી સમતિ લેવાની અગત્ય છે. તમે એક પ્રભાવશાળી મહારાજની કન્યા છો, કાળની વિચિત્ર લીલાને પ્રતાપે તમે દુ:ખી થયાં છો પરતુ જ્યારે તમારી માતા મ્હને સોંપી ગયા છે ત્યારે મ્હારી એવી ઇચ્છા છે કે તમને કોઇ રાજાનાં રાણી બનાવવાં. તેથીજ તમે સુખી થશો. તમારો વિવાહ રંગપુરના મહારાજા સાથે થવાનાં છે. તેજ સર્વ પ્રકારે તમારા યોગ્ય છે. ત્યા તમે ઘણાં સુખી થશો. તમને જોઇ હું પણ સંતોષ પામીશ મહારાજા નરેન્દ્રસિંહ હજુ કુંવારા છે. તમારા જેવી સ્વર્ગીય દેવીને મેળવી ઘણા આનંદ પામશે"

વીરેન્દ્રના આ શબ્દો તેના હૃદયમા ખીલતી આશાલત્તામા વજ્ર સમાન લાગ્યા. તેના હૃદયમાં જે શંકા થતી હતી તે ખરી પડી હોય તેમ તેને જણાયુ. આ સમયે તેના હૃદયની કેવી સ્થીતિ થઇ હશે તે વાંચક જાણી શકશે. ખીલતી આશા લત્તા ઉપર નિરાશારૂપ કુહાડીનો પ્રહાર થાય તો તેની કેવી સ્થીતિ થાય ? અનાથ કુસુમ શુ કરી શકે ! વીરેન્દ્રના દર્શન કર્યા વિના જેને એક ક્ષણુ એક યુગ પ્રમાણે જણાય, જે વીરેન્દ્ર વિના બીજા કોઇને ચ્હાતીન હોય, વીરેન્દ્ર વિના જે પોતાની જીંદગી કુમારિકાવસ્થામા કાઢવા તૈયાર થાય તો તેજ કુસુમ રંગપુરનો તો શુ પણ આખા પૃથ્વિનો રાજા કેમ ન હોય ? પણ તે બીજાને કેમ ચ્હાય ? તે કુસુમના નેત્રલાલ, પીળા થઇ ગયાં ભ્રમર સંકુચિત કરી ક્રોધે ભરાઇ કહ્યું: હમણાંજ તમે ભમરાની મૂર્ખતા ભરેલી શરમ વગરની વાત કહી તે સત્ય છે, ભમરો નિર્દય હોય છે, નિષ્ઠુર હોય છે ! મ્હારી માતા મરતી વખતે મ્હારો હાથ તમારા હાથમા મુકતી ગઇ છે તેથી તમારી ઇચ્છામાં આવે તેમ કરવા તમે માલિક છો પરંતુ યાદ રાખજો કે મ્હારૂં શરિર બીજાને આપવાનો તમને અધિકાર છે, તેથી કાંઇ મ્હારા મનને બીજાને આપવાનો અધિકાર નથી. હુ મ્હારા મનવડે ગમે તે કરીશ. ખુબ સંભાળજો ! મ્હારી ઇચ્છા વિરૂદ્ધ તમે લગ્ન કરશો તો લગ્ન થતાં પહેલાંજ હુ પરલોકમાં પહોચી જઇશ. મે નિશ્ચય કર્યો છે તે પ્રમાણે નહીં થાય તો જીવનપર્યંત કુમારિકા રહીં ઇશ્વર ભજન કરીશ."

તેનાં નેત્રમાથી ડળડળ આસુ પડવા લાગ્યાં. ક્રોધને લીધે તે થરથર કમ્પવા લાગી. તેના મનનાં ભાવ સમજી લઈ વીરેન્દ્ર સ્મિત હાસ્ય કરી બોલ્યો. કુમારિકા રહેવાનુ કહો છો

તે તદન અસત્ય છે હમણાંજ તમે પોતાની મેળે એકલાં એકલાં કોણ જાણે કયા ચિત્તચોરનું સ્મરણ કરતાં હતાં ? મે બધું સાંભળ્યુ છે. તમે તેનું નામ, ધામ બતાવતાં નથી નહીં તો હમણાં શોધી લાવું. તમને સુખી કરૂ અને હું પણ સુખી થાઉ.

વીરેન્દ્રના આ શબ્દો સાંભળી કુસુમને વિશેષ લાગી આવ્યું. જેને તે પોતાના હૃદયનો અધિશ્વર જાણે છે, જેને તે કોમળ, સરલ અને મંજુલ ભાષિણી બાલિકાએ જીવન સમર્પણ કર્યું છે તેના મુખમાંથી આવા શબ્દો સાંભળી જે દુઃખ થતુ તે તેજ બિચારી જાણતી !, જેના ન્હદયમાં જે દુઃખ થાય છે તે તે પોતેજ જાણે છે. અનુભવ વગરનાં અંત કરણો તે દુઃખ જાણી શકતાં નથી. કુસુમે છાતીપર જોરથી હાથ મારી કહ્યું વીરેન્દ્ર ! શું પ્રેમ એવી વસ્તુ છે કે જે ગમે તેને, ગમે તેટલી વખત આપી શકાય છે ?

"હા, પ્રેમ ગમે તેને આપવો એ મનની સત્તા છે."

"શું મન બજારમાં ફરતા દલાલો જેવુ છે કે તુચ્છ ઇચ્છા પરિતૃપ્ત કરવા પ્રેમને વારંવાર વેચી દે ? "

"હા, વાસના, ઇચ્છાના ભોકતા મન છે. મનને સંતોષ મળે તે પ્રમાણે પ્રેમનો બદલો કરી શકે છે."

"વાસનાઓની પરિતૃપ્તિ કરવા અને મનગમતો સંતોષ મેળવવાનેજ પ્રેમનુ વેચાણ થયાં કરે છે !

"હા, મનગમતો સંતોષ એ ન્હદયરૂપી બજારનો માલિક છે, માલિકની મરજી પ્રમાણે સંતોષ મેળવવા ગમે તેમ કરવુ."

" ત્યારે તમે પણ તેવા બજારનાજ એક માલિક હશો. મનગમતો સંતોષ મેળવવા ગમે ત્યાં ફરતા હશો અને ગમે તેટલી યુવાન છોકરીઓના હૃદય જીતી લઇ પાછાં તેને ભાંગી નાખતા હશો તે બીચારીઓને નિરાશ હતાશ, હુતાશ કરતા હશો તમને ખબર તો હશેજ. કે પુરૂષો કરતા સ્ત્રીઓનો નિશ્ચય ચાર ગણો વધારે હોય છે"

" મ્હને હજુ તેવા બજારના માલિક થવાનો સમયજ મળ્યોજ નથી હું જાણું છું કે સ્ત્રીઓનો પણ કેટલો નિશ્ચય હોય છે. મનમાં આવે તેજ વખતે તેજ પ્રેમીને વિરહના ઉંડા સમુદ્રને તળાયે ડુબાવી દે છે ! "

"વીરેન્દ્ર ! શું બધાંજ અંત કરણો તેવાં હોય છે ? "

"ના, મેં જેટલુ શાસ્ત્રો અને પુરાણો, અને જગતમાં જેટલાં દ્રષ્ટાંતો વાંચ્યા છે તેમાંથી જુદું જુદુંજ જોયું છે."

" ત્યારે પછી જે અભિપ્રાય મ્હને બતાવો છો તે કેવા પ્રકારનો ? તે કોને, કહેવાનો ? તે કોના અંત.કરણમાં આહુતિ આપવાનો ? "

"કુસુમ! તમે જીત્યાં, હું હાર્યો! અપરાધની ક્ષમા કરો."

"શા માટે? કોનો અપરાધ? કોણ ક્ષમા કરે? અંતઃકરણ ચીરીને બતાવીશ. પરિક્ષા કરજો. તેમાં કોનાં નામ લખાયાં છે! કોને જોઈ રહ્યું છે? રંગપુરના રાજાની રાણી બનવા કરતાં એક અનાથ ભિખારિણી થઈ રહીશ, મશરૂની તળાઈઓમાં સુખે નિદ્રા લેવા કરતાં દુર્ગંધમય કાદવકીચડમાં શયન કરીશ, સુંદર સુસજ્જીત મહેલમાં રહેવા કરતાં તાડપત્રથી આચ્છાદિત ઝુંપડામાં આનંદ માનીશ, મ્હેં ચીરકાલથી જેને અંતઃકરણ આપ્યું છે તેની છાયામાં રહીશ. તેને માટે યોગિની થઈશ, તેને માટે ભિક્ષાન્નરહિ કરીશ. તેને માટે જીવનને તુચ્છ માની આખે શરીરે ભસ્મ લેપન કરીશ અને અંતે શરિરને સમુદ્રના ઉછળતા તરંગોમાં સમાવી દઈશ. માતા પિતા એક છે, ઇશ્વર એક છે, પ્રતિજ્ઞા એક છે, સંકલ્પ એક છે, અને પ્રેમની અર્પણ પત્રિકા પણ એકજ છે,"

એમ કહેતાં કહેતાં પોતાના ગળામાં ઘાલેલી ફૂલની માળા કહાડી વીરેન્દ્રના ગળામાં પહેરાવી. સજળ નેત્રો બોલીઃ વીરેન્દ્ર! આ જીવનમાં તમે દેવતારૂપ છો. તમે જગતૂના સર્વ દેવોમાં શ્રેષ્ઠ છો! પૂજન અર્ચન કરી યોગિની રૂપે તમારૂં ધ્યાન ધરીશ. નિત્ય તમારૂં ચરણાજ મૃત લઈ પાવન થઈશ. તમે દેવતા છો, હુ તમારી ઉપાસક થઈશ, ઉપાસકને તારવો યા મારવો દેવતાનું કર્તવ્ય છે. ઘણા દિવસનો સંકલ્પ બતાવી આપ્યો. હવે ગમે તેમ કરો. નિષ્ઠુર, નિર્દય થાઓ કિંવા દયાળુ થાઓ. ઘણા દિવસથી ઇચ્છા હતી કે તમારૂં પુજન કરી કૃતાર્થ થાઊં. પરંતુ હું કંગાલ! મ્હારી પાસે શું છે? જે હતુ તે તમારા ગળામાં અર્પણ કર્યું! એને ગમે તે માની લેજો! મ્હારી દરિદ્રાવસ્થામાં એક એક માળાના પાંચ પાંચ રૂપિયા આપતા હતા. તે માળા રોજ બનાવતી હતી. આજની માળા ઘણા વર્ષના વિચાર પછી બનાવેલી છે. જુવો, એમાં કાંઇક અનંત સૌગંધ છે, દીવ્ય તેજઃ પુંજછે, દૈવિક મનોભાવછે, એક વખત એ માળા તરફ જુવો! તમને જણાશે કે તે સ્વર્ગના દેવતાઓ મારેજ બનાવી છે! હવે તમારી ઇચ્છામાં આવે તે મુલ્ય આપો! તે લઇ હું હમેશને માટે વિદાય થઇશ.

કુસુમે છુટે મ્હોડે રડી દીધુ. બે પગની વચમાં માંથુ ઘાલી રડવા લાગી. હૃદયમાં છલકાઇ જતો અશ્રુસાગર અનંત બળ કરી બહાર નિકળવા લાગ્યો.

વીરેન્દ્ર જાણી ગયો કે વિશેષ વાદ કરવાથી કુસુમનુ કોમળત્વ કચડાઇ જશે. તે કુસુમ છે, ખરેખર કુસુમ છે. કુસુમના પુષ્પો ઉપર જરાક તડકો પડતાં તે ચીમળાઇ જાય છે તેણે અમૃત ભરેલી દ્રષ્ટિથી, મધુરી હાસ્ય છટાથી કુસુમ રહાસું જોઈ તેનાં નેત્રો લુછયાં. એક હાથે તેનું મોઢું પોતાના તરફ ફેરવી બીજો હાથ તેના ખભાપર મુકી કહ્યું. શા માટે રડવું જોઇયે! પોતાના નિશ્ચયને નહીં ફેરવનાર સ્ત્રીઓ ઇચ્છીત ફળ મેળવે છે. ઠીક, તમે તો મ્હનેજ વરમાળ પહેરાવી દીધી?

"હા, અનુપમ માળા તમને પહેરાવવા યોગ્યજ હતી. તમેજ મનોદેવતા છો, ભક્તિ પુર્વક તમને ન પહેરાવું તો પછી કોને પહેરાવું? નાથ! તમેજ મ્હારા હૃદય મંદિરના અધિષ્ઠાતા દેવતા છો. હું તમારી ઉપાસક [illegible]"

વીરેન્દ્ર હવે પોતાના મનને રોકી શક્યો નહીં. જે હાથવડે તેનું મ્હોડું ઝાલ્યું હતું તે થ વડે તેના મ્હોઢાને પોતાના હોઠ સાથે લગાડ્યું. અને પ્રગાઢ આલીંગન દીધું. વીરેન્દ્રના દયમાંથી પ્રેમનાં અશ્રુ નીકળી નેત્રદ્વારા પ્રણય પ્રતિજ્ઞા કરતાં જણાયાં. તેણે કહ્યું.

" પ્રીયે ! બલિરાજાએ જેમ સર્વસ્વદાન કરી ભગવાન વામનને હમેશને માટે ઋણિ નાવ્યા હતા તે પ્રમાણે તેં પણ ત્હારૂં સર્વસ્વ દાન કરી મ્હને જીવનપર્યંત ઋણિ બનાવ્યો . હવે ફુલની માળાનું મૂલ્ય નથી, તેની કાંઈ કિમ્મતજ નથી. તે અમૂલ્યછે, તેમાંથી જુદાજ કારની સુગંધ આવે છે. એના બદલામાં કુબેરનો ભંડાર અને સાગરના ગર્ભનાં રત્નો તુચ્છ માત્ર છે. પ્રીયે ! એનો બદલો, એની કિમ્મત હશે." એમ કહી તેણે તેના ખોળામાં માથું કર્યું કુસુમે તેના મુખ ઉપર હાથ ફેરવી ધીમે ધીમે તેના ગાલને થાબડવા માંડ્યો.

" નાથ ! બસ થયું ! ફુલની માળાનો બદલો મળી ચુક્યો. જીવન કાણ્ડમાં મ્હારે જે ળવવાનું હતું તે મળી ચુક્યું. એથી વિશેષ શું જોઇએ ? અમુલ્ય વસ્તુ મળવા પછી તુચ્છ લ્યવાન વસ્તુ મેળવી શું કરત?"

" પ્રીયે ! જેને જેના હૃદયની પરિક્ષા છે, જેને જેના પ્રેમની કિમ્મત છે, તેજ એવી મૂલ્ય વસ્તુ ખરિદે છે. આજે હું કૃતાર્થ થયો."

" ત્યારે શા માટે અત્યાર સુધી મ્હારા હૃદયને કલ્પાત કરાવ્યું ?"

" બરોબર પરિક્ષા કરવા માટે ખરૂ પુછો તો તમારા અંતઃકરણના ભાવ જોઈ હું ત્તિ આનંદ પામતો હતો. જે દિવસે મેં તમને પહેલ વહેલા જોયાં તેજ દિવસથી મ્હારૂં દય મેં તમને અર્પણ કરીજ દીધું હતું. પ્રીયે ? તમે રંગપુરના મહારાજને પસંદ ન રતાં મ્હારા જેવા એક સિપાઇને માટે પસંદ કર્યો ? તમે કૃષ્ણનગરની રાજકન્યા છે. તમે હારાણી અને તે મહારાજા બન્નેનું જોડું બરોબર થાત."

કુસુમે તેના ખભાપર માથું મુકી બન્ને હાથ ગળામાં વિંટાળ્યા પ્રેમથી ગદ્ ગદ્ થય ાલી. નાથ ! જે શબ્દોથી મ્હારા હૃદયમાં વજ્રાઘાત થાય છે તે વારંવાર બોલવાનું શું યોજન છે ? રાજા હોય અને તે પત્નિ ઉપર પ્રેમ નહીં રાખતા અનેક સ્ત્રીઓમાં રમણ રતો હોય તો તેને શું કરવું ? તે રાજા કેહેવાને યોગ્ય છે ? આજના રાજાઓના મનની રીતિ શું તમે જોતા નથી ? રાજાઓના શુભ ચરિત્રો જોશો તો જણાશે કે તેઓ ખરેખરા ાજા કહેવાવા લાયકજ નથી તેઓ પતિવ્રત પાળતાજ નથી તેઓ પરણેલી સતિ પત્નિઓને ખડતી મુકી મન ગમતી સ્ત્રીઓમાં ફરી આનંદ કરે છે. રાજાની સાથે મેહેલમાં રહેવા રના તમારી સાથે જંગલનાં હિંસક પશુઓમાં નિવાસ કરવો હજાર દરજ્જે આનંદદાયકછે. ાપણે એમજ જાણવું કે તમે રાજા છો, હું તમારી રાણીછું. પ્રત્યેક મનુષ્ય પોતાના નથી રાજા અને પોતાના મનથી રાણીજ છે. પછી રાજા કે રાણી નામ માત્ર ધારણ કર- ાથી વિશેષ છે ? રાજાની રાણીને જેટલો આનંદ નહીં થતો હોય તેથી સહસ્ત્ર ગણો આનંદ માજે મને થાય છે."

" વીરેન્દ્ર તેના અધરોષ્ઠનું પાન કરતાં બોલ્યાં ખરેખર ! ત્હારૂં કહેવું સત્ય છે, આજે મ્હારા જેવો ભાગ્યવાન પુરૂષ ત્રિલોકમાં પણ નહીં હશે. ?"

" હા, અને આજે મ્હારા જેવી ભાગ્યશાળી સ્ત્રી વિધાતાએ સૃષ્ટિમાં ભાગ્યેજ બીજી હશે ?"

# ભારત જીવન.

પુસ્તક ૩. મુંબઇ સપ્ટેમ્બર ૧૯૦૫. અંક ૧૨.


## વાચકો પ્રત્યે વિજ્ઞપ્તિ.

'ભારત જીવન" માસિક પત્રના વાચકોને આજે ત્રીજા વર્ષનો છેલ્લો અંક મળે છે આ વર્ષમાં જે જે લેખો પ્રકટ થયા છે તે ઉપરથી વાચનાર સદ્‌ગ્રહસ્થો જાણી શક્યા છે કે ભારત જીવન માં જે જે લેખો પ્રકટ થાય છે તે ગમે તેવા અજ્ઞાન માણસને પણ સ્વદેશભક્તિનું જ્ઞાન કરાવ્યા વિના રહ્યા નથી આ પત્રમાં જે જે લેખો પ્રકટ થાય છે તે ઐતિહાસિક—ખરા—બનેલા બનાવોનો મુળ આધાર લઇનેજ લખવમાં આવતા હોવાથી વાચકવર્ગને દ્રષ્ટાંત અને સિદ્ધાંત બને મળે છે દ્રષ્ટાંત અને સિદ્ધાંત બને વાચવાથી વાચકને જેટલો બોધ જેટલું જ્ઞાન મળે છે તેટલો બોધ અને તેટલું જ્ઞાન કપોળ કલ્પિત લેખોથી થતું નથી મ્હોટા મ્હોટા વિદ્વાનો પણ પાછળો ઇતિહાસ વાચે છે, અને તેમાથી જ્ઞાન મેળવે છે રામ, કૃષ્ણ ના ઇતિહાસ ઉપરથી આપણા અંતઃકરણમાં કેવી સદભાવનાઓ સ્ફુરે છે, ધ્રુવ પ્રલ્હાદ ના ઇતિહાસ ઉપરથી આપણા અંતઃકરણ કેવી ભક્તિ ઉત્પન્ન થાય છે? હરિશ્ચંદ્ર સુધન્વા અને મદાલસાના ઇતિહાસ ઉપરથી આપણે કેટલા શ્રદ્ધાવાન બનીએ છીએ અને સીતા, દમયંતી, તારા અને સુલોચનાના ઇતિહાસો ઉપરથી સ્ત્રીઓ કેટલી પતિભક્તિ કરતા શીખે છે? ઇતિહાસ એ એ દર્પણ છે એમાથી પ્રત્યેક વસ્તુ યથાસ્થિત્ જણાય છે અને તેથીજ તે વસ્તુના ગુણ દોષ આપણે સારીપેઠે જાણી શકીયે છીયે

'ભારત જીવન નો પણ એજ ઉદ્દેશ છે કે ઇતિહાસના આધારો લઇ લેખો નવલ કથાઓ, જીવન ચરિત્રો સ્થળ વર્ણનો આદિક લેખો પ્રકટ કરવા જે જે ગ્રહસ્થોએ 'ભારત જીવન એક વખત વાચ્યું છે તેમાનો મ્હોટો ભાગ હમેશને માટે ગ્રાહક થઇ રહ્યો છે ઘણા ગ્રહસ્થોના અમારી પાસે પ્રશંસા પત્રો આવ્યા છે પરંતુ તે પ્રકટ કરી આત્મપ્રશંસાનો ઢોલ ઢોરી લેવો યોગ્ય લાગતું નથી દરેક વસ્તુ પોતાની મેળેજ નકારા પાડી શકે છે ભારત જીવનને પણ પોતાના વાચકવર્ગના હૃદયમાં જે નકાશ પડ્યો છે તે તેના ફેલાવાઉપરથી સિદ્ધ થાય છે અમે આ સ્થળે એટલુંજ કહીશુ કે પ્રત્યેક ગ્રાહકોએ પોતાનો આશ્રય ચાલુ રાખવો કે જેથી ભવિષ્યમાં ભારત જીવન હિંદુસ્તાનની પ્રજાની વિશેષ સેવા બજાવનારું નીવડે તેમજ સ્વદેશ ભક્તિનું ઉચ્ચ જ્ઞાન કરાવવા સમર્થ થાય ઉછરતા બાળકોનો સઘળો જીવન આધાર તેમના પોષકો ઉપર હોય છે બાળકના જીવનને માટે પાલકોને જેટલી કાળજી રાખવી જોઇયે તેટલી અવશ્ય રાખવી જોઇએ કરણકે પરસ્પર સહાયતા કરવાનેજ મનુષ્યોને ઇશ્વરે સરજ્યા છે.

ભારત જીવન એ એક વાચક વર્ગનો બાંધવ છે એ બાંધવે તેમને આ વર્ષમાં જે જ્ઞાનદાન આપ્યું છે તેમાથી તેમને એટલો બધો મળી શકે એમ છે કે જે પોતાનો સહોદર બંધુ પણ આપી શકશે નહીં અમો ખાત્રી છે કે એવા એક બંધુનો ત્યાગ કરવાને માટે આવશ્યક કાર્ય કર્યા વિના રહેશો નહીં સોના દાન કે જવાહીરદાન કરતા જ્ઞાનદાન એ સર્વથા

શ્રેષ્ટ છે તો પછી એવુ દાન આપનાર દયાળુ બધુની સેવાની કદર જાણી વાચક વર્ગ તેને સ્હાયતા કરશે તો તેથી ઉપકાર થયા વિના રહેશે નહીં

# "શિવાજી" મહારાજનાં લૉકેટો.

આ વર્ષે ભેટના લૉકેટો પ્રકટ કરવામાં ઢીલ થઇ છે પરતુ માસિકમા પ્રકટ થતા લેખો કોઇ પણ પ્રકારે ઉતરતા પ્રકટ થયા નથી ભેટો એ માત્ર એક જાતની લાલચ છે કે જેને લીધે વાચવાનુ પણ મન થાય અમે ગયા વરસમા ઘડીયાળ વિગેરે જે ભેટો આપી છે તે ઉપરથી વાચકોએ જોયુ હશે કે આ શેહેરના ભારે ખર્ચના પ્રમાણમા અમને કાઇ પણ ફાયદો નથી તોપણ અમે અમારી ફરજ બજાવવામા ચુકતા નથી અને હજુ પણ ચુકીશુ નહી ભેટો આપવાનો જે નિશ્ચય છે તે પાળીશુ જો કે બાયના અનિવાર્ય રોકાણને લીધે માસિક પ્રક ટ થતા મોડુ થાય તો તેથી વાચકોએ અધીરા થવુ નહી નિશ્ચ કરેલી ભેટો આપ્યા વિના અમે કદી પણ રહીશુ નહી

આ વર્ષની ભેટમા ચાદીનાં લોકેટો તથા વાર્તા વિનોદના ગ્રાહકો માટે ચાદીના અછોડાઓ લગભગ તયાર થવા આવ્યા છે અને તે તા ૨૫ મી નવેમ્બર ૧૯૦૫ ને દીવસેથી ગ્રાહકોને વેહેચવામા આવશે આ ભેટો છુટી છુટી પેક કરી મોકલવાથી પેકીગ રેજીષ્ટ્રેશન પોષ્ટેજ વિગેરે છ થી આઠ આના ખરચ થશે અને તેથી અમે અમારા સુજ્ઞ ગ્રાહકના ખરચમા બચાવ કરવા એવી ઇચ્છા રાખી છે કે નવા વરસના અંક સાથેજ એવી ખુબીથી લોકેટ અને અછોડાને પેક કરી મોકલીશુ કે જેથી તેમને એવો ખર્ચ થશે નહી નવા વર્ષનું લવ જમ રૂ૦ ૨ ૬-૦ તથા ૦-૧૦ વી પી ખર્ચ મળી રૂ ૨ ૭-૦ માત્ર દરેક ગ્રાહકોને ભેટો તથા નવા વર્ષનો અંક મળી જશે અમને આશા છે કે સુજ્ઞ ગ્રાહકો પોતાના બધુનો સ્વિકાર કર્યા વિના રહેશે નહીં

આ વર્ષે પણ ભારત જીવનના કેટલાક અંકો મોડા પ્રકટ થયા છે તેનુ કારણ એ છે કે અમારા છાપખાનામા અમારા મિત્રો અને શુભેચ્છકોના પુસ્તકો વિગેરે છાપવાના કામોનુ પુષ્કળ રોકાણ હોવાથી તેમજ વખતસર આપવાનાં હોવાથી તેમ થાય છે તે માટે સુજ્ઞ ગ્રાહકોની ક્ષમા ચાહીયે છીયે આવતા વરસમા નિયમસર પ્રકટ કરવા માટે અવશ્ય કાળજી રાખવામા આવશે અમને જાણી જોઇને મોડુ કરવાનુ પસદજ નથી પરતુ અનિવાય કારણોને લીધે તેમ થઇ જાય છે આવતા વરસ માટે ઉત્તમોત્તમ લેખો તયાર રાખ્યા છે અને તે ગ્રાહકોને જુતાજ પ્રમાણે પણ ઉચુ જ્ઞાન આપ્યા વિના રહેશે નહીં નવા વર્ષની ભેટ

# श्री योग वाशिष्ठ.

નવા વર્ષને માટે આ ભેટનુ પુસ્તક અમે નક્કી કર્યુ છે આ પુસ્તક વેદાન્તના ઉચા તત્વોથી ભરેલુ છે અને તે દરેક દરેક વાચનાર ગ્રાહકને સરળતાથી જ્ઞાન આપી અજ્ઞાન અધકારમાંથી બહાર કાઢી મોક્ષના પ્રમાણ માર્ગ ઉપર ચઢવાના એક સરળ રસ્તારૂપ થઇ પડશે હમણા હમણા દરેક સ્થળે ધર્મની જાગૃતિ થઇ છે દરેક મનુષ્યો ધર્મના પુસ્તકો શોધે છે એવા સમયમા આ તત્વજ્ઞાનના અમુલ્ય, ભડારરૂપ અમુલ્ય ગ્રથ દરેક ધર્મના મનુષ્યોને ઉપયોગી થઇ પડશે આ ગ્રંથ જાનેવારી માસમા જરૂર બહાર પડશે

ગ્રાહકોને અમારી એટલીજ પ્રાર્થના છે કે તેમણે પોતાનો આશ્રય ચાલુ રાખવો ક્ષમા

મેનેજર ભારત જીવન

# બંગાલીઓનો સ્વદેશ પ્રેમ-આપણું કર્તવ્ય.

(૨)

લૉર્ડ કરઝન બહાદુરની જહાંગીરી દરમ્યાન આપણને જે મ્હોટામા મ્હોટો લાભ થયો છે તે એજ છે કે આપણા હૃદયમાં "સ્વદેશ ભક્તિ" ની જાગૃતિ થઇ છે. આપણે સમસ્ત હિંદુસ્તાનના રહેવાશીઓ-સ્વદેશ-હિંદુસ્તાન પ્રત્યે ભક્તિ બજાવવાનું આપણું કર્તવ્ય સારી પેઠે સમજતા થયા છીયે સ્વદેશી બનાવટની વસ્તુઓજ વાપરવાથી હિંદુસ્તાનનાં રહેવાશીઓ સુખી થશે, અને આ દેશનો પૈસો દરિયાપાર જશે નહીં. એ પણ જાણતા થયા છીયે. બંગાલમાં જે સ્વદેશ ભક્તિનું અસાધારણરૂપ થઇ પડયું છે તે સાંભળવાથી એવા વિચારો થાય છે કે હજુ એ જીલ્લામાં જેટલા પ્રમાણમાં સ્વદેશ ભક્તિ ફેલાઇ છે તેટલી આપણા જીલ્લાઓમાં નથી. બંગાલમા સ્વદેશ ભક્તિ ફેલાવવાનું કામ નિશાળોમાં વિદ્યાર્થીઓ બજાવે છે. તેઓ સ્વદેશી કપડા પહેરી દરેક લત્તાઓમાં પૂરી ઉપદેશ આપે છે કેઃ સ્વદેશની બનાવટનો માલ વાપરવાથી તમારૂં ભલું. થશે અને તેથીજ તમે હમણાંની કંગાલ હાલતમાથી મુક્ત થઈ ધનવાન થશો." તેમના આ ઉપદેશને લીધે હજારો માણસોના મન ઉપર સ્વદેશ ભક્તિએ ચોક્કસ છાપ બેસાડી દીધી છે, અને તેથી બંગાલીઓએ પ્રતિજ્ઞા કરી છે કે અમે કદી પણ વિલાયતી વસ્તુઓ વાપરીશું નહીં. કેટલાકોએ કાળી દેવી સન્મુખ પ્રતિજ્ઞા કરી છે કે વિલાયતી વસ્તુ વાપરવાનો સમય આવશે તો અમે અમારા શરિરના લોહીનું બલિદાન આપીશું. કલાર્કો અને વિદ્યાર્થીઓ વિલાયતી બુટ કે કપડા વિના ચલાવે છે. મ્હોટા મ્હોટા રાજા, મહારાજાઓ, જમીનદારો પણ તેમાં શામેલ થવા છે.

બંગાલામાં સ્વદેશ ભક્તિને એટલું બધું માન આપવામાં આવ્યું છે કે વિલાયતની બનાવેલી સીગારેટ પીનાર એક ગ્રહસ્થને એક ગાડીવાળાએ પોતાની ગાડીમાંથી ઉતારી મુકયો હતો. એક આઠ વરસની છોકરીએ પોતાના ઘરમાંથી વિલાયતી મિઠું બંધ કરાવી પોતાના ઘરમા દેશી મિઠું મંગાવ્યું છે, એક બાર વરસની કન્યાએ પોતાના હાથની વિલાયતી બંગડીઓ નેબદલે દેશી બંગડીઓ પહેરી છે. એક અગીઆર વરસના છોકરાએ પોતાનાં રમવાના કાચનાં-વિલાયતી-રમકડાં ફોડી નાખ્યાં છે. એક યુવાન સ્ત્રીએ પોતાના પતિને પ્રતિજ્ઞા આપી છે કે વિલાયતી માલ કદી પણ ઘરમાં લાવવો નહીં, બુટ સીવનારા મોચીઓએ વિલાયતી ચામડાનાં બુટો નહીં સીવવાને, ધોબીઓએ વિલાયતી કપડાં નહીં ધોવાને, દરજીઓએ વિલાયતી લુગડાં નહી સીવવાને પ્રતિજ્ઞા કરી છે અને તે પ્રમાણે તેઓ પાળે છે વિલાયતી કાપડ અને વિલાયતી બુટ, રમકડાં, બંગડીઓ વેચનારાઓનો કોઇ ભાવ પુછતું નથી, એક વિલાયતી બુટ વેચનાર બિચારો કહે છે કે મારે ત્યા દરરોજ સાત આઠ જોડ બુટ વેચાતાં હતા હવે ત્રણ દહાડે એક બુટ જોડ વેચાય છે. મોટી મોટી યુરોપિયન પેઢીઓ પણ ફીકરમા પડી છે! અંગ્રેજી વર્તમાન પત્રોદ્વારા ઠેઠ વિલાયતમા પણ એ હીલચાલની અસર થઇ છે સઘળા વિચારમા પડી ગયા છે. **સ્વદેશ ભકિત**! ત્હારા પૂજન, અર્ચન કરનારા ભકતોને ત્હેં અપૂર્વ શૌર્ય બળ આપ્યુ છે, આવુ શૌર્ય હમેશા રહેશે અને તે આખા હિંદુસ્તાનની પ્રજાની નસેનસમા ફેલાશે ત્યારેજ આ કંગાલ થતા જતા દેશનુ કલ્યાણ થશે અને ત્યારેજ તુમાખી મગજના અંગ્રેજોની શુદ્ધ ઠેકાણે આવશે પ્રભો! પરમાત્મન્! ત્હારૂ દૈવિ બલ છે, ત્હારી અપૂર્વ શક્તિ છે, પાતાળમા પ્રવેશ કરવા અને આકાશને ભેદવા તુંજ સમર્થ છે! સમસ્ત હિંદુસ્તાન દેશની પ્રજાના મત હરણ ભેદી, તેમા સ્વદેશ ભકિતની લાગણી ઉત્પન્ન કરાવવા તુંજ સમર્થ છે!

આ દેશમા **સ્વદેશ ભકિત**ની લાગણી નહીં હોવાથીજ પરદેશી ઠગારા વ્યાપારીઓ ફાવી ગયા છે પોતાની ટાપટીપ કરેલી વસ્તુઓ વેચી કરોડો રૂપિયા દરિયાપાર ઘસડી જાય છે પરદેશથી આ દેશમા આવતી દરેક વસ્તુઓ જ્યારે ભાગે છે ત્યારે તેનુ એક કોડી દામ પણ ઉપજતુ નથી પરંતુ આ દેશની બનેલી વસ્તુઓ જ્યારે તુટે છે, ફુટે છે અને જુની થાય છે ત્યારે પણ તેનું કંઇક ઉપજે છે પરદેશની બનેલી પાંચ રૂપિયાની ચીમની ફુટે છે ત્યારે તે કચરામા નાખવા લાયક થાય છે પણ પીતલની દીવીઓ પચીસ પચાસ વરસ વાપરવા છતાં પણ તેની અરધી કિમ્મત આપણને મળે છે. એજ પ્રમાણે કપડા, બંગડીઓ, રમકડા વિગેરે વસ્તુઓ પણ દેશી બનાવટની હોય છે તો તેમાથી કંઇક પણ આપણને ઉપજે છે જ્યારે વિલાયતી બનાવટની તેજ વસ્તુઓ થોડા વપરાસમા આવતાજ નિરૂપયોગી થઇ પડે છે!

સમય બળવાન છે ! એક દેશની ઉન્નતિ થવા પછી તેની અધોગતિ થાયછે. અને એક દેશની અધોગતિ થવા પછી તેની ઉન્નતિ થવા પામે છે ! આ પ્રકૃતિ-Nature–નો નિયમજ છે. જે હિંદુસ્તાન પૃથ્વિ ઉપર ઉન્નતિ પામેલું હતું તેજ આજે કંગાલ થઇ ગયું છે અને જે ઇંગ્લંડ પૃથ્વિ ઉપર જંગલી ગણાતું હતું તે આજે સભ્ય ઉન્નત થયું છે ! જે સ્વતંત્ર હિંદુસ્તાનમાં પગ મુકતાં પહેલાં અંગ્રેજો બ્હીતા હતા તેજ અંગ્રેજોએ પ્રપંચ કરી વ્યાપારને બ્હાને, પરસ્પર કુસંપ કરાવી હિંદુસ્તાનને જીતી લીધું છે, પરંતુ દરેક વસ્તુનો સમય બદલાતો રહ્યો છે. આપણાં–અને દરેક શાસ્ત્રોમાં સ્પષ્ટ લખ્યુંછે કે પ્રકૃતિ-Nature-ના નિયમ પ્રમાણે દરેક વસ્તુની સ્થીતિ બદલાતી રહી છે. પ્રાતઃકાલમાં સૂર્યની જેવી કોમળતા હોય છે, તેવી મધ્યાન્હકાળે રહેતી નથી, મધ્યાન્હકાળે જે રૌદ્રતા હોય છે તે સાયંકાળે રહેતી નથી. વસંતરૂતુમાં જે ફુલો પ્રફુલ્લ થાય છે તે ગ્રીષ્મ રૂતુમાં કેવાં થઇ જાય છે ! અને શીશીર રૂતુમાં કેવાં થાય છે ? શુકલપક્ષની પૂર્ણિમાની રાત્રે જે ચંદ્ર સોળ કળામાં પ્રકટી સૃષ્ટિનાં પ્રાણી માત્રને આનંદ આપે છે તેજ અમાવાસ્યાની રાત્રે ક્યાં ભરાઇ જાય છે ! એ નિયમ પ્રમાણે જેમણે હિંદુસ્તાનને જીત્યું છે તેનેજ એક દિવસ હિંદુસ્તાન પણ જીતી શકશે. પ્રકૃતિ પોતાનું કામ કરશે. એમાં સંશયનથી પરંતુ આપણે બ્રીટીશોનું રાજ્ય જોઇયે છે. આપણે હમણાં જેટલા સુરક્ષિત છીયે તેટલા બીજાના રાજ્યમાં કદી પણ રહેવાનાં નથી. આપણને માત્ર આપણી ઉન્નતિ થાય એજ જોઇયે છે.

બંગાલામાં ઇસ્ટઇન્ડીયા કંપનીનુ રાજ્ય થયું તે સમયે બંગાલાના જુલાઇયા લોકો હિંદુસ્તાન દેશનાં કરોડો માણસને પોતાની બનાવેલી વસ્તુઓ પુરી પાડી પરદેશ તરફ પંદર કરોડ રૂપિયાની વસ્તુઓ મોકલતા હતા. ઓગણીશમી શતાબ્દિના પ્રારંભમાં હિંદુસ્તાનથી લુગડાંની ૧૩૬૩૩ ગાંસડી અમેરીકા, ૧૪૫૦ ડેનમાર્ક, ૯૭૧૪ પોર્ટુગાલ, ૪ હજારથી ૭ હજાર પેસીફીક મહાસાગરના કિનારાના પ્રદેશો તરફ જતી હતી. તે સમયે હમણાની પેઠેમ કારખાનાઓ ન હતાં. કરોડો ભારતવાશીઓ સ્વદેશી યંત્રોવડે લુગડાં બનાવી દેશ વિદેશમાં મોકલતા હતા. દેશની વિધવા સ્ત્રીઓ હાથવડે ચરખા ચલાવી પોતાનું પેટ ભરતા હતા. એટલુંજ નહીં પણ સ્વતંત્રતાથી પોતાના નિરાધાર કુટુંબનું ગુજરાન ચલાવતી હતી. ઇસ્ટ-ઇંડિયા કમ્પનીનોજ રિપોર્ટ બતાવી આપે છે કે ૧૮૦૭ સુધી પટના જીલ્લામાં ૩૩૦૪૨૩ સ્ત્રીઓ, શાહાબાદમાં ૧૫૯૫૦૦ સ્ત્રીઓ, તથા ગોરખપુરમાં ૧૭૫૦૬ સ્ત્રીઓ ચરખા કાંતી ૪૫ લાખ રૂપિયા મેળવતી હતી. દિનાજપુરમાં ઉચ્ચ વર્ણની વિધવાઓ તથા ખેડુતોની સ્ત્રીઓ ચરખા કાંતીને ૯૧૫૦૦૦ રૂપિયા તથા પુર્ણિયા જીલ્લાની સ્ત્રીઓ ૧૦ લાખ રૂપિયા નફો મેળવતી હતી. બંગાલા જીલ્લાનાં બીજા બીજા સ્થાનોમાં પણ એજ પ્રમાણે સ્ત્રીઓ ચરખા કાંતી હજારો રૂપિયા મેળવતી

હતી. આ પ્રમાણે પંજાબ, મદ્રાસ, મધ્ય હિંદુસ્તાન અને મુંબઇ તથા કાઠીયાવાડ જીલ્લાની લાખો કરોડો સ્ત્રીઓ હાથના ચરખાવડે સુતર કાંતી પોતાનો નિર્વાહ ચલાવતી હતી. હજુપણ કેટલાક જીલ્લામાં જુલઇયા લોકો, ખતરી લોકો અને બીજી વર્ણના લોકો હાથવડે ચરખા ચલાવી સુતર બનાવી વેચે છે તેમજ ઘરમાં સાળ–Weaving Hand Machines–બનાવી ઘરમાં લુગડાં વણે છે. જોકે તેથી તેઓનું સાધારણ ગુજરાન ચાલે છે પરંતુ દેશીઓ તરફથી જોઇયે તેટલું ઉત્તેજન નથી, અને તેથીજ તે બિચારા કારીગરો ભૂખે મરે છે. વિલાયતી કપડાંએ દેશી વણકરોને ભુખે માર્યા છે, વિલાયતી બુટે દેશી મોચીઓને કંગાલ બનાવ્યા છે; વિલાયતી કાચના વાસણોએ દેશી ત્રાંબા પિત્તળની દિવીઓ બનાવનારને રખડાવ્યા છે, વિલાવતી ટોપીઓએ દેશી પાઘડીઓ બનાવનારને ચીંથરેહાલ કર્યા છે, વિલાયતી સેંટ સાબુએ દેશી સુગંધીદાર તેલ, અત્તર બનાવનારના ચ્હેરા ફિક્કા પાડયા છે. સ્વાભાવિક રીતે દરેક વિલાયતી વસ્તુએ આ દેશના કારીગરોને દરિદ્રતા આપી કંગાલ બનાવ્યા છે, અથવા બીચારા કારીગરોના હાથમાંથી પૈસા લુંટી લીધા છે એમ કહીયે તોપણ અયોગ્ય નથી!

ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીએ આં દેશની રાજ્ય લગામ હાથમાં લીધા પછી આ દેશનાં લુગડાં તથા સુતરના વ્યાપારનો વિનાશ કર્યો છે. દેશી કપડાં ઉપર સેંકડે ૮૯ ટકા ટેકસ રાખ્યો હતો, બંગાલના જુલાઇયા લોકોને સ્વતંત્રતાથી લુગડાં વેચવા દેતા નહોતા, તેમના બનાવેલા લુગડાં ઉપર પોતાની મરજી પ્રમાણે પૈસા આપી છીનવી લેતાહતા. જ્યારે તે પ્રમાણે જુલઇયા લોકો કબુલ નહોતા કરતા ત્યારે તેમના બરડા ઉપર નેતરનો માર પડવામાં પણ બાકી રહેતું નહોતું. તેમજ તેમને કેદ કરવામાં આવતા હતા. કમ્પનીના નોકરો, ઘણે ઠેકાણે જઇ દેશી ચરખાઓને ભાંગી નાંખતા હતા. કમ્પનીએ સુતર કાંતવાનું બંધ કરાવ્યું હતું. કમ્પનીએ એવું પણ ઠરાવ્યું હતું કે જુલાઇયા લોકોએ અમારાં કારખાનામાં આવી કામ કરવું. જે લોકો કામ કરવા નહોતા આવતા તેમના અંગુઠા કાપી નાંખવામાં આવતા હતા. કમ્પનીએ ઘણા દિવસ સુધી આવાં આવાં ઘોર કર્મો કરી બીચારા જુલઇયા લોકોનો વેપાર તોડી પાડયો! કમ્પની તરફથી આવાં અપકૃત્યો ન થયાં હોતતો જુલઇયા લોકોનો વેપાર કદીપણ પડી ભાંગત નહીં તેમજ વિલાયતી વસ્તુનો આટલો બધો પ્રચાર પણ થાત નહીં. પ્રસિદ્ધ ઇતિહાસકાર મીં૦ વિલસને પણ આ બાબત સ્પષ્ટરૂપે લખી દીધી છે.

કમ્પનીએ એક તરફથી જુલઇયાઓનો વેપાર બંધ કરી, હજારો, કરોડ વિધવાઓને ભુખે મરતી કરી દીધી. વિધવાઓને પોતાના કુટુંબનું પોષણ કરવા માટે લાચાર થવું પડયું. ત્યારેજ ધીમે ધીમે વિધવા વિવાહ કરવાની બુદ્ધિ સુઝી. ધીમે ધીમે વિલાયતી માલ, આપણા ઘરમાં પગ પેસારો કરવા લાગ્યો

અને તેના તેજમાં અંજાઈ જઇ આપણે પોતાનેજ હાથે પરદેશી, પરધર્મી વ્યાપારીઓને ઉત્તેજન આપી પોતાના ઘરમાં આવવા દીધા છે. પરંતુ આપણે એક ક્ષુદ્ર પ્રાણી કુતરાના જેટલું પણ જાત્યાભિમાન રાખી શકયા નથી. એક જીલ્લાનો કુતરો બીજા જીલ્લામાં જાય છે તો તેને તે જીલ્લાના કુતરાંઓ તેને કરડી ખાય છે, લોહી લુવાણ કરે છે અને છેવટે તેને પુંછડી નીચી નમાવી ન્હાસી જવું પડે છે. એટલું બધું જાત્યાભિમાન તેમનામાં છે પણ આપણે મનુષ્ય જાતિ થઇ એ ક્ષુદ્ર પ્રાણી જેટલું પણ જાત્યાભિમાન રાખતા નથી એ કેટલા બધા ખેદની વાત છે? એક કટકો રોટલો લઇ જનાર કુતરો બીજા કુતરાને જોતાંજ ડોલા અને દાંત કહાડી ઘુરકવા મંડી જાય છે પણ આપણા દેશમાં એવાં હજારો પરદેશી કુતરાંઓ આપણા ગજવામાંથી પૈસા કહાડી જવા છતાં આપણે તેમને વધારેને વધારે ઉત્તેજન આપીયે છીયે તેમ તેમ તેઓ આપણને વધારેને વધારે પિડા કરે છે એ દરેક જણ સારીપેઠે જાણે છે

# સ્વર્ગવાસી દેસાઈ વિષ્ણુપ્રસાદ કલ્યાણરાયજી.

"The best of men
"That e er wore earth about him was a sufferer,
"A soft, meek, patient, humble, tranquil spirit
"The first true gentleman that ever breathed

સંસારમાં હજારો મનુષ્યો જન્મ પામે છે અને મરણ પામે છે પરંતુ તે સઘળામાં ભાગ્યેજ કોઇ એવું મનુષ્ય હોય છે કે જેના મરણ માટે અનેક મનુષ્યોના નેત્રોમાંથી અશ્રુના બિંદુઓ ટપકતા હોય, તેમાં કોઇકજ મનુષ્ય એવું હોય છે કે જેને માટે હજારો મનુષ્યોના અંતઃકરણમાં શોકની લાગણી ઉત્પન્ન થાય અને કોઇકજ મનુષ્ય એવું હોય છે કે જેના એકજ મૃત્યુને બદલે બીજા અનેક મનુષ્યોનું થયું હોત તો સારૂ થાત આવા શબ્દોચ્ચારો થાય! જન્મ અને મરણ એ સંસારમાં એક જાતનો વ્યવહાર છે. પરંતુ જન્મ પામી શું કરવું એ જેઓ જાણતા નથી તેવા મનુષ્યોના મૃત્યુ માટે કોઇ એક શબ્દ પણ કહાડતું નથી. જગતમાં હજારો ધનવાન મનુષ્યો છે, હજારો રાજા, મહારાજા છે તેજ પ્રમાણે હજારો બલકે કરોડો દરિદ્રી કંગાલો પણ છે, ધનાઢ્યતા અને દારિદ્રતા એ પણ જીવનના વ્યવહારો છે પરંતુ પરમાત્માએ જેઓને દ્રવ્ય આપ્યું છે તેમણે આ જીવનમાં ક્યા કયા કૃત્યો કરવા તે નિર્માણ કર્યું છે. એ કૃત્યોમાં પ્રાણી માત્ર ઉપર સમાનભાવ રાખવો, દુખી દરિદ્રીઓની સંભાળ રાખવી, અન્ન વિનાના મનુષ્યોને અન્ન અને વસ્ત્ર વિનાના મનુષ્યોને વસ્ત્ર, આશ્રય વિનાના મનુષ્યોને આશ્રય અને વિપત્તિવાન મનુષ્યોને આશ્વાસન એ આદિ મદદ પુણ્યના કૃત્યો તેમને-ધનવાનોને માટે નિર્માણ થયા છે. વિદ્વાનોની સંગતિ રાખી વિદ્યા લાભ મેળવવો, સત્શાસ્ત્રીઓનો સમાગમ રાખી શાસ્ત્રનું રહસ્ય સમજવું અને સદ્ધર્માચરણીઓની સંગતિ

રાખી ધર્માચરણ રાખવા. એજ ધનવાનોનાં કર્તવ્ય છે. જે જે "ક્રિયાએદ્વારા આલોક" અને પરલોકમાં સુખ, મોક્ષ અને પરમપદ મળે એવી 'ક્રિયાઓ' કરવી, એજ તેમનો ધર્મછે પરંતુ, મરજીમાં આવે તેવાં ધર્મ કર્મ કરવાં, દુઃખી, કંગાલોને 'જોઇ દુર્લક્ષ્ય ' કરવું, ' તેમનો પોકાર કાને સાંભળવોજ નહીં, ગજવામાંથી દમડી પણ કાઢીને આપવી નહીં, અનાથોને સ્હાય કરવી નહીં, વિપત્તિવાન મનુષ્યોનુ આશ્વાસન કરવું નહીં, તેમજ પોતાના ઘરમાં અઢળક લક્ષ્મિ છતાં સજ્જનોને દાન કરવું નહીં એ ધનવાનોનો ધર્મ નથી. પૂર્વના પૂણ્ય પ્રતાપે ઇશ્વર કૃપાથી–જે દ્રવ્ય મળ્યું તેનો પોતાની જાતેજ સારી પેઠે ઉપયોગ કરવો, મોઝમઝા કરવી, દશે ઇંદ્રિયોને તૃપ્ત રાખવી, ગાડી, વાડીમાં સ્હેલ સપાટા કરી મનગમતા આનદો મેળવવા એ તેમનું કર્તવ્ય નથી આ જગતમાં વિચારતાં પ્રાણી માત્ર ઇશ્વરનાં બાળકો છે સઘળાં તે એક ઇશ્વરે ઉત્પન્ન કર્યાં છે. માટે પ્રત્યેકને જે કાંઇ મળ્યું છે તેમાંથી યથાશક્તિ પ્રત્યેક ભિક્ષા માગનારને, દીન દુ:ખીઓને, આપવુંજ જોઇએ. કારણ કે તે પણ એકજ પિતાના પૂત્રોછે. જેટલા ધર્મનાં ગ્રંથો જોવામા આવશે તે સઘળે ઠેકાણે કહેવામાં આવ્યું છે કેઃ દયા એજ ધર્મનુ મૂળ છે. તમારી પાસે જે કોઇ આવી યાચના કરે તેને યથાશક્તિ આપો અને તેના જીવને સંતોષ આપો. પરંતુ ઘોર કલિયુગનો પ્રભાવ પ્રત્યેક ધનવંતોનો ઉપર એવો સજ્જડ બેસી ગયો છે કે માત્ર પોતાના સુખ આગળ બીજાનાં દુ:ખની તેમને કલ્પના પણ થતી નથી. ભિક્ષા માગનારનો તિરસ્કાર કરવામા આવે છે, અને દુઃખી થતા કંગાલ મનુષ્યો તરફ હાસ્ય કરવામા આવે છે. એ અતિ શોચનીય છે। એવા ધનવાનોને એટલુંજ કહેવું અગત્યનુ છે કે પ્રત્યેક મનુષ્યને પ્રત્યેક દશા ભોગવવી પડે છે. જેને અતિશય સુખ હોય છે તેનેજ એકાએક અતિશય દુઃખ ભોગવવુ પડે છે પૂર્ણિમાને દિવસે ચંદ્રની જે તેજસ્વિતા હોય છે. તે તેજસ્વિતા અમાવાસ્યાને દિવસે કયાં જતી રહે છે? મધ્યાન્હકાળે સૂર્યનો જે પ્રચંડ તાપ હોય છે તે સાયંકાળે કયા જતો રહે છે? આવાં અનેક ઉદાહરણો મનુષ્યોને બતાવી આપે છે કે મનુષ્યની સ્થીતિ એક સરખી રહેતી નથી લક્ષ્મિ મળવાથી વિલાસ વિભવમાં રચી પચી રહેલા દુર્યોધન અને રાવણ જેવા મહાન સમર્થ રાજાઓના રાજ્યો છિન્ન ભિન્ન થઇ ગયાં હતા તે આપણા જાણવામા છે, તેમના વૃતાંતો પ્રસિદ્ધ છે છતાં પણ લક્ષ્મિના મદમાં મદમસ્ત બનેલા લક્ષ્મિપતિઓને પોતાનો ધર્મ બજાવવાનું સુઝતું નથી। અને જેઓ ધર્મ, કર્મમાં મસ્ત થાયછે તેમને ઇશ્વર જગતમાંથી ઉપાડી લે છે. અને હજારો ગરિબોને મળતો આશ્રય ઝુંટાવી લે છે. ઇશ્વરની અપાર લીલા છે. તેની ઇચ્છા આગળ મનુષ્યો નિરૂપાય છે.

* ભરૂચના સ્વર્ગવાસી દેસાઇ વિષ્ણુપ્રસાદ કલ્યાણરાયજીના શોકજનક મત્યુની નોંધ અમે ગયા અંકમાં લીધી છે આ સદ્ગૃહસ્થ ભરૂચના એક સુપ્રસિદ્ધ જાગીરદાર કલ્યાણરાયજી હકુમતરાયજીના પુત્ર હતા. ભરૂચમા અને ગુજરાત આદિ ગેહેરોની બ્રહ્મક્ષત્રિ જ્ઞાતિમાં "દેસાઇજી"નુ કુટુંબ સુપ્રસિદ્ધ છે. આ કુટુંબને આટલી સુપ્રસિદ્ધતા મળવાનુ કારણ એ છે કે મોગલ બાદશાહો જ્યારે આ દેશ ઉપર રાજ્ય કરતા હતા તે સમયે દક્ષિણ અને ગુજરાત પ્રાંત ઉપર પેશવા રાજાઓનુ પણ વિશેષ પ્રાબલ્ય હતું. એ બન્ને રાજ્યના પ્રતિનિધિઓ જે

---

* ભરૂચના દેસાઇ વિષ્ણુપ્રસાદ કલ્યાણરાયજી હકુમતરાયજી તા૦ ૨૮ મી ઑગષ્ટ, સોમવાર ૧૯૧૧ને દિવસે સ્વર્ગવાસી થયા છે.

વખતે પરસ્પર લડાઇ ટંટા કરતા હતા તે વખતે દેસાઇજીનુ કુટુંબ ભરૂચમા હતું. તેમના વડિલો બુદ્ધિશાળી હતા તેમજ રાજ કાર્યમા પ્રવિણ હોવાથી બન્ને રાજાઓના મિત્રરૂપ થઈ યોગ્ય સલાહ આપતા હતા. આમ હોવાથી પેશવા સરકારના મુખ્ય મંત્રિ નાના ફડનવીસે મરનારના વડિલોને વંશપરંપરાની જાગીરો બક્ષી હતી. અને તે હજુ પણ છે આ જાગીરોની વારસીક આવક લગભગ ત્રીશ હજાર રૂપિયાની કહેવામા આવે છે પ્રતિ વરસે વિજયા દસમીના પર્વ ઉપર સ્વારી કહડવામાં આવે છે. તે સમયને માટે એમને બ્રીટિશ ગવર્નમેન્ટ તરફથી પાલખી મસાલ રાખવાની આજ્ઞા હોવાથી તે નિમિતે રૂ૦ ૧૨૦૦ આપવામા આવેછે તેમજ પ્રતિ વર્ષે એક વતનદાર તરીકે રૂ૦ ૬૬૦૦ સરકાર તરફથી મળે છે એમની જાગીરો ભરૂચ તાલુકાનું ગામ કવમ, ટીંબી અને વેહેરવાડામા છે. વંશપરંપરા ચાલતા આવેલા રીવાજ પ્રમાણે નિત્ય દાન ધર્મ કરવામાં આવે છે બ્રાહ્મણો ઉપર શ્રદ્ધા અને અતિથી, ગુણીજનોનું સન્માન પણ થાય છે રંકજનો પ્રત્યે દયા અને આશ્રય રહિતજનો પ્રત્યે મમતા બતાવવામા આવેછે અને આખા કુટુંબમા આસ્તિકતા પણ સારી છે

આ પ્રસિદ્ધ કુટુંબમા વડિલ દેસાઇ સ્વર્ગવાસી થયા તે સમયે તેમના શબને સ્મશાનમા લઇ જઇ અગ્નિ સંસ્કાર કરવામા આવ્યો તે વેના પત્નિ ચુની પણ પતિ સાથે બળવા તયાર થયા સતિ થવાના ચિહ્નો ધારણ કરી, સ્મશાનમા જઈ પતિની ચિતામા પડ્યા અને બળવા લાગ્યા તે સમયે તેમના વડિલ પૂત્રે આશિર્વાદ માગ્યો તે સમયે બળતા અગ્નિની જવાળામાથી સતિ માતાએ ઉત્તર આપ્યો. પૂત્ર! આપણા વંશનુ નામ રહેશે હુંજ પાછી જન્મ લઇશ અને નામ રાખીશ" તેમના સ્મર્ણ ચિહ્ન તરીકે દશાશ્વમેધના ઓવારા ઉપર હજુ પણ એ સતિ માતાના પગલા અમર કરવામા આવ્યા છે મરનાર સતિ ચુનીની ભવિષ્યવાણી ચોથી પેઢીએ સત્ય થઇ હતી. મરનાર દેસાઇ કલ્યાણરાયજીના પ્રથમ પત્નિ સૌભાગ્યાવસ્થામાજ સ્વર્ગવાસી થયા હતા અને તેમને "સતિ ચુની" કહેવામા આવે છે

મરનાર રા. રા. દેસાઇ વિષ્ણુપ્રસાદનુ વય અઢાર વર્ષનુ હતુ શરિરે પુષ્ટ બાંધાના કદાવર જુવાન હતા તેઓ લેલી કંપની મેચ જોવા ગોધરે ગયાહતા ત્યાંથી પાછા આવતા પ્રકૃતિ બગડી હતી કેટલાક દિવસો વિત્યા પછી એન્ટેરીક ટાઇફૉઇડ તાવ આવ્યો પ્રકૃતિ વિશેષ શીથિલ થઇ તેજ વખતે ભરૂચના સીવીલ સરજયન મેજર રીકેટસ અને ડોકટર પરભોરજી સોરાબજી મુનસફનાની દવા કરવામા આવી છતા વ્યાધિનુ રૂપ ગંભિર થતા મુંબઇના પ્રસિદ્ધ ડોકટર સર ભાલચંદ્રને દરરોજના રૂા૦ ૩૦૦ ની પ્રમાણે બોલાવ્યા હતા પરંતુ જેનો આ જગતમા ઉપયોગ છે તેનો પરમાત્માને ત્યા પણ જાણે ઉપયોગજ હોય તેમ જ્વરે ઔષધોની અસર લાગવા દીધી નહીં. પ્રતિ પળે વ્યાધિ વધતોજ ગયો તા૦ ૨૮ મી ઑગષ્ટની સવારે દશ વાગે માતાઓ, ભગિની, પત્નિ, કુટુંબીઓ, આપ્તજનો અને આશ્રિતજનોના રોદનદનિ વચ્ચે શ્રેષ્ઠ તેમનો જીવાત્મા, વિકરાળ કાળે તેમના સ્થુળદેહમાથી ઝડપી લીધો! છાતી અને માથા કુટવાના કરૂણ સ્વરે ભરૂચ શેહેરને અશ્રુપાત કરતુ કરી મુકયુ બાળક જુવાનથી વૃદ્ધ પર્યંત સઘળા અશ્રુપાત કરવા લાગ્યાં કેળના ગર્ભ જેવા સુકુમાર દેહનુ પતન સાંભળી પ્રત્યેક મનુષ્યના અંત કરણો ચીરાવા લાગ્યા. એ દિવસે ભરૂચ શેહેરનુ એક રત્ન ગયુ હતુ! અને તેથી સર્વત્ર દિલગીરી-કહોકે અંધકાર-પસરી રહેલ હતો પ્રત્યેક વર્ગના મનુષ્યો નેત્રો અશ્રુથી ભિંજવતા હતા, આખા શેહેરમા વ્યાપારીઓએ હડતાળ પાડીને પોતાનો શોકપ્રદર્શિત કર્યો હતો! સ્કુલોમા ભણતા વિદ્યાર્થીઓને રજા આપી સ્કુલો બંધ રાખવામા આવી હતી તેમ

ત્યાં "હાય, હાય" ના પોકારો પડી રહ્યા હતા. ભરૂચી પ્રજાનાં ટોળે ટોળાં દેસાઇજીની હવેલી આગળ ભેગાં થઇ દુઃખોદ્ગાર કહાડી રહ્યાં હતાં. મરનારના સ્થુળ દેહને અગ્નિ સંસ્કાર માટે બહાર કાઢ્યું તે સમયે હજારો લોકોનો રોદનધ્વનિ આકાશ પર્યંત ગર્જના કરી રહ્યો હતો. મરનારના શબને લઇ ચાલતાં ક્ષત્રી જ્ઞાતિ સીવાય બીજી જ્ઞાતિઓના ગ્રહસ્થો, વ્યાપારીઓ અને સાધારણ મનુષ્યો પણ તેમાં સામેલ થયા હતા. મરનારના માન માટે પોલીસ પાર્ટી આગળ ચાલતી હતી. તેમની પાછળ દેસાઇજીના ખાનગી સીપાઇઓ કાળાં વસ્ત્રો ધારણ કરી, તલવારો નીચી નમાવી ચાલતા હતા. તેમની પાછળ શબ હતુ અને તે પછી સંખ્યાબંધ મનુષ્યો રડતાં કકળતાં ચાલતાં હતાં. સ્મશાન ભૂમિમાં ચંદન કાષ્ટવડે અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો હતો જોત જોતામાં નિર્દય કાષ્ટોએ પણ ઉગ્ર સ્વરૂપ ધારણ કરી તેમના સ્થૂળ દેહને ભસ્મ કરી, પંચતત્વમાં મેળવી દીધું. આ શોકજનક લેખ લખતાં અમારી કલમ થરથર કમ્પે છે. અને અમારૂં અંતઃકરણ વ્યથિત્ થાય છે!

મરનારનો જન્મ સને ૧૮૮૮માં થયો હતો અવસાન સમયે તેમનું વય લગભગ ૧૮ વર્ષનું હતું. ગયા ફેબરૂઆરી માસની ૯મી તારીખે તેમનાં લગ્ન સુરતના રા. રા. માણેકલાલ પ્રાણશંકરની પુત્રિ ભાનુમતી સાથે થયાં હતા પિતાના મૃત્યુ સમયે મરનાર વિષ્ણુપ્રસાદનું વય માત્ર ત્રણ વર્ષનું હતું. છતા પણ તેમની માતાઓ—જડાવ અને મણી—એ સારૂં શિક્ષણ આપ્યુ હતું ગુજરાતી અગ્રેજી અભ્યાસ તેઓ સારી પેઠે કરતા હતા. યુવાન વય છતાં પણ સમાન ભાવ, દયા વૃત્તિ, અને પરોપકાર કરવાના દિવ્ય સદ્ગુણોવડે મરનારનું હૃદય ભરેલું હતુ સભ્યતા, નિતી, અને વિવેક એ સઘળાં વડે તેઓ વિભૂષિત્ હતા. તેઓના બોલવા ચાલવાની છટા અને વર્તણુક ઉપરથી સ્પષ્ટ જણાતું હતુ કે જેમ મરનારના પિતા કલ્યાણરાયજીએ પ્રજાની સેવા બજાવી સુયશ મેળવ્યો તેમ તેઓ પણ મેળવશે પરંતુ દૈવયોગે બે માતાઓ, એક ભગિની, એક પત્નિ અને બહોળા કુટુંબ વર્ગને શોકના સાગરમાં હડસેલી મારી આલોકનો ત્યાગ કરી ગયા છે. સાભળવામા આવ્યુ છે કે મરનારના પત્નિને ગર્ભ હોવાથી ભવિષ્યમાં કાઇક સારી આશા રહે છે સતિ માતાના આશિર્વાદ પ્રમાણે અત્યાર સુધી વંશ રહ્યો છે તેજ પ્રમાણે આ વખત પણ કદાચ બને! પ્રભો! મરનારના આત્માને અવિચળ શાન્તિપદ આપો! એજ અમારી પ્રાર્થના છે!

---

# શ્રદ્ધાનું ફળ—દ્રૌપદી અને દુર્વાસા.

આ સંસારમાં જેઓને ઇશ્વર ઉપર અટલ શ્રદ્ધા છે, જેઓ જગત્‌ના ઉત્પાદક પરમાત્મા ઉપર વિશ્વાસ રાખે છે તેઓને અવસ્ય સારૂં ફળ મળ્યા વિના રહેતું નથી. જગત્‌માં આપણને જેણે જન્મ આપ્યો છે તેનેજ આપણું પોષણ કરવાની ચિંતા છે, જગત્‌માં જન્મ આપતાં પહેલાં જેણે આપણી માતાના સ્તનમાં દુધ આપી, ગર્ભમાં આપણું પોષણ કર્યું છે તે જન્મ આપ્યા પછી પોષણ કેમ નહી કરે ? જગત્‌ની ઉત્પત્તિ, સ્થીતિ અને લયનું જે કારણ છે, અનેક કાર્યોની ઉત્પત્તિ જેમાંથી થયેલી છે તે સ્વહસ્તે બનાવેલાં પ્રાણી માત્રનું પોષણ રક્ષણ કેમ નહી કરે ? મનુષ્યો ! તેજ અખિલ જગત્ વ્યાપક, જગતોદ્ઉત્પાદક પરમાત્માને તમારી ચિંતા છે, તમારૂં ઇષ્ટ કરવું, તમને મ્હોટા બનાવવા, તમને માન અપાવવું, તમારી લજ્જા રાખવી અને તમને વિશ્વમાં એક મહાનુભાવશાળી મનુષ્ય બનાવવાની તેનેજ કાળજી છે. અંતઃકરણને નિર્મળ રાખો, મનને દુર્વાસનાઓ તરફ જતાં રોકો, ઇશ્વર ઉપર, પ્રત્યેક પળે, પ્રત્યેક કામ કરતી વખતે શ્રદ્ધા રાખો, દ્રઢ શ્રદ્ધા રાખો, નઠારા વિચારો ઉત્પન્ન થવા દો નહીં, નઠારાં કૃત્યો કરો નહીં, અને હમેશાં સારા વિચારો, સારા સંકલ્પો કરો, તો તે પરમાત્મા અવસ્ય તમારી સ્હાય કરશે, તમારાં પ્રત્યેક કામમાં જય આપશે. અશ્રદ્ધા કે સંકલ્પ વિકલ્પ કરો નહીં. અશ્રદ્ધા એજ તમારી નિરાશાનું મુળ છે. શ્રદ્ધા એજ તમારા વિજયનું મુળ છે. તે પરમેશ્વર તમને સુખ આપવા ચ્હાય છે પરંતુ તમે અશ્રદ્ધાવાન હોવાથીજ, તમને સુખ મળતુ નથી. જુવો, વિચારો, કે જે જે મનુષ્યોનો જય થયો છે તે સઘળા ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી પોતાના સત્ય સંકલ્પોને વળગી રહ્યા છે કે નહીં ? અને ત્યારેજ તેમને જગત્‌માં જેને ખરૂં સુખ કહે છે તે મળ્યું છે કે નહીં ? ક્ષણે ક્ષણે તે ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખો, ક્ષણે ક્ષણે તેનીજ સ્હાયતા માગો, ક્ષણે ક્ષણે નેત્રો બંધ કરી તેનુંજ ધ્યાન ધરો, તો તમને ધારેલું સુખ અવસ્ય મળશે. તે ઇશ્વર અનંત દયાળુ છે, તેના અંતઃકરણમાં દયાનો સાગર છે, તે સાગરમાંથી માત્ર એકજ બિંદુ તમારા તરફ નાંખશે તો તમારૂં કલ્યાણ થઈ જશે. કારણ, જગત્‌રૂપ મહાસાગરમાં તમે એકબિંદુ સમાન છો, તેથી તમને તેની એક બિન્દુ જેટલી દયા બસ થશે. જુવો, તેની દયાનું કેટલું મહાત્મ્ય છે ? તેના ઉપર વિશ્વાસ, શ્રદ્ધા રાખવાનુ કેવુ ફળ છે ! અમે તે નીચે આપીએ છીએ.

* * * *

પાંડવો વનવાસમાં દિવસો નિર્ગમન કરતા હતા તે સમયે એક દિવસ દુર્વાસા ઋષિ દુર્યોધનની સભામાં આવી પહોચ્યાં. દુર્યોધને ઠાઠમાઠ પૂર્વક ઋષિનું પૂજન અર્ચન કરી પંચ પકવાન્ન ભોજન આપ્યું. દુર્યોધનના આ સત્કારથી ઋષિ અત્યંત સતુષ્ટ થયા અને કાંઇ વર માંગવાનું કહ્યુ. દુર્યોધનના દુષ્ટ અંતઃકરણમાં પાંડવોનો નાશ કરવાનાજ વિચારો હમેશાં રમણ કરતા હતા. તેથીજ પાંડવોને વનવાસ જવું પડ્યું હતું. પાંડવો વનવાસ ભોગવવા છતાં મ્હોટા મ્હોટાં ઋષિઓની સેવા કરી આનંદપૂર્વક કાલક્રમણ કરતા હતા. તે જોઇ દુર્યોધનનું અંતઃકરણ ઇર્ષાગ્નિથી બળી ભસ્મ થતું હતું. રાત્ત દિવસ પાંડવોનો નાશ કરવાનો ઉદ્યોગ કરતો હતો. આજે અનાયાસે પ્રાપ્ત થયેલી સધિ જોઇ દુર્યોધન દુર્વાસા ઋષિને પ્રણામ કરી કહેવા લાગ્યો મહારાજ, ધર્મરાજા અમારા કુલમાં વડિલ અને ધાર્મિક પુરૂષ છે. હમણાં તેઓ પોતાના

બંધુવર્ગ સહિત વનમાં નિવાસ કરે છે. તમે જ્યારે અમારા પક્ષમાં છો, ત્યારે દ્રૌપદી બ્રાહ્મણાદિકોને સંતુષ્ટ કરી પોતાના પતિ સાથે વિશ્રાંતિ લેતી બેઠી હોય તે સમયે શિષ્ય મંડળ સાથે તમે તેના આશ્રમમાં જઇ ભોજન ભિક્ષા માંગજો."

દુર્યોધનના આ કહેવાનો ભાવાર્થ એ હતો કે પાંડવો ભોજન વિધિથી પરવાર્યા પછી, દુર્વાસા ઋષિ પોતાના અસંખ્ય શિષ્યો સહિત જઇ ધર્મરાજા પાસે ભોજન ભિક્ષા માંગશે ત્યારે તેઓને માટે પુરતું અન્ન મળશે નહીં. અને તેમ થવાથી ઋષિ ક્રોધાયમાન થઈ તેમને શ્રાપ દેશે. એટલે દુઃખ પડવામાં બાકી રહેશે નહી! દુર્યોધનની વિનંતી માન્ય કરી દુર્વાસા ઋષિ પોતાના દશ હજાર શિષ્યોને સાથે લઇ, પાંડવો ભોજન વિધિથી પરવારી બેઠા હતા તે સમયે જઇ પહોંચ્યા. ધર્મરાજાના અંતઃકરણમાં કોઇપણ પ્રકારનો સંશય નહોતો. ઋષિઓને જોતાંજ બંધુવર્ગ સહિત પ્રણામ કરી કહ્યું: ભગવન્! આપ સરોવર કાંઠે જઇ સ્નાનાદિક ક્રિયાથી આટોપી સત્વર પાછા આવો, અમે આપના ભોજન માટે તયારી કરીયે છીયે." આ સાંભળી દુર્વાસા ઋષિ પોતાના મન સાથેજ વિચાર કરવા લાગ્યા કે આ લોકો પાસે કાંઇપણ અન્ન સામગ્રી નથી તો પછી થોડીવારમાં શી રીતે ભોજનની તયારી કરશે? તે સમજાતું નથી. તેઓ પોતાના શિષ્યો સહિત સરોવર કાંઠે ગયા. અને સ્નાનાદિક ક્રિયા કરવામાં ગુંથાયા.

ઋષિઓ સાથે ધર્મરાજાને જે વાતચિત્ થઇ તે સઘળું દ્રૌપદી સાંભળતાં હતાં. તેમને ચિંતા થઇ કે આટલા બધા ઋષિયોનું ભોજન શી રીતે તયાર કરવું? તેમણે પુષ્કળ વિચારો કર્યા પરંતુ સમજણ પડી નહીં. અંતે વિચાર થયો કે એક શ્રી કૃષ્ણ પરમાત્મા વિના બીજું કોઇ લજ્જા રાખવા સમર્થ નથી. તેથી તેમણે મનોભાવ પૂર્વક તેમને શરણે જઇ અંતઃકરણ પૂર્વક પ્રાર્થના કરવા માંડી! હે દેવાદિ દેવ, દીનાનાથ, હે કૃષ્ણ, હે પરમાત્મા, હે દેવકીનંદન, તમારી શક્તિ અપરિમિત છે, હે વાસુદેવ! હે જગદ્ કારણ, જે જે મનુષ્યો તમારે શરણે આવે છે તેના વિઘ્નો ટળ્યાં છે, તેને તેં સહાય કરી છે, હે દેવ! તુંજ આ જગતની ઉત્પત્તિ, સ્થીતિ અને લય કર્તા જગતનો આત્મા છે! હે દેવ! તુંજ આ વિશ્વમાં ચરાચર માતા છે, તુંજ આ અખિલ બ્રહ્માંડને ગતિ આપનાર જીવ માત્રનો પોષણ કરનાર પિતા છે. શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અને સર્વોપરિ છે, હે અનાદ્યંત, વિશ્વપાલક, કરુણ પ્રિય! મ્હારા જેવી નિરાધારનો તુંજ આધાર છે. હે દેવ! હું ત્હારાજ આશ્રયની ઇચ્છા રાખું છું! હે વિશ્વંભર! જેણે જેણે ત્હારા આશ્રયની ઇચ્છા કરી છે તેને તું ત્હારા આશ્રય છત્ર નીચે રાખે છે! હું પણ ત્હારે શરણે આવી છું તો મ્હને ત્હારા આશ્રય છત્ર નીચે લે! આ જગતની ચૈતન્ય શક્તિ તુંજ છે! હે દેવાદિ દેવ! ત્હારૂં નામ માત્ર સ્મરણ કરવાથી સર્વ પાપોનો સંહાર થાય છે. અત્યાર સુધી તેં મ્હને અનેક પ્રસંગે સ્હાય કરી છે, મ્હારી લજ્જા રાખી છે, મ્હને સંકટ મુક્ત કરી છે, આ પ્રસંગે પણ તુંજ મ્હને સ્હાય કર, તુંજ મ્હારી લજ્જા રાખ. પ્રભો! સ્વામિન! દેવ! સ્હાય થા!

દ્રૌપદીની આ દીન કરૂણામય પ્રાર્થના સાંભળતાંજ તે ભક્ત વત્સલ, કરૂણાસાગર, દીન દયાળ ત્યાં પ્રકટ થયા. શંખ, ચક્ર, ગદા, પદ્મધારી શ્રીકૃષ્ણ, ભગવન્‌નાં દર્શન કરતાંજ દ્રૌપદીને અત્યાનંદ પ્રાપ્ત થયો. પ્રેમાનંદપૂર્વક તે તેને ચરણે પડી જેમને દુર્વાસા ઋષિનું એકાએક આવાગન થયું તે સંબંધી સર્વ હકિકત કહી સંભળાવી. કૃષ્ણે તેને કહ્યું: દ્રૌપદી, હમણાં હું ક્ષુધા-ભુખ-થી ઘણો વ્યાકુળ થયો છું. માટે સુર્ય દેવતાએ ત્હને આપેલું અક્ષયપાત્ર-માંનું અન્ન લાવ, પછી જે કાંઇ કહેવું હોય તે કહેજે." આ સાંભળતાંજ દ્રૌપદી વિચારમાં

પડ્યાં, કારણકે તે પાત્રમાં અન્નનો એક પણ દાણો નહોતો. તેણે કૃષ્ણને કહ્યું: ભગવન્ન! પરમાત્મન્! ભોજનનીજ મારામારી છે અને તમે વળી ભોજન ક્યાંથી માગો છો? જ્યાં સુધી હું અન્ન ગ્રહણ કરું છું ત્યાંસુધી પાત્રમાં અન્ન ભરેલું રહે છે. પરંતુ મ્હારી ક્ષુધા શાંત થવા પછી તે અક્ષયપાત્રમાં કાંઇ રહેતુ નથી. હમણાં મેં ભોજન કર્યું છે. હવે તે અક્ષયપાત્રમાં એક પણ દાણો નથી. આ સાંભળી શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું: દ્રૌપદી! હમણાં હાસ્ય કરવાનો વખત નથી. એકદમ અંદર જઇને તે અક્ષયપાત્ર લઇ આવ. ક્ષુધાથી મ્હારો જીવ વ્યાકુળ થાય છે." દ્રૌપદી બે હાથ જોડી કાલાવાલા કરવા લાગી, હે પ્રભુ! મેં તેમાં જોયું છે કે અન્નનો એક પણ દાણો તેમાં બચ્યો નથી. થોડીવાર થોભો, હમણાંજ હું રસોઈ બનાવી દઉં છું. "કૃષ્ણે કહ્યું: નહીં, નહીં, મ્હારાથી એક ક્ષણ પણ થોભાશે નહી, મ્હને ઘણી ભુખ લાગી છે, તુ તે પાત્ર મ્હારી પાસે લાવ, હું તેમાં કાંઇ છે કે નહીં તે જોઉં." દ્રૌપદીએ કહ્યુ: મહારાજ! તેમાં કાંઇપણ નથી. કૃષ્ણે કહ્યું: કાંઇ નથી તેની ફીકર નહીં. પણ તે પાત્ર લઇ આવ, મ્હારી ખાત્રી થવી જોઇએ એટલે બસ.

દ્રૌપદી ઘરમાં ગઇ અને અક્ષયપાત્ર લઇ આવી. કૃષ્ણે તેના હાથમાંનુ પાત્ર ખેંચી લીધું. અને તેમાં જોઇ કહ્યું દ્રૌપદી! તું મ્હને પણ ઉડાવે છે કે શું? જો એક દાણો અન્નનો આ ખુણે ચોંટી રહ્યો છે. દ્રૌપદીએ આશ્ચર્ય પામી કહ્યું: હે પ્રભુ! મ્હારે હાથે એ વાસણ મ્હેં ધોઇ, સાફ કરી મુકયુ હતું પછી તેમાં અન્નનો દાણો ક્યાંથી આવ્યો? "કૃષ્ણે કહ્યું: ત્હારી સત્યતાની મ્હારે ખાત્રી કરવી નથી. આટલા એકજ દાણાથી મ્હારી ક્ષુધા તૃપ્ત થશે. પાત્રમાંનો એકજ દાણો મ્હારી ભુખ મટાડવાને પુરતો છે. એટલુ કહી કૃષ્ણે તે દાણો મુખમાં મુકયો.

દ્રૌપદીએ કહ્યું પ્રભો! આજે તમે કાંઇ ચમત્કાર બતાવવા ચ્હાઓ છો, નહી તો એકજ દાણાથી તમારી ક્ષુધા શી રીતે તૃપ્ત થાય?

કૃષ્ણ—જ્યારે ત્હને વિશ્વાસ નથી ત્યારે પછી મ્હારે કાંઇ કહેવાનુંજ નથી વારું પણ ઋષિઓ ભોજન કરવા આવવાના છે એવુ તું કહેતી હતી તે ક્યાં છે? દ્રૌપદીએ બે હાથ જોડી કહ્યુ: સરોવર કાંઠે સ્નાન કરવા ગયા છે, મહારાજ! તેમના ભોજન માટે શું વ્યવસ્થા કરવી તે મ્હને સમજાતું નથી.

"તેમાં શું વ્યવસ્થા કરવી છે? જા, તેમને બોલાવવા મોકલ." કૃષ્ણે હસતાં હસતાં ઉત્તર આપ્યો. પરંતુ દ્રૌપદીના મનમાં કેટલીક ઉથલપાથલ થતી હતી.

"હા, મહારાજ, બોલાવવા તો મોકલું પણ તે આવશે ત્યારે કેમ થશે? મ્હારી પાસે કાંઇ સામગ્રી નથી." દ્રૌપદીએ દીન વદને કહ્યુ:

"જમવાને સમયે નહીં આવતાં ગમે તે સમયે હજારો શિષ્યો લઇ અહીં આવી પહોંચ્યાં તે માટે તેમને સખત ઠપકો આપીશ, અને આવતી કાલ સુધી થોભવાનું કહીશ. અને હવે પછી સમય વગર કોઇપણ ઠેકાણે નહીં જવાનું શિક્ષણ આપીશ. દ્રૌપદી! ભોજન આપવા કરતાં શિક્ષણ આપવું એ અધિક કિંમતી છે. આજે અપવાસ કરાવીને તેમને શિક્ષણ આપવા દે એટલે હવે પછી તેમને ખરેખરી શિક્ષા થશે. ત્હને જો કાંઇ સંકોચ આવતો હોયતો તે કામ મ્હને સોંપી દે, હું બરોબર રીતે બજાવીશ." કૃષ્ણે ધીમેથી ઉત્તર આપ્યો.

દ્રૌપદી ગભરાવા લાગી તોપણ શ્રી કૃષ્ણે ભીમસેનને બોલાવી ઋષિઓને સરોવર કાંઠેથી બોલાવી લાવવા કહ્યું. ભીમસેન ત્યાંથી ચાલ્યો અને સરોવર કાંઠે જ્યાં ઋષિઓ સ્નાન કરતા હતા તે તરફ વળ્યો.

* * * *

દુર્વાસા ઋષિ તથા તેમના શિષ્યો સરોવરમાં સ્નાન કરતા હતા. ત્યાંજ એક ચમત્કાર થયો. બધા ઋષિઓના પેટ જાણે ખુબ માલતાલ ઉડાવી, તૃપ્ત થયાં હોય તેમ બધાને જણાવા

લાગ્યું. તેમનાં પેટ એટલાં ભરાઈ ગયાં હતાં કે શ્વાસોશ્વાસ સુદ્ધાં લઈ શકાતો નહોતો. સઘળા રૂષિઓ આશ્ચર્ય થઇ એક બીજાના મ્હામું જોવા લાગ્યા. 'શિષ્યોએ દુર્વાસા રૂષિને કહ્યું:-ગુરુવર્ય ! આપણે સ્નાન કરી ભોજનાર્થે આવવાનું પાંડવોને કહી આવ્યા છીયે પરંતુ અમારાં પેટ એટલાં બધાં ભરાઇ ગયલાં લાગે છે કે એક તસુપુર પણ જગ્યા નથી. આ કેવો ગૌડ બંગાળ મહારાજ ! હવે એક દાણો પણ અનાજ પેટમાં સમાય તેમ નથી! હવે શું કરવું?" દુર્વાસા રૂષિ આગળ જઇ સઘળા પોતાનાં પેટ બતાવવા લાગ્યા. દુર્વાસા રૂષિ પણ પોતાનું ફુલેલું પેટ બતાવી કહેવા લાગ્યા. શિષ્યો! મ્હારા આ જન્મમાં મ્હારૂં પેટ આજના જેવું કદીપણ ભરાયું નહોતું. અન્નને જોતાંજ અભાવ ઉત્પન્ન થાય એમ છે ! કોણ જાણે શું ચમત્કાર થયો તે સમજાતું નથી. ધર્મરાજા બોલાવવા મોકલશે. તો શું ઉત્તર આપવો ? ત્યાં તો જમવાની તૈયારી પણ થઇ હશે. તેની રસોઇ બગડશે તો તે મહાત્માનો આપણે મ્હોટો અપરાધ કર્યો કહેવાશે. પાંડવો ક્રોધાયમાન થશે. મહાત્મા ધર્મરાજાના શરિરમાં કાંઇ અલૌકિક દૈવિ બળ છે. શિષ્યો ! જેઓ ઇશ્વરના ભક્ત છે તેમનાથી હું ઘણો બ્હીઉં છું. પાંડવો મહા ધાર્મિક, જ્ઞાની અને શૂર છે. તેઓ પરમેશ્વરના પરમ ભક્ત છે. તેમનાં આચરણો ઘણાંજ પવિત્ર છે. તેમની રસોઇ બગાડી ક્રોધ ઉત્પન્ન કરીશું તો આપણને શ્રાપ દઇ બાળી ભસ્મ કરશે. શિષ્યો ! હવે શું કરવું ? ચાલો, તેમના આવતાં પહેલાંજ આપણે અહીંથી ન્હાશી જઇએ "

આવા વિચારો કરતા હતા એટલામાંજ હાથમાં મ્હોટી જબરદસ્ત ગદા લઇ ભીમસેનની સ્વારી આવી પહોંચી. ભીમસેને બન્ને હાથ જોડી નમ્રતાપૂર્વક કહ્યું ભગવન્ ! સ્નાન સંધ્યાદિ કર્મથી પરવાર્યા હશો, ચાલો, રસોઇ તયાર છે. મ્હારા બંધુઓ, દ્રૌપદી અને શ્રી કૃષ્ણ તમારી વાટ જુવે છે. કૃષ્ણનું નામ સાંભળતાંજ દુર્વાસા રૂષિ ભયને લીધે કમ્પવા લાગ્યા. પરંતુ હવે બીજો કાંઈ ઉપાય નથી. એમ જાણી શિષ્યો સહિત પાંડવોના સ્થાન તરફ ગયા. શ્રી કૃષ્ણ તે બધાનો વિશેષ આદર સત્કાર કરતા હતા. તે જોઇ દુર્વાસા રૂષિ ઝંખવાણા પડી ગયા, તેમના મુખ ઉપર લજ્જાની છાયા પૂર્ણ રીતે દેખાતી હતી, દુર્વાસા રૂષિએ પોતાનાં નેત્રો પૃથ્વિ સમિપ રાખી કહ્યુ પ્રભો ! મ્હારો અપરાધ ક્ષમા કરો ! પેલા દુર્બુદ્ધિ દુર્યોધનને લીધે મેં આ કૃત્ય કર્યું છે. પરંતુ જેણે પોતાનુ તન, મન, ધન, અને સર્વસ્વ આપને અર્પણ કર્યું છે, તેવા પાંડવોને સંકટ આપવાનું મ્હારી કલ્પનામાં પણ નહોતું. "ત્યાર પછી રૂષિએ દુર્યોધનની સભામાં બનેલો બનાવ યથાસ્થિત્ કરી બતાવ્યો. આ સઘળું સાંભળતાંજ દ્રૌપદીએ કહ્યુ કૃષ્ણ ભગવન્ ! તમારી લીલાનો પાર નથી ! અક્ષય પાત્રમાં રહેલા અનાજના એક દાણાએ ત્હારી ક્ષુધા તૃપ્ત કરી તેનું કારણ હવે મ્હને સમજાયું. તું સર્વ જગતનો આત્મા છે, એ સિદ્ધ કરવાનું હવે કાંઇ બીજું કારણજ નથી જેમ તેલ દિવાને ગતિ આપેછે તેજ પ્રમાણે સઘળું જગત્ ત્હારૂં છે અને તે તુંજ સઘળાને ગતિ આપે છે, તુંજ પરમાત્મા છે, તુંજ અમારો આશ્રય, અમારૂં ધન, અમારો ખરો સ્નેહી, અમારો શિક્ષક અને અમારાં શરીરનો પાલક પિતા છે, તુંજ અમારૂં સર્વસ્વ છે, જે ત્હારી ભક્તિ કરે છે, જેને ત્હારા ઉપર અટલ શ્રદ્ધા છે, તેના ઉપર તું કદીપણ સંકટ પાડતોજ નથી. ત્હારી ભક્તિ કરનાર સદા સર્વદા આનંદમાંજ મગ્ન રહે છે. એવો નિશ્ચય થાય છે.

કૃષ્ણે દુર્વાસાને તેમના અપરાધ બદલ ક્ષમા કરી. દુર્વાસા રૂષિ દ્રૌપદી તથા પાંડવોની ભકિતની સ્તુતિ કરતા, દુર્યોધનને ધિક્કારતા પોતાના આશ્રય તરફ ચાલ્યા ગયા. અને પાંડવો કૃષ્ણ પરમાત્માના ગુણાનુવાદ ગાવા લાગ્યા.

# અંગ્રેજો ઉપર પરોપકાર !



ઇસ્વી સન ૧૮૫૭ ની સાલ છે. સિપાઇઓ ગાંડા જેવા બની અંગ્રેજોને જડમૂળથી નષ્ટ કરવા માટે દૃઢ પ્રતિજ્ઞા કરી બેઠા છે ચારે તરફ લોહીની ભયાનક નદીઓ તરંગો લેતી વહેતી ચાલી રહી છે. અંગ્રેજો અને સિપાઇઓ, એ બન્ને ભારે ઉતેજના સાથે, હિંસા અને ક્રોધના આવેગથી ભરાઇ એક બીજા ઉપર નિર્દયપણાની પરાકાષ્ઠા બતાવી રહ્યા છે. સિપાઇઓના ઝુંડને ઝુંડ હાથમાં ઉઘાડી તલવારો લઇ અંગ્રેજોને કાપી નાંખવા શોધી રહ્યા છે. થોડા અંગ્રેજોનું ટોળુ વધારે સિપાઇઓને જોતાં ગમે ત્યાં ભરાઇ બેસે છે. અંગ્રેજ સ્ત્રી બાળકો પોતાના જીવનું રક્ષણ કરવા ગમે તેવા કાળા માણસોના ઘરમાં સંતાતા ફરે છે. સમસ્ત ભારત વર્ષ, વાયુથી ચળાયમાન થયલા સાગરનીપેઠે કમ્પાયમાન થઇ રહ્યું છે. ભારત વર્ષના સકલ નિવાસીઓ, પ્રત્યેક પળે વિપત્તિની આશંકાથી અધીર ચિત્ત થઇ ગયા છે. આવા મહા વિપત્તિને સમયે ભારતવર્ષની એક દયાવતી સ્ત્રીએ અપૂર્વ દયાળુતાનો પરિચય આપ્યો હતો. પોતાના જીવનને પણ સંકટમા નાખીને વિદેશી, વિધર્મી, નિરાશ્રય અંગ્રેજોની સ્ત્રીઓ અને ન્હાનાં ન્હાનાં બાળકોને આશ્રય આપી સંસારની સન્મુખ અલૌકિક પરોપકાર અને મનુષ્યના સ્વભાવમાં પણ પવિત્ર દેવભાવનો મહિમા બતાવી આપ્યો છે. જે અંગ્રેજો ભરતખંડમાં રાજ્યગાદી મેળવી ભરતખંડના રહેવાસીઓનેજ અન્યાય, અપમાન ,અને લુટી રહ્યા હતા તેજ દયાહીન, વિચારહીન અંગ્રેજોના સ્ત્રી બાળકો ઉપર ઘોર સંકટ આવી પડેલુ જોઈ તેમના રક્ષણ માટે તૈયાર થવું એ દેવભાવ નહીં તો બીજું શું? એવી દેવ ભાવનાવાળી હિંદુ વીર રમણીને આપણે દેવી કહેવી જોઇયે

૧૮૫૭ ના બળવાનો કટોકટનો સમય, પ્રત્યેક સાભળનારના હૃદય કમ્પાવી મુકતો હતો. પ્રત્યેક અંગ્રેજ તરફ તિરસ્કારના શબ્દો કઢાવતો હતો પરંતુ બુંદી-કોટા ના મહારાજાની ધર્મ પરાયણ સ્ત્રીના કોમળ હૃદયમાં એવો અલૌકિક દેવભાવ જોવામા આવ્યો છે કે જેથી વિસ્મય થયા વિના રહેવાશે નહીં બુંદીના રાવ રાજા રાનસિંહજી, સિપાઇઓને સાથે લઇ અંગ્રેજો સાથે યુદ્ધ કરવા ગુંથાયા હતા તે સમયે તેમની *રાણીએ સાભળ્યુ કે અંગ્રેજોના હજારો માણસને કાપી નાંખવામાં આવે છે. જે કુલ કન્યાઓ અને બાળક સન્તાનો એક વખત સુખ પૂર્વક લાડ કરતાં હતા તેઓ આ સમયે અન્નહીન અને વસ્ત્રહીન થઈ, આશ્રય સ્થાન નહીં મળવાથી, મધ્યાન્હ કાળના સૂર્યના તાપથી તરફડતાં અને રાત્રિના સખ્ત ઝાકળમાં દુઃખ સહન કરતાં પાડોશના જંગલમાં પડયાં છે. આવા દુઃખદ સમાચાર મળતા બુંદી રાજ મહિલાનું કોમળ અંતઃકરણ દયાથી ભરાઇ આવ્યું. બુંદીનાં મહારાણી પોતાના પતિને ખબર ન પડે એવી ગુપ્ત રીતે એક વિશ્વાસુ નોકરદ્વારા પોતાના ખરચે નિરાશ્રય અંગ્રેજોને અન્ન અને વસ્ત્ર મોકલવા લાગ્યા. તેની સાથેજ પગમા પહેરવાના જોડા, છત્રીઓ વિગેરે અગત્યનો સરસામાન પણ મોકલવા લાગ્યાં બુંદીના મહારાજા રણભૂમિમાં ગયા હતા તેથી તેમને આ

* ઇતિહાસમાં આ રાણીનું નામ જણાતું નથી પરંતુ તેઓ જોધપુરના મહારાજાની એક કુંવરી હતા

ઉપકાર બાબતની કાંઇપણ ખબર થઇ નહીં. મહારાણીની સહાયતા મળવાથી જંગલમાં પડેલા અંગ્રેજો, અને સ્ત્રી તથા બાળકો વગર હરકતે દિલ્લીમાં પડેલા અંગ્રેજી લશ્કરમાં પહોંચી ગયાં. અગર જો આ સમયે રાણીએ સહાયતા ન આપી હોત તો સેંકડો અંગ્રેજો બુંદી મહારાજના હાથે તથા તેમના લશ્કરને હાથે પરલોકમાં પહોંચી જાત. અંગ્રેજોને રહાયના કરવાથી પોતાના પ્રાણ જશે એ બાબત રાણીને ખબર હતી પરંતુ એવું જાણવા છતાં પણ પોતાના પરોપકાર કરવાના ધર્મનો તેણે ત્યાગ કર્યો નહીં. હિતૈષીણી નારીએ વિપત્તિમાં પડેલાઓને સ્હાયતા કરી હિતૈષિતા અને ગૌરવને જાળવી રાખ્યું. વિપદ્‌માં પડેલાને આશ્રય આપી પરોપકાર કરવો એ હિંદુ ધર્મનું મૂળ રહસ્ય છે. એ રહસ્ય જાણી તેણે પરોપકાર કરવામાં પાછું જોયું નહીં. પરંતુ હાય ! તે હિતૈષિતા અને ઉદારતા, તે દયાળુતા અને તે પરોપકારજ રાણીના પ્રાણાન્તનું કારણ થઇ પડયું. બુંદીના મહારાજા યુદ્ધમાંથી જ્યારે પાછા ફર્યા ત્યારે તેમને કાને આ વાત પહોંચતાંજ ગુસ્સો ઉત્પન્ન થયો. તેમણે રાણીને કહ્યું: જે અંગ્રેજો હિંદુસ્તાનમાં આવીને આપણું સઘળું લુટી રહ્યા છે. જે અંગ્રેજો આ દેશની ગરિબ પ્રજા ઉપર જુલમ ગુજારી રહ્યા છે, જે અંગ્રેજો બધાને વટાળી ખ્રીસ્તિ બનાવવા માગે છે, અને જે અંગ્રેજો આ દેશની પ્રજાનું સત્યાનાશ વાળવા બેઠા છે તેને સહાયતા કરવી એ શું સાપને દુધ પાઇ ઉછેરવા જેવું નહોતું. રાણી ! સ્ત્રીઓનાં હૃદય દયાળુ હોય છે તે હું સારીપેઠે જાણું છું પણ દયા કોના ઉપર ? પરોપકાર કોના ઉપર ? સ્હાયતા અને આશ્રય કોને ? જે દેશનું અન્ન જળ લઇ તાજા થાય તેજ દેશનુ સર્વ નાશ કરનાર ઉપર દયા ? રાણી ! તમે કંઇપણ વિચાર કર્યો નથી ! તમે મ્હારા અને આખા હિંદુસ્તાન દેશના લોકોનો અપરાધ કર્યો છે.

એટલું કહી રાવ રાજા રામસિંહ તગતજ ત્યાંથી નિકળી ચાલ્યા. રાણીએ ઘણા કાલાવાલા કર્યા. ઘણું સમજાવ્યા. પરંતુ તેમણે માન્યું નહી. રાણીનાં નેત્રમાંથી અખંડ અશ્રુની ધારાઓ વેહેવા લાગી. રાજાનો તિરસ્કાર પામ્યા પછીથી રાણીએ સુખ વિભવને તિલાંજલી આપી. રાજાએ એવી યુક્તિ કરી કે જેથી થોડા દિવસમાં એક દિવસ સવારે રાણીનું મૃતક શરિર તેના સુવાના ઓરડામાંથી મળ્યું. આ વાત બહાર પડતાંજ સઘળે હાહાકાર થઇ ગયો. અંગ્રેજોની રહાયના કરતાં રાણીએ પ્રાણ ખોયા એમ સઘળે બોલાવા લાગ્યું. દયાવતી અબળાએ ભૂમંડળમા પરમ દયાનું અપૂર્વ ઉદાહરણ બતાવ્યું. અને તેમ કરતાંજ કાળના હાથમાં પોતાના પ્રાણ સોંપી દીધા. આ જગત્‌માં તેણે પોતાનું નામ અને કીર્તિ, ક્ષમા અને પરોપકાર અમર અચળ કર્યા. પૃથ્વિના ઇતિહાસ તરફ નજર ફેંકતાં આવું એક પણ દ્રષ્ટાંત–હિંદુ કોમળ, સરલ હૃદયા સ્ત્રીઓ સિવાય મળવુ મુશ્કેલ છે. ધન્ય છે ! બુંદી રાજ મહીષી ! અમે, તમને તમારી દયાળુ વૃત્તિ માટે ધન્યવાદ આપ્યા વિના રહીશુ નહીં.

## પુસ્તક પહોંચ.

૧ સંસારમાં સ્વર્ગ–લખનાર રા. રા. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર મુલ્ય રૂ. ૧॥

૨ મેહેરૂન્નિસા–અથવા શેહેનશાહ જહાંગીર અને નુરજહાંનનો પ્રેમ–લખનાર રા. રા. હ. જીમહમદ અલારખીઆ શીવજીકીમ્મત રૂ. ૧–૦–૦

૩ રસિક ચંદ્ર–લખનાર રા. રા. અમૃતલાલ ખુસાલદાસ મ્હેતા. મુલ્ય રૂ

ઉપલાં પુસ્તકોની પહોંચ ઉપકાર સહિત સ્વિકારવામાં આવે છે.

# મીઠડી કોયલ*

### ગઝલ

જુવે શું મીઠડી કોયલ, નજર મારા ઉપર નાંખે,
ચઢું હું પાકપર જ્યારે, નહીં કાંઇ સ્વાદ તું ચાખે,
ખીલે જોબન રસે ભરપુર, થતું મ્હારૂં બદન જ્યારે,
થતી મોંઘી અરે દિલજાન, હસે નહીં લેશ પણ ત્યારે–૧

રહી નીચે ઉપર હું રહું, મલય ખૂબ હીંચકા નાંખે,
પડું ત્હારા શરિર ઉપર, તદપિ મદમાં ન તું ઝાંખે,
લગાવું ધોલ થાપડને, કરાવું ભાન હું મ્હારૂં,
તથાપિ જ્ઞાન નહીં થાતું, હવે શું જોઉં મુખ ત્હારૂં-૨

ટપકતો રસ મીઠો મધુર, મદનના બહારમાં રહેતો,
નજર ત્હારી નહીં રહેતી, હજારો વાર હું કહેતો,
મઝાને ચાખવા કહેતો, સનમનાં ગાન ગાઇને,
ન ભેની એક થાતી તુ, હવે રહે દિલ સુમાઇને–૩

'મદોન્મત્ત હું થતો જ્યારે, દિવાનો પ્રેમમાં થાતો,
થતી શાણી તુ કોયલડી, નહિં વા વિરહનો વાતો,
બહુ ડાહી, બહુ ચંચળ થતી તે વાર અજ્ઞાની,
હવે આશા કરે શા માટ, ગઈ તે રત, ગયું પાણી–૪

ચઢે ચકડોળ ત્હારૂ મન, નિહાળી ખુબ આશકને,
કયહું જઇ કોહને ચાખું મળે ક્યાં સ્વાદ મુજ મનને,
ગયાં ડાચા હવે બેશી, નિકળતું આંખથી પાણી,
ગઇ લાલાશ રહી કાળાશ, જુવાની થઇજ ધુળધાણી–૫

અહે કો આદમી જગમા, પીલાવા પ્રેમની ધાણી,
સહેવા દુઃખ વિરહનુ, ખરી ત્હારીજ એંધાણી,
ગયુ ને ફર ગયુ મ્હારૂ, મધુરૂં તેજ જુવાની,
સુખે ખા વાયરો બેઠી, હલાવી ડાળ આંબાની–૬

રહ્યો મનુ સુરત ત્હારાપર, બીજીની આશા ના કીધી,
થયો નિરાશ રે પ્યારી ! વિરહ વિષ પ્યાલી મેં પીધી,
ટહુકા કર ગમે તેવા, ગમે તેવો બતાવી પ્યાર,
ગયું તે તો નહીં આવે, સહન કર મદન મુદ્દગળ માર–૭

* એક આંબાની ડાળ ઉપર એક કોયલ બેઠી બેઠી એક સુકાઇ ગયલી કેરી તરફ જોતી હતી. તેને જોઇ કેરીએ ઉત્તર આપ્યો છે.

# પાદપૂર્તી.

રચનાર-મોરબી નિવાસી રા. રા. શુકલ ભાઈશંકર કુબેરજી સીગ્નલર વેરાવળ.

મન્દાક્રાન્તા.

ચાલ્યા નાથ ગૃહજન તજી દૂર વિદેશ જાવા
લક્ષ્મી કાજે પ્રિયતમ ગયા હું રહી એકલી હા!!
એવે આવી મુજ સખિ ત્યહાં બોલી હું ને નિહાળી,
રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી! ૧

મૃત્યુ પામ્યો યુવક અહીંઆં હા! મનુષ્યો રડે છે
જાયે તેનું શબ અહીં થકી નારી તેની રડે છે
દેખી તેને પથિક વદતા મુખ આશ્ચર્ય પામી
રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી! ૨

આખી રાત્રી પ્રિય-સ્મરણમાં ગાળતી રમ્મતોથી
આશા પ્રેમી સખિ મહ રહી નાથની વાટ જોતી
આવ્યો તાર તુરત નિરખ્યો બ્હેની હું પાસ બોલી
"રાતે ચીરે લલિત લલના! કેમ દેખાય કાળી!" ૩

ક્યારે ખીલે શશી? કમલીની? સુન્દરી શાથી શોભે?
શોભા શાથી ગૃહ તણી? અને ક્યાં રહી કામ શોભે?
જો કો નારી યુવતી કરશે તેહ દેખાય કાળી
રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી? ૪

આવ્યો આજે સ્મર પ્રિય સખે, શું ખીલેલો વસન્ત
હોળી ખેલે, બકુલ વનમાં રાધિકા સાથ કૃષ્ણ
ગોપી બોલી નિરખી પ્રમદા કજ્જલેથી રમેલી
"રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી?" ૫

જ્યારે પ્યારી તિમિર પટમાં ઉડી મંદીર માંહે
કાન્તીથી તે શયન ગૃહ તો દીસતું દીવ્ય તે જે
વશો ક્ષીણુ ચક ચક થતાં કોણુ કે'ત્તે સતીને
"રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી ૬

પહેર્યાં ચીરો અતિવ ઉજળાં મુખ ચન્દા સમાન
ધાર્યો ગર્ભ મન બહુ ભમે દોહદો* તૃપ્તિ કાજ
દેખી કાળા સ્તન મુખ+ બહુ હાસ્ય સાહેલી કર્તી
રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી. ૭

શ્લોક પૃથક્ પૃથક્ શબ્દો ઉપરની લીટીના ઉત્તર છે.

* સગર્ભા સ્ત્રીને જે ઇચ્છા થાય છે તે ચીજો.+સગર્ભા સ્ત્રીના સ્તનનું મુખ (સ્તન ઉપ-ની દીટડી) કાળા થાય છે.

દહાડે પણ તમારૂં ગમે તેટલા વિસ્તારવાળું રાજ્ય નાશ પામશે, રાજ્ય નાશ પામવાનાં નઠારાં બીજ મેં વાવ્યાં છે પ્રજાને દુખી કરી તે બીજ તમે ઉખેડી નાંખજો. તોજ તેનાં સારાં ફળો થશે. મારો મરણ કાળ હવે નજીક આવ્યો છે હિયાતુલિશા જેણે દુખનો કઇ અનુભવ કર્યો નથી તે નિરાશ થઇ રહી છે. તમારી બ્હેનનું મન પણ ઘણું ઉદાશ થઇ રહ્યું છે નોકરો અને રાજ્ય કર્મચારી ગમે તેવા કપટી હોય તોપણ તેની ચિન્તા રાખવી નમ્રતા તથા યુક્તિથી આપણું કામ કાઢી લેવું. હું જાણું છું મેં જે કાંઇ સારા નઠારા કામ કર્યાં છે તે બેટા, તારે માટેજ છે મને દોષ આપશો નહીં મને ઘણો પશ્ચાતાપ થાય છે. કોઇએ પોતાના જીવાત્માને જતા જોયો નથી પણ હું મારા જીવાત્માને જતા જોઉં છું. તેની પીઠ પાછળ મારા પાપ કર્મોનો મોટો ભારો બાધેલો છે અરે ખુદા! મને માફ કર! માફ કર! માફ કર!

આ પત્રોથી એટલું સ્પષ્ટ જણાઇ આવે છે કે ઔરંગજેબ જ્ઞાની હતો પરંતુ ધર્માંધિતાને લીધે અને બાલ્યાવસ્થાથી સારૂં શિક્ષણ નહીં હોવાથી તે જ્ઞાન ઢંકાઇ ગયું હતું.

બાદશાહ ઔરંગજેબ જ્યારે રાજ્ય ચલાવતો હતો ત્યારે એક દિવસ તેનો વિદ્યાગુરૂ મુલ્ના સાલહ તેની પાસે આવ્યો મુલ્લાજીના મનમા એવું હતુ કે મ્હારો શિષ્ય બાદશાહ થયો છે તો હવે એકાદ મ્હોટી જાગીર કે અધિકારીની જગ્યા આપી મ્હારૂં દારિદ્ર કાઢી નાખશે ગુરૂએ આવી બાદશાહને પ્રાર્થના કરી તેનો ઔરંગજેબે નીચે પ્રમાણે ઉત્તર આપ્યો હતો તે ઉપરથી પણ જાણી શકાય છે કે રાજા થનાર મનુષ્યમા કેવા ગુણો હોવા જોઇએ, તે ઔરંગજેબ સારી પેઠે જાણતો હતો

## પત્ર ૩ જો

**મુલ્લાં નાલહ ઉપર લખાયલો પત્ર**—મુલ્લાજી! તમને શું જોઇએ છે? તમારી શું ઇચ્છા છે? શું તમે એમ સમજો છો કે તમને એક મ્હોટા અમીર બનાવી દઉં? ઠીક, તો હું હવે એ બાબત ઉપર વિચાર કરૂં છું કે તમે એવા કોઇ પદને લાયક છો કે નહીં? જો તમે મને કોઇ એવી સારી અને ઉપયોગી શિક્ષા આપી હોત તો તમે અવશ્ય કોઇ ઉચ્ચ પદ આપવા લાયક હતા એ હું સારીપેઠે સમજું છું, પરંતુ એતો કહો કે તમે મને શું શીખવ્યું? તમે તો મને એટલુજ શીખવ્યું કે સમગ્ર યુરોપ એક ન્હાના દ્વિપ જેવો છે, અને તેમા પોર્ટુગાલનો બાદશાહ સર્વથી અધિક શક્તિમાન છે, તેથી ઉતરતો હોલંડનો બાદશાહ અને તેથી ઉતરતો ઇગ્લંડનો બાદશાહ! ફ્રાન્સ, આસ્ટ્રેલિયા, વિગેરે દેશના રાજાઓ, હિંદુસ્તાનના ન્હાના ન્હાના રાજ્યોથી વધારે બળવાન નથી આ દેશના બાદશાહોની પ્રભુતા આગળ બીજા દેશોની પ્રભુતા તુચ્છ છે હુમાયુ અકબર, જહાંગીર અને શાહજહાં આથી મ્હોટા ભાગ્યશાળી, આથી મ્હોટા બહાદુર અને વિશેષ શક્તિમાન હતા, વળી ઇરાન, ઉઝબેક, કાશગર, ચીન, તાતાર, પેગુ અને શીઆમનાં નરેશો હિંદુસ્તાનનું નામ સાંભળીને કંપે છે અહા! તમે તો મહાન ભૂગોળ વેત્તા! અદ્ભુત ઇતિહાસજ્ઞ! મારા શિક્ષકને માટે ઉચિત નહોતું કે સમસ્ત પૃથ્વિના પ્રત્યેક રાજ્યનું સવિસ્તર વર્ણન અને યોગ્ય રીતે શિખવે? ને રાજ્યોની સેના, લશ્કરી સરંજામ, અને સંપત્તિનું વર્ણન કરે? રાજાઓની યુદ્ધ પ્રણાલી, સામાજીક અવસ્થા, ધાર્મિક વિચાર અને રાજનૈતિનું વિવરણ કહી બતાવે? યથાનિયમ ઇતિહાસ શિખવી, પ્રત્યેક રાજ્યોની ઉન્નતિ અને અવનતિનું વર્ણન મને શિખવવાનું મ્હારા વિદ્યાગુરૂનું કામ નહોતું? અને અકસ્માત થતી ઘટનાઓનું તથા ન ત્યરા ન [illegible] થતાં

પથારીમાં પડયો રહ્યો અને ૧૮ મી તારીખે આ લોકમાંથી પ્રાણોત્ક્રમણ કરી ગયો! મરતા મરતા પણ તેના મુખમાંથી "હા દેશભક્તિ!" એવા શબ્દો નિકળતા હતા. તે તુરંગમાં હતો તે વેલા તેની પાસે જવાની કોઇને પરવાનગી નહોતી તે વખતે તેનું આપ્ત અથવા ઇષ્ટ મિત્ર મંડળ પૈકી કોઇ પણ તેની પાસે નહોતું. તે તુરંગનો જેલર અને તેના નોકરો તેની પાસે હતા. અંતકાળ સમયે તેની ઓરડીના બારણા આગળ પેહેરેદ ભરનાર સની સિવાય બીજા કોઇના પગલાના અવાજ સંભળાતા નહોતા. આવી સ્થીતિમાં પણ પોતે પોતાના દેશને માટે મૃત્યુના મુખમાં પડયો છે એવું તેને જ્ઞાન હતું તેથીજ અંતકાળ પર્યંત, સત્કૃત્ય કરવાથી સંતોષ પામી ધૈર્ય ન ત્યાગતાં શાંતપણે આ પ્રપંચી જગતનો ત્યાગ કરી ગયો!!

## હિંદુસ્તાનનાં દેવાલયો.

(લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા—મુંબઇ)

(૧૨)

હરદ્વારથી રૂષિકેશ સુધી સ્વારી માટે એકાની ગાડીઓ ઘોડા મળી શકે છે પરન્તુ રૂષિકેશથી આગળ વધવાને વહાનમાં જંપાન કંડીઓ સિવાય બીજી સ્વારી મળતી નથી અને બોજો ઉંચકવાને માટે પણ માણસ સિવાય જાનવરનો ઉપયોગ થતો નથી કેમકે બકરા સિવાય બીજા જાનવર ચાલી શકે તેવો રસ્તો નથી માટે જેને જે અનુકુળ લાગે તેવી ગોઠવણ કરી યાત્રાળુ યાત્રા શરૂ કરે છે.

રસ્તાની કેડી પાંચ છ ફીટથી વધારે પહોળી નથી અને તેમાં પણ કેટલેક ઠેકાણે તો એવો રસ્તો તુટી ગયો છે કે ઝાડના મુળીઆ પકડી તુટી ગયેલ રસ્તો ઓળંગવો પડે છે એટલે આ રસ્તે બળદ કે ઘોડા બીલકુલ ચાલી શકે તેમ નથી છતાં કદી કોઇ તેવું જોખમ લે તો તેનું પરિણામ પણ માઠું આવ્યા વગર રહે નહીં.

કેદારનાથ અને બદ્રિનારાયણની જાત્રા વૈશાખ જેષ્ટ માસમાં કરવી એ સરલ અને સુલેહ ભરેલું છે. ચોમાસામાં પહાડ તુટે છે અને પાણીના જોરથી સડક ધોવાઇ ગયલી હોય છે.

ગૃહસ્થ યાત્રાળુઓએ ગરીબ પહાડી લોકોને આપવા સારૂ કપડાં ટોપીઓ, ચાંદલા, સોય દોરા સાથે લેવા. તેમજ રસ્તામાં ખપ આવે માટે હળધર મરચું ગોળ ખાંડ વગેરે, રોજ દા જમણની જરૂરી ચીજો અને જરૂરી દવાઓ તો અવસ્ય રાખવી.

હરદ્વાર છોડી આગળ ચાલતાં હિમાલયના પહાડો શરૂ થાય છે. નદી નીળાં અને પહાડોની વચમાં થઇ રસ્તો પસાર થાય છે. રસ્તાની બન્ને બાજુ લીલું હરીયાળી જેવું ઘાસ ઉગેલું હોય છે તેમાં જુદી જુદી જાતના ઉગેલા વૃક્ષોથી આખું વન આનંદિત લાગે છે. મંદમંદ શિતળ અને સુગંધી પવનની લેહેરોથી ઉન્હાળાની મોસમમાં શરીરને બહુ ઠંડક વળે છે. જન્મનર નદી દોરના એવા દેખાવ દેખાવવા શરૂ થતા મન પ્રફુલ્લિત થાય છે અને રસ્તો કાપવાની ઇન્તેજારી વધે છે. આ પ્રમાણે નવ માઇલ ઉપર જતાં સત્યનારાયણની જગો આવે છે, અહીં સત્યનારાયણનું મંદિર છે એક ધર્મશાળા છે, આ સ્થળે મુકામ કરવા લાયક છે, મોદીની દુકાને ઘઉંનો આટો, ચોખા, મગ અડદની દાળ વગેરે ઘી એ સિવાય બીજી ચીજ મળતી નથી.

સત્યનારાયણથી આગળ ચાલતાં સદાનંદીગંગા આવે છે. જે ચોમાસાની ઋતુમાં ઉતરવાને અતિ કઠણ છે. પહાડી લોકો ઘાસ તેલના દબાના નાપા ઉપર બેસાડી યાત્રાળુઓને સામે પાર લઈ જાય છે તે બદલ-પી આઠ આના સુધી લે છે. આ નદી ઉતર્યા પછી પણ બીજી ન્હાની નદીઓ અને નેહેરો ઓળંગ્યા પછી જેવે ને તેવે રસ્તે ચાલતાં તપસ્વી લોકોની પર્ણકુટીઓ નજરે પડે છે. દુરથી તપસ્વીઓનાં દર્શન કરતાં અને તેની ઘણીક પર્ણકુટીઓ નિહાળતાં જતાં નવ માઈલને અંતરે રૂષિકેશ નામનું પરમરમ્ય અને અનેક તપસ્વીઓથી યુક્ત સ્થળ નજરે પડે છે. રૂષિકેશ ગંગાને કીનારે છે; તેની ચારે બાજુએ લીલી વેલો અને વૃક્ષોથી આચ્છાદિત થયેલા એવા એક એકથી ઉંચા પહાડો છે. પતિતપાવની ગંગાજીનો પ્રવાહ અહીં એવા ઉગ્ર જોશમાં વહે છે કે તે જોતાંજ કાયરના હૃદય કંપવા લાગે છે.

રૂષિકેશમાં પાંચ મોટી ધર્મશાળાઓ મુસાફરોને મુકામ કરવા લાયક સગવડવાળી છે. કાળી કાંબળીવાળાની ધર્મશાળા સૌથી મ્હોટી છે અને ત્યાં સદાવ્રત અપાય છે જે સદાવ્રતમાં પવિત્રતાથી પકાવેલો પ્રસાદ મધ્યાન્હકાળે " નારાયણ હરિ " કહી ગાવતા પરમહંસ સાધુઓને આપવામાં આવે છે. જે મહાત્માઓ દુર પહાડોની કંદરામાં રહે છે અને પ્રસાદ લેવા નથી આવતા તેમને પહોંચાડવામાં આવે છે. સ્વામીના મઠ, બાબીના અખાડા, અને વ્યાધિગ્રસ્ત તપસ્વીઓ માટે દેશી દવાખાનું પણ છે. વળી એક વેદની શાળા છે જેમાં કેટલાએક વેદનું અધ્યયન કરે છે. ગંગાજી ઉપર રામચંદ્રજીનું મનોહર મંદિર છે તેના સામે રૂષિ કુંડ છે. ગંગાજીમાં સ્નાન કરવા ઉતરવાનો પણ આરો છે. અહીં એક નાનુ બાગર છે તેને છેડે ભરતનું પુરાતની દેવળ છે દેવળમાં ભરતજીની ભવ્ય મૂર્તિ છે. થોડીક હલવાઇ અને નેરતીની દુકાનો છે. ટપાલના કાગળ દર ત્રીજે દીવસે લઇ જવાની અહીં પેટી છે. જપાન, કંડી અને બોજો ઉંચકનારા મજુરો અહીં મળે છે

રૂષિકેશથી આગળ ચાલતાં એક ન્હાની નદી આવે છે; તે ઓળંગી સામેપાર જતાં બન્ને બાજુએ વૃક્ષોની ઘટાથી ઘેરાયલો રસ્તો આવે છે. આનંદદાયક દેખાવો ઉમંગથી નીહાળતાં આગળ વધતાં ગંગાજીના કિનારે તપસ્વિઓની પર્ણકુટીઓ પાછી શરૂ થાય છે તેઓના આશ્રમમાં જવાથી તેઓ આદર આપે છે તેઓના સ્વભાવ અતિ નમ્ર અને માયાળુ હોય છે. તેઓ કોઇ પ્રકારની લાલચ કે લોભ બતાવી યાચના કરતા નથી. કેટલાએક આ અસાર સંસારની ઉપાધિની લેશ માત્ર ચર્ચા કરતા નથી પણ અખંડ એકરસ ઇશ્વર ભજનમા આરૂઢ થયેલા જોવામાં આવે છે. અવિદ્યારૂપી મોહજવાળામાં ફસેલા પણ ઇશ્વર ભક્તિમાં પ્રીતિવાળા મનુષ્યોને આ તપોવન અને તેમા રાગ દ્વેષને ઇચ્છા રહિત રહેતા મહાત્માઓના દર્શન જો કેદારનાથ કે બદ્રિનારાયણની યાત્રા કરવાની શ્રદ્ધા ન હોય તોપણ આ તો અવશ્ય કરવા યોગ્ય છે રસ્તાની એજ પ્રકારની લીલાં જોતા બે માઇલ ઉપર જતા ટેહરીના રાજ્યની દાણની છાપરી આવે છે, અહિંઆ જપાન, કંડી તથા બોજાવાળા સાથે જો આગળથી મજુરીની રકમ નકી નહીં કરી હોય તો એ ઇજારાવાળા માણસો પોતે નક્કી કરી આપે છે. આ કરાર રમલચોરીસુધીનો થાય છે.

આ સ્થળે શત્રુઘ્ને તપશ્ચર્યા કરી હતી એક પુરાતન મંદિરમા દેદીપ્યમાન દેખાતી એવી શત્રુઘ્નની મૂર્તિ છે. જગ્યા એકાંતની સ્વચ્છ અને પરમ રમ્ય છે. શત્રુઘ્નના દર્શન કરી પૂર્વવત્ સ્થતીમાં રસ્તો કાપતા ત્યાંથી બે માઇલ ઉપર લક્ષ્મણ ઝોલા આવે છે.

# સેવા કરવા માટેજ સ્ત્રીઓનો અવતાર છે?

(લખનાર—રા. રા. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર—મુંબાઇ.)

(૧)

"યાદ રાખજો કે ગાંડી ગુજરાતના લોકો કહે છે તેમ સ્ત્રીઓનો અવતાર કાંઇ પુરૂષોના પગનાં ખાસડાં જેવો નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ પુરૂષોની ઘડીકવારની રમુજને માટે નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ સુંથીયાં સાવરણી માટેજ નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ માત્ર બાળોતીયાં ધોવા માટેજ નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ ઘરમાં ગોંધાઇ રહેવા માટેજ નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ મોટા મોટા લાજના ઘુમટા કાઢવા માટે નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ મુર્ખ રહેવા માટે નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ કુટણા કુટવા માટેજ નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ વેવાણોનાં વાંકાં બોલવા અને દુધમાંથી પોરા કાઢવા માટેજ નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ ખુણામાં પડીને શોષ કરવા માટેજ નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ ગામની કુથલી કરવા માટે કે પાડોશણોની અદેખાઇ કરવા માટે નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ ગુલામગીરી ભોગવવાને માટેજ નથી. અને સ્ત્રીઓનો અવતાર કાંઇ છોકરાં જણવાના સંચા તરીકેનોજ નથી, પણ સુકોમળ પવિત્ર સ્ત્રીઓનો અવતાર તો જગતમાં દયાની દેવીઓ તરીકેનો છે. રસીકડી સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં નવું જીવન લાવવા માટે છે. સુંદર સ્ત્રીઓનો અવતારતો આ જગતમા અલૌકિક સૌન્દર્ય ફેલાવવા માટે છે મંદમંદ હાસ્યવાળી સ્ત્રીઓનો અવતારતો પુરૂષોમાં પુરૂષાર્થ વધારવા માટે છે. જેની હરણીના જેવી મનોરંજક અને માછલીના જેવી ચપળતાવાળી છતા પણ સદૈવ દયાથી ભરેલી આંખો છે તેવી સ્ત્રીઓનો અવતારતો આ જગતને પરમાર્થ શીખવવા માટે છે. સ્વભાવથીજ અંતરના ઉંડા ધર્મભાવવાળી સ્ત્રીઓનો અવતારતો આ જગતમાં પ્રભુનો મહીમા ને ભક્તિ ફેલાવવા માટે છે. કુદરતી રીતેજ મીઠડી લાગતી નાજુકડી સ્ત્રીઓનો અવતારતો આ જગતમાં શાંતિ ફેલાવવા માટે છે. અંતરમાંથી દીનતાવાળી સ્ત્રીઓ અવતારતો આ જગતમા મંગળ કાર્ય કરવા માટે છે. એજ પ્રકૃતિથીજ આધીનતાવાળી સ્ત્રીઓનો અવતારતો આ જગતમા સ્વર્ગના દેવોના પ્રતિનીધી તરીકેનોજ છે. એમા કાંઇપણ શક નથી.

**"સ્વર્ગમાં દેવ અને ઇશ્વરની વચ્ચે જેવો સંબંધ છે તેવો સંબંધ આ દુનિયામાં સ્ત્રી અને પુરૂષની વચ્ચે છે.**

આ દુનીયાંનુ ધણી ધણીયાણીપણું તે સ્વર્ગનું "દેવ અને ઇશ્વર" નું સમરૂપ છે. સ્વર્ગમાં—મોક્ષમાં—પ્રભુની હજુરમા દેવ અને ઇશ્વરનો કેવો આનંદદાયક સબંધ છે, એ આપણે બરાબર રીતે સમજી શકીએ અને એ પ્રમાણે વર્તી આગળ જતા આપણે પણ દેવ બની પ્રભુની હજુરમા જઇ મોક્ષ ધામના અખંડ આનંદ ભોગવી શકીએ. તે શીખવવા સારૂ પ્રભુએ કૃપા કરીને દેવ અને ઇશ્વરના સબંધનુ સરખાપણું આ દુનીયામાં આપણને ધણી ધણીઆણીરૂપે આપેલુ" છે.

*"સાચું સ્વર્ગ" નામનું પુસ્તક છપાય છે તેમાંથી આ વિષય લખ્યા છે.

દેવ અને ઇશ્વરનો સંબંધ કેવો છે એ તમે જાણો છો? દેવો હમેશાં દરપળે પ્રભુની આધીનતાને ચાહે છે. દીનતા એજ તેઓના જીવનનું તત્વ છે, અને આધીનતા એજ તેઓનું કર્તવ્ય છે. પ્રભુની હજુરમાં માનપુર્વક હાથ જોડીને તેઓ પ્રભુના હુકમની વાટ જોતાજ બેઠેલા હોય છે, તેઓમાં હુંપણું કે પોતાપણું હોતું નથી. ક્યારે પ્રભુ અમોને હુકમ ફરમાવે, અને ક્યારે હમે તે બરાબર રીતે બજાવીએ, એજ ભાવના તેઓના મનમાં રમતી હોય છે. તેઓને કોઇપણ જાતનાં સુખની કમી હોતી નથી, અને તોપણ તેઓનો આનંદ તો પ્રભુનાં સ્વરૂપનું ધ્યાન ધરવામા અને પ્રભુનાં દર્શનમાંજ હોય છે. પ્રભુની ઇચ્છા એજ તેઓની ઇચ્છા, પ્રભુનો હુકમ એજ તેઓનું કર્તવ્ય, પ્રભુના દર્શન એજ તેઓનું સુખ, અને પ્રભુમાં તન્મય થઇ જવું એજ તેઓની સાર્થકતા છે. પ્રભુના હુકમ પાળવા શીવાય બીજુ કાંઇપણ તેઓ જાણવા ચાહતા નથી, એટલુંજ નહીં પણ પોતાનું પોતાપણું તેઓ ભુલી ગએલા હોય છે આવી દીનતા અને આવી આધીનતાને લીધેજ તેઓ દેવ છે, અને તે સારૂજ શાસ્ત્રોમાં પ્રભુએ દેવોને મોટા તથા પુજનીય ગણેલા છે.

દેવો જ્યારે આવો ઉત્તમ સેવક ભાવ રાખે છે ત્યારે પ્રભુ તેઓને માટે શું કરે છે? એ તમને ખબર છે? દેવોના સુખને માટે તે હમેશાં તત્પર રહે છે. દેવોને માટે તેણે સ્વર્ગ બનાવેલું છે. દેવોને માટે તેણે મનવાચ્છીત ભોગો આપનારાં કામધેનુ, કલ્પવૃક્ષને ચીંતામણી બનાવેલા છે, અને દેવોના સુખને માટે તે અવતાર લેય છે, દેવો જ્યારે ઉંઘે છે ત્યારે તેની આધીનતાથી ખુશી થઇને તેની ચોકી કરવા સારૂ પ્રભુ જાગે છે. દેવો જ્યારે પ્રભુના ગુણ ગાય છે ત્યારે તેને રીઝવવા સારૂ પ્રભુ પોતે તેની પાસે નાચે છે. દેવો જ્યારે બેસે છે ત્યારે પ્રભુ તેની પાસે તેનાં સુખોની સગવડતાને માટે ઉભા રહે છે. દેવો જ્યારે ચાલવા ઇચ્છે છે ત્યારે પ્રભુ તેને તેડી લેય છે, અને દેવોની જ્યારે ખાવાની પીવાની ઇચ્છા થાય છે ત્યારે અમૃત જેવી ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ પ્રભુ તેને પુરી પાડે છે. ટુંકામાં એજ કે દેવોને સુખી જોઇને રાજી થવું અને દેવોના સુખને માટે મેહેનત કર્યા કરવી એ પ્રભુનો આનંદ છે. આવો સેવ્ય સેવકનો ઇશ્વર અને જીવ વચે સબંધ છે. અને તેજ સબંધ આ દુનિયામાં સ્ત્રી પુરૂષ વચે હોવો જોઇએ. એટલે કે જેમ દેવો પ્રભુને માટે કરે છે તેમ સ્ત્રીઓએ પોતાના પતિ માટે કરવું જોઇએ, અને જેમ પ્રભુ દેવોને માટે કરે છે તેમ પતિએ પોતાની પત્નિ માટે કરવું જોઇએ એ આર્ય શાસ્ત્રની આજ્ઞા છે, અને એ ઇશ્વરની ઇચ્છા છે.

**સ્વર્ગમાં દેવોની જે કામગીરી છે તેજ કામગીરી આ દુનિયામાં સ્ત્રીઓની છે.**

સુખની મુર્તિરૂપ સ્વર્ગના દેવોની કામગીરી શું છે? એ તમને ખબર છે? શાસ્ત્રો કહે, છે કે, દયાળુ પ્રભુએ તેઓને દુનિયા ઉપર દયા કરવાના કામો સોપેલાં છે, જેમકે કોઇને વર સાદ વરસાવવાનું કામ સોપેલું છે, કોઇને પ્રજા ઉત્પન્ન કરવાનું કામ સોપેલું છે. કોઇને રોગીયો ઉપર દયા કરવાનુ કામ સોંપેલું છે કોઇને પવનને કબજામાં રાખવાનું કામ સોપેલું છે કોઇને મનુષ્યોના કર્મનો બદલો આપવાનું કામ સોપેલું છે. કોઇને અનાજ, ઔષધી તથા ફળફુલમા રસ પુરવાનું કામ સોપેલુ છે. કોઇને દીશાઓની ચોકી કરવાનું કામ સોપેલુ છે. કોઇને અગ્નીનું ધણીપણું આપેલું છે. કોઇને જગતમા પ્રકાશ કરવાનું કામ સોપેલું છે. કોઇને પાણીનુ ધણીપણુ આપેલું છે કોઇને મરણ પામેલાઓ પાછળની ક્રીયાઓનુ ફળ પહોચાડવાનું કામ સોપેલુ છે કોઇને જગતમા જ્ઞાન ફેલાવવાનું કામ સોપેલું છે, કોઇને દુનીયામા ઉચી જાતની કારીગીરી બનાવવાનુ કામ સોપેલું છે.

" મ્હારી ઇચ્છા છે કે તમને હવે રંગપુર લઇ જવાં. હું ત્યાંના મહારાજાનો સેનાપતિ છું. ઘણા દિવસ થયાં રાજ્યની બહારજ રહ્યો છું. હવે ત્યાં જવું જોઇએ.

" હું ક્યારે ના કહું છું ? તમારી ઇચ્છા પ્રમાણે વર્તવું એજ મ્હારો ધર્મ છે. મન વચન અને કર્મે તમારા ચરણમાં અર્પણ કર્યા પછી મ્હારી ઇચ્છા મુજબ વર્તવાનો મ્હને કાંઇપણ અધિકાર નથી. તમે જ્યાં કહો ત્યાં આવવા હું તૈયાર છું.

વીરેન્દ્ર અને કુસુમની વાતો ચાલતી હતી એટલામાં ચમ્પા ત્યાં આવી પહોંચી તેથી તે બન્ને પ્રેમીઓને, પ્રેમપિપાસા તૃપ્ત કર્યા વિનાજ ત્યાંથી ચાલ્યાં જવું પડયું.

## પ્રકરણ ૯ મું.

**सुखं सदा हस्तगतं यशस्विनः ॥**

સંસારમાં જે પુરૂષો ભાગ્યશાળી હોય છે તેજ યશસ્વી પણ કહેવાય છે. તેમજ જેઓ યશસ્વી છે તેજ જીવનનું સત્ય સુખ મેળવે છે. તેમના સંસર્ગથી અન્ય મનુષ્યો પણ સુખી થાય છે. તેથીજ સંસારમાં ભાગ્યનો મહિમા વિશેષ માનવામાં આવે છે. ભાગ્યવાન પુરૂષોના દર્શન માત્રથીજ બીજાને સુખ મળે છે. વીરેન્દ્ર એક ભાગ્યશાળી, પુરૂષ હતો, તેના સંસર્ગથી કુસુમની દરિદ્રાવસ્થા લોપ થઇ અને હમણાં તે કેટલી સુખી છે તે કહેવાનું અમારૂં કામ નથી. આજે આપણે વીરેન્દ્રને કુસુમ અને કુસુમને વીરેન્દ્ર કહીયે અથવા એ બન્ને યુગલ મુર્તિને એક બનાવી બન્નેનું એકજ શરિર કહીયે તોપણ અનુચિત નથી. પરંતુ જે મનુષ્યો વીરેન્દ્ર અને કુસુમને જુદાં જુદાં જુવે છે તેમને પણ માનવું પડશે કે "એક પ્રાણ બે દેહ."

શુભ મુહુર્ત જોઇ વીરેન્દ્રે રંગપુર તરફ પ્રયાણ કર્યું. એક સુંદર રથને ચાર ઘોડા જોડયા છે. ઘોડાઓ ઉપર બહુ મુલ્ય રત્નના આભૂષણો પહેરાવ્યાં છે. કુસુમે પણ નવાં સુશોભિત વસ્ત્રો પહેર્યાં છે. વીરેન્દ્ર અને કુસુમ રથ ઉપર સ્વાર થયાં બીજા રથમાં ચંપા બેઠી. લશ્કરી પોશાકમાં સજ્જ થયલા બેબે સ્વારોની દશ ટુકડી તેની આગળ પાછળ ચાલવા લાગી. મુર્શિદાબાદથી તેમણે પ્રયાણ કર્યું. પવનવેગે રથ ચાલવા માંડયો. કુસુમ અને વીરેન્દ્ર પ્રેમની વાતો કરતાં કરતાં આનંદપૂર્વક માર્ગ કાપતાં હતાં. કુસુમે કહ્યુ નાથ ! તમે તો એક સીપાઇ કહેતા હતા ને ? કાંઇ એક સાધારણ સીપાઇનો આવો ઠાઠમાઠ ન હોય ! "

" તમારી ભૂલ છે, હુ સીપાઇ નથી પણ સીપાઇઓનો સરદાર છું. કુસુમ જાણે ગુસ્સે થઇ હોય તેવો ડોળ બતાવી બોલીઃ જાઓ, જાઓ, તમે કપટી છો, તમારા કહેવા ઉપર ભરોસો રાખતી નથી."

" મેં તમારી સાથે શું કપટ કર્યું ? "

" મ્હારૂં મન તમને કપટી કહે છે, તમે મને હજુ સુધી સાચો ભેદ કહ્યો નથી. શું હું કહું છું એ જુઠું છે ?"

વીરેન્દ્રે હસતાં હસતાં કહ્યુંઃ ત્યારે તમારા ચાડી કરનાર મને મ્હારા અંતઃકરણની ખરી વાતો પણ કહી દીધી હશે ?"

કુસુમથી વિશેષ બોલાયું નહીં. તેણે ઉત્કંઠિત નેત્રોથી જોતાં પુછ્યું નાથ ! તમે સાચુ કહો ? તમારામાં અને મહારાજ નરેન્દ્રસિંહમાં કેટલો તફાવત છે ?

સિંહ. મદન મોહન વિગેરે રાજકર્મચારીઓએ કુસુમને ભેટ આપી ત્યાર પછી સઘળા મસ્તિક નમાવીચાલ્યા ગયા. સઘળી સ્ત્રીઓએ પણ કુસુમને નાના પ્રકારના વસ્ત્રાલંકારોની ભેટો આપી એક પછી એક ત્યાંથી ચાલ્યાં ગયાં. વિરેન્દ્ર કુસુમ અને લવંગલત્તા શિવાય બીજું કોઇ રહ્યું નહી લવંગલત્તાએ કહ્યુ !

"ભાઇ ! ભાભી તો ઘણાં સુંદર છે, આવું સુંદર સ્ત્રી રત્ન કયાંથી લઇ આવ્યા ? ઉગ્ર તપશ્ચર્યા કરવાથી આવી સ્ત્રી મળી શકે. તે તમને સહજમાં મળી આવી."

"જા જા, ગાંડી તેં તો બધો ભેદ ખુલ્લો કરી દીધો." વિરેન્દ્ર હસતાં હસતાં બોલ્યો. કુસુમ અત્યાર સુધી સ્તબ્ધ પશુ પેઠે ઉભી હતી. અત્યાર સુધી જે જે થયું તે તે ઘણી મુશ્કેલીથી સહન કરતી હતી. લવંગલત્તા એ શબ્દો સાંભળતાંજ તેણે વિરેન્દ્ર તરફ નેત્ર કટાક્ષ કરતાં કહ્યુ કેમ મહાત્માજી ! જે દેવને બલિદાન આપવા તમે મ્હને અહીં લાવ્યા તે દેવનાં તો દર્શન હજુ સુધી મ્હને થયાજ નહીં

વિરેન્દ્ર કુસુમની સાથેજ સિંહાસન ઉપર બેઠો અને પ્રેમ ભરેલાં નેત્રોવડે તેના મુખચંદ્ર સ્હામુ જોવા લાગ્યો. "પ્રીય કુસુમ ! તમારો અચલ પ્રેમ અનુરાગ મ્હારા ઉપર જોઇ ઉદાર હૃદય મહારાજ નરેન્દ્રસિંહે ત્હમને મ્હને આપી દીધા" એટલું બોલી તે કુસુમનો હાથ પકડવા જતો હતો એટલામા કુસુમે હાથ તરછોડી, જરાક ગુસ્સો બતાવી કહ્યું વાહ, હું તમને કયારે મ્હાતી હતી. જાઓ, હુ તો મહારાજ નરેન્દ્રસિંહનીજ દાસી બનીશ. ત્રૈલોકયમાં બીજા કોઇને મ્હાતી નથી

લવંગલત્તાએ જે શબ્દો કહ્યા હતા તે ઉપરથી કુસુમ સારી પેઠે જાણીતી થઇ હતી. વિરેન્દ્રે અત્યાર સુધી જે પ્રપંચ કર્યો તે ઉઘાડો પડી ગયો હતો તેથી તેણે આવા શબ્દો કહ્યા હતા તે સિંહાસન ઉપરથી નીચે ઉતરી, વિરેન્દ્રના સ્હામુ ઉભા રહી બે હાથ જોડી કહેવા લાગી

"ચતૂર ચુડામણી ! બસ થયુ, હવે તમારી ચતુરાઇ રહેવા દો ! હવે આપનો પ્રપંચ મ્હારી પાસે નહીં ચાલે. નિર્દય પ્રપંચ ! કપટી પ્રપંચ ત્હને જરા પણ ધ્યાન આવી ? મ્હારા કુમળા કલેજા ઉપર કેવા કેવા ઝટકા લગાવ્યા ? અરે ! હજુ તે ઘા રૂઝાતા નથી ! નિષ્ઠુર હૃદયમાથી નિકળેલા વિચિત્ર શબ્દોની જ્વાળા હજુ મ્હારા કલેજામાં બળ્યા કરે છે ! પ્રાણનાથ ! અપરાધ ક્ષમા કરજો" એ શબ્દો બોલી તે વિરેન્દ્રના પગમા પડતી હતી એટલામાં વિરેન્દ્રે સિંહાસનથી નીચે ઉતરી તેને હૃદય સાથે દબાવી ગાઢ આલિંગન દીધુ. અને પોતાની સાથે સિંહાસન ઉપર બેસાડી.

તમને બહુ સતાવ્યાં છે. પ્રીય હૃદય હારિણી! મનોહારિણી! મનરંજન! પ્રીય કુસુમ! મ્હારા હૃદય સરોવરનું તમે અપ્રતિમ કુસુમ છો! તમારા હૃદયમાંથી નિકળતી પ્રેમ સુવાસના મ્હારા હૃદયને આકર્ષણ કરી રહી છે. પ્રીયે! સંસારમાં જો કોઇ પણ વસ્તુ વધારે સુખદાયક હોય, મનરંજન કરનાર હોય તો તે તમેજ છો"

વિરેન્દ્રના શબ્દો સાંભળી કુસુમના અંતઃકરણમાં જે પ્રેમ ઉભરાઈ આવ્યો તે અદ્વીતિય હતો. તે મુખથી વર્ણવી શકી નહીં. પણ તે પ્રેમ અંતઃકરણમાંથી ઉભરાઇ નેત્રોદ્વારા બહાર નિકળવા લાગ્યો વિરેન્દ્રના ખોલામાં માથુ મુકી દીધું. એક બાળકની પેઠે નિર્બળ થઈ રડવા લાગી. વિરેન્દ્ર પોતાના રૂમાલવડે તેનાં આંસુ લુછવા લાગ્યો. તેણે કહ્યું: પ્રીયે શા માટે રડો છો? આજનાં મંગલમય દિવસે આનંદ પૂર્વક વાર્તાલાપ કરો.

કુસુમે આંસુ લુછતાં કહ્યું: હૃદયેશ્વર! આજે મ્હારા સુખની સીમા નથી. આજે મ્હને મ્હારા જેવી ભાગ્યહીન, અનાથીની ભિખારીણીને તમારી પટરાણી બનાવી! પ્રીયતમ, જગતમાં શું બધેજ આવો પ્રેમ હશે? બધેજ પ્રેમ આવી લીલા કરતો હશે? શું બધાંના હૃદયમાં પ્રેમ આવીજ ક્રિડા કરતો હશે? આહ! જગદીશ્વર? મ્હને જન્મોજન્મ ત્હમારીજ દાસી બનાવે! એટલીજ પ્રાર્થના છે. કુસુમનાં નેત્રોમાં પાછાં પાણી ભરાઇ આવ્યાં.

લવંગલત્તા અત્યાર સુધી ઉભી થઇ રહી હતી તેણે ધીમે રહીને કહ્યું: ભાઈ! કહો તો ખરા કે મહારાજ મહીષીને મ્હારે હવે કયું વિશેષણ આપવુ?

"તમારી ધ્યાનમાં આવે તે." વિરેન્દ્રે હસતાં હસતાં ઉત્તર આપ્યો.

"હું તો એમને ભાભી કહીનેજ બોલાવીશ કેમ ભાભી! બરોબર છે ને? નહીં તો તમે જે કહેશો તે કહીશ." કુસુમને પુછ્યું.

વાંચક તમે જાણી ગયા હશો કે વિરેન્દ્ર અને નરેન્દ્રમાં કાંઈ ફેર નથી, વિરેન્દ્ર તેજ નરેન્દ્ર છે હવેથી આપણે વિરેન્દ્રને નરેન્દ્રના નામથી ઓલખીશુ વાચક! તમે પણ તેમજ કરજો. જો જો, હવે ભુલાવામા પડતા નહીં! ચાલો, અત્યાર સુધી લવંગલત્તા ભાભીને બનાવતી હતી. હવે આપણે લવંગલત્તાને પણ બનાવીયે અને બીચારી કુસુમના અંતઃકરણને આનંદ આપીયે.

નરેન્દ્રે ધીમે રહીને કુસુમના કાનમા કાંઇક કહ્યુ: તે સાંભળતાંજ કુસુમે નરેન્દ્રના સ્હામુ જોયુ અને તિરછી નજરથી તેના સ્હામુ જોયુ. કુસુમે લવંગલત્તા તરફ જોતાં કહ્યું: એ તો સઘળુ ઠીક પણ હવે મ્હારે તમને શુ કહેવુ? અને મદનમોહનને શુ કહેવુ?

"શુ કહેવુ વળી? યોગ્ય હોય તેજ કહેવુ!"

"આજથીજ હુ તમને ન્હાની બાઇ અને મદનમોહનને નણદોઇ કહીશ" કુસુમના આ કહેવાથી લવંગલત્તા જાણી ગઇ કે નરેન્દ્રનોજ આ પ્રપંચ છે. તેના શિવાય કુસુમને ખબર ક્યાથી પડે?

કુસુમના શબ્દો સાંભળતાંજ લવંગલત્તા ત્યાંથી દોડી ગઇ. પરંતુ નરેન્દ્ર તેની પાછળ દોડી બોલાવી લાવ્યો. અને કુસુમને તેને સોંપી. નરેન્દ્ર અંતપુરમાંથી બહાર ચાલી ગયો.

" કહો ન કહો પણ હવેતો તમારૂં મન નરેન્દ્રસિંહની શોધમાં છે. ઠીક થયું, મને પણ એ વાતથી આનંદ થયો. ખરેખર, એક રાજકન્યાનું મન હમેશાં એક રાજા તરફજ વળેલું હોય છે."

એટલું સાંભળતાંજ કુસુમને ગુસ્સો ચઢયો. તેણે આડાં નેત્રો કરી, પોતાના ગળામાંથી વીરેન્દ્રનો હાથ કહાડી નાંખી, મોઢું આડું ફેરવી દીધું. કંઇપણ બોલ્યા વિના તે નીચું મોઢું રાખી, ઉદાસ થઈ બેઠી. વીરેન્દ્ર તેને મનાવવા લાગ્યો. પણ તે માનવતી માનિની શું સહજમાં માને તેવી હતી? વીરેન્દ્રના મનાવવા છતાં તે એક શબ્દ પણ બોલી નહીં. છતાં પણ તે ફરીથી બોલ્યો· વારૂં, શ્રીમતી રાજકુમારી, કુસુમ કુમારી દેવી! વારૂં, તમે મહારાજ નરેન્દ્રસિંહનાં પટરાણી બનો તો મારા જેવા એક રંક સીપાઇ ઉપર કૃપા દ્રષ્ટિ રાખજો. તમારા કૃપા કટાક્ષથીજ મારા જેવા કપટી કુટીલનો બેડો પાર થશે."

આ સાંભળતાંજ કુસુમને વિશેષ વેદના થઇ. તે દાંત પીસી વીરેન્દ્રને કહેવા લાગી. જો તમે મને આ પ્રમાણે સતાવશો તો હું રથમાંથી કુદી પડી મારો પ્રાણ કાઢી નાંખીશ.

વીરેન્દ્રે હસતે મ્હોડે બાથમાં ઘાલી કહ્યુંઃ લ્યો, મહારાણીજી, હવે કુદી પડો જોઉ!

આ પ્રમાણે આનંદ કરતાં કરતાં પ્રાતઃકાળમાંજ રંગપુર આવી પહોંચ્યાં. અગાઉથીજ માધવસિંહ અને મદનમોહન વિગેરે રાજ્યના પ્રધાન પ્રધાન કર્મચારીઓ ઉપસ્થિત થયા હતા. તેમણે ઘણા આદર સત્કારથી વીરેન્દ્રને માન આપ્યું. બે હજાર સીપાઇઓ હાજર હતા. તેમણે શસ્ત્રો નમાવી સલામ કરી. કુસુમને તેજ રથમાં બેસાડી, તેની સાથે ચંપાને બેસાડી વીરેન્દ્ર તે રથમાંથી ઉતરી, અલંકાર તથા અંબાડીથી સજ્જ કરેલા હાથી ઉપર બેઠો. આગળ ડંકો, નિશાન, અને લશ્કરી સિપાઇ ચાલતા હતા. વાજીંત્રોના કર્ણ પ્રીય નાદ થતા હતા. વીરેન્દ્રની સ્વારી રાજમંદિર તરફ ચાલી.

વાંચક! વીરેન્દ્રને રાજોચિત સન્માન મળેલું જોઇ અને રાજસી ધામધુમ જોઇ સુકુમારી કુસુમકુમારીના ચંચળ ચિત્તમાં કેવા કેવા ભાવોનાં તરંગો ઉઠતા હશે? ચાલો, આગળ જોઇયે. હમણાં વીરેન્દ્રની સ્વારી રાજમંદિરના મોટા દરવાજા આગલ આવી ઉભી રહી છે.

દરવાજા આગળ અશ્વારોહી સ્વારો આવી પહોંચતાંજ કિલ્લા ઉપરની તોપો, વીરેન્દ્રની અભ્યર્થના કરવા લાગી. વાજીંત્રોના નાદ જોરથી થવા લાગ્યા. રાજદ્વારૂપર નોબતના ગડગડાટ થવા લાગ્યા. પ્રજાજનોએ ફુલોનો વરસાદ વરસાવી વીરેન્દ્ર અને કુસુમના રથને ઢાંકી દીધો. સ્વારી આગળ ચાલવા લાગી વીરેન્દ્રનો હાથી અને કુસુમનો રથ, અંતઃપુર આગળ આવી અટક્યાં તે સમયે માત્ર માધવસિંહ, મદનમોહન અને થોડાક ઘોડેશ્વાર સાથે રહ્યા હતા વીરેન્દ્ર હાથી ઉપરથી ઉતર્યો. તેણે કુસુમનો હાથ ઝાલી રથમાંથી ઉતારી. તે સમયે કુસુમનો હૃદય સાગર એટલા જોરથી ઉછળી રહ્યો કે જેથી તે એક પ્રકારની બેશુદ્ધતામાં હતી. રથમાંથી નીચે ઉતરતાંજ રાજમેહેલ ઉપરથી પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. સ્ત્રીઓના કોમળ કંઠમાંથી મંગળોચ્ચાર થવા લાગ્યા, સંગિત ગાનારી સ્ત્રીઓના કિન્નરી કે ગાંધર્વીઓ સમાન મધુર કંઠમાંથી સંગિત થવા લાગ્યું. મંગળમય સંગિતથી વીરેન્દ્ર અને કુસુમ અનંત આનંદની વિચિત્ર સુર્તિ ક્રિડા કરતી જોવા લાગ્યાં.

વીરેન્દ્ર કુસુમનો હાથ પકડી રાજમહાલયનાં પગથિયાં ચઢી બીજે માળ આવ્યો તે સમયે ત્રણસો સ્ત્રી સેનાએ પોતાનાં હથિયાર નમાવી માન આપ્યું. ત્યાં આગળ ઉભેલી એક રાજનંદિનીએ કુસુમને સ્નેહપૂર્વક આલીંગન દીધું. અંતઃપુરમાં એક વિશાળ દીવાનખાનું,

જાત જાતની કારિગીરીથી સુસજ્જીત કરેલું હતું. ત્યાં વીરેન્દ્ર અને કુસુમ ગયાં. કાચ અને લાકડાંનાં તરેહવાર ફરનીચર, સોના ચાંદીની કારીગીરી, જુદી જુદી જાતનાં મનોહર રમકડાં, ત્યાં ગોઠવેલાં હતાં. ઝીક ચલકથી ભરેલી મખમલની ગાદી પાથરી હતી. મધ્ય ભાગમાંજ એક સોનાનું હીરા, માણેકથી જડેલું સિંહાસન ગોઠવ્યું હતું. વીરેન્દ્રે કુસુમનો હાથ ઝાલી બળપૂર્વક તેને સિંહાસન ઉપર બેસાડી. અને પોતાના હાથની માણિક્ય મુદ્રા તેની આંગળીએ પહેરાવી કહ્યું.

"રાજ નન્દિની ! તમારી ફુલની માળાના બદલામાં આ મારી તુચ્છ ભેટ સ્વિકારો ! આ મહારાજા નરેન્દ્રસિંહની ન્હાની બ્હેન છે. એમનું નામ લવંગલત્તા છે, હું વિદાય થાઉં છું. અને પ્રાર્થના કરૂં છું કે મને આપના હૃદયમાંથી ભુલશો નહીં. થોડા વખતમાંજ તમે મહારાજ નરેન્દ્રસિંહના દર્શન કરશો. તેમની સાથેજ તમારાં લગ્ન થવાનાં છે. તેમ થવાથી મારા અંતઃકરણના આનંદની સિમા રહેશે નહીં."

વીરેન્દ્રે નેત્રોની ઇશારતથી લવંગલત્તાને કંઇક કહ્યું. બીચારી કુસુમને ઉદ્વેગ, ચિન્તા, સંદેહ, સંશય અને ગભરાટમાં નાંખી વીરેન્દ્ર એકદમ બહાર ચાલ્યો ગયો.

વીરેન્દ્રના જવા પછી લવંગલત્તાએ કહ્યું: ભાભી ! ગભરાશો નહીં. મ્હારા ભાઇ હમણાંજ આવી પહોંચશે."

કુસુમે કંઇપણ ઉત્તર આપ્યું નહીં. કવચિદ્ તેણે લવંગલત્તાના શબ્દો સાંભળ્યા ન હોયતો તેમાં કાંઈ આશ્ચર્ય નથી કારણ કે વીરેન્દ્રના શબ્દોએ તેના હૃદયમા એટલી વ્યથા કરી હતી કે જેથી તેને કાંઇ સુઝતું નહોતું. તે રડતી નહોતી, હસતી નહોતી, શ્વાસ લેતી નહોતી, તેમજ લવંગલત્તાના શબ્દો પણ સાંભળતી નહોતી. પોતે મનમાં પણ કાંઇ કહેતી નહોતી. પોતે કોણ છે ? શામાટે અહીં લાવવામાં આવી છે, મ્હારી પાસે કોણ ઉભુ છે. મ્હારી સાથે કેવી રીતે વર્તવામાં આવે છે. એ પણ તેને સમજાતું નહોતું.

કુસુમની એવી વિચિત્ર સ્થીતિ હતી. કુસુમને જે સિંહાસન ઉપર બેસાડી હતી. તેજ સિંહાસન ઉપર કાષ્ટના પુતળાની પેઠે બેસી રહી હતી. અર્ધા કલાકમાંજ વીરેન્દ્ર ચાલીશ મનુષ્યો સહિત આવી પહોંચ્યો. વીરેન્દ્રને જોતાંજ તે ચમકી ઊઠી. કાંઇપણ બોલ્યા ચાલ્યા વિના પૃથ્વિ સમાપુ સ્થીર દૃષ્ટિ કરી બેસી રહી. વીરેન્દ્રની જે સાથે માણસો આવ્યાં હતાં તેમાં મહારાજ નરેન્દ્રસિંહના મિત્ર મદનમોહન, રાજમંત્રી માધવસિંહ, કુલપુરોહિત, કોષાધ્યક્ષ, સેનાપતિ આદિ રાજ્યના પ્રધાન કર્મચારીઓ હતા.

થોડીવારમાં વીશ સ્ત્રીઓ, સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરી, હાથમા છત્ર, ચામર, પંખા અને નગ્ન તલવારો સહિત આવી પહોંચી. કુસુમના સિંહાસનની ડાબી બાજુ રાજકુમારી લવંગલતા, સ્વાભાવિક લજ્જા અને સંકોચથી સંકુચિત થઇ ઉભી હતી.

કુસુમના સિંહાસનની જમણી બાજુએ ઉભા રહી વીરેન્દ્રે કહ્યુઃ માનનીય મહાશયો ! કૃષ્ણનગરના સ્વર્ગીય મહારાજા ધનેશ્વરસિંહ મહોદયની કન્યા, તમારા મિત્ર રાજા નરેન્દ્રસિંહના પટરાણી થવા આવ્યાં છે. તે આ સિંહાસન ઉપર બિરાજ્યાં છે."

વીરેન્દ્રસિંહના શબ્દો સાંભળી પુરોહિતજી સિંહાસન પાસે પહોચ્યા સોનાનું નારિયલ કુસુમના હાથમાં આપી આશિર્વાદ દીધોઃ ચીરાયુષ્યમાન થાઓ, અખંડ સૌભાગ્યવાન થાઓ, અને વીરપ્રસુત, કુળભૂષણ વીરમાતા થાઓ. ત્યાર પછી રાજમંત્રી માધવ-

સિંહ. મદન મોહન વિગેરે રાજકર્મચારીઓએ કુસુમને ભેટ આપી ત્યાર પછી સઘળો મસ્તિક નમાવીચાલ્યા ગયા. સઘળી સ્ત્રીઓએ પણ કુસુમને નાના પ્રકારના વસ્ત્રાલંકારોની ભેટો આપી એક પછી એક ત્યાંથી ચાલ્યાં ગયાં. વિરેન્દ્ર કુસુમ અને લવંગલત્તા શિવાય બીજું કોઇ રહ્યું નહી. લવંગલત્તાએ કહ્યું !

"ભાઇ ! ભાભી તો ઘણાં સુંદર છે, આવું સુંદર સ્ત્રી રત્ન કયાંથી લઇ આવ્યા ? ઉગ્ર તપશ્ચર્યા કરવાથી આવી સ્ત્રી મળી શકે. તે તમને સહજમાં મળી આવી."

"જા જા, ગાંડી તેં તો બધો ભેદ ખુલ્લો કરી દીધો." વિરેન્દ્ર હસતાં હસતાં બોલ્યો. કુસુમ અત્યાર સુધી સ્તબ્ધ પશુ પેઠે ઉભી હતી. અત્યાર સુધી જે જે થયું તે તે ઘણી મુશ્કેલીથી સહન કરતી હતી. લવંગલત્તા એ શબ્દો સાંભળતાંજ તેણે વિરેન્દ્ર તરફ નેત્રકટાક્ષ કરતાં કહ્યું: કેમ મહાત્માજી ! જે દેવને બલિદાન આપવા તમે મ્હને અહીં લાવ્યા તે દેવનાં તો દર્શન હજુ સુધી મ્હને થયાંજ નહીં.

વિરેન્દ્ર કુસુમની સાથેજ સિંહાસન ઉપર બેઠો. અને પ્રેમ ભરેલાં નેત્રોવડે તેના મુખચંદ્ર સ્હામુ જોવા લાગ્યો. "પ્રીય કુસુમ ! તમારો અચલ પ્રેમ અનુરાગ મ્હારા ઉપર જોઇ ઉદાર હૃદય મહારાજ નરેન્દ્રસિંહે ત્હમને મ્હને આપી દીધાં." એટલું બોલી તે કુસુમનો હાથ પકડવા જતો હતો એટલામાં કુસુમે હાથ તરછોડી, જરાક ગુસ્સો બતાવી કહ્યું: વાહ, હું તમને કયારે ચ્હાતી હતી. જાઓ, હું તો મહારાજ નરેન્દ્રસિંહનીજ દાસી બનીશ. ત્રૈલોકયમાં બીજા કોઇને ચ્હાતી નથી.

લવંગલત્તાએ જે શબ્દો કહ્યા હતા તે ઉપરથી કુસુમ સારી પેઠે જાણીતી થઇ હતી. વિરેન્દ્રે અત્યાર સુધી જે પ્રપંચ કર્યો તે ઉઘાડો પડી ગયો હતો તેથી તેણે આવા શબ્દો કહ્યા હતા. તે સિંહાસન ઉપરથી નીચે ઉતરી, વિરેન્દ્રના સ્હામુ ઉભી રહી બે હાથ જોડી કહેવા લાગી.

"ચતુર ચુડામણી ! બસ થયું, હવે તમારી ચતુરાઇ રહેવા દો ! હવે આપનો પ્રપંચ મ્હારી પાસે નહીં ચાલે. નિર્દય પ્રપંચ ! કપટી પ્રપંચ ત્હને જરા પણ ધ્યાન આવી ? મ્હારા કુમળા કલેજા ઉપર કેવા કેવા ફટકા લગાવ્યા ? અરે ! હજુ તે ઘા, રૂઝાતા નથી ! નિષ્ઠુર હૃદયમાંથી નિકળેલા વિચિત્ર શબ્દોની લ્હાય હજુ મ્હારા કલેજામાં બળ્યાં કરે છે ! પ્રાણનાથ ! અપરાધ ક્ષમાં કરજો" એ શબ્દો બોલી તે વિરેન્દ્રના પગમાં પડતી હતી એટલામાં વિરેન્દ્રે સિંહાસનથી નીચે ઉતરી તેને હૃદય સાથે દબાવી ગાઢ આલિંગન દીધું. અને પોતાની સાથે સિંહાસન ઉપર બેસાડી.

"પ્રીય કુસુમ, મ્હારૂં નિષ્ઠુરપણ તમારા રૂદનમાંથી દુર કરો. વિરેન્દ્ર અને નરેન્દ્રમાં કંઇ ફેર નથી. તમારી સાથે એવું હાસ્ય કરવામાં તમને દુઃખ થતું હતું તે કરતાં અધિક મ્હને સુખ થતું હતું. હું વારંવાર તમારી પરિક્ષા કરતો હતો કે કદાચ તમારો પ્રેમ મ્હારા જેવા સિપાઇ કરતાં એક રાજા તરફ જાય છે કે નહીં ? પરંતુ મ્હેં જોઇ લીધું કે તમારો પ્રેમ દૃઢ હતો. સત્ય પ્રેમ ખરેખર એવોજ હોય છે ! સત્ય પ્રેમ કદી પણ ચલિત થતો નથી. પછી તે ભિક્ષુક હોય કે રાજા હોય, પછી તે સિપાઇ હોય કે અમિર હોય, તમે સાચા પ્રેમની મુર્તિ છો. તમારા અંતઃકરણમા સત્ય પ્રેમ રમી રહ્યો છે. ત્હમે અંતઃકરણ પૂર્વક મ્હને ચ્હાઓછો. તમે નિર્દોષ પ્રેમી છો. જે થયું તે માટે ક્ષમા કરો, તમારૂં હાસ્ય કરી મ્હેં

તમને બહુ સતાવ્યાં છે. પ્રીય ! હૃદય હારિણી ! મનોહારિણી ! મનરંજન ! પ્રીય કુસુમ ! મ્હારા હૃદય સરોવરનું તમે અપ્રતિમ કુસુમ છો ! તમારા હૃદયમાંથી નિકળતી પ્રેમ સુવાસના મ્હારા હૃદયને આકર્ષણ કરી રહી છે. પ્રીયે ! સંસારમાં જો કોઇ પણ વસ્તુ વધારે સુખદાયક હોય, મનરંજન કરનાર હોય તો તે તમેજ છો”

વિરેન્દ્રના શબ્દો સાંભળી, કુસુમના અંતઃકરણમાં જે પ્રેમ ઉભરાઈ આવ્યો તે અદ્વીતિય હતો. તે મુખથી વર્ણવી શકાય નહીં. પણ તે પ્રેમ અંતઃકરણમાંથી ઉભરાઇ નેત્રોદ્વારા બહાર નિકળવા લાગ્યો વિરેન્દ્રના ખોલામાં માથુ મુકી દીધું. એક બાળકની પેઠે નિર્બળ થઈ રડવા લાગી.

વિરેન્દ્ર પોતાના રૂમાલવડે તેનાં આંસુ લુછવા લાગ્યો. તેણે કહ્યું: પ્રીયે શા માટે રડો છો ? આજનાં મંગલમય દિવસે આનંદ પૂર્વક વાર્તાલાપ કરો.

કુસુમે આંસુ લુછતાં કહ્યું: હૃદયેશ્વર ! આજે મ્હારા સુખની સીમા નથી. આજે મ્હને મ્હારા જેવી ભાગ્યહીન, અનાથીની ભિખારીણીને તમારી પટરાણી બનાવી ! પ્રીયતમ, જગતમાં શું બધીજ આવો પ્રેમ હશે ? બધેજ પ્રેમ આવી લીલા કરતો હશે ? શું બધાંના હૃદયમાં પ્રેમ આવીજ ક્રિડા કરતો હશે ? આહ ! જગદીશ્વર ? મ્હને જન્મોજન્મ ત્હમારીજ દાસી બનાવે ! એટલીજ પ્રાર્થના છે. કુસુમનાં નેત્રોમાં પાછાં પાણી ભરાઇ આવ્યાં.

લવંગલત્તા અત્યાર સુધી ઉભી થઇ રહી હતી તેણે ધીમે રહીને કહ્યું: ભાઈ ! કહો તો ખરા કે આરાજ મહીષીને મ્હારે હવે કયું વિશેષણ આપવુ ?

“ તમારી ધ્યાનમાં આવે તે.” વિરેન્દ્રે હસતાં હસતાં ઉત્તર આપ્યો.

“ હુ તો એમને ભાભી કહીનેજ બોલાવીશ કેમ ભાભી ! બરોબર છે ને ? નહીં તો તમે જે કહેશો તે કહીશ.” કુસુમને પુછ્યું,

વાંચક તમે જાણી ગયા હશો કે વિરેન્દ્ર અને નરેન્દ્રમા કાંઈ ફેર નથી, વિરેન્દ્ર તેજ નરેન્દ્ર છે હવેથી આપણે વિરેન્દ્રને નરેન્દ્રના નામથી ઓલખીશુ. વાચક ! તમે પણ તેમજ કરજો. જો જો, હવે ભુલાવામા પડતા નહીં ! ચાલો, અત્યાર સુધી લવંગલત્તા ભાભીને બનાવતી હતી. હવે આપણે લવંગલત્તાને પણ બનાવીયે અને બીચારી કુસુમના અંતઃકરણને આનંદ આપીયે.

નરેન્દ્રે ધીમે રહીને કુસુમના કાનમા કાંઇક કહ્યુ: તે સાંભળતાંજ કુસુમે નરેન્દ્રના સ્હામુ જોયુ અને તિરછી નજરથી તેના સ્હામુ જોયુ. કુસુમે લવંગલત્તા તરફ જોતાં કહ્યું: એ તો સઘળુ ઠીક પણ હવે મ્હારે તમને શુ કહેવુ ? અને મદનમોહનને શુ કહેવુ ?

“ શુ કહેવુ વળી ? યોગ્ય હોય તે કહેવુ ? ”

“ આજથીજ હુ તમને ન્હાની બાઇ અને મદનમોહનને નણદોઇ કહીશ” કુસુમના આ કહેવાથી લવંગલત્તા જાણી ગઇ કે નરેન્દ્રનોજ આ પ્રપંચ છે. તેના સિવાય કુસુમને ખબર ક્યાંથી પડે ?

કુસુમના શબ્દો સાંભળતાંજ લવંગલત્તા ત્યાંથી દોડી ગઇ. પરંતુ નરેન્દ્ર તેની પાછળ દોડી બોલાવી લાવ્યો. અને કુસુમને તેને સોંપી. નરેન્દ્ર અંતપુરમાંથી બહાર ચાલી ગયો.